| | | | |
|---|---|---|---|
| ૨૨ | ૫ | તિણે તો જાણું ફોકટ વાધીરે | પા. તિણે તો જાણ્યાં ફોકટ કાંધી રે |
| ,, | ૭ | નેહ નિવાહ ધુરંધર પામીરે | નેહ નિવાહો ધુરંધર સ્વામી રે |
| ,, | ૧૨ | શેઠ સેવોરે | સેવો સેવો રે |
| ૨૬ | ૫ | કેતે | પા. કિમ |
| ,, | ૧૬ | વિસાયા | વિસાર્યા |
| ૨૭ | છેલ્લી | શિર થકેરે | પા. શિર છાજે રે |
| ૨૮ | ૧ | ઈક મને રે | ઇક મતે રે |
| ,, | ૩ | જો તુજ સનમુખ જોતાં | પા. જો મુજ સનમુખ જૂઓ તો |
| ,, | ૧૫ | ન દોસ | નવિ દોસ |
| ,, | ૧૯ | સુણ્યોરે | કહ્યો રે |
| ૨૯ | ૭ | મુજ ઘણું | પા. મુજ તણું |
| ૨૯ | ૧૧ | ચિંતામણિ | ચિંતામણિ પણ |
| ૩૧ | ૫ | મુજમન પંકજ ભમરલે | મુજમન પંકજ ભમરલો |
| ,, | ૧૪ | તોરણુ આઇ | તોરણુ આઇ, દિલ આનિયૈ |
| ,, | ૧૫ | દિલજાનિ | ( કાઢી નાખો ) |
| ,, | ૧૬ | કછુ અજાનિ | કછુ જાનીયૈ |
| ,, | છેલ્લી | યાથિ | યાથેં |
| ૩૨ | ૧ | સોતો સાચો જાનો કુરગ | સોતો જાનો સાચો કુરંગ |
| ,, | ૨ | મનમેં | દિલમેં |
| ૩૫ | (ઉપાંત્ય) | પ્રભુ પૂજીયે | પ્રભુ પૂજે |
| ,, | (છેલ્લી) | સેવા પરા | સેવાપરા |
| ૩૬ | ૧૩ | ત્રીશ | પા. ત્રિણ |
| ૩૭ | ૧૦ | દેશી છે, ત્યાં ઉમેરો | અથવા ચારદ બુદ્ધિદાઇ એ દેશી |

| | | | |
|---|---|---|---|
| ૨૭ | ૨૦ | ષટ્લક્ષ છત્રીશ | પા. ષટ્લક્ષ સહસ ત્રીસ |
| ૩૮ | ૨ | રતિ હિત સરૂપ | રહિત સરૂપ |
| ,, | ૩ | જગ દીસે | જગદીસ |
| ,, | ૪ | લંહિ સુખ નિત દીસે | લહિએ સુખ નિતદીસ. |
| ,, | ૬ | જિનવાણી સાચી તે તરિયા | જિન સિંધુર શોષ્યો. વેગિંતિ |
| ,, | ૧૦ | દેશી પછી ઉમેરો | રાગ મેવાડો; ધન્યાસી |
| ૩૯ | ૫ | પદ્મ પ્રભુશ્યું | પદ્મ પ્રભશ્યું |
| ૪૦ | ૫ | દેવી શાંતા | દેવી શીતા |
| ૪૨ | ૮ | જિમ ચાતકને મેહરે, જિનજી૦ | જિમ ચાતકને મેહરે, જિનજી ! |
| ૪૩ | ૧૫ | ઓતેર | સત્તરિ |
| ૪૪ | ૬ | દેશીમા ઉમેરો | અથવા આજ રહો રે જિનિ-વશો એ દેશી |
| ,, | ૧૬ | તણુમુખ દિતા | લણુમુખ વિદિતા |
| ,, | ,, | શાસન ધર | શાસનિ વર |
| ૪૫ | ૬ | શ્રત | શ્રુત |
| ,, | ૧૨ | દેશીમા ઉમેરો | અથવા શ્રી શખેસર પાસજી રે લાલ એ દેશી રાગ કાફી |
| ,, | (છેલ્લી) | સુરસુવિચાર | (પાઠાં) ભગતિઅપાર |
| ૪૭ | ૫ | સોહીયેં જી | સોહેજી |
| ,, | ૬ | મોહીયેં જી | મોહેજી |
| ,, | ૧૦ | સહસ અનુમાતે જી | સહસલિં માનિજી |
| ,, | ૧૪ | બળા | બલા |
| ૫૦ | ૭ | તપ તપે | તૂં પ્રતપે |
| ,, | ૧૦ | ઢાળ ફાગની, સાથે ઉમેરો | ભમર ગીતાની દેશી |
| ,, | (છેલ્લી) | જાણી આણી | જાણી વાણી |

| | | | |
|---|---|---|---|
| ૫૧ | ૫ | ખેટી | બેટી |
| ,, | ૬ | રાચે | (પાઠાં) સાચે જ |
| ,, | ૧૬ | કહિયે જો | કહઇ 'જો |
| ૫૨ | ૭ | શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન નીચે ઉમેરો | ઢાલ ફાગનો ધમાલિ |
| ૫૬ | ૫ | સાહિબા રે | (પાઠાં) માહરે રે |
| ,, | ૧૮ | દેસી નણદલની—એ દેશી | નણદલની—એ દેશી |
| ૫૭ | ૪ | નહિ ગજ પરિચાર | ગજનો નહીં પ્રચાર |
| ,, | ૧૮ | કહો...આવે રે, | કહો તો પુત્ર વિચારે ને આવે રે |
| ૫૯ | ૨ | તુમ સેવા મેં લહરે | તુમ સેવામેં લહરે |
| ,, | ૬ | એ તુમ કરવો કિમ ઘટે રે | એ તુમ્હને કરવું નવિ ઘટે રે |
| ,, | ૧૪ | બન્યો | બન્યો રે |
| ૬૦ | ૧૮ | ધરમીને | જિમ ધરમીને |
| ૬૧ | ૪ | દિઓ રે | દિએ રે |
| ,, | ૬ | રામપુરા બજારમા— એ દેશી | રામપુરા કે બાજાર મેં— એ દેશી |
| ,, | (છેલ્લી) | મંગમાળ | મંગલકાર |
| ૬૨ | ૨ | દેશી લુહારની | દેશી લોરની અથવા સીરોહી |
| ૬૩ | ૨ | દેશી સાથે ઉમેરો અથવા | સાહબ હો કે લાગ્યો જોધપુરી ધણરી બિંદલીની |
| ,, | ૫ | પદ્મરથા | પદ્મરથ |
| ,, | ૧૦ | સ્વરૂપ ને પ્રભુમુખ | સ્વપ્નેં પ્રભુમુખ |
| ,, | ૧૪ | તેણે પ્રેમે | (પાઠાં) તેણેં વેગે |
| ,, | ૧૫ | પ્રભુ ધ્યાન | પ્રભુ ધ્યાને |
| ૬૪ | ૧૦ | આશાતારક હે | આશાતીર કરે |
| ,, | ૧૪ | દેશી સાથે ઉમેરો | અથવા મન મોહના લાલ એ દેશી |

| | | | |
|---|---|---|---|
| ૬૬ | ૪ | ભગતિ વસે | ભગતિ વશે |
| ,, | ૭ | કીસવા ચેલા બાબુ દેશી, સાથે ઉમેરો | કીસકા ચેલા રાગ બંગલાની દેશી |
| ,, | ૧૨ | ધન તે તન જિન | ધન તે તન જે |
| ,, | ૧૫ | અંતરંગ મિલવે જીઉ છાહ | અંતરંગ મિલિએ ; તિઉં સાંઇ ! |
| ૬૭ | | મથાળા નીચે મૂકો | વાડી ફુલી અતિ ભલી મન ભમરારે અથવા મન મોહન મેરે એ દેશી |
| ,, | | | |
| ૬૮ | ૧૭ | આજ હો છાજે રે દેશી સાથે ઉમેરો | આજ હો છાજે રે ઠકુરાઇ પ્રભુ અથવા છાજલદે માત મલ્હાર |
| ૬૯ | ૧૬ | સવર ભૂપ | (પાઠાં) સરવ ભૂતિ |
| ૭૪ | (છેલ્લી) | જન્મતાપકો | (પાઠા) મોહ મિથ્યાત્વકો |
| ૭૫ | | આરંભમાં ઉમેરો | બોધ બીજ પ્રગટયો તીહું જગમેં તપ સંજમકો ખેત ફલો હો. |
| ૭૭ | ૧૨ | અબ...હૂના | અબ નિવાહો તોસેં હૂણા. |
| ૮૧ | ૮ | **ખજભ જટા એ દેશી** | **અજભ જટા** |
| ૮૨ | ૧૨ | શીતલતા ગુન હોર | શીતલતા ગુન ઓર |
| ૧૧૨ | ૧૬ | **શ્રી વિમલાચલ જિન સ્તવન** | **શ્રી વિમલાચલ સ્તવન** |
| ૧૧૮ | ૧ | **કુમતિલતા ઉન્મીલન સ્તવન** | **કુમતિલતા ઉન્મીલન** |
| | ૩ | **શ્રી જિનબિંબ સ્થાપન સ્તવન** | **શ્રી જિન બિંબ સ્થાપન** |
| ૧૧૯ | ૧૬ | ચિત્ત તું ભઈ | ચિત્ત તુ ભઇ |
| ૧૨૩ | ૮ | પ્રભુ તેરો | પ્રભુ ! તેરો |
| ૧૩૭ | | મથાળું નેમ–રાજુલના સાત ગીતો | નેમ–રાજુલના છ ગીતો |

| | | | |
|---|---|---|---|
| ૧૪૦ | ૬ | પછી મથાળું મુકો | (સરખાવો: વિનયવિજયજીનું નીચેનું પદ) |
| ૧૫૪ | ૩ | જ્ઞાન શક્તિ | જ્ઞાન ભગતિ |
| ,, | ૬ | વદે | પા૦ વધે |
| ૧૫૪ | ફુટનોટ | ક્રિયા કષ્ટનો | ક્રિયાષ્ટકનો |
| ૧૬૬ | ૪ | સમતા–સુત...ધુરી | લહેંગો જબ સમતા સુત કેવલ, રહેંગો દેવ નિશાન ગહરીરી |
| ૧૮૭ | ૪ | ચેતન ચેતો રે–એ દેશી | ચેતન ચેતો રે કાલન મેલે ફેરો એ દેશી |
| ૧૮૮ | ૨ | દેશી- સાથે ઉમેરો | અથવા મનનો મોટો મોજમાં |
| ૧૮૯ | ૧૦ | દેશી–સાથે ઉમેરો | અથવા તીરથ તે નમું રે |
| ૧૯૨ | ૧૧ | દેશી–સાથે ઉમેરો | અથવા કપૂર હોએ અતિ ઉજલૂ રે |
| ૧૯૩ | ૬ | ,, ,, | અથવા ભવિકા ! સિદ્ધચક્ર પદ વંદો |
| ૧૯૪ | ૨ | ,, ,, | અથવા અજિત જિણંદસ્યું પ્રીતડી |
| ,, | ૧૭ | ,, ,, | અથવા સા મેદમે મનમાં ચિંતવે |
| ૨૦૬ | ૧૧ | નિશ્ચય નય વ્યવહાર | નિશ્ચય ને વ્યવહાર |
| ૨૦૭ | ૨ | ન ચલે રે ન ચલે રે | આને પછીની પંક્તિમા મૂકો |
| ,, | ૪ | વિષે | પા૦ વિષયે |
| ,, | ૧૧ | દેશના | પા૦ ઉપદિશે |
| ,, | ૧૨ | વ્યવહારે | નય વ્યવહારે |
| ૨૧૦ | ૮ | જય ધણી | જગ–ધણી |
| ૨૧૧ | ૫ | જય કરો | જય જય કરો |
| ૨૧૪ | ૭ | જીમ | જિમ |
| ૨૨૦ | ૧૭ | કુમતિકદાગ્રહ | કુમતિ કદાગ્રહ |

| | | | |
|---|---|---|---|
| ૨૨૧ | ૧૨ | નિર્ઘન | નિર્ગ્રન્ય |
| ૨૨૪ | ૫ | દેખી કરી | દેખે કરે |
| ૨૨૪ | ,, | તરી | તરે |
| ૨૨૭ | ૧૪ | જિન એ વિના ! | જિન ! એ વિના |
| ૨૫૩ | ૧૬ | દેશી સાથે ઉમેરો | અથવા વીર મન્નુરી વાણિ બોલઇ |
| ૨૫૪ | ૧૫ | અગ્નિપુત્ત | અગ્નિઅપુત્ત |
| ૨૫૫ | ૮ | દેશી સાથે ઉમેરો | અથવા જત્તિરી દેશી |
| ૨૫૭ | ૮ | રહિયે, તો | રહિયે તો, |
| ૨૫૭ | ૧૦ | દેશી, સાથે ઉમેરો | અથવા કહણી કરણી તુઝ વિણ સાચો ન દીઠો યોગી રે |
| ૨૫૯ | ૯ | નમદાતટ | નર્મદાતટ |
| ૨૬૩ | ૨ | દેશી સાથે ઉમેરો | રાગ ફાગ ધમાલનો |
| ૨૭૧ | ૧૬ | દેશી સાથે ઉમેરો | અથવા ધોબીડા ! તું ધોજે મનનું ધોતીઉં |
| ૨૭૬ | ૧૫ | મત્રી પ્રિયા | મૈત્રી પ્રિયા |
| ૨૮૦ | ૭ | ભાવ વિરતિ | ભવ વિરતિ |
| ૨૮૨ | ૧૬ | દેશી, સાથે ઉમેરો | અથવા ધન તે સુવિરા રે જે મૂકી મોહજાલ |

## સ્વાધ્યાયાદિ વિભાગ.

| પૃષ્ઠ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧૫ | ૧૩ | ઢાલ ૭ | ઢાલ ૮ |
| ૩૨૨ | ૧૦ | વર્ત્તમાનશ્રતના | વર્ત્તમાનશ્રુતના |
| ૩૬૮ | ૩ | શ્રતરસ | શ્રુતરસ |
| ૪૦૦ | મથાળું | આચારંગ | આચારાંગ |
| ૪૨૫ | ૬ | ફ્રોડં | ફ્રુડં |
| ૪૩૯ | ૬ | એ મતિ | ઇમ તેં |
| ૪૪૦ | ૧૪ | કલ્યાણ રે | અકલ્યાણી રે |
| ૩૭૫ | ૧૬ | રાયસી પ્રતિક્રમણ | રાઇ પ્રતિક્રમણ |

ૐ

ન્યાયાચાર્ય ન્યાયવિશારદ મહામહોપાધ્યાય

શ્રીમદ્ યશોવિજયજી ગણિવર વિરચિત

# જૈન ગૂર્જર સાહિત્ય સંગ્રહ.

## સ્તવન વિભાગ



ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય
શ્રીમદ્ યશોવિજયજી ગણિવર વિરચિત

# જૈન ગૂર્જર સાહિત્ય સંગ્રહ.

ચોવીશી—પહેલી

## શ્રી ઋષભદેવ જિન-સ્તવન.



[ મહાવિદેહ ક્ષેત્ર સોહામણુ એ દેશી. ]

જગજીવન જગવા'લહો, મરૂદેવીનો નંદ લાલરે;
મુખ દીઠે સુખ ઉપજે, દરિશણ અતિહી આણંદ. લા૦ જ૦ ૧

આંખડી અંબુજ પાંખડી, અષ્ટમીશશિસમ ભાલ; લા૦
વદન તે શારદ ચંદલો, વાણી અતિહિ રસાળ. લા૦ જ૦ ૨

લક્ષણ અંગે વિરાજતાં, અડહિયસહસ ઉદાર; લા૦
રેખા કર ચરણાદિકે, અભ્યંતર નહિ પાર. લા૦ જ૦ ૩

ઈંદ્ર ચંદ્ર રવિ ગિરિ તણા, ગુણ લેઈ ઘડીયું અંગ; લા૦
ભાગ્ય કિહાં થકી આવીયું, અચરિજ એહ ઉત્તંગ. લા૦ જ૦ ૪

ગુણ સઘળા અંગીકર્યા, દૂર કર્યા સવિ દોષ; લા૦
વાચક જશવિજયે થુણ્યો, દેજો સુખનો પોષ. લા૦ જ૦ ૫

## શ્રી અજિતનાથ જિન સ્તવન.



[ નિંદરડી વેરણ હોઇ રહી એ દેશી. ]

અજિતજિણંદશું પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગ કે;
માલતી ફૂલે મોહીયો, કિમ બેસે હો બાવળતરૂ ભૃંગ કે. અ૦ ૧

ગંગાજળમાં જે રમ્યા, કિમ છિલ્લર હો રતિ પામે મરાળ કે;
સરોવરજળ જલધર વિના, નવિ ચાહે હો જગ ચાતકબાળ કે.
અ૦ ૨

કોકિલ કલકૂજિત કરે, પામી મંજરી હો પંજરી સહકાર કે;
ઓછાં તરૂઅર નવિ ગમે, ગિરૂઆશું હો હોયે ગુણનો પ્યાર કે.
અ૦ ૩

કમલિની દિનકર કર ગ્રહે, વલી કુમુદિની હો ધરે ચંદશું પ્રીત કે;
ગૌરી ગિરીશ ગિરિધર વિના, નવિ ચાહે હો કમળા નિજ ચિત્ત કે.
અ૦ ૪

તિમ પ્રભુશું મુજ મન રમ્યું, બીજાશું હો નવિ આવે દાય કે;
શ્રીનયવિજય સુગુરૂતણો, વાચક જશ હો નિત નિત ગુણ ગાય કે.
અ૦ ૫

## શ્રી સંભવનાથ જિન સ્તવન.



[ મન મધુકર મોહી રહ્યો એ દેશી. ]

સંભવજિનવર વિનતિ, અવધારો ગુણજ્ઞાતા રે;
ખામી નહિ મુજ ખિજમતે, કદિય હોશ્યો ફળદાતા રે. સં૦ ૧

કરજોડી ઉભો રહું, રાત દિવસ તુમ ધ્યાનેરે;
જો મનમાં આણો નહિ, તો શું કહિયે થાનેરે. સં૦ ૨

ખોટ ખજાને કો નહિ, દીજે વંછિતદાનોરે;
કરૂણાનજરે પ્રભુ તણી, વાધે સેવક વાનોરે. સં૦ ૩

કાળલબ્ધિ નહિ મતિ ગણો, ભાવલબ્ધિ તુમ હાથેરે;
લડથડતું પણ ગજ બચ્ચું, ગાજે ગજવર સાથેરે. સં૦ ૪

દેશ્યો તો તુમહી ભલા, બીજા તો નવિ યાચુંરે;
વાચક જશ કહે સાંઈશું, ફળશે એ મુજ સાચું રે. સં૦ ૫

## શ્રી અભિનંદન જિન સ્તવન.



[ સુણજો પ્રભુ એ દેશી. ]

દીઠી હો પ્રભુ દીઠી જગગુરૂ તુજ,
મૂરતિ હો પ્રભુ મૂરતિ મોહનવેલડીજી;
મીઠી હો પ્રભુ મીઠી તાહરી વાણી,
લાગે હો પ્રભુ લાગે જેસી શેલડીજી. ૧

જાણું હો પ્રભુ જાણું જન્મ કયથ્થ,
જો હું હો પ્રભુ જો હું તુમ સાથે મિલ્યોજી;
સુરમણિ હો પ્રભુ સુરમણિ પામ્યો હથ્થ,
આંગણે હો પ્રભુ આંગણે મુજ સુરતરૂ ફળ્યોજી. ૨

જાગ્યા હો પ્રભુ જાગ્યા પુણ્ય અંકૂર,
માગ્યા હો પ્રભુ મુહ માગ્યા પાસા ઢળ્યાંજી;

વૂઠા હો પ્રભુ વૂઠા અમીરસ મેહ,
　　નાઠા હો પ્રભુ નાઠા અશુભ શુભ દિન વળ્યાજી. ૩

ભૂખ્યાં હો પ્રભુ ભૂખ્યાં મિલ્યાં ઘૃતપૂર,
　　તરસ્યાં હો પ્રભુ તરસ્યાં દિવ્યઉદક મિળ્યાંજી;
થાકયાં હો પ્રભુ થાક્યાં મિલ્યાં સુખપાલ,
　　ચાહતાં હો પ્રભુ ચાહતાં સજ્જન હેજે હળ્યાંજી. ૪

દીવો હો પ્રભુ દીવો નિશા વન ગેહ,
　　સાથી હો પ્રભુ સાથી થલે જળ નૌ મિલીજી;
કલિયુગે હો પ્રભુ કલિયુગે દુલ્લહો મુજ,
　　દરિશણ હો પ્રભુ દરિશણ લહ્યું આશા ફળીજી. ૫

વાચક હો પ્રભુ વાચક જશ તુમ દાસ,
　　વિનવે હો પ્રભુ વિનવે અભિનંદન સુણોજી;
કઇયેં હો પ્રભુ કઇયેં મ દેશ્યો છેહ,
　　દેજો હો પ્રભુ દેજો સુખ દરિશણ તણોજી. ૬

## શ્રી સુમતિનાથ જિન સ્તવન.



[ ઝાંઝરીયા મુનિવર, એ દેશી. ]

સુમતિનાથ ગુણશ્યું મિલીજી, વાધે મુજ મન પ્રીતિ;
તેલબિંદુ જિમ વિસ્તારેજી, જળમાંહિ ભલી રીતિ,
સોભાગી જિનશું, લાગ્યો અવિહડ રંગ. ૧

સજ્જનશું જે પ્રીતડીજી, છાની તે ન રહાય;
પરિમલ કસ્તૂરીતણોજી, મહી માંહિં મહકાય. સો૦ ૨

અંગુલીયેં નવિ મેરૂ ઢંકાયે, છાબડીયેં રવિ તેજ;
અંજલિમાં જિમ ગંગ ન માએ, મુજ મન તિમ પ્રભુ હેજ. સો૦ ૩

હુઓ છિપે નહિ અધર અરૂણુ જિમ, ખાતાં પાન સુરંગ;
પીવત ભરભર પ્રભુગુણ પ્યાલા, તિમ મુજ પ્રેમ અભંગ. સો૦ ૪

ઢાંકી ઈક્ષુ પરાળશુંજી, ન રહે લહી વિસ્તાર;
વાચક જશ કહે પ્રભુતણોજી, તિમ મુજ પ્રેમ પ્રકાર. સો૦ ૫

## શ્રી પદ્મપ્રભ જિન સ્તવન.



[ સહજ સલુણા હો સાધુજી-એ દેશી. ]

પદ્મપ્રભજિન જઇ અલગા રહ્યા, જિહાંથી નાવે લેખોજી;
કાગળ ને મિસી જિહાં નવિ સંપજે, ન ચલે વાટ વિશેષોજી,
સુગુણસનેહા રે કદિય ન વિસરે. ૧

ઇહાંથી તિહાં જઇ કોઈ આવે નહિ, જેહ કહે સંદેશોજી;
જેહનું મિલવું રે દોહિલું તેહશું, નેહ તે આપ કિલેશોજી. સુ૦ ૨

વીતરાગશુંરે રાગ તે એકપખો, કીજે કવણ પ્રકારોજી;
ઘોડો દોડેરે સાહિબ વાજમાં, મન નાણે અસવારોજી. સુ૦ ૩

સાચીભક્તિરે ભાવનરસ કહ્યો, રસ હોયેં તિહાં દોય રીઝેજી;
હોડાહોડેરે બિહું રસરીઝથી, મનના મનોરથ સીઝેજી. સુ૦ ૪

પણ ગુણવંતારે ગોઠે ગાજીએ, મોટા તે વિશ્રામજી;
વાચક જશ કહે એહજ આસરે, સુખ લહું ઠામોઠામજી. સુ૦ ૫

## શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન.



[ લાછલદે માત મલ્હાર–એ દેશી. ]

શ્રી સુપાર્શ્વજિનરાજ, તું ત્રિભુવન શિરતાજ;
આજ હો છાજેરે, ઠકુરાઇ પ્રભુ તુજ પદતણીજી. ૧

દિવ્યધ્વનિ સુરફૂલ; ચામર છત્ર અમૂલ;
આજ હો રાજેરે, ભામંડલ ગાજે દુંદુભિજી. ૨

અતિશય સહજના ચ્યાર; કર્મ ખપ્યાથી ઇગ્યાર;
આજ હો કીધારે, ઓગણીસ સુરગણભાસુરેજી. ૩

વાણી ગુણ પાંત્રીશ, પ્રાતિહારજ જગદીશ;
આજ હો રાજેરે, દિવાજે છાજે આઠશુંજી. ૪

સિંહાસન અશોક, બેઠા મોહે લોક;
આજ હો સ્વામીરે, શિવગામી વાચક જશ થૂણ્યોજી. ૫

## શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન.



[ ધણરાઢોલાની દેશી. ]

ચંદ્રપ્રભજિન સાહિબારે, તુમે છો ચતુરસુજાણ; મનના માન્યા;
સેવા જાણો દાસનીરે, દેશ્યો ફળ નિરવાણ. મ૦
આવો આવોરે ચતુર સુખભોગી, કીજે વાત એકાંત અભોગી;
ગુણ ગોઠે પ્રગટે પ્રેમ. મ૦ ૧

ઓછું અધિક પણ કહેરે, આસંગાયત જેહ; મ૦
આપે ફળ જે અણકહ્યાંરે, ગિરૂઆ સાહિબ તેહ. મ૦ ૨

દીન કહ્યા વિણુ દાનથીરે, દાતાની વાધે મામ; મ૦
જળ દીયે ચાતક ખીજવીરે, મેઘ હુઓ તેણે શ્યામ. મ૦ ૩
પિઉ પિઉ કરી તુમને જપુંરે, હું ચાતક તુમે મેહ; મ૦
એક લહેરમાં દુઃખ હરોરે, વાધે બમણો નેહ. મ૦ ૪
મોડું વહેલું આપવુંરે, તો શી ઢીલ કરાય; મ૦
વાચક જશ કહે જગધણીરે, તુમ તૂઠે સુખ થાય. મ૦ ૫

## શ્રી સુવિધિનાથ જિન-સ્તવન.



[ સુણો મેરી સુજની રજની ન જાવેરે એ દેશી. ]

લઘુ પણ હું તુમ મન નવિ માવુંરે,
જગગુરૂ તુમને દિલમાં લાવુંરે;
કુણુને દીજે એ શાબાશીરે,
કહો શ્રી સુવિધિજિણંદ વિમાશીરે. લ૦ ૧

મુજ મન અણુમાંહિ ભક્તિ છે ઝાઝીરે,
તેહ દરીનો તું છે માજીરે;
યોગી પણ જે વાત ન જાણેરે,
તે અચરિજ કુણુથી હુઓ ટાણેરે. લ૦ ૨

અથવા થિરમાંહી અથિર ન માવેરે,
મોટો ગજ દરપણુમાં આવે રે;
જેહને તેજે બુદ્ધિ પ્રકાશીરે,
તેહને દીજે એ શાબાશીરે. લ૦ ૩

ઉર્ધ્વમૂલ તરૂઅર અધ શાખારે,
છંદપુરાણે એહવી છે ભાખારે;
અચરિજ વાળે અચરિજ કીધુંરે,
ભકતે સેવક કારજ સીધુ રે. લ૦ ૪

લાડ કરી જે બાળક બોલેરે,
માતપિતા મન અમીયને તોલેરે;
શ્રી નયવિજય વિબુધનો શીશરે,
જશ કહે એમ જાણો જગદીશરે. લ૦ ૫

## શ્રી શીતલનાથ જિન-સ્તવન.



[ અલિ અલિ કદી આવેગો એ દેશી. ]

શ્રીશીતલજિન ભેટીએ, કરી ભકતે ચોખું ચિત્ત હો;
તેહશ્યું કહો છાનું કિશ્યું, જેહને સોંપ્યાં તન મન વિત્ત હો. શ્રી૦ ૧

દાયકનામે છે ઘણા, પણ તું સાયર તે કૂપ હો;
તે બહુ ખજુઆ તગતગે, તું દિનકર તેજ સ્વરૂપ હો. શ્રી૦ ૨

મોટો જાણી આદર્યો, દારિદ્ર ભાંજો જગતાત હો;
તું કરૂણાવંતશિરોમણિ, હું કરૂણાપાત્ર વિખ્યાત હો. શ્રી૦ ૩

અંતરયામી સવિ લહો, અમ મનની જે છે વાત હો;
મા આગળ મોસાળનાં, શ્યા વરણવવા અવદાત હો. શ્રી૦ ૪

જાણો તો તાણો કિશ્યું, સેવા ફળ દીજે દેવ હો;
વાચક જશ કહે ઢીલની, એ ન ગમે મુજ મન ટેવ હો. શ્રી૦ ૫

## શ્રી શ્રેયાંસનાથ જિન-સ્તવન.



[ કરમ ન છુટેરે પ્રાણીઆ એ દેશી. ]

તુમે બહુમૈત્રીરે સાહિબા, માહરે તો મન એક;
તુમ વિણ બીજોરે નવિ ગમે, એ મુજ મોટીરે ટેક,
શ્રી શ્રેયાંસ કૃપા કરો. ૧

મન રાખો તુમે સવિ તણાં, પણ કિહાંએક મલી જાઓ;
લલચાઓ લખ લોકને, સાથી સહજ ન થાઓ. શ્રી૦ ૨

રાગભરે જનમન રહો, પણ ત્રિહુંકાળ વૈરાગ;
ચિત્ત તુમારારે સમુદ્રનો, કોઈ ન પામેરે તાગ. શ્રી૦ ૩

એહવાશું ચિત્ત મેળવ્યુ, કેળવ્યું પહેલાં ન કાંઇ;
સેવક નિપટ અબુઝ છે, નિરવહશો તુમે સાંઇ. શ્રી૦ ૪

નિરાગીશુંરે કિમ મિલે, પણ મળવાનો એકાંત;
વાચક જશ કહે મુજ મિલ્યો, ભકતે કામણ તંત. શ્રી૦ ૫

## શ્રી વાસુપૂજ્ય જિન-સ્તવન.



[ મોતીડાની-દેશી. ]

સ્વામિ તુમે કાંઈ કામણ કીધું, ચિત્તડું અમારૂં ચોરી લીધું;
સાહિબા વાસુપૂજ્ય જિણંદા, મોહના વાસુપૂજ્ય.
અમે પણ તુમશું કામણ કરશું, ભક્તે ગ્રહી મનઘરમાં ધરશું. સા૦ ૧

મનઘરમાં ધરીયા ઘરશોભા, દેખત નિત્ય રહેશો થિર થોભા;
મનવૈકુંઠ અકુંઠિતભગતે, યોગી ભાખે અનુભવ યુગતે. સા૦ ૨

ક્લેશે વાસિત મન સંસાર, ક્લેશરહિત મન તે ભવપાર;
જો વિશુદ્ધ મન ઘર તુમે આયા, પ્રભુ તો અમે નવનિધિ ઋદ્ધિ પાયા.
સા૦ ૩

સાત રાજ અલગા જઇ બેઠા, પણ ભગતે અમ મનમાંહિ પેઠા;
અળગાને વળગ્યા જે રહેવું, તે ભાણા ખડખડ દુઃખ સહેવું. સા૦ ૪

ધ્યાતા ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદ છેદ કરશું હવે ટેકે;
ખીરનીર પરે તુમશું મિલશું, વાચક જશ કહે હેજે હળશું. સા૦ ૫

## શ્રી વિમલનાથ જિન-સ્તવન.



[ નમોરે નમો શ્રી શત્રુંજય ગિરિવર એ દેશી. ]

સેવો ભવિયાં વિમલજિનેસર, દુલ્લહા સજ્જન સંગાજી;
એહવા પ્રભુનું દરિશણ લહેવું, તે આળસમાંહિ ગંગાજી. સે૦ ૧

અવસર પામી આળસ કરશે, તે મૂરખમાં પહેલોજી;
ભૂખ્યાને જિમ ઘેબર દેતાં, હાથ ન માંડે ઘહેલોજી. સે૦ ૨

ભવ અનંતમાં દરિશણ દીઠું, પ્રભુ એહવા દેખાડેજી;
વિકટ ગ્રંથિ જે પોળ પોળિયો, કર્મ્મ વિવર ઉઘાડેજી. સે૦ ૩

તત્ત્વ પ્રીતિકર પાણી પાએ, વિમલાલોકે આંજિજી;
લોયણ ગુરૂ પરમાન્ન દિએ તવ, ભ્રમ નાંખે સવિ ભાંજિજી. સે૦ ૪

ભ્રમ ભાંગ્યો તવ પ્રભુશું પ્રેમે, વાત કરૂં મન ખોલીજી;
સરલતણે જે હીયડે આવે, તેહ જણાવે બોલીજી. સે૦ ૫

શ્રીનયવિજય વિબુધ પય સેવક, વાચક જશ કહે સાચુંજી;
કોડિ કપટ જો કોઇ દિખાવે, તોહી પ્રભુ વિણુ નવિ રાચુંજી. સે૦ ૬

## શ્રી અનંતનાથ જિન સ્તવન.

[ સાહેલડીયા એ દેશી. ]

શ્રી અનંતજિનશું કરો સાહેલડિયાં, ચોલ મજીઠનો રંગ રે-
ગુણ વેલડિયાં;
સાચો રંગ તે ધર્મનો સા૦, બીજો રંગ પતંગરે. ગુ૦ ૧
ધર્મરંગ જિરણ નહિ-સા૦, દેહ તે જિરણ થાયરે; ગુ૦
સોનું તે વિણસે નહિ-સા૦, ઘાટઘડામણ જાયરે. ગુ૦ ૨
તાંબું જે રસ વેધીયું સા૦, તે હોએ જાચું હેમરે; ગુ૦
ફરિ તાંબુ તે નવિ હોવે-સા૦, એહવો જગગુરૂ પ્રેમરે. ગુ૦ ૩
ઉત્તમ ગુણ અનુરાગથી-સા૦, લહિએ ઉત્તમ ઠામરે; ગુ૦
ઉત્તમ નિજ મહિમા વધે-સા૦, દીપે ઉત્તમ ધામરે. ગુ૦ ૪
ઉદકબિંદુ સાયર ભળ્યો-સા૦, જિમ હોય અખય અભંગરે; ગુ૦
વાચક જશ કહે પ્રભુગુણે-સા૦, તિમ મુજ પ્રેમ પ્રસંગરે. ગુ૦ ૫

## શ્રી ધર્મનાથ જિન સ્તવન.



[ ખેડલે ભાર ઘણો છે રાજ વાતો કેમ કરો છો એ દેશી. ]

થાશું પ્રેમ બન્યો છે રાજ, નિરવહશ્યો તો લેખે.
મેં રાગી પ્રભુ થેં છો નિરાગી, અણજુગતે હોએ હાસી;
એકપખો જે નેહ નિરવહવો, તે માંકી શાબાશી. થા૦ ૧

નિરાગી સેવે કાંઈ હોવે, ઇમ મનમેં નવિ આણું;
ફળે અચેતન પણ જિમ સુરમણિ, તિમ તુમ ભક્તિ પ્રમાણું. થા૦ ૨

ચંદન શીતલતા ઉપજાવે, અગ્નિ તે શીત મિટાવે;
સેવકનાં તિમ દુઃખ ગમાવે, પ્રભુગુણ પ્રેમસ્વભાવે. થા૦ ૩

વ્યસન ઉદય જલધિ જે અણુ હરે, શશિને તેજ સંબંધે;
અણુસંબંધે કુમુદઅણુ હરે, શુદ્ધસ્વભાવપ્રબંધે. થા૦ ૪

દેવ અનેરા તુમથી છોટા, થેં જગમેં અધિકેરા;
જશ કહે ધર્મજિણેસર થાશું, દિલ માન્યા હે મેરા. થા૦ ૫

## શ્રી શાંતિનાથ જિન–સ્તવન.



[ ઘોડલિયો મૂકયો સરોવરિયારી પાળ એ દેશી. ]

ધન દિન વેલા ધન ઘડી તેહ,
    અચિરારો નંદન જિન જદિ ભેટશુંજી;
લહિશુંરે સુખ દેખી મુખચંદ,
    વિરહવ્યથાનાં દુઃખ સવિ મેટશુંજી. ૧

જાણ્યોરે જેણે તુજ ગુણ લેશ,
    બીજારે રસ તેહને મન નવિ ગમેજી;
ચાખ્યોરે જેણે અમી લવલેશ,
    બાકસબુકસ તસ ન રૂચે કિમેજી. ૨

તુજ સમકિતરસસ્વાદનો જાણ,
    પાપ કુભકતે બહુ દિન સેવીયુંજી;

સેવે જો કર્મને ચોગે તોહિ,
વાંછે તે સમકિત અમૃત ધુરિ લિખ્યુંજી. ૩
તાહરૂં ધ્યાન તે સમકિતરૂપ,
તેહજ જ્ઞાન ને ચારિત્ર તેહ છેજી;
તેહથીરે જાએ સઘળાં પાપ,
ધ્યાતારે ધ્યેય સ્વરૂપ હોયે પછેજી. ૪
દેખીરે અદ્‌ભુત તાહરૂં રૂપ,
અચરિજ ભવિક અરૂપિપદ વરેજી;
તાહરી ગત તું જાણે દેવ,
સમરણ ભજન તે વાચક જશ કરેજી. ૫

## શ્રી કુંથુનાથ જિન સ્તવન.

[ સાહેલા હે એ દેશી. ]

સાહેલાંહે કુંથુજિણેસર દેવ, રતન દીપક અતી દીપતો હો લાલ;
સા૦ મુજ મનમંદિરમાંહે, આવે જો અરિબલ જીપતો હો લાલ; ૧
સા૦ મિટે તો મોહ અંધાર, અનુભવ તેજે જળહળે હો લાલ;
સા૦ ધૂમકષાય ન રેખ, ચરણચિત્રામણ નવિ ચળે હો લાલ. ૨
સા૦ પાત્ર કર્યે નહિ હેઠ, સૂરજ તેજે નવિ છિપે હો લાલ;
સા૦ સર્વ તેજનું તેજ, પહેલાંથી વાધે પછે હો લાલ. ૩
સા૦ જેહ ન મરૂતને ગમ્ય, ચંચલતા જે નવિ લહે હો લાલ;
સા૦ જેહ સદા છે રમ્ય, પુષ્ટ ગુણે નવિ કૃશ રહે હો લાલ. ૪
સા૦ પુદ્‌ગલ તેલ ન ખેપ, જેહ ન શુદ્ધદશા દહે હો લાલ;
સા૦ શ્રીનયવિજય સુશીશ, વાચક જશ એણિપરે કહે હો લાલ. ૫

## શ્રી અરનાથ જિન સ્તવન.



[ આસણુરાયોગી એ દેશી. ]

શ્રી અરજિન ભવજલનો તારૂ, મુજ મન લાગે વારૂરે;
મનમોહન સ્વામી.
બાંહ્ય ગ્રહિ જે ભવિજન તારે, આણે શિવપુર આરેરે. મ૦ ૧
તપ જપ મોહ મહા તોફાને, નાવ ન ચાલે માનેરે; મ૦
પણ નવિ ભય મુજ હાથોહાથે, તારે તે છે સાથેરે. મ૦ ૨
ભગતને સ્વર્ગ સ્વર્ગથી અધિકું, જ્ઞાનીને ફળ દેઇરે; મ૦
કાયાકષ્ટ વિના ફળ લહીએ, મનમાં ધ્યાન ધરેઇરે. મ૦ ૩
જે ઉપાય બહુવિધની રચના, યોગમાયા તે જાણોરે; મ૦
શુદ્ધ દ્રવ્ય ગુણ પયાય ધ્યાને, શિવ દિયે પ્રભુ સપરાણોરે. મ૦ ૪
પ્રભુ પદ વળગ્યા તે રહ્યા તાજા, અળગા અંગ ન સાજારે; મ૦
વાચક જશ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉંરે. મ૦ ૫

## શ્રી મલ્લિનાથ જિન સ્તવન.



[ નાભિરાયકે બાર–એ દેશી. ]

તુજ મુજ રીઝની રીઝ, અટપટ એહ ખરીરી;
લટપટ નાવે કામ, ખટપટ ભાંજ પરીરી. ૧
મલ્લિનાથ તુજ રીઝ, જન રીઝે ન હુયેરી;
દોય રીઝણનો ઉપાય, સાહમું કાં ન જૂએરી. ૨

દુરારાધ્ય છે લોક, સહુને સમ ન શશીરી;
એક દુહવાએ ગાઢ, એક જો બોલે હસીરી. ૩
લોકલોકોત્તર વાત, રીઝ છે દોઇ જૂઇરી;
તાત ચક્ર ધુર પૂજ્ય, ચિંતા એહ હૂઈરી. ૪
રીઝવવો એક સાંઇ, લોક તે વાત કરેરી;
શ્રીનયવિજય સુશિષ્ય, એહીજ ચિત્ત ધરેરી. ૫

## શ્રી મુનિસુવ્રત જિન સ્તવન.



[ પાડવ પાચે વંદતા એ દેશી. ]

મુનિસુવ્રત જિન વંદતાં, અતિ ઉલ્લસિત તન મન થાયરે;
વદન અનોપમ નિરખતાં, મારાં ભવભવનાં દુઃખ જાયરે. મા૦
જગતગુરૂ જાગતો સુખકંદરે, સુખકંદ અમંદ આનંદ. જ૦ ૧
નિશીદિન સૂતાં જાગતાં, હીયડાથી ન રહે દૂરરે;
જબ ઉપકાર સંભારીયેં, તબ ઉપજે આણંદ પૂરરે. જ૦ ૨
પ્રભુ ઉપકાર ગુણે ભર્યા, મન અવગુણ એકે ન સમાયરે;
ગુણ ગુણ અનુબંધી હુઆ, તે તો અક્ષયભાવ કહાયરે. જ૦ ૩
અક્ષયપદ દિએ પ્રેમ જે, પ્રભુનું તે અનુભવ રૂપરે;
અક્ષરસ્વરગોચર નહિ, એ તો અકલ અમાય અરૂપરે. જ૦ ૪
અક્ષર થોડા ગુણ ઘણા, સજ્જનના તે ન લિખાયરે;
વાચક જશ કહે પ્રેમથી, પણ મનમાંહે પરખાયરે. જ૦ ૫

## શ્રી નમિનાથ જિન સ્તવન.



[ ધન ધન સંપ્રતિ સાચો રાજા  એ દેશી. ]

શ્રીનમિજિનની સેવા કરતાં, અલિય વિઘન સવિ દૂરે નાસેજી;
અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ લીલા, આવે બહુ મહમૂર પાસેજી. શ્રી૦ ૧
મયમત્તા અંગણ ગજ ગાજે, રાજે તેજીતૂખાર તે ચંગાજી;
બેટા બેટી બાંધવ જોડી, લહીયેં બહુ  અધિકાર રંગાજી.  શ્રી૦ ૨
વલ્લભસંગમ રંગ લહીજે, અણવાહલા હોયે દૂર સહજેજી;
વાંછાતણો વિલંબ ન હૂજે, કારજ સીઝે ભૂરિ  સહજેજી. શ્રી૦ ૩
ચંદ્રકિરણ યશ ઉજ્વલ ઉલ્લસે, સૂર્ય તુલ્ય  પ્રતાપી દીપેજી;
જે પ્રભુ ભક્તિ કરે નિત્ય વિનયેં, તે અરીયણ બહુ પ્રતાપી
ઝીપેજી. શ્રી૦ ૪
મંગળમાળા લચ્છિવિશાળા, બાળા બહુલે પ્રેમે રંગેજી;
શ્રીનયવિજય વિબુધ પય સેવક, કહે લહિયે પ્રેમસુખ અંગેજી.શ્રી૦ ૫

## શ્રી નેમિનાથ જિન સ્તવન.



[ આટલા દિન હું જાણતો રેહા  એ દેશી. ]

તોરણથી રથ ફેરી ગયા રે હાં, પશુઆં શિર દેઇ દોષ મેરે વાલમા;
નવભવ નેહ નિવારીયો રે હાં, શ્યો જોઇ આવ્યા જોષ  મે૦ ૧
ચંદ્રકલંકી  જેહથી  રે હાં, રામ ને સીતા વિયોગ;  મે૦
તેહ કુરંગને વયણડે રે હાં, પતી આવે કુણ લોક.  મે૦ ૨
ઉતારી  હું  ચિત્તથી રે હાં, મુગતિ  ધૂતારી હેત;  મે૦
સિદ્ધ અનંતે ભોગવી રે હાં, તેહસ્યું કવણ સંકેત.  મે૦ ૩

પ્રીત કરંતાં સોહલી રે હાં, નિરવહતાં જંજાલ; મે૦
જેહવો વ્યાલ ખેલાવવો રે હાં, જેહવી અગનની ઝાળ. મે૦ ૪
જો વિવાહ અવસર દિઓ રે હાં, હાથ ઉપર નવિ હાથ; મે૦
દીક્ષા અવસર દીજીયેં રે હાં, શિર ઉપર જગનાથ. મે૦ ૫
ઇમ વિલવતી રાજુલ ગઇ રે હાં, નેમિ કને વ્રત લીધ; મે૦
વાચક યશ કહે પ્રણમીયેં રે હાં, એ દંપતી દોય સિદ્ધ. મે૦ ૬

---

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

[ રાગ મલ્હાર. ]

વામાનંદન જિનવર, મુનિવરમાં વડોરે; કે૦ મુ૦
જિમ સુરમાંહી સોહે, સુરપતિ પરવડોરે; કે૦ સુ૦
જિમ ગિરિમાંહી સુરાચલ, મૃગમાંહી કેસરીરે; કે૦ મૃ૦
જિમ ચંદન તરૂમાંહી, સુભટમાંહી મુરઅરીરે; કે૦ સુ૦ ૧
નદીયાંમાંહી જિમ ગંગ, અનંગ સુરૂપમાંરે; કે૦ અ૦
ફુલમાંહી અરવિંદ, ભરતપતિ ભૂપમાંરે; કે૦ ભ૦
ઐરાવણ ગજમાંહી, ગરૂડ ખગમાં યથારે; કે૦ ગ૦
તેજવંતમાંહી ભાણુ, વખાણુમાંહી જિનકથારે. કે૦ વ૦ ૨
મંત્રમાહી નવકાર, રતનમાંહી સુરમણિરે; કે૦ ૨૦
સાગરમાંહી સ્વયંભૂરમણ શિરોમણિરે; કે૦ ૨૦
શુક્લધ્યાન જિમ ધ્યાનમાં, અતિ નિરમળપણેરે, કે૦ અ૦
શ્રીનયવિજય વિબુધ પય સેવક ઇમ ભણેરે. કે૦ સે૦ ૩

# શ્રી મહાવીર જિન સ્તવન.



[ રાગ–ધનાશ્રી. ]

ગિરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જિનરાયારે;
સુણતાં શ્રવણે અમી ઝરે, મારી નિરમળ થાએ કાયારે. ગિ૦ ૧

તુમ ગુણગણ ગંગાજળે, હું ઝીલી નિરમળ થાઉંરે;
અવર ન ધંધો આદરૂં, નિશીદિન તોરા ગુણ ગાઉંરે. ગિ૦ ૨

ઝીલ્યા જે ગંગાજળે, તે છીલ્લરજળ નવી પેસેરે;
માલતિ ફૂલે મોહિયા, તે બાવળ જઇ નવિ બેસેરે. ગિ૦ ૩

ઇમ અમ્હે તુમ્હ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યારે;
તે કિમ પરસુર આદરે, જે પરનારી વશ રાચ્યારે. ગિ૦ ૪

તું ગતિ તું મતી આશરો, તું આલંબન મુજ પ્યારોરે;
વાચક જશ કહે માહરે, તું જીવજીવન આધારોરે. ગિ૦ ૫

ઇતિ ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી કૃત
ચોવીશી પહેલી સમાપ્ત.

# ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી કૃત
# ચોવીશી–બીજી.

## શ્રી ઋષભદેવ જિન–સ્તવન.

[ મેરેપ્રભુનીકા મેરેપ્રભુનીકા–એ દેશી. ]

ઋષભ જિણંદા ઋષભ જિણંદા, તું સાહિબ હું છું તુજ બંદા;
તુજશ્યુ પ્રીતિ બની મુજ સાચી, મુજ મન તુજ ગુણશ્યું રહ્યો
રાચી. ઋ૦ ૧
દીઠા દેવ રૂચે ન અનેરા, તુજ પાખલિએ ચિતડું દિયે ફેરા;
સ્વામિ શ્યું કામણલડું કીધું, ચિતડું અમારૂં ચોરી લીધું. ઋ૦ ૨
પ્રેમ બંધાણો તે તો જાણો, નિરવહશ્યો તો હોશે પ્રમાણો;
વાચક જશ વિનવે જિનરાજ, બાંહ્ય ગ્રહ્યાની તુજને લાજ. ઋ૦ ૩

## શ્રી અજિતનાથ જિન સ્તવન.



[ કપૂર હોઇ અતિ ઉજળુ રે એ દેશી. ]

વિજયાનંદન ગુણનીલોજી, જીવન જગદાધાર;
તેહશ્યું મુજ મન ગોઠડીજી, છાજે વારોવાર.
સોભાગી જિન, તુજ ગુણનો નહિ પાર,
તું તો દોલતનો દાતાર. સો૦ ૧
જેહવી કૂઆ છાંહડીજી, જેહવું વનનું ફૂલ;
તુજશ્યું જે મન નવિ મિળ્યુંજી, તેહવું તેહનું શૂલ. સો૦ ૨
મારૂં તો મન ધુરથકીજી, હળિઉં તુજ ગુણ સંગ;
વાચક જશ કહે રાખજોજી, દિનદિન ચઢતે રંગ. સો૦ ૩

## શ્રી સંભવનાથ જિન-સ્તવન.



[ લઘુ પણ હું તુમ મન નવિ માવું રે એ દેશી. ]

સેનાનંદન સાહિબ સાચોરે, પરિપરિ પરખ્યો હીરો જાચોરે;
પ્રીતમુદ્રિકા તેહસ્યું જોડીરે, જાણું મેં લહી કંચનકોડીરે. ૧
જેણે ચતુરસ્યું ગોઠિન બાંધિરે, તિણે તો જાણું ફોકટ વાધારે;
સુગુણ મેલાવે જેહ ઉચ્છાહોરે, મણુઅ જનમનો તેહજ લાહોરે. ૨
સુગુણશિરોમણિ સંભવસ્વામીરે, નેહ નિવાહ ધુરંધર પામીરે;
વાચક જશ કહે મુજ દિન વળિયોરે, મનહ મનોરથ સઘળો ફળિયોરે. ૩

## શ્રી અભિનંદન જિન-સ્તવન.



[ ગોડી ગાજેરે—એ દેશી. ]

શેઠ સેવોરે અભિનંદન દેવ, જેહની સારેરે સુર કિન્નર સેવ;
એહવો સાહિબ સેવે તેહ હજૂર, જેહનાં પ્રગટેરે કીધાં પુન્ય પંડૂર. શે૦ ૧
જેહ સુગુણ સનેહી સાહિબ હેજ, દગ્લીલાથી લહીયેં સુખસેજ;
તૃણ સરખું લાગે સઘળે સાચ, તે આગળ આવ્યું ધરણી રાજ. શે૦ ૨
અલવે મેં પામ્યો તેહવો નાથ, તેહથી હું નિશ્ચય હુઓરે સનાથ;
વાચક જશ કહે પામી રંગ રેલ, માનું ફળિય આંગણુડે સુરતરૂ વેલ. શે૦ ૩

## શ્રી સુમતિનાથ જિન-સ્તવન.



[ ઘૂઘરીઆળો ઘાટ-એ દેશી. ]

સુમતિનાથ દાતાર, કીજે ઓળગ તુમ તણીરે;
દીજે શિવસુખ સાર, જાણી ઓળગ જગધણીરે. ૧
અખય ખજાનો તુજ, દેતાં ખોડિ લાગે નહીરે;
કિસિ વિમાસણ ગુજ્જ, જાચક થાકે ઉભા રહીરે. ૨
રયણ કોડ તેં દીધ, ઉરણ વિશ્વ તદા કીઓરે;
વાચક જશ સુપ્રસિદ્ધ, માગે તીન રતન દીઓરે. ૩

## શ્રી પદ્મપ્રભ જિન-સ્તવન.



[ આજ અધિક ભાવે કરી-એ દેશી. ]

પદ્મપ્રભજિન સાંભળો, કરે સેવક એ અરદાસ હો;
પાંતિ બેસારીઓ જો તુમ્હે, તો સફલ કરજો આશ હો. પ૦ ૧
જિનશાસન પાંતિ તેં ઠવી, મુજ આપ્યો સમકિત થાળ હો;
હવે ભાણા ખડખડ કુણ ખમે, શિવમોદક પીરસો રસાળ હો. પ૦ ૨
ગજઆસન ગલિત સીથે કરી, જીવે કીડીના વંશ હો;
વાચક જશ કહે ઇમ ચિત્ત ધરી, દીજે નિજ સુખ એક
અંશ હો. પ૦ ૩

## શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન.



[ એ ગુરૂ વાલ્હોરે–એ દેશી. ]

શ્રીસુપાસજિનરાજનોરે, મુખ દીઠે સુખ હોઇરે;
માનું સકળ પદ મેં લહ્યાંરે, જો તું નેહનજર ભરી જોઇ;
એ પ્રભુ પ્યારોરે, માહારા ચિત્તનો ઠારણહાર મોહનગારોરે. ૧
સિંચે વિશ્વ સુધારસેરે, ચંદ રહ્યો પણ દૂરરે;
તિમ પ્રભુ કરૂણાદ્રષ્ટિથીરે, લહિયે સુખ મહમૂર. એ૦ ૨
વાચક જશ કહે તિમ કરોરે, રહિયે જેમ હજૂરરે;
પીજે વાણી મીઠડીરે, જેહવો સરસ ખજૂર. એ૦ ૩

## શ્રી ચંદ્રપ્રભ જિન–સ્તવન.



[ ભોલાશંભુ–એ દેશી. ]

મોરાસ્વામી ચંદ્રપ્રભજિનરાય, વિનતડી અવધારીયે જીરેજી;
મોરાસ્વામી તુમ્હે છો દીનદયાલ, ભવજલથી મુજ તારીયે જી૦ ૧
મોરાસ્વામી હું આવ્યો તુજ પાસ, તારક જાણી ગહગહી જી૦
મોરાસ્વામી જોતાં જગમાં દીઠ, તારક કો બીજો નહી જી૦ ૨
મોરાસ્વામી અરજ કરંતાં આજ, લાજ વધે કહો કેણિ પરે જી૦
મોરાસ્વામી જશ કહે ગોપયતુલ્ય, ભવજળ થે કરૂણા ધરે જી૦ ૩

## શ્રી સુવિધિનાથ જિન–સ્તવન.



[ રાગ મલ્હાર. ]

જિમ પ્રીતિ ચંદચકોરને, જિમ મોરને મન મેહરે;
અમ્હને તે તુમ્હશું ઉલ્લશે, તિમ નાહ નવલો નેહ;

સુવિધિજિણેસરૂ, સાંભળો ચતુરસુજાણ; અતિ અલવેસરૂ. ૧
અણદીઠે અલજો ઘણો, દીઠે તે તૃપતિ ન હોઇરે;
મન તોહિ સુખ માની લિયે, વાહલા તણું સુખ જોઈ. સુ૦ ૨
જિમ વિરહ કઇયેં નવિ હુયેં, કીજિયેં તેહવો સંચરે;
કરજોડી વાચક જશ કહે, ભાંજો તે ભેદ પ્રપંચ. સુ૦ ૩

## શ્રી શીતલનાથ જિન સ્તવન.



[ ભોલીડારે હંસા-એ દેશી. ]

શીતલજિન તુજ મુજ વિચે આંતરૂં, નિશ્ચયથી નવિ કોય;
દંસણ નાણ ચરણ ગુણ જીવને, સહુને પૂરણ હોય;
અંતરયામીરે સ્વામી સાંભળો. ૧
પણ મુજ માયારે ભેદી ભોળવે, બાહ્ય દેખાડીરે વેષ;
હિયડે જૂઠીરે મુખ અતિ મીઠડી, જેહવી યૂરત વેષ. અં૦ ૨
એહને સ્વામિરે મુજથી વેગળી, કીજે દીનદયાળ;
વાચક જશ કહે જિમ તુમ્હસ્યું મિલી, લહિયેં સુખ
સુવિશાળ. અં૦ ૩

## શ્રી શ્રેયાંસનાથ જિન સ્તવન.

[ મુખને મરકલડે-એ દેશી. ]

શ્રેયાંસજિણેસર દાતાજી, સાહિબ સાંભળો;
તુમ્હે જગમાં અતિ વિખ્યાતાજી, સાહિબ સાંભળો;

માગ્યું દેતાં તે કિશું વિમાસોજી, સાહિબ સાંભળો;
મુજ મનમાં એહ તમાસોજી, સાહિબ સાંભળો. ૧

તુમ્હ દેતાં સવિ દેવાયેજી, સાહિબ સાંભળો;
તો અરજ કર્યે શ્યું થાયેજી, સાહિબ સાંભળો,

યશ પૂરણુ કેતેં લહિજેજી. સાહિબ સાંભળો;
જો અરજ કરીને દીજેજી, સાહિબ સાંભળો. ૨

જો અધિકું ઘો તો દેજોજી, સાહિબ સાંભળો;
સેવક કરી ચિત્ત ધરજ્યોજી, સાહિબ સાંભળો;

જશ કહે તુમ્હ પદ સેવાજી, સાહિબ સાંભળો;
તે મુજ સુરતરૂફળ મેવાજી, સાહિબ સાંભળો. ૩

## શ્રી વાસુપૂજ્ય જિન–સ્તવન.

[ વિષય ન ગંજીયે એ દેશી. ]

વાસુપૂજ્યજિન વાલહારે, સંભારો નિજ દાસ;
સાહિબશ્યું હઠ નવિ હોયેરે, પણ કીજે અરદાસરે.
ચતુર વિચારીયે. ૧

સાસ પહિલાં સાંભરેરે, મુખ દીઠે સુખ હોય;
વિસાયો નવિ વિસરેરે, તેહશ્યું હઠ કિમ હોયરે. ચ૦ ૨

આમણુ દુમણુ નવિ ટળેરે, ખણુ વિણુ પૂરેરે આશ;
સેવક જશ કહે દીજીયેરે, નિજ પદકમળનો વાસરે. ચ૦ ૩.

## શ્રી વિમલનાથ જિન-સ્તવન.



[ લલનાની ઢાળ. ]

વિમલનાથ મુજ મન વસે, જિમ સીતા મન રામ લલના;
પિક વંછે સહકારને, પંથી મન જિમ ધામ. લ૦વિ૦૧
કુંજર ચિત્ત રેવા વસે, કમળા મન ગોવીંદ; લ૦
ગૌરી મન શંકર વસે, કુમુદિની મન જિમ ચંદ. લ૦વિ૦૨
અલિ મન વિકસિત માલતી, કમલિની ચિત્ત દિણંદ; લ૦
વાચક જશને વાલહો, તિમ શ્રીવિમલજિણંદ લ૦વિ૦૩

## શ્રી અનંતનાથ જિન સ્તવન.



[ ઢાલ સયદાની. ]

શ્રીઅનંતજિન સેવિયેરે લાલ, મોહનવલ્લીકંદ મનમોહના;
જે સેવ્યો શિવ સુખ દિયેરે લાલ, ટાળે ભવભય ફંદ. મ૦ શ્રી૦ ૧
મુખમટકે જગમોહિઓરે લાલ, રૂપરંગ અતિ ચંગ; મ૦
લોચન અતિ અણીયાલડાંરે લાલ, વાણી ગંગતરંગ. મ૦ શ્રી૦ ૨
ગુણ સઘળા અંગે વસ્યારે લાલ, દોષ ગયા સવિ દૂર; મ૦
વાચક જશ કહે સુખ લહુંરે લાલ, દેખી પ્રભુ મુખ નૂર. મ૦ શ્રી૦ ૩.

## શ્રી ધર્મનાથ જિન સ્તવન.



[ રાગ મલ્હાર. ]

ધરમનાથ તુજ સરિખો, સાહિબ શિર થકેરે સાહિબ શિર થકેરે;.

ચોર જોર જે ફોરવે, મુજશ્યું ઇકિ મનેરે કે;     મુ૦
ગજનીમિલીકા કરવી, તુજને નવિ ઘટેરે કે;     તુ૦
જે તુજ સનમુખ જોતાં, અરિનું બળ મિટેરે કે.     અ૦ ૧
રવિ ઉગે ગયણાંગણ, તિમિર તે નવિ રહેરે કે;     તિ૦
કામકુંભ ઘર આવે, દારિદ્ર કિમ લહે રે કે;     દા૦
વન વિચરે જો સિંહ તો, બીહ ન ગજ તણીરે કે; બી૦
કર્મ કરે શ્યું જોર, પ્રસન્ન જો જગધણીરે કે.     પ્ર૦ ૨
સુગુણ નિગુણનો અંતર, પ્રભુ નવિ ચિત્ત ધરેરે કે; પ્ર૦
નિર્ગુણ પણ શરણાગત, જાણી હિત કરેરે કે;     જા૦
ચંદ ત્યજે નવિ લંછન, મૃગ અતિ શામળોરે કે;     મૃ૦
જશ કહે તિમ તુમ જાણી, મુજ અરિ બળ દળોરે કે. મુ૦ ૩

## શ્રી શાંતિનાથ જિન-સ્તવન



[ સુણિ પસુઆં વાણીરે–એ ઢાલ. ]

જગજનમનરંજેરે, મનમથ બળ ભંજેરે;
નવિ રાગ ન દોસ, તું અંજે ચિત્તશ્યુંરે.     ૧
શિર છત્ર વિરાજેરે, દેવદુંદુભિ વાજેરે;
ઠકુરાઇ ઇમ છાજે, તોહિ અકિંચનોરે.     ૨
થિરતા વૃત્તિ સારીરે, વરી સમતા નારીરે;
બ્રહ્મચારી શિરોમણિ, તો પણ તું સુણ્યોરે.     ૩
ન ધરે ભવરંગોરે, નવિ દોષાસંગોરે;
મૃગલંછન ચંગો, તોપણ તું સહીરે.     ૪

તુજ ગુણ કુણ આખેરે, જગ કેવળી પાખેરે;
સેવક જશ ભાખે, અચિરાસુત જયોરે. ૫

## શ્રી કુંથુનાથ જિન સ્તવન.



[ ઢાલ વિંછીયાની. ]

સુખદાયક સાહિબ સાંભળો, મુજને તુમસ્યુ અતિ રંગરે;
તુમે તો નિરાગી હુઇ રહ્યા, એ શ્યો એકંગો ઢંગરે. સુ૦ ૧
તુમ ચિત્તમાં વસવું મુજ ઘણું, તે તો ઉંબર ફૂલ સમાનરે;
મુજ ચિત્તમાં વસો જો તુમે, તો પામ્યા નવે નિધાનરે. સુ૦ ૨
શ્રીકુંથુનાથ ! અમે નિરવહું, ઇમ એકંગો પણ નેહરે;
ઇણિ આકીને ફળ પામશું, વળી હોશે દુઃખનો છેહરે. સુ૦ ૩
આરાધ્યો કામિત પૂરવે; ચિંતામણિ પાષાણરે;
વાચક જશ કહે મુજ દીજિયે, ઇમ જાણી કોડિકલ્યાણરે. સુ૦ ૪

## શ્રી અરનાથ જિન સ્તવન.



[ પ્રથમ ગોવાળતણે-ઢાલ ]

અરજિન દરિશન દીજિયેજી, ભવિકકમલવનસૂર;
મન તલસે મળવા ઘણુંજી, તુમે તો જઇ રહ્યા દૂર;
સોભાગી તુમસ્યું મુજ મન નેહ.
તુમસ્યું મુજ મન નેહલોજી, જિમ બપઇયાં મેહ; સો૦ ૧

આવાગમન પથિક તણુંજી, નહિ શિવનગર નિવેશ;
કાગળ કુણુ હાથે લિખુંજી, કોણ કહે સંદેશ. સો૦ ૨
જો સેવક સંભારશ્યોજી, અંતરયામીરે આપ;
જશ કહે તો મુજ મનતણોજી, ટળશે સઘળો સંતાપ. સો૦ ૩

## શ્રી મલ્લિનાથ જિન રતવન.



[ ઢાળ રસિયાની. ]

મલ્લિજિણેસર મુજને તુમે મળ્યા, જેહમાંહીં સુખકંદ વાલ્હેસર;
તે કળિયુગ અમે ગિરૂઓ લેખવું, નવિ બીજા યુગવૃંદ; વા૦ મ૦ ૧
આરો સારોરે મુજ પાંચમો, જિહાં તુમ દરિશણ દીઠ; વા૦
મરૂભૂમિ પણ થિતિ સુરતરૂ તણી, મેરૂથકી હુઇ ઇઠ. વા૦ ૨
પંચમઆરેરે તુમ મેલાવડે, રૂડો રાખ્યોરે રંગ; વા૦
ચોથો આરોરે ફિરિ આવ્યો ગણું, વાચક જશ કહે ચંગ. વા૦ ૩

## શ્રીમુનિસુવ્રત જિન-સ્તવન.



[ વીરમાતા પ્રીતિકારિણી-એ દેશી. ]

આજ સફળ દિન મુજ તણો, મુનિસુવ્રત દીઠા;
ભાંગી તે ભાવઠ ભવતણી, દિવસ દુરિતના નીઠા. આ૦ ૧
આંગણે કલ્પવેલી ફળી, ઘન અમિયના વૂઠા;
આપ માગ્યા તે પાસા ઢળ્યા, સુર સમકિતી તૂઠા. આ૦ ૨

નિયતિ હિત દાન સનમુખ હુયે, સ્વપુણ્યોદય સાથે;
જશ કહે સાહિબે મુગતિનું, કરિઉં તિલક નિજ હાથે. આ૦ ૩

## શ્રી નમિનાથ જિન-સ્તવન.



[ ઋષભનોવંશરયણાયરૂ-એ દેશી. ]

મુજમનપંકજભમરલો, શ્રીનમિજિન જગદીશોરે;
ધ્યાન કરૂં નિત તુમ તણું, નામ જપું નિશદીશોરે. મુ૦ ૧
ચિત્તથકી કઇયેં ન વિસરે, દેખીયેં આગલિ ધ્યાનેરે;
અંતર તાપથી જાણિયેં, દૂર રહ્યાં અનુમાનેરે. મુ૦ ૨
તું ગતિ તું મતિ આશરો, તુંહિજ બાંધવ મોટોરે;
વાચક જશ કહે તુજ વિના, અવર પ્રપંચ તે ખોટોરે. મુ૦ ૩

## શ્રી નેમિનાથ જિન-સ્તવન.



[ રાજા જો મિલે-એ દેશી. ]

કહા કિયો તુમ્હે કહા મેરે સાંઇ,
ફેરિ ચલેં રથ તોરણુ આઇ;
દિલજાનિ અરે, મેરા નાહ ન,
ત્યજિય નેહ કછુ અજાનિ. દિ૦ ૧
અટપટાઇ ચલે ધરી કછુ રોષ,
પશુઅનકે શિર દે કરિ દોષ. દિ૦ ૨
રંગ બિચ ભયો યાથિ ભંગ,

સો તો સાચો જાનો કુરંગ. દિ૦ ૩
પ્રીતિ તનકમિ તોરત આજ,
પિઉ નાવે મનમેં તુમ લાજ. દિ૦ ૪
તુમ્હે બહુ નાયક જાનો ન પીર,
વિરહ લાગિ જિઉ વૈરીકો તીર. દિ૦ ૫
હાર ઠાર શિંગાર અંગાર,
અસન વસન ન સુહાઈ લગાર. દિ૦ ૬
તુજ વિન લાગે સુની સેજ,
નહિ તનુ તેજ ન હારદ હેજ. દિ૦ ૭
આઓને મંદિર વિલસો ભોગ,
બૂઢાપનમેં લીજે યોગ. દિ૦ ૮
છોરૂંગી મેં નહિ તેરો સંગ,
ગઇલિ ચલું જિઉ છાયા અંગ. દિ૦ ૯
ઇમ વિલવતી ગઇ ગઢ ગિરનાર,
દેખે પ્રીતમ રાજુલ નાર. દિ૦ ૧૦
કંતે દીનું કેવલજ્ઞાન,
કીધી પ્યારી આપ સમાન. દિ૦ ૧૧
મુગતિમહેલમેં ખેલે દોઈ,
પ્રણમે જશ ઉલ્લસિત તન હોઈ. દિ૦ ૧૨

## શ્રી પાર્શ્વનાથ જિન–સ્તવન.



[ ઢાળ–ફાગની. ]

ચઉ કષાય પાતાલ કલશ જિહાં, તિસના પવન પ્રચંડ;

બહુ વિકલ્પ કલ્લોલ ચઢતુ હે, અરતિ ફેન ઉદ્દંડ,
ભવસાયર ભીષણ તારીઇ હો, અહો મેરે લલના પાસજી;
ત્રિભુવનનાથ દિલમેં, એ વિનતી ધારીયેં હો. ૧

જરત ઉદ્દામ કામવડવાનલ, પરત શીલગિરિશ્રૃંગ;
ફિરત વ્યસન બહુ મગર તિમિંગલ, કરત હે નિમગ ઉમગ. ભ૦ ૨

ભમરીયાકે બીચિ ભયંકર, ઉલટી ગુલટી વાચ;
કરત પ્રમાદ પિશાચન સહિત જિહાં, અવિરતિ વ્યંતરી
નાચ. ભ૦ ૩

ગરજત અરતિ કુરતિ રતિ, બિજુરી હોત બહુત તોફાન;
લાગત ચોર કુગુરૂ મલબારી, ધરમ જિહાજ નિદાન. ભ૦ ૪

જુરેંપાટિયેં જિઉં અતિ જોરિ, સહસ અઢાર શીલંગ;
ધર્મંજિહાજ તિઉં સજ કરી ચલવો, જશ કહે શિવપુરી
ચંગ. ભ૦ ૫

## શ્રી મહાવીર જિન સ્તવન.

...

[ સમકિત દ્વારગભારે પેસતાંજી-એ દેશી. ]

દુઃખટળિયાં મુખદીઠે મુજ સુખ ઉપન્યાંરે,
ભેટચા ભેટચા વીરજિણંદરે;
હવે મુજ મનમંદિરમાં પ્રભુ આવી વસોરે,
પામું પામું પરમાનંદરે. દુ૦ ૧
પીઠબંધ ઇહાં કીધો સમકિતવજ્રનોરે,

સુગલા ધર્મ નિવારણો, શિવમારગ ભાખે;
ભવજળ પડતા જંતુને, એ સાહિબ રાખે;
શ્રીનયવિજયવિબુધ જયો, તપગચ્છમાં દીવો;
તાસ શિષ્ય ભાવે ભણે, એ પ્રભુ ચિરંજીવો; હાંરે એ પ્રભુ૦ ૫

## શ્રી અજિતનાથ જિન–સ્તવન.

[ કોઇલો પર્વત ધુધલોરેલો–એદેશી. ]

અજિતજિણંદ જુહારિયેરે લો, જિતશત્રુ વિજયા જાતરે સુગુણનર;
નયરી અયોધ્યા ઉપનોરે લો, ગજલંછન વિખ્યાતરે સુગુ૦ અ૦ ૧
ઉંચપણું પ્રભુજી તણુંરે લો, ધનુષ સાઢાસયચ્યારરે સુ૦
એક સહસશ્યું વ્રત લિયેરે લો, કરૂણારસ ભંડારરે સુ૦ અ૦ ૨
બોંહેતેર લાખ પૂરવધરેરે લો, આઉખું સોવન્નવાનરે સુ૦
લાખ એક પ્રભુજી તણારે લો, મુનિ પરિવારનું માનરે સુ૦ અ૦ ૩
લાખ ત્રણ્ય ભલી સંયતીરે લો, ઉપર ત્રીશ હજારરે સુ૦
સમેતશિખર શિવપદ લહીરે લો, પામ્યા ભવનો પારરે સુ૦ અ૦ ૪
અજિતબલા શાસનસુરીરે લો, મહાયક્ષ કરે સેવરે સુ૦
કવિ જશવિજય કહે સદારે લો, ધ્યાઉં એ જિનદેવરે સુ૦ અ૦ ૫

## શ્રી સંભવનાથ જિન–સ્તવન.

[ મહાવિદેહ ખેત્ર સોહામણું–એ દેશી. ]

માતા સેના જેહની, તાત જીતારી ઉદાર લાલરે;
હેમ વરણ હય લંછનો, સાવથ્થિશિણગાર લાલરે.
સંભવ ભવ ભય ભંજણો. ૧

સહસ પુરૂષશુ વ્રત લિયે, ચ્યારસે ધનુષ તનુમાન લાલરે;
સાઠ લાખ પૂરવ ધરે, આઉખું સુગુણનિધાન લાલરે. સં૦ ૨
હોય લાખ મુનિવર ભલા, પ્રભુજીનો પરિવાર લાલરે;
ત્રણ લાખ વર સંયતી, ઉપર છત્રીશ હજાર લાલરે. સં૦ ૩
સમેતશિખર શિવપદ લહ્યું, તિહાં કરે મહોચ્છવ દેવ લાલરે;
દુરિતારી શાસનસુરી, ત્રિમુખ યક્ષ કરે સેવ લાલરે. સં૦ ૪
તું માતા તું મુજ પિતા, તું બંધવ ત્રિહું કાળ લાલરે;
શ્રીનયવિજય વિબુધ તણો, શીશ કહે દુઃખ ટાળ લાલરે. સં૦ ૫

## શ્રી અભિનંદન જિન-સ્તવન.

[ હવે અવસર પામી-એ દેશી. ]

અભિનંદન ચંદન શીતલ વચનવિલાસ,
સંવર સિદ્ધારથા નંદન ગુણમણિ વાસ;
ત્રણસેં ધનુ પ્રભુ તનુ ઉપર અધિક પચાસ,
એક સહસશ્યું દીક્ષા લિયે છાંડી ભવપાસ. ૧
કંચનવાન સોહે વાનર લંછન સ્વામી,
પચાસ લાખ પૂરવ આયુ ધરે શિવગામી;
વર નયરી અયોધ્યા પ્રભુજીનો અવતાર,
સમેતશિખરગિરિ પામ્યા ભવનો પાર. ૨
ત્રણ લાખ મુનીશ્વર તપ જપ સંયમ સાર,
ષટ્ લક્ષ છત્રીશ સાધવીનો પરિવાર;
શાસનસુર ઈશ્વર સંઘના વિઘન નિવારે,
કાળી દુઃખ ટાળી પ્રભુ સેવકને તારે. ૩

કાઢચો કાઢચો કચરો તે ભ્રાંતિરે;
ઈહાં અતિ ઉંચા સોહે ચારિત્ર ચંદુઆરે,
ફરી ફરી સંવર ભીત્તિરે.　　　હુ૦ ૨

કર્મવિવર ગોખે ઈહાં મોતી ઝૂંમણાંરે,
ઝૂલઇ ઝૂલઈ ધીગુણ આઠરે;
બારભાવના પંચાલી અચરજ કરેરે,
કોરી કોરી કોરણી કાઠરે.　　　હુ૦ ૩

ઇહાં આવી સમતારાણીશ્યું પ્રભુ રમોરે,
સારી સારી થિરતા સેજરે;
કિમ જઈ શકશ્યો એક વાર જો આવશોરે,
રંજ્યા રંજ્યા હિયડાની હેજરે.　　　હુ૦ ૪

વચણ અરજ સુણી પ્રભુ મનમંદિર આવિયારે,
આપે તૂઠા તૂઠા ત્રિભુવનભાણુરે;
શ્રીનયવિજય વિબુધ પય સેવક ઇમ ભણેરે,
તેણિ પામ્યા કોડિ કલ્યાણુરે.　　　હુ૦ ૫

ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી કૃત
ચોવીશી બીજી સમાપ્ત.

# ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી કૃત

## ચૌદ બોલની ચોવીશી-ત્રીજી.

### શ્રી ઋષભદેવ જિન-સ્તવન.

[ આજ સખી સંખેસરો-એ દેશી. ]

ઋષભદેવ નિતુ વંદિયે, શિવસુખનો દાતા;
નાભિનૃપતિ જેહનો પિતા મરૂદેવી માતા.
નયરીવિનીતા ઉપનો, વૃષભ લાંછન સોહે,
સોવન્નવન્ન સુહામણો, દીઠડે મન મોહે; હાંરે દીઠડે મનમોહે.
ધનુષ પાંચસેં જેહની, કાયાનું માન;
ચ્યારસહસશ્યું વ્રત લીયે, ગુણરયણનિધાન;
લાખ ચોરાશી પૂર્વનું, આઉખું પાળે;
અમિય સમી દીયે દેશના, જગ પાતિક ટાળે; હાંરે જગ૦ ૨
સહસ ચોરાશી મુનિવરા, પ્રભુનો પરિવાર;
ત્રણ્ય લક્ષ સાધવી કહી, શુભમતિ સુવિચાર;
અષ્ટાપદગિરિવર ચઢી, ટાળી સવિ કર્મ;
ચઢી ગુણઠાણે ચઉદમે, પામ્યા શિવશર્મ; હાંરે પામ્યા૦ ૩
ગોમુખ યક્ષ, ચક્કેસરી, પ્રભુ સેવા સારે;
જે પ્રભુની સેવા કરે, તસ વિઘન નિવારે;
પ્રભુ પૂજીયે પ્રણમે સદા, નવનિધિ તસ હાથે;
દેવ સહસ સેવા પરા, ચાલે તસ સાથે; હાંરે ચાલે૦ ૪

તું ભવ ભય ભંજન જન મન રંજન રૂપ,
મનમથમદગંજન અંજન રતિ હિત સરૂપ;
તું ભુવન વિરોચન ગત શોચન જગ દીસે,
તુજ લોચન લીલા લહિ સુખ નિત દીસે ૪

તું દોલતદાયક જગનાયક જગબંધુ,
જિનવાણી સાચી તે તરિયા ભવસિંધુ;
તું મુનીમનપંકજ ભમર અમર નર રાય,
ઉભા તુજ સેવે બુધજન તુજ જશ ગાય. ૫

## શ્રી સુમતિનાથ જિન-સ્તવન.

[ ભોલુડારે હંસા એ-દેશી. ]

નયરી અયોધ્યારે માતા મંગલા, મેઘ પિતા જસ ધીર;
લંછન ક્રૌંચ કરે પદ સેવના, સોવન વાન શરીર. ૧

મુજ મન મોહ્યુંરે સુમતિ જિણેસરે, ન રૂચે કો પર દેવ;
ખિણ ખિણ સમરૂંરે ગુણ પ્રભુજી તણા, એ મુજ લાગીરે ટેવ. મુ૦૨

ત્રિણસેં ધનુ તનુ આયુ ધરે પ્રભુ, પૂરવ લાખ ચ્યાલીશ;
એક સહસશ્યું દીક્ષા આદરી, વિચરે શ્રીજગદીશ. મુ૦૩

સમેતશિખરગિરિ શિવપદવી લહી, ત્રણ લાખ વીશ હજાર;
મુનિવર પણ લખ પ્રભુની સંયતી, ત્રીશ સહસ વળી સાર. મુ૦૪

શાસનદેવી મહાકાળી ભલી, સેવે તુંબરૂ યક્ષ;
શ્રીનયવિજય વિબુધ સેવક ભણે, હોજો મુજ તુજ પક્ષ. મુ૦૫

## શ્રી પદ્મપ્રભ જિન-સ્તવન.

[ ઢાલ-ઝાંઝરીઆની. ]

કોસંબી નયરી ભલીજી, ધર રાજા જસ તાત;
માતા સુસમા જેહનીજી, લંછન કમળ વિખ્યાત.
પદ્મપ્રભુશ્યું લાગ્યો મુજ મન રંગ. ૧
ત્રીશ લાખ પૂરવ ધરેજી, આઉખું નવ રવિ વન્ન;
ધનુષ અઢીસેં ઉંચ્ચતાજી, મોહે જગજન મન્ન. પ૦ ૨
એક સહસશ્યું વ્રત લિયેજી, સમેતશિખર શિવ ઠામ.
ત્રણ્ય લાખ ત્રીસ સહસ ભલાજી, પ્રભુના મુનિ ગુણધામ. પ૦ ૩
શીળધારિણી સંયતીજી, ચ્યાર લાખ વીશ હજાર;
કુસુમ યક્ષ શ્યામા સુરીજી, પ્રભુ શાસન હિતકાર. પ૦ ૪
એ પ્રભુ કામિત સુરતરૂજી, ભવજળ તરણ જિહાજ;
કવિ જશવિજય કહે ઇહાંજી, સેવો એ જિનરાજ. પ૦ ૫

## શ્રી સુપાર્શ્વનાથ જિન-સ્તવન.

[ નંદનકું ત્રિસલા હુલરાવે-એ દેશી. ]

તાત પ્રતિષ્ટ ને પૃથિવી માતા, નયર વાણારસી જાયોરે;
સ્વસ્તિક લંછન કંચન વરણો, પ્રત્યક્ષ સુરતરૂ પાયોરે,
શ્રી સુપાસજિન સેવા કીજે. ૧

એક સહસશ્યું દીક્ષા લીધી, બે સય ધનુષ પ્રભુ કાયારે;
વીશ લાખ પૂરવનું જીવિત, સમેતશિખર શિવ પાયારે. શ્રી૦ ૨

ત્રણ લાખ પ્રભુના મુનિ ગિરૂઆ, ચ્યાર લાખ ત્રીશ હજારરે;
ગુણમણિમંડિત શીલ અખંડિત, સાધવીનો પરિવારરે. શ્રી૦ ૩

સુર માતંગ ને દેવી શાંતા, પ્રભુ શાસન અધિકારીરે;
એ પ્રભુની જેણે સેવા કીધી, તેણે નિજ દુરગતિ વારીરે. શ્રી૦ ૪

મંગળ કમળા મંદિર સુંદર, મોહનવલ્લીકંદોરે;
શ્રીનયવિજય વિબુધ પય સેવક, કહે એ પ્રભુ ચિરનંદોરે. શ્રી૦ ૫

## શ્રી ચંદ્રપ્રભ જિન–સ્તવન.

[ વાદલ દહદિશી ઉમહ્યો સખિ–એ દેશી. ]

શ્રીચંદ્રપ્રભ જિનરાજીઓ, મુખ સોહે પુનિમચંદ;
લંછન જસ દીપે ચંદ્રનું, જગજનનયનાનંદરે;
પ્રભુ ટાળે ભવભવ ફંદરે, કેવલકમળાઅરવિંદરે;
એ સાહિબ મેરે મન વસ્યો. એ૦ ૧

મહસેન પિતા માતા લક્ષ્મણા, પ્રભુ ચંદ્રપુરી શિણગાર;
દોઢસેં ધનુ તનુ ઉચ્ચના, શુચિ વરણે શશી અનુકારરે;
ઉતારે ભવજળ પારરે, કરે જનને બહુ ઉપગારરે;
દુઃખદાવાનળ જળધારરે. એ૦ ૨

દશ લાખ પૂરવ આઉખું, વ્રત એક સહસ પરિવાર;
સમેતશિખર શિવપદ લહ્યું, ધ્યાયી શુભ ધ્યાન ઉદારરે;

ટાળી પાતિક વિસ્તારરે, હુઆ જગજનના આધારરે;
મુનિજન મન પિક સહકારરે. એ૦ ૩
મુનિ લાખ અઢી પ્રભુજીતણા, તપ સંયમ ગુણહ નિધાન;
ત્રિણ લાખ વર સાહુણી વળી, અસીય સહસનું માનરે;
કરે કવિઅણ જસ ગુણગાનરે, જિણે જીત્યા ક્રોધ માનરે;
જેણે દીધું વરસીદાનરે, વરસ્યા જળધર અનુમાનરે. એ૦ ૪
સુર વિજય નામ ભૃકુટી સુરી, પ્રભુ શાસન રખવાળ;
કવિ જશવિજય કહે સદા, એ પ્રણમો પ્રભુ ત્રિહું કાલરે;
જસ પદ પ્રણમે ભૂપાલરે, જસ અષ્ટમી શશિ સમ ભાલરે;
જે ટાળે ભવ જંજાલરે. એ૦ ૫

## શ્રી સુવિધિનાથ જિન સ્તવન.

[ ભાવના માલતી ચૂસીએ-એ દેશી. ]

સુવિધિજિનરાજ મુજ મન રમો, સવિ ગમો ભવતણો તાપરે;
પાપ પ્રભુ ધ્યાનથી ઉપશમો, વિશ્રમો ચિત્ત શુભ જાપરે. સુ૦૧
રાય સુગ્રીવ રામા સુતો, નયરી કાકંદી અવતારરે;
મચ્છ લંછન ધરે આઉખું, લાખ દોય પૂર્વ નિરધારરે. સુ૦૨
એક શત ધનુષ તનુ ઉચ્ચતા, વ્રત લિએ સહસ પરિવારરે;
સમેતશિખર શિવપદ લહે, સ્ફટીક સમ કાંતિ વિસ્તારરે. સુ૦૩
લાખ દોય સાધુ પ્રભુજી તણા, લાખ એક સહસ વળી વીશરે;
સાહુણી ચરણગુણધારિણી, એહ પરિવાર જગદીશરે. સુ૦૪

અજિત સુર વર સુતારા સુરી, નિત કરે પ્રભુ તણી સેવરે;
શ્રીનયવિજય બુધ શિષ્યને, શરણુ એ સ્વામી નિત મેવરે. સુ૦૫

## શ્રી શીતળનાથ જિન સ્તવન.

[ કપૂર હોઇ અતિ ઉજલુંરે–એ દેશી. ]

શીતલજિન ભદ્દિલપુરીરે, દઢરથ નંદા જાત;
નેઉં ધનુષ તનુ ઉચ્ચતાજી, સોવન વાન વિખ્યાતરે;
જિનજી, તુજશ્યું મુજ મન નેહ.
જિમ ચાતકને મેહરે, જિનજી૦ તું છે ગુણમણિગેહરે. જિ૦તુ૦૧

શ્રીવત્સ લંછન સોહતોજી, આયુ પૂરવ લખ એક;
એક સહસશ્યું વ્રત લીયેજી, આણી હૃદય વિવેકરે. જિ૦તુ૦૨

સમેતશિખર શુભ ધ્યાનથીજી, પામ્યા પરમાનંદ;
એક લખ ખટ સાહુણીજી, એક લાખ મુનિવૃંદરે. જિ૦તુ૦૩

સાવધાન બ્રહ્મા સદાજી, શાસન વિઘન હરેઇ;
દેવી અશોકા પ્રભુ તણીજી, અહનિશિ ભગતિ કરેઇરે. જિ૦તુ૦૪

પરમપુરૂષ પુરૂષોત્તમોજી, તુ નરસિંહ નિરીહ;
કવિઅણુ તુજ જશ ગાવતાંજી, પવિત્ર કરે નિજ જીહરે. જિ૦તુ૦૫

## શ્રી શ્રેયાંસનાથ જિન–સ્તવન.

[ નયરી અયોધ્યા જયવતીરે–એ દેશી. ]

સિંહપુરી નયરી ભલીરે, વિષ્ણુ નૃપતિ જસ તાત;
માતા વિષ્ણુ મહાસતીરે, લીજે નામ પ્રભાતરે, જિન ગુણ ગાઇયેં.૧

શ્રીશ્રેયાંસ જિનેસરૂરે, કનક વરણ શુચિ કાય;
લાખ ચોરાશી વરષનુંરે, પાળે પ્રભુ નિજ આયરે. જિ૦૨

એક સહસશ્યું વ્રત લીયેંરે, અસિય ધનુષ તનુ માન;
ખડ્ગી લંછન શિવ લહેરે, સમેતશિખર શુભ ધ્યાનરે. જિ૦૩

સહસ ચોરાશી મુનિવરારે, ત્રણ સહસ લખ એક;
પ્રભુજીની વર સાહુણીરે, અદ્‌ભુત વિનય વિવેકરે. જિ૦૪

સુરમનુજેશ્વર માનવીરે, સેવે પય અરવિંદ;
શ્રીનયવિજયસુશીશનેરે, એ પ્રભુ સુરતરૂ કંદરે. જિ૦૫

## શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન.

[ ઋષભનો વંશ રયણાયરૂ-એ દેશી. ]

શ્રી વસુપૂજ્ય નરેસરૂ, તાત જયા જસ માતારે;
લંછન મહિષ સોહામણો, વરણે પ્રભુ અતિ રાતારે;
ગાઇયે જિન ગુણ ગહગહી. ૧

શ્રીવાસુપૂજ્ય જિણેસરૂ, ચંપાપુરી અવતારરે;
વરષ બોતેર લખ આઉખું, સત્તરી ધનુ તનુ સારરે. ગા૦૨

ખટ શત સાથે સંયમ લિયે, ચંપાપુરી શિવગામીરે;
સહસ બોત્હોત્તર પ્રભુ તણા, નમિયેં મુનિ શિરનામીરે. ગા૦૩.

તપ જપ સંયમ ગુણ ભરી, સાહુણી લાખ વખાણીરે;
યક્ષ કુમાર સેવા કરે, ચંડા દેવી મેં જાણીરે. ગા૦૪

જન મન કામિત સુરમણિ, ભવદવ મેહ સમાનરે;
કવિ જશવિજય કહે સદા, હૃદયકમળ ધરો ધ્યાનરે. ગા૦૫

## શ્રી વિમલનાથ જિન-સ્તવન.

[ સજનીની દેશી. ]

સજની વિમલજિનેસર પૂજીયે, લેઇ કેસર ઘોળાઘોળ;
સજની ભગતિ ભાવના ભાવિયે, જિમ હો ઘરે રંગ રોળ.
સજની વિમલ જિનેસર પૂજીયે. ૧

સ૦ કંપિલપુર કૃતવર્મનો, નંદન શ્યામા જાત;
સ૦ અંક વરાહ વિરાજતો, જેહના શુચિ અવદાત. સ૦વિ૦૨

સ૦ સાઠ ધનુષ તનુ ઉચ્ચતા, વરષ સાઠ લાખ આય;
સ૦ એક સહસસ્યું વ્રત લિયે, કંચનવરણી કાય. સ૦વિ૦૩

સ૦ સમેતશિખર શિવપદ લહ્યું, મુનિ અડસઠ હજાર;
સ૦ એક લાખ પ્રભુ સાહુણી, વળી અડ શત નિરધાર. સ૦વિ૦૪

સ૦ ષણ્મુખ હિતા પ્રભુ તણે, શાસનધર અધિકાર;
સ૦ શ્રીનયવિજય વિબુધ તણા, સેવકને જયકાર. સ૦વિ૦૫

## શ્રી અનંતનાથ જિન-સ્તવન.

[ ધડર આંબા આબલીરે-એ દેશી. ]

નયરી અયોધ્યા ઉપનારે, સિંહસેનકુલચંદ;

સિંચાણો લંછન ભલોરે, સુયશા માતાનો નંદ,
ભવિક જન, સેવો દેવ અનંત.

વરષ ત્રીશ લાખ આઉખુંરે, ઉંચા ધનુષ પચાશ,
કનકવરણ તનુ સોહતોરે, પૂરે જગજન આશ. ભ૦૨.

એક સહસશ્યું વ્રત ગ્રહીરે, સમેતશિખર નિરવાણ;
છાસઠ સહસ મુનીશ્વરૂરે, પ્રભુના શ્રુત ગુણ જાણ. ભ૦૩.

બાસઠ સહસ સુસાહુણીરે, પ્રભુજીનો પરિવાર;
શાસનદેવી અંકુશીરે, સુર પાતાલ ઉદાર. ભ૦૪

જાણે નિજ મન દાસનુંરે, તું જિન જગ હિતકાર;
બુધ જશ પ્રેમે વિનવેરે; દીજે મુજ દિદાર. ભ૦૫.

## શ્રી ધર્મનાથ જિન-સ્તવન.

[ એક દિન પુંડરીક એ દેશી. ]

રતનપુરી નયરી હુઆરે લાલ, લંછન વજ્ર ઉદાર મેરે પ્યારેરે;
ભાનુ નૃપતિ કુળકેસરી રે લાલ, સુવ્રતા માત મલ્હાર;
મેરે પ્યારેરે, ધર્મજિનેસર ધ્યાઈયે રે લાલ. ૧

આયુ વરષ દશ લાખનું રે લાલ, ધનુ પણયાલ પ્રસિદ્ધ; મે૦
કંચન વરણ વિરાજતો રે લાલ, સહસ સાથે વ્રત લીધ. મે૦ધ૦૨.

સિદ્ધિ કામિની કર ગ્રહે રે લાલ, સમેતશિખર અતિ રંગ; મે૦
સહસ ચોસઠ સોહામણા રે લાલ, પ્રભુના સાધુ અભંગ. મે૦ધ૦૩.

બાસઠ સહસ સુસાહુણી રે લાલ, વળી ઉપરિ સત ચ્યાર; મે૦
કંદર્પા શાસનસુરી રે લાલ, કિન્નર સુર સુવિચાર. મે૦ ધ૦૪

લટકાળે તુજ લોઅણે રે લાલ, મોહ્યા જગજન ચિત્ત; મો૦
શ્રીનયવિજય વિબુધ તણો રે લાલ, સેવક સમરે નિત. મો૦ ધ૦ ૫

## શ્રી શાંતિનાથ જિન-સ્તવન.

[ ત્રિભુવન તારણ તીરથ-એ દેશી. ]

ગજપુર નયર વિભૂષણ, દૂષણ ટાળતો રે કે દૂષણ૦
વિશ્વસેન નરનાહનો, કુળ અજુઆળતો રે કે કુળ૦
અચિરા નંદન વંદન, કીજે નેહશ્યું રે કે કીજે૦
શાંતિનાથ મુખ પુનમ-શશિ પરિ ઉલ્લશ્યું રે કે શ૦　૧
કંચનવરણી કાયા, માયા પરીહરે રે કે માયા૦
લાખ વરષનું આઉખું, મૃગ લંછન ધરે રે કે મૃગ૦
એક સહસશ્યું વ્રત ગ્રહે, પાતિકવન દહેરે રે કે પા૦
સમેતશીખર શુભ ધ્યાનથી, શિવપદવી લહેરે કે શિ૦　૨
ચ્યાલીશ ધનુ તનુ રાજે, ભાજે ભય ઘણા રે કે ભા૦
બાસઠ સહસ મુનીશ્વર, વિલસેં પ્રભુ તણા રે કે વિ૦
એકસઠ સહસ છસેં વળી, અધિકી સાહુણી રે કે અ૦
પ્રભુ પરિવારની સંખ્યા, એ સાચી મુણી રે કે એ૦　૩
ગરૂડ યક્ષ નીરવાણી, પ્રભુ સેવા કરે રે કે પ્ર૦
તે જન બહુ સુખ પાવે, જે પ્રભુ ચિત્ત ધરે રે જે૦
મદઝરતા ગજ ગાજે, તસ ઘર આંગણે રે કે ત૦
તસ જગ હિમકર સમ, જશ કવિઅણ ભણે રે કે જ૦ ૪
દેવ ગુણાકર ચાકર, હું છું તાહરો રે કે હું૦
નેહ નજર ભરી, મુજરો માનો માહરો રે કે મુ૦

તિહુઅણ ભાસન શાસન, ચિત્ત કરૂણા કરો રે કે ચિ૦
કવિ જશવિજય પયંપે, મુજ ભવ દુઃખ હરો રે કે મુ૦ ૫

## શ્રી કુંથુનાથ જિન-સ્તવન.

[ ઢાલ મરકલડાની ]

ગજપુર નયરી સોહીયેંજી, સાહીબ ગુણનીલો;
શ્રી કુંથુનાથ મુખ મોહીયેંજી, સાહીબ ગુણનીલો.
સૂર નૃપતિ કુલચંદોજી, સા૦ શ્રીનંદન ભાવે વંદોજી, સા૦૧
અજ લંછન વંછીત પૂરેજી, સા૦ પ્રભુ સમરીઓ સંકટ ચૂરેજી, સા.
પાંત્રીશ ધનુષ તનુ માનેજી, સા૦ વ્રત એક સહસ અનુમાનેજી,સા૦
આયુ વરષ સહસ પંચાણુજી, સા૦ તનુ સોવન વાન વખાણુંજી, સા.૨
સમેતશીખર શિવ પાયાજી, સા૦ સાઠ સહસ મુનીશ્વર રાયાજી,સા૦૩
ખટ શત વળી સાઠ હજારજી, સા૦ પ્રભુ સાધ્વીનો પરિવારજી, સા.
ગંધર્વ બળા અધિકારીજી, સા૦ પ્રભુશાસન સાન્નિધ્યકારીજી, સા૦૪
સુખદાયક મુખને મટકેજી, સા૦ લાખેણે લોયણ લટકેજી, સા.
બુધ શ્રીનયવિજય મુણીંદોજી, સા૦ સેવકને દીઓ આણંદોજી,સા૦૫

## શ્રી અરનાથ જિન-સ્તવન.

[ સમર્યારે સાદ દિએરે દેવ-એ દેશી. ]

અરજિન ગજપુર વર શિણગાર, તાત સુદર્શન દેવી મલ્હાર;
સાહીબ સેવીયે, મેરો મનકો પ્યારો સેવીયે;
ત્રીશ ધનુષ પ્રભુ ઉંચી કાય, વરષ સહસ ચોરાશી આય. સા૦૧

નંદાવર્ત્ત વિરાજે અંક, ટાળે પ્રભુ ભવભવના આતંક; સા૦
એક સહસશ્યું સંયમ લીધ, કનક વરણ તનુ જગત પ્રસિદ્ધ. સા૦૨
સમેતશિખર ગિરિ સબળ ઉછાહ, સિદ્ધિવધૂનો કર્યોરે વિવાહ; સા૦
પ્રભુના મુનિ પચાસ હજાર, સાઠ સહસ સાધ્વી પરિવાર. સા૦૩
યક્ષ ઇંદ્ર પ્રભુ સેવાકાર, ધારિણી શાસનની કરે સાર; સા૦
રવિ ઉગે નાસે જિમ ચોર, તિમ પ્રભુના ધ્યાને કરમ કઠોર. સા૦૪
તું સુરતરૂ ચિંતામણી સાર, તું પ્રભુ ભગતે મુગતિ દાતાર; સા૦
બુધ જશવિજય કરે અરદાસ, દીઠે પરમાનંદ વિલાસ. સા૦૫

## શ્રી મલ્લિનાથ જિન–સ્તવન.

[ પ્રથમ ગોવાળ તણે ભવેજી–એ દેશી. ]

મિથીલા નયરી અવતર્યોજી, કુંભ નૃપતિ કુળભાણ;
રાણી પ્રભાવતી ઉર ધર્યોજી, પચવીશ ધનુષ પ્રમાણ, ભવિક જન,
વંદો મલ્લિજિણંદ, જિમ હોયે પરમ આનંદ; ભવિક જન૦ વં૦
લંછન કલશ વિરાજતોજી, નીલ વરણ તનુ કાંતિ;
સંયમ લીયે શત ત્રણશ્યુંજી, ભાંજે ભવની ભ્રાંતિ. ભ૦વં૦૨
વરષ પંચાવન સહસનુંજી, પાળી પૂરણ આય;
સમેતશીખર શિવ પદ લહ્યુંજી, સુર કિન્નર ગુણ ગાય. ભ૦વં૦૩
સહસ પંચાવન સાહુણીજી, મુનિ ચ્યાલીશ હજાર;
વૈરોટયા સેવા કરેજી, યક્ષ કુબેર ઉદાર. ભ૦વં૦૪
સૂરતિ મોહનવેલડીજી, મોહે જગજન જાણ;
શ્રીનયવિજય સુશિષ્યનેજી. દીયો પ્રભુ કોડી કલ્યાણ. ભ૦વં૦૫

## શ્રીમુનિસુવ્રત જિન-સ્તવન.



[ ઢાળ રસિયાની. દેશી. ]

પદ્માદેવી નંદન ગુણનીલો, રાય સુમિત્ર કુળચંદ; કૃપાનિધિ;
નયરી રાજગ્રહી પ્રભુ અવતર્યો, પ્રણમે સુર નર વૃંદ. કૃ૦
મુનિસુવ્રત જિન ભાવે વંદિયે. ૧

કચ્છપ લંછન સાહિબ શામળો, વીશ ધનુષ તનુ માન; કૃ૦
ત્રીશ સહસ સંવત્સર આઉખું, બહુ ગુણ રયણ નિધાન. કૃ૦ મુ૦૨

એક સહસશ્યું પ્રભુજી વ્રત ગ્રહી, સમેતશિખર લહી સિદ્ધિ. કૃ૦
સહસ પચાસ વિરાજે સાહુણી, ત્રીશ સહસ મુનિ પ્રસિદ્ધિ. કૃ૦ મુ૦૩

નરદત્તા પ્રભુ શાસન દેવતા, વરુણ યક્ષ કરે સેવ; કૃ૦
જે પ્રભુ-ભગતિ રાતા તેહના, વિઘન હરે નિતમેવ. કૃ૦ મુ૦૪

ભાવઠ-ભંજન જન-મનરંજનો, મૂરતિ મોહનગાર; કૃ૦
કવિ જશવિજય પયપે ભવભવે, એ મુજ એક આધાર. કૃ૦ મુ૦૫

## શ્રીનમિનાથ જિન-સ્તવન.



[ કાજ સીધ્યાં સકળ હવે સાર—એ દેશી. ]

મિથીલાપુર વિજય નરેંદ, વપ્રા સુત નમિ જિનચંદ;
નિલુપ્પલ લંછન રાજે, પ્રભુ સેવ્યો ભાવઠ ભાજે. ૧

ધનુષ પન્નર ઉંચ શરીર, સોવન વાન સાહસ ધીર;
એક સહસશ્યું લીયે નિરમાય, વ્રત વરષ સહસ દશ આય. ૨

સમેતશિખરગિરિ આરોહી, પોહતા શિવપુર નિરમોહી;
મુનિ વીશ સહસ શુભ નાણી, પ્રભુના ઉત્તમ ગુણખાણી. ૩

વલી સાધવીનો પરિવાર, એકતાલીશ સહસ ઉદાર;
સુર ભ્રકૂટિ દેવી ગાંધારી, પ્રભુ શાસન સાન્નિધ્યકારી. ૪

તુજ કીરતિ જગમાં વ્યાપી, તપ તપે અખળ પ્રતાપી;
બુધ શ્રીનયવિજય સુશિષ્ય, ઇમ દીયે નિત નિત આશિષ. ૫

## શ્રી નેમિનાથ જિન–સ્તવન.



[ ઢાળ–ફાગની. ]

સમુદ્રવિજય શિવાદેવી, નંદન નેમિકુમાર;
શૌરીપુર દશ ધનુષનું, લંછન શંખ સફાર.
એક દિન રમતો આવિયો, અતુલીબળ અરિહંત;
જિહાં હરિ આયુધશાળા, પૂરે શંખ મહંત. ૧

હરિ ભય ભરી તિહાં આવે, પેખે નેમિજિણંદ;
સરિખે શ્રમ બળ પરખે, તિહાં જીતે જિનચંદ.
આજ રાજ એ હરશ્યેં, કરશ્યેં અપયશ ભૂરિ;
હરિ મન જાણી આણી, તવ થઇ ગગને અરૂરિ. ૨

અણુપરણ્યે વ્રત લેશ્યે, દેશ્યે જગ સુખ એહ;
હરિ મત બીહે ઇંહે, પ્રભુશ્યું ધરમસનેહ.
હરિ શણગારી નારી, તવ જલ મજ્જન જંતિ;
માન્યું માન્યું પરણવું, ઇમ સવિ નારી કહંતિ. ૩

ગુણ મણિ પેટી બેટિ, ઉગ્રસેન નૃપ પાસ;
તવ હરિ જાચે માચે, રાચે પ્રેમ વિલાસ.
તૂર દિવાજે ગાજે, છાજે ચામર કાંતિ;
હવે પ્રભુ આવ્યા પરણવા, નવ નવા ઉત્સવ હુંતિ. ૪

ગોખે ચઢી મુખ દેખે, રાજિમતિ ભર પ્રેમ;
રાગ અમીરસ વરસે, હરસે પેખી નેમ.
મન જાણે એ ટાણે, જો મુજ પરણે એહ;
સંભારે તો રંભા, સબળ અચંભા તેહ. ૫

પશુઆ પુકાર સુણી કરી, ઇણિ અવસરે જિનરાય;
તસ દુઃખ ટાળી વાળી, રથ વ્રત લેવા જાય.
તબ બાળા દુઃખ ઝાળા, પરવશિ કરેરે વિલાપ;
કહિયે જો હવે હું છંડી, તો દેશ્યો વ્રત આપ. ૬

સહસ પુરૂષશ્યું સંયમ, લિયે શામળ તનુ કાંતિ;
જ્ઞાન લહી વ્રત આપે, રાજિમતિ શુભ શાંતિ.
વરષ સહસ આઉખું, પાળી ગઢગિરનાર;
પરણ્યા પૂરણ મહોત્સવ, ભવ છાંડી શિવનાર. ૭

સહસ અઢાર મુનીશ્વર, પ્રભુજીના ગુણવંત;
ચ્યાલીશ સહસ સુસાહુણી, પામી ભવનો અંત.

ત્રિભુવન અંબા અંબા-દેવી સુર ગોમેધ;
પ્રભુ સેવામાં નિરતા, કરતા પાપ નિષેધ. ૮

અમલ કમલ દલ લોચન, શોચન રહિત નિરીહ;
સિંહ મદન ગજ ભેદવા, એ જિન અકલ અબીહ;
શૃંગારી ગુણધારી, બ્રહ્મચારી શિર લીહ;
કવિ જશવિજય નિપુણ ગુણ, ગાવે તુજ નિશદીહ. ૯

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.



નયરી વાણારસી અવતર્યો હો, અશ્વસેન કુળચંદ;
વામાનંદન ગુણ નીલો હો, પાસજી શિવતરૂકંદ.
પરમેસર ગુણ નિતુ ગાઇયે હો. ૧

ફણિ લંછન નવ કર તનુ જિનજી, સજલ ઘનાઘન વન્ન;
સંયમ લિયે શત તીનશ્યું હો, સવિ કહે જયું ધન ધન્ન; ૫૦ ૨

વરષ એક શત આઉખું હો, સિદ્ધિ સમેતગિરીશ;
સોળ સહસ મુનિ પ્રભુ તણા હો, સાહુણી સહસ અડતીશ. ૫૦ ૩

ધરણરાજ પદ્માવતી હો, પ્રભુ શાસન રખવાળ;
રોગ શોગ સંકટ ટળે હો, નામ જપત જપમાળ. ૫૦ ૪

પાસ આસ પૂરો અબ મેરી, અરજ એક અવધાર;
શ્રીનયવિજય વિબુધ પદ સેવી, જશ કહે ભવજલ તાર. ૫૦ ૫

## શ્રી મહાવીર જિન સ્તવન.



[ રાગ-ધનાશ્રી. ]

આજ જિનરાજ મુજ કાજ સિધ્યાં સવે.
તું કૃપાકુંભ જો મુજ તૂઠો;
કલ્પતરૂ કામઘટ કામધેનુ મિલ્યો,
આંગણે અમિયરસ મેહ વૂઠો. આ૦ ૧

વીર તું કુંડપુરનયર ભૂષણ હુઓ,
રાય સિદ્ધાર્થ ત્રિસલા તનૂજો,
સિંહ લંછન કનક વર્ણ કર સપ્ત તનુ,
તુજ સમો જગતમાં કો ન દૂજો. આ૦ ૨

સિંહપરે એકલો ધીર સંચમ ગ્રહી,
આયુ બોહોત્તર વરષ પૂર્ણ પાળી;
પુરી અપાપાચે નિષ્પાપ શિવવહૂ વર્યો,
તિહાં થકી પર્વ પ્રગટી દીવાળી. આ૦ ૩

સહસ તુજ ચઉદ મુનિવર મહાસંયમી,
સાહુણી સહસ છત્રીશ રાજે;
યક્ષ માતંગ સિદ્ધાયિકા વર સુરી,
સકળ તુજ ભવિકની ભીતિ ભાંજે. આ૦ ૪

તુજ વચનરાગ સુખસાગરે ઝીલતો,
પીલતો મોહ મિથ્યાત્વવેલી;
આવીઓ ભાવીઓ ધર્મપથ હું હવે,
દીજીયે પરમપદ હોઈ બેલી. આ૦ ૫

સિંહ નિશીદીહ જો હૃદયગિરિ મુજ રમે,
તું સુગુણલીહ અવિચલ નિરીહો;
તો કુમત રંગ માતંગના જૂથથી,
મુજ નહિ કોઈ લવલેશ બીહો. આ૦ ૬

ચરણ તુજ શરણ મેં ચરણગુણનિધિ ગ્રહ્યા,
ભવતરણ કરણ દમ શર્મ દાખો;
હાથ જોડી કહે જશવિજય બુધ ઇશ્યું,
દેવ નિજ ભુવનમાં દાસ રાખો. આ૦ ૭

ઇતિ શ્રી જશવિજયજી કૃત
ચૌદ બોલની ચોવીશી ત્રીજી સંપૂર્ણ.

# ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી કૃત

# વિહરમાન જિન-વીશી

## શ્રી સીમંધર જિન સ્તવન.

[ છઠર આબા આબલીરે-એ દેશી. ]



પુખ્ખલવઇ વિજયે જયોરે, નયરી પુંડરિગિણિ સાર;
શ્રીસીમંધર સાહિબારે, રાયશ્રેયાંસ કુમાર,
જિણંદરાય, ધરજયો ધર્મસનેહ. જિ૦ ૧

મોટા નાહના અંતરોરે, ગિરૂઆ નવિ દાખંત;
શશી દરિશણ સાયર વધેરે, કૈરવ વન વિકસંત. જિ૦ ૨

ઠામ કુઠામ નવિ લેખવેરે, જગ વરસંત જલધાર;
કર દોય કુસુમે વાસીએરે, છાયા સવિ આધાર. જિ૦ ૩

રાય રંક સરિખા ગણેરે, ઉદ્યોતે શશી સૂર;
ગંગાજલ તે બિહું તણારે, તાપ કરે સવિ દૂર. જિ૦ ૪

સરિખા સહુને તારવારે, તિમ તુમે છો મહારાજ;
મુજશું અંતર કિમ કરોરે, બાંહ્ય ગ્રહ્યાની લાજ. જિ૦ ૫

મુખ દેખી ટીલું કરે રે, તે નવિ હોવે પ્રમાણ;
મુજરો માને સવિ તણોરે, સાહિબ તેહ સુજાણ. જિ૦ ૬

વૃષભ લંછન માતા સત્યકીરે, નંદન રૂક્મિણી કંત;
વાચક જશ ઇમ વીનવ્યોરે, ભયભંજન ભગવંત. જિ૦ ૭

## શ્રી યુગમંધર જિન સ્તવન.



[ ધણરા ઢોલા–એ દેશી. ]

શ્રીયુગમંધર સાહિબારે, તુમશું અવિહડ રંગ; મનના માન્યા.
ચોલ મજીઠ તણી પરેરે, તે તો અચલ અભંગ; ગુણના ગેહા. ૧
ભવિજન મન ત્રાંબુ કરેરે, વેધક કંચન વાન; મ૦
ફરિ ત્રાંબુ તે નવિ હુએરે, તિમ તુમ નેહ પ્રમાણ. ગુ૦ ૨
એક ઉદક લવ જિમ ભળ્યોરે, અક્ષય જલધિમાં સોય. મ૦
તિમ તુજશું ગુણ નેહલોરે, તુજ સમ જગ નહિ કોય. ગુ૦ ૩
તુજશું મુજ મન નેહલોરે, ચંદન ગંધ સમાન; મ૦
મેળ હુઓ એ મૂળગોરે, સહજ સ્વભાવ નિદાન. ગુ૦ ૪
વપ્રવિજય વિજયાપુરીરે, માત સુતારા નંદ; મ૦
ગજ લંછન પ્રિય મંગલારે, રાણી મન આનંદ. ગુ૦ ૫
સુદૃઢરાય કુલ દિનમણિરે, જય જય તું જિનરાજ; મ૦
શ્રીનયવિજય વિબુધતણારે, શિષ્યને દિઓ શિવરાજ. ગુ૦ ૬

## શ્રી બાહુજિન સ્તવન.



[ દેશી નણદલની એ દેશી. ]

સાહિબ બાહુજિણેસર વીનવું, વીનતડી અવધાર હો; સા૦ ૧
ભવભયથી હું ઉભગ્યો, હવે ભવ પાર ઉતાર હો. સા૦

તુમ સરીખા મુજ શિર છતે, કર્મ કરે કિમ જોર હો; સા૦
ભુજંગ તણા ભય તિહાં નહિ, જિહાં વન વિચરે મોર હો. સા૦ ૨

જિહાં રવિ તેજે ઝલહલે, તિહાં કિમ રહે અંધકાર હો; સા૦
કેસરી જિહાં ક્રીડા કરે, તિહાં નહિ ગજ પરિચાર હો. સા૦ ૩

તિમ જો તુમે મુજ મન રમો, તો નાસે દુરિત સંભાર હો; સા૦
વચ્છવિજય સુસીમાપુરી, રાય સુગ્રીવ મલ્હાર હો. સા૦ ૪

હરિણુ લંછન ઇમ મેં સ્તવ્યો, મોહનારાણીનો કંત હો; સા૦
વિજયાનંદન મુજ દીઓ, જસ કહે સુખ અનંત હો. સા૦ ૫

## શ્રી સુબાહુ જિન સ્તવન.

[ ચતુર સનેહી મોહના—એ દેશી. ]

સ્વામી સુબાહુ સુહંકરૂ, ભૂનંદાનંદન પ્યારોરે;
નિસઢનરેસર કુળતિલો, કિંપુરૂષા ભરથારોરે.

કપિલંછન નલિનાવતી, વપ્રવિજય અયોધ્યાનાહોરે;
રંગે મિલિયે તેહશું, એહ મણુઅજનમનો લાહોરે. સ્વા૦૨

તે દિન સવિ એળે ગયા, જિહાં પ્રભુશું ગોઠ ન બાંધીરે;
ભગતિ દૂતીકાએ મન હર્યું, પણ વાત કહી છે આધીરે. સ્વા૦૩

અનુભવ મિત્ત જો મોકલું, તો તે સઘળી વાત જણાવેરે;
પણ તેહ વિણુ મુજ નવિ સરે, કહો પુત્ર વિચાર તે આવેરે. સ્વા૦૪

તેણે જઈ વાત સવે કહી, પ્રભુ મળ્યા તે ધ્યાનને ટાણેરે;
શ્રીનયવિજય વિબુધ તણો, ઇમ સેવક સુજશ વખાણેરે. સ્વા૦૫

# શ્રીસુજાત જિન–સ્તવન.

[ રામચંદ્રકે બાગ આંબો મોરી રહ્યો રે એ દેશી, ]

સાચો સ્વામી સુજાત, પૂરવ અરધ જયોરી;
ધાતકીખંડ મોઝાર, પુષ્કલાવઇ વિજયોરી. ૧
નયરીપુંડરગિણી નાથ, દેવસેન વંશ તિલોરી;
દેવસેનાનો પુત્ર, લંછન ભાનુ ભલોરી. ૨
જયસેનાનો કંત, તેહશું પ્રેમ ધર્યોરી;
અવર ન આવે દાય, તેણે વશિ ચિત્ત કર્યોરી.
તુમે મત જાણો દૂર, જઇ પરદેશ રહ્યારી;
છો મુજ ચિત્ત હજૂર, ગુણ સંકેત ગ્રહ્યારી. ૪
ઉગે ભાનુ આકાશ, સરવર કમલ હસેરી;
દેખી ચંદ ચકોર, પીવા અમીઅ ધસેરી. ૫
દૂરથકી પણ તેમ, પ્રભુશું ચિત્ત મિળ્યુંરી;
શ્રીનયવિજય સુશિષ્ય, કહે ગુણ હેજે હિળ્યુંરી. ૬

# શ્રી સ્વયંપ્રભ જિન સ્તવન.



[ દેશી પારધીયાની. ]

સ્વામી સ્વયંપ્રભ સુંદરૂરે, મિત્રનૃપતિ કુળ હંસરે; ગુણરસીઆ.
માતા સુમંગળા જનમિયોરે, શશિલંછન સુપ્રશંસરે.
મનવસીઆ. ૧

વપ્રવિજય વિજયાપુરીરે, ધાતકી પૂરવ અદ્ધરે; ગુ૦
પ્રિયસેના પિયુ પુન્યથીરે, તુમ સેવા મેં લદ્ધરે. મ૦ ૨

ચખવી સમકિત સુખડીરે, હેળવીઓ હું બાળરે; ગુ૦
કેવળ રત્ન લહ્યા વિનારે, ન તજું ચરણ ત્રિકાળરે. મ૦ ૩

એકને લલચાવી રહોરે, એકને આપો રાજરે; ગુ૦
એ તુમ કરવો કિમ ઘટેરે, પંક્તિભેદ જિનરાજરે. મ૦ ૪

કેડ ન છોડું તાહરીરે, આપ્યા વિણુ શિવસુખરે, ગુ૦
ભોજન વિણુ ભાંજે નહીરે, ભામણુડે જિમ ભૂખરે. મ૦ ૫

આસંગાયત જે હુશેરે, તે કહેશે સો વારરે; ગુ૦
ભોળી ભગતે રીઝશેરે, સાહિબ પણ નિરધારરે. મ૦ ૬

સવિ જાણે થોડું કહેરે, પ્રભુ તું ચતુર સુજાણરે; ગુ૦
વાચક જશ કહે દીજીએરે, વાંછિતસુખ નિર્વાણરે. મ૦ ૭

## શ્રી ઋષભાનન જિન-સ્તવન.

[ બન્યો કુંઅરજીનો સેહરો-એ દેશી. ]

શ્રીઋષભાનન ગુણનીલો, સોહે મૃગપતિ લંછન પાય હો; જિણંદ.
મોહે મન તું સવિ તણા, ભલી વીરસેના તુજ માય હો; જિ૦ શ્રી. ૧.

વચ્છવિજય સુસીમા પુરી, ખંડ ધાતકી પૂરવ ભાગ હો; જિ૦
રાણી જયાવતી નાહલો, કીર્તિનૃપ સુત વડભાગ હો; જિ૦ શ્રી૦ ૨.

હું પૂછું કહો તુમે કેણીપરે, દિઓ ભગતને મુગતિ સંકેત હો; જિ૦
રૂસો નહિ નિંદા કારણે, તુસો નહી પૂજા હેત હો; જિ૦ શ્રી૦ ૩.

વિણ સમકિત ફળ કો નવિ લહે, એહ ગ્રંથે છે અવદાત હો; જિ૦
તો એ શાખાશી તુમને ચઢે, તુમે કહેવાઓ જગ તાત હો; જિ૦શ્રી. ૪

હવે જાણ્યું મનવાંછિત દીએ, ચિંતામણિ ને સુરકુંભ હો; જિ૦
અગ્નિ મિટાવે શીતને, જે સેવે થઈ થિરથંભ હો; જિ૦ શ્રી૦ ૫

જિમ એ ગુણ વસ્તુસ્વભાવથી, તિમ તુમથી મુગતિ ઉપાય હો; જિ૦
દાયક નાયક ઓપમા, ભગતે ઇમ સાચ કહેવાય હો; જિ૦ શ્રી૦ ૬

તપ જપ કિરીયા ફળ દીયે, તે તુમ ગુણ ધ્યાન નિમિત્ત હો; જિ૦
શ્રી નયવિજયવિબુધ તણા, સેવકને પરમ તું મિત્ત હો; જિ૦ શ્રી૦ ૭

## શ્રી અનંતવીર્ય જિન-સ્તવન.



[ નારાયણની–એ દેશી. ]

જિમ મધુકર મન માલતીરે, જિમ કુમુદિની ચિત્ત ચંદ,
જિણંદરાય૦
જિમ ગજ મન રેવા નદીરે, કમળા મન ગોવિંદરે; જિણં૦
યું મેરે મન તું વસ્યોજી. ૧

ચાતક ચિત્ત જિમ મેહુલોરે, જિમ પંથી મન ગેહરે; જિ૦
હંસા મન માનસરોવરરે, તિમ મુજ તુજશું નેહરે. જિ૦ યું૦ ૨

જિમ નંદનવન ઇંદનેરે, સીતાને વહાલો રામરે; જિ૦
ધરમીને મન સંવરરે, વ્યાપારી મન દામરે. જિ૦ યું૦ ૩

અનંતવીરજ ગુણસાગરરે, ધાતકીખંડ મોઝારરે;
પૂરવ અરધ નલિનાવતીરે, વિજય અયોધ્યા ધારરે. જિ૦ યું૦ ૪

મેઘરાય મંગલાવતીરે, સુત વિજયાવતીકંતરે; જિ૦
ગજ લંછન યોગીસરૂરે, હું સમરૂં મહા મંતરે. જિ૦ ચું૦ ૫

ચાહે ચતુર ચૂડામણીરે, કવિતા અમૃતની કેલરે; જિ૦
વાચક જશ કહે સુખ દિઓરે, સુજ તુજ ગુણ રંગરેલરે. ચું૦ ૬

## શ્રી સુરપ્રભ જિન-સ્તવન.



[ રામપુરા બજારમાં એ દેશી. ]

સુરપ્રભજિનવર ધાતકી, પશ્ચિમ અરધે જયકાર; મેરે લાલ.
પુષ્કલાવઇ વિજયે સોહામણો, પુરી પુંડરિગિણી શણગાર. મે૦
ચતુર શિરોમણિ સાહિબો. ૧

નંદસેનાનો નાહલો, હય લંછન વિજય મલ્હાર; મે૦
વિજયાવતી કુખે ઉપનો, ત્રિભુવનનો આધાર. મે૦ ચ૦ ૨

અલવે જસ સાહમું જૂએ, કરૂણાભર નયન વિલાસ; મે૦
તે પામે પ્રભુતા જગતણી, એહવો છે પ્રભુ સુખવાસ. મે૦ ચ૦ ૩

મુખમટકે જગજન વશ કરે, લોયણ લટકે હરે ચિત્ત; મે૦
ચારિત્ર ચટકે પાતિક હરે, અટકે નહિ કરતો હિત. મે૦ ચ૦ ૪

ઉપકારી શિર સેહરો, ગુણનો નવિ આવે પાર; મે૦
શ્રી નયવિજય સુશિષ્યને રે, હોજ્યો નિત મંગમાળ. મે૦ ચ૦ ૫

## શ્રી વિશાળ જિન સ્તવન.

[ દેશી લુહારની. ]

ધાતકીખંડે હો કે પશ્ચિમ અરધ ભલો,
  વિજયાનયરી હો કે વપ્ર તે વિજય તિલો;
તિહાં જિન વિચરે હો કે સ્વામી વિશાળ સદા,
  નિત નિત વંદુ હો કે વિમલાકંત મુદા. ૧
નાગનરેસર હો કે વંશ ઉદ્યોતકરૂ,
  ભદ્રાએ જાયા હો કે પ્રત્યક્ષ દેવતરૂ;
ભાનુ લંછન હો કે મિલવા મન તલસે,
  તસ ગુણ સુણિયા હો કે શ્રવણે અમી વરસે. ૨
આંખડી દીધી હો કે જો હોએ મુજ મનને,
  પાંખડી દીધી હો કે અથવા જો તનને;
મનહ મનોરથ હો કે તો સવિ તુરત ફળે,
  તુજ મુખ દેખવા હો કે હરખીત હેજ મળે. ૩
આડા ડુંગર હો કે દરીયા નદીય ઘણી,
  પણ શક્તિ ન તેહવી હો કે આવું તુજ ભણી;
તુજ પાય સેવા હો કે સુરવર કોડિ કરે,
  જો એક આવે હો કે તો મુજ દુઃખ હરે. ૪
અતિ ઘણું રાતી હો કે અગ્નિ મજીઠ સહે,
  ઘણુશું હણીયે હો કે દેશ વિયોગ લહે;
પણ ગિરૂઆ પ્રભુશું હો કે રાગ તે દુરિત હરે,
  વાચક જશ કહે હો કે ધરીએ ચિત્ત ખરે. ૫

## શ્રી વજ્રધર જિન સ્તવન



[ માહરા સુગુણ સનેહા પ્રભુજી–એ દેશી. ]

શંખ લંછન વજ્રધર સ્વામી, માતા સરસ્વતી સુત શિવગામી હો;
ભાવે ભવિ વંદો.
નરનાથ પદ્મરથા જાયો, વિજયાવતી ચિત્ત સુહાયો હો. ભા૦ ૧
ખંડ ધાતકી પશ્ચિમ ભાગે, પ્રભુ ધર્મધુરંધર જાગે હો; ભા૦
વચ્છવિજયમાં નયરી સુસીમા, તિહાં થાપે ધર્મની સીમા હો.ભા૦ ૨
પ્રભુ મનમાં અમે વસવું જેહ, સુપને પણ દુર્લભ તેહ હો; ભા૦
પણ અમ મન પ્રભુ જો વસશે, તો ધર્મની વેલ ઉલ્લસશે હો.ભા૦ ૩
સ્વરૂપ ને પ્રભુ મુખ નિરખંતા, અમે પામું સુખ હરખંતા હો; ભા૦
જેહ સુપન રહિત કહિયા દેવા, તેહથી અમે અધિક કહેવા હો ભા૦૪
મણિ માણિક કનકની કોડિ, રાણિમ ઋદ્ધિ રમણી જોડિ હો; ભા૦
પ્રભુ દરશનના સુખ આગે, કહો અધિકેરૂં કુણ માગે હો.ભા૦ ૫
પ્રભુ દૂરથકી પણ ભેટયા, તેણે પ્રેમે દુઃખ સવિ મેટયા હો; ભા૦
ગુરૂ શ્રીનયવિજય સુશીશ, પ્રભુ ધ્યાન રમે નિશદીશ હો. ભા૦ ૬

## શ્રી ચંદ્રાનન જિન-સ્તવન.



( માહરી સહિરે સમાણી–એ દેશી )

નલિનાવતી વિજય જયકારી, ચંદ્રાનન ઉપગારીરે;
સુણ વીનતી મોરી.
પશ્ચિમ અરધે ધાતકી ખંડે, નયરી અયોધ્યા મંડેરે. સુ૦ ૧

ખિજમતમાં ખામી નહી, મેલ ન મનમાં કોય લાલરે;
કરૂણાપૂરણ લોયણે, સાહમું કાંઇ ન જોય લાલરે. ભુ૦ ૫

આસંગો મોટા તણો, કુંજર ગ્રહવો કાન લાલરે;
વાચક **જશ** કહે વિનતિ, ભગતિ વસે મુજ માન લાલરે. ભુ૦ ૬

## શ્રી ઈશ્વર જિન સ્તવન.



[ રાજા જો મિલે–એ દેશી. ]

( અથવા–કીસવા ચેલા બાબુ કીસકા હો પુત્ત–એ દેશી )

નૃપ ગજસેન જશોદા માત, નંદન ઈશ્વર ગુણ અવદાત; સ્વામી સેવીએ
પુષ્કરવર પૂરવારધ કચ્છ, વિજય સુસીમા નયરી અચ્છ. સ્વા૦ ૧

શશી લંછન પ્રભુ કરેરે વિહાર, રાણી ભદ્રાવતીનો ભરતાર; સ્વા૦
જે પામે પ્રભુનો દીદાર, ધન ધન તે નરનો અવતાર. સ્વા૦ ૨

ધન તે તન જિન નમીએ પાય, ધન તે મન જે પ્રભુગુણ ધ્યાય; સ્વા૦
ધન તે જીહા પ્રભુ ગુણ ગાય, ધન્ય તે વેળા વંદન થાય. સ્વા૦ ૩

અણમિલવે ઉતકંઠા જોર, મિલવે વિરહ તણો ભય સોર; સ્વા૦
અંતરંગ મિલવે જીઉ છાંહ[1], શોકવિરહ જિમ દૂરે પલાય. સ્વા૦ ૪

તું માતા તું બંધવ મુજ, તુંહી પિતા તુજશું મુજ ગુજ; સ્વા૦
શ્રીનયવિજય વિબુધનો શીશ, વાચક **જશ** કહે પૂરો જગીશ. સ્વા૦ ૫

૧ અંતરંગ મિલવે લીઉ સાઇ.

# શ્રી નેમિપ્રભુ જિન-સ્તવન.



[ થારે માથે પચરંગી પાઘ સોનારો છોગલો મારૂજી એ દેશી. ]
(અથવા-આજ હો થારે કેસરી કસબી ને વાગે મોહરી રે મારૂજી-એ દેશી)

પુષ્કરવર પૂરવ અરધ દિવાજે રાજેરે, સાહિબજી.
નલિનાવતી વિજયે નયરી અયોધ્યા છાજેરે; સા૦
પ્રભુ વીરનરેસર-વંશ-દિણેસર ધ્યાઇએરે, સા૦
સેનાસુત સાચો ગુણશું જાચો ગાઇએરે. સા૦ ૧
મોહની મનવલ્લભ દરસન દુરલભ જાસરે, સા૦
રવિચરણ ઉપાસી કિરણવિલાસી ખાસરે; સા૦
ભવિજનમનરંજન ભાવઠભંજન ભગવંતરે, સા૦
નેમિપ્રભુ વંદું પાપનિકંદું તંતરે. સા૦ ૨
ઘર સુરતરૂ ફળીયો સુરમણિ મીલીઓ હાથરે, સા૦
કરી કરૂણા પૂરી અઘ ચૂરી જગનાથરે; સા૦
અમિએ ઘન વૂઠા વળી તૂઠા સવિ દેવરે, સા૦
શિવગામી પામી જો મેં તુજ પદ સેવરે. સા૦ ૩
ગંગાજલ નાહ્યો હું ઉમાહ્યો આજરે, સા૦
ગુરૂ સંગત સારી મ્હારી વધારી લાજરે; સા૦
મુહ માગ્યા જાગ્યા પૂરવ પુન્ય અંકૂરરે, સા૦
મન લીનો કીનો તુજ ગુણ પ્રેમ પંડૂરરે. સા૦ ૪
તું દોલતદાતા તું જગત્રાતા મહારાજરે, સા૦
ભવસાયર તારો સારો વાંછિત કાજરે; સા૦
દુઃખચૂરણ પૂરણ કીજે સયલ જગીશરે, સા૦
અરદાસ પ્રકાશે શ્રીનયવિજય-સુશીશરે. સા૦ ૫

રાણી લીલાવતી ચિત્ત સુહાયો, પદ્માવતીનો જાયોરે; સુ૦
નૃપ વાલ્મીક કુળે તું દીવો, વૃષભ લંછન ચિરંજીવોરે. સુ૦ ૨

કેવલજ્ઞાન અનંત ખજાનો, નહી તુજ જગમાંહિ છાનોરે; સુ૦
તેહનો લવ દેતા શું નાસે, મનમાંહિ કાંઇ વિમાસેરે. સુ૦ ૩

રયણ એક દિયે રયણે ભરીયો, જો ગાજંતો દરીયોરે; સુ૦
તો તેહને કાંઇ હાણ ન આવે, લોક તે સંપત્તિ પાવેરે. સુ૦ ૪

અલિ માચે પરિમલ લવ પામી, પંકજ વન નહિ ખામીરે; સુ૦
અંબ લુંબ કોટિ નવિ છીજે, એકે પિક સુખ દીજેરે. સુ૦ ૫

ચંદ્રકિરણ વિસ્તારે છોછું, નવિ હોયે અમીયમાં ઓછુંરે; સુ૦
આશાતારક હે બહુત નિહોરા, તે હોવે સુખિત ચકોરારે. સુ૦ ૬

તિમ જો ગુણ લવ દિઓ તુમ હેજે, તો અમે દીપું તેજેરે, સુ૦
વાચક જશ કહે વાંછિત દેશો, ધર્મનેહ નિરવહેશોરે. સુ૦ ૭

## શ્રી ચંદ્રબાહુ જિન સ્તવન.



( સરવર પાણી હું ગઇ મા મોરીરે-એ દેશી )

દેવાનંદ નરીંદનો, જનરંજનોરે લાલ,
નંદન ચંદનવાણીરે દુઃખભંજનોરે લાલ.
રાણી સુગંધા વાલહોરે, જ૦ કમલ લંછન સુખખાણરે. દુ૦ ૧

પુષ્કરદ્વીપ પુષ્કલાવઇરે, જ૦ વિજય વિજય સુખકારરે;
ચંદ્રબાહુ પુંડરિગિણીરે, જ૦ નગરીએ કરે વિહારરે. દુ૦ ૨

તસ ગુણગણગંગાજલેરે-જ૦, મુજ મન પાવન કીધરે; દુઃખ૦
ફિરિ તે મેલું કિમ હુવેરે-જ૦, અકરણનિયમપ્રસિદ્ધરે. દુઃખ૦૩
અંતરંગ ગુણ ગોઠડીરે-જ૦, નિશ્ચય સમકિત તેહરે; દુઃખ૦
વિરલા કોઈક જાણશેરે-જ૦, તે તો અગમ અછેહરે. દુઃખ૦૪
નાગર જનની ચાતુરીરે-જ૦, પામર જાણે કેમરે; દુઃખ૦
તિમ કુણ જાણે સાંઈશુંરે-જ૦, અમ નિશ્ચયનય પ્રેમરે. દુઃખ૦૫
સ્વાદ સુધાનો જાણતોરે-જ૦, લલિત હોયે કદન્નરે; દુઃખ૦
પણ અવસરે જો તે લહેરે-જ૦, તે દિન માને ધન્નરે. દુઃખ૦૬
શ્રીનયવિજય વિબુધ તણોરે-જ૦, સેવક કહે સુણો દેવરે !; દુઃખ૦
ચંદ્રબાહુ ! મુજ દીજીએરે-જ૦, નિજ પયપંકજ સેવરે. દુઃખ૦૭

## શ્રી ભુજંગ જિન-સ્તવન.



[ મહાવિદેહ ખેત્ર સોહામણુરે-એ દેશી. ]

ભુજંગદેવ ભાવે ભજો, રાય મહાબલ નંદ લાલરે;
મહિમા કુખે હંસલો, કમલ લંછન સુખકંદ લાલરે. ભુ૦ ૧
વપ્રવિજય વિજયાપુરી, કરે વિહાર ઉચ્છાહ લાલરે;
પૂરવ અરધે પુખ્ખરે, ગંધસેનાનો નાહ લાલરે. ભુ૦ ૨
કાગળ લિખવો કારમો, આવે જો દુરજન હાથ લાલરે;
અણમિલવું દૂરંત રે, ચિત્ત ફિરે તુમ સાથ લાલરે. ભુ૦ ૩
કિસી ઇસારત કીજીયે, તુમે જાણો છો જગભાવ લાલરે;
સાહિબ જાણ અજાણને, સાહમું કરે પ્રસ્તાવ લાલરે. ભુ૦ ૪

## શ્રી વીરસેન જિન સ્તવન.



[ શ્રીઋષભનો વંશ રયણાયરૂ – એદેશી. ]

પશ્ચિમ અરધ પુષ્કરવરે, વિજય પુખલવઈ દીપેરે,
નયરી પુંડરિગિણી વિહરતા, પ્રભુ તેજે રવિ ઝીપેરે.
શ્રીવીરસેન સુહંકરૂ. ૧

ભાનુસેન ભૂમિપાલનો, અંગજ ગજગતિ વંદોરે;
રાજસેના મનવલ્લહો, વૃષભ લંછન જિનચંદોરે. શ્રી૦ ૨

મસિ વિણુ જે લિખ્યા તુજ ગુણે, અક્ષર પ્રેમના ચિત્તરે;
ધોઇએ તિમ તિમ ઉઘડે, ભગતિ જલે તેહ નિત્યરે. શ્રી૦ ૩

ચક્રવર્તી મન સુખ ધરે, ઋષભકુટે લિખી નામરે;
અધિકારે તુજ ગુણ તેહથી, પ્રગટ હુઆ ઠામ ઠામરે. શ્રી૦ ૪

નિજ ગુણ ગુંથિત તે કરી, કીરતિ મોતીની માળારે;
તે મુજ કંઠે આરોપતાં, દીસે ઝાકઝમાળારે. શ્રી૦ ૫

પ્રગટ હુએ જિમ જગતમાં, શોભા સેવક કેરીરે;
વાચક **જશ** કહે તિમ કરો, સાહિબ ! પ્રીતઘણેરીરે. શ્રી૦ ૬

## શ્રી મહાભદ્ર જિન સ્તવન.



[ આજ હો છાજેરે-અથવા કેસરી બાગે સાહિબોજી-એદેશી.]

દેવરાયનો નંદ, માત ઉમા મન ચંદ;
આજ હો રાણીરે સૂરિકાંતા કંત સોહામણોજી. ૧

પુષ્કર પશ્ચિમાર્ધ, વિજય તે વપ્ર સુબદ્ધ;
આજહો નયરીરે વિજયાએ વિહરે ગુણનીલોજી. ૨

માહાભદ્ર જિનરાય, ગજ લંછન જસ પાય;
આજહો સોહેરે મોહે મન લટકાલે લોયણેજી. ૩

તેહશું મુજ અતિ પ્રેમ, પર સુર નમવા નેમ;
આજહો રંજેરે દુઃખ ભંજે પ્રભુ મુજ તે ગુણેજી. ૪

ધર્મયૌવન નવરંગ, સમકિત પામ્યો ચંગ;
આજહો લાખીણી લાડી મુગતિ તે મેલશેજી. ૫

ચરણધર્મ અવદાત, તે કન્યાનો તાત;
આજહો માહરારે પ્રભુજીને તે છે વશ સદાજી. ૬

શ્રીનયવિજયસુશિષ્ય, **જશ** કહે સુણો જગદીશ;
આજહો તારોરે હું સેવક દેવ! કરો દયાજી. ૭

## શ્રી ચંદ્રયશા જિન સ્તવન.



ચંદ્રયશા જિનરાજીઓ, મનમોહન મેરે. પુષ્કરદીવ મોઝાર; મ૦
પચ્છિમ અરધ સોહામણો, મ૦ વચ્છવિજય સંભાર. મ૦ ૧

નયરી સુસીમા વિચરતા, મ૦ સંવરભૂપ કુળચંદ; મ૦
શશી લંછન પદમાવતી, મ૦ વલ્લભ ગંગા નંદ. મ૦ ૨

કટિ-લીલાએ કેસરી, મ૦ તે હાર્યો ગયો રાન; મ૦
હાર્યો હિમકર તુજ મુખે, મ૦ હજીય વળે નહી વાન. મ૦ ૩

તુજ લોચનથી લાજીયાં, મ૦ કમળ ગયાં જળમાંહી; મ૦
અહિપતિ પાતાળે ગયો, મ૦ જીત્યો લલિત તુજ બાંહી. મ૦ ૪

જીત્યો દિનકર તેજશું, મ૦ ફિરતો રહે તે આકાશ; મ૦
નિંદ ન આવે તેહને, મ૦ જેહ મન ખેદ અભ્યાસ. મ૦ ૫

ઇમ જીત્યો તુમે જગતને, મ૦ હરી લીયો ચિત્ત રતન્ન; મ૦
બંધુ કહાવો જગતના, મ૦ તે કિમ હોયે ઉપમન્ન. મ૦ ૬

ગતિ તુમે જાણો તુમતણી, મ૦ હું સેવું તુજ પાય; મ૦
શરણ કરે બળીયાતણું, મ૦ **જશ** કહે તસ સુખ થાય. મ૦ ૭

## શ્રી અજિતવીર્ય જિન-સ્તવન.

[ એ છીંડી કીહાં રાખી, કુમતિ! એ દેશી. ]

દીવ પુષ્કરવર પશ્ચિમ અરધે, વિજય નલિનાવઇ સોહે;
નયરી અયોધ્યામંડન સ્વસ્તિક લાંછન જિન જગ મોહેરે;
ભવિઆં! અજિતવીર્ય જિન વંદો. ૧

રાજપાલ કુળ મુગટ નગીનો, માત કનિનિકા જાયો;
રતનમાળા રાણીનો વલ્લભ, પરતક્ષ સુરમણિ પાયોરે. ભ૦ ૨

દુરજનશું કરી જે હુઓ દૂષણ, હુયે તસ શોષણ ઇહા;[1]
એહવા સાહિબના ગુણ ગાઇ, પવિત્ર કરૂં હું જીહારે. ભ૦ ૩

૧ પાઠાંતર-દુરજનસ્તુતે કરી જેહ દુષણ, હુયે તસ શોષણ ઇહાં.

પ્રભુ-ગુણગણ ગંગાજળે ન્હાઈ, કીયે કર્મમળ દૂરે;
સ્તાતક પદ જિન ભગતેં લહિયે, ચિદાનંદ ભરપૂરરે. ભ૦ ૪

જે સંસર્ગ અભેદારોપે, સમાપત્તિ મુનિ માને;
તે જિનવર ગુણ થુણતાં લહિયે, જ્ઞાન ધ્યાન લય તાને. ભ૦ ૫

સ્પર્શજ્ઞાન ઇણિપરે અનુભવતાં, દેખીજે નિજરૂપ;[૧]
સફળ જોગ જીવન તે પામી, નિસ્તરિયે ભવકૂપરે. ભ૦ ૬

શરણ-ત્રાણ-આલંબન જિનજી, કોઇ નહી તસ તોલે;
શ્રીનયવિજયવિબુધપયસેવક, વાચક **જશ** ઇમ બોલેરે. ભ૦ ૭

૧ જિનરૂપ.

ઇતિ ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી કૃત
વિહરમાન જિન-વીશી સંપૂર્ણ.

ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી કૃત-

સ્તવન-પદ-સંગ્રહ.

# જશવિલાસ.

૧ નવનિધાન સ્તવનો.

૨ વિશિષ્ટજિન-સ્તવનો.

૩ સામાન્ય જિન સ્તવનો.

૪ આધ્યાત્મિક પદો.

# નવનિધાન સ્તવનો.

## શ્રી ઋષભદેવ જિન સ્તવન.

[ રાગ રામકલી. ]      ( છાપેલ પદ ૨૨ મું )

ઋષભદેવ [૧]હિતકારી, જગતગુરૂ ઋષભદેવ હિતકારી;
પ્રથમ તીર્થંકર પ્રથમ નરેસર, પ્રથમ યતિ બ્રહ્મચારી, જ૦ ૧
વરસી દાન દેઇ તુમ જગમેં, ઈલિતિ ઇતિ નિવારી;
તૈસી કાહી કરતુ નાહી કરૂના, સાહિબ બેર હમારી, જ૦ ૨
માગત નહી હમ હાથી ઘોરે, ધન કન કંચન નારી;
દિઓ મોહિ[૨] ચરનકમલકી સેવા, યાહિ લગત[૩]મોહિ પ્યારી; જ૦ ૩
ભવલીલા વાસિત સુર ડારે, તું પર[૪] સબહી ઉવારી;
મેં મેરો મન નિશ્ચલ કીનો,[૫] તુમ આણા શિર ધારી. જ૦ ૪
એસો સાહિબ નહિ કોઉ જગમેં[૬], યાસું હોય દિલદારી;[૭]
દિલહી દલાલ પ્રેમકે બિચિં, તિહાં હઠ ખેંચે[૮] ગમારી. જ૦ ૫
તુમહી[૯] સાહિબ મેં હું બંદા, યા મત દિઓ વિસારી;
શ્રી નયવિજય વિબુધ સેવકકે, તુમ હો પરમ ઉપકારી. જ૦ ૬

૧ સુખકારી ૨ નિજ ૩ લગેં ૪ તો પરિ ૫ કરિ કે ૬ દેવ નહી દૂજો કાઈ જગમઈ, ૭ યા સુહાય દિલવારી, દિલયારી ૮ ખાચિ ૯ તુમહો.

## શ્રી અજિતનાથ જિન-સ્તવન.

[ રાગ કાફી ]　　(પદ ૪૩)

અજિતદેવ મુજ વાલહા, જ્યું મોરા મેહા; (ટેક)
જ્યું મધુકર મનિ માલતી, પંથી મનિ ગેહા.　　અ૦ ૧
મેરે મન તુંહી રૂચ્યો, પ્રભુ કંચન દેહા;
હરિ હર બ્રહ્મ પુરંદરા, તુજ આગે કેહા.　　અ૦ ૨
તુંહી અગોચર કો નહીં, સજ્જન ગુન રેહા;
ચાહે તાકું ચાહિયે, ધરી ધર્મસનેહા.　　અ૦ ૩
[1]ભગતવચ્છલ જગતારનો, તું બિરૂદ વદેહા;
વીતરાગ હુઇ વાલહા, કયું [2]કરી દ્યો છેહા.　　અ૦ ૪
જે જિનવર હે ભરતમેં, ઐરવત વિદેહા;
**જસ** કહે તુજ પદ પ્રણમતેં,[3] સબ પ્રણમે તેહા. અ૦ ૫

## શ્રી સંભવનાથ જિન સ્તવન.

[ રાગ ગોડી ]　　(પદ ૪૪)

**સંભવ** જિન જબ નયન મિલ્યો હો (ટેક)
પ્રગટે પૂરવ પુણ્યકે અંકુર,
　તબથેં દિન મોહી સફલ વલ્યો હો;
અંગનમેં અમિયેં મેહ વૂઠે,
　જન્મ તાપકો વ્યાપ ગલ્યો હો.　　સં૦ ૧

૧ ભક્તિ　૨ કર્મરી દ્યો છેહા　૩ પ્રણુતિ થઇ.

જૈસી ભક્તિ તૈસી પ્રભુ કરૂના,
શ્વેત શંખમેં દૂધ [૧]ભલ્યો હો;
દરશનથેં નવનિધિ મેં[૨] પાઈ,
દુઃખ દોહગ સવિ દૂર ટલ્યો હો. સં૦ ૨

ડરત ફિરત હે દુરહી દિલથેં,
મોહ મલ્લ જિણે જગત્રય છલ્યો હો.
સમકિત રતન લહું[૩] દરિસણથેં,
અબ નવિ જાઉં કુગતિ રૂલ્યો હો. સં૦ ૩

નેહ નજર ભર નિરખતહી મુઝ,
[૪]પ્રભુશું હિયડો હેજ હલ્યો હો;
શ્રી **નયવિજય** વિબુધ સેવકકું,
સાહિબ સુરતરૂ હોઇ ફ્લ્યો હો. સં૦ ૪

## અભિનંદન જિન-સ્તવન.

[ રાગ નટ ] (પદ ૪૫)

પ્રભુ! તેરે નયનકી હું બલીહારી, (ટેક)
યાકી શોભા વિજીત તપસા, કમલ કરતુ હે જલચારી;
વિધુકે શરણુ ગયો મુખ અરીકે, વનથેં ગગન હરિણુ હારી. પ્ર૦ ૧.
સહજ હિ અંજન મંજુલ નીરખત, ખંજન ગર્વ દીયો ડારી;
છીન લહીહિ ચકોરકી શોભા, અગ્નિ ભખે સો દુઃખ ભારી. પ્ર૦ ૨

૧ મિલ્યો હો, ૨ રિધિ ૩ લેહુ. ૪ પ્રભુ તેં હિયડો હેજ હલ્યો હો.

ચંચલતા ગુણ લીયો મીનકો, અલિ જ્યું તારા હૈ કારી;
કહુ સુભગતા કેતિ ઇનકી, મોહી સબહી અમરનારી. પ્ર૦ ૩

ઘૂમત હૈ સમતા રસ માતે, જૈસે ગજભર મદવારી;
તીન ભુવનમાં નહી કો ઇનકો, અભિનંદન જિન અનુકારી. પ્ર૦ ૪

મેરે મન તો તુંહી રૂચત હે, પરે કુણ પરકે લારી;
તેરે નયનકી મેરે નયનમેં, જશ કહે દીયો છબી અવતારી. પ્ર૦ ૫

## શ્રી સુમતિનાથ જિન-સ્તવન.

[ રાગ મારૂ ]  (પદ ૪૬)

સુમતિનાથ સાચા હો. ( ટેક )
પરિપરિ પરખતહિ ભયા, જૈસા હીરા જાચા હો;
ઓર દેવ સવિ પરિહર્યા, મેં જાણી કાચા હો. સુમતિ૦ ૧

તેસી કિરિયા હે ખરી, જૈસી તુજ વાચા હો;
ઓર દેવ સવિ મોહેં ભર્યા, સવિ મિથ્યા માચા હો. સુમતિ૦ ૨

ચઉરાસી લખ વેષમાં, હું બહુ પરિ નાચા હો;
મુગતિ દાન દેઈ સાહિબા, અબ કરહો ઊવાચા હો. સુમતિ૦ ૩

લાગી અગ્નિ કષાયકી, સબ ઠોરહી આંચા હો;
રક્ષક જાણી આદર્યા, મેં તુમ સરન સાચા હો.[1] સુમતિ૦ ૪

પક્ષપાત નહિં કોઉસું, નહિં લાલચ લાંચા હો;
શ્રી **નયવિજય** સુશિષ્યકો, તોસું દિલ રાચા હો. સુમતિ૦ ૫

૧ મેં શરણ તુમ્હાચાહો.

## શ્રી પદ્મપ્રભ જિન સ્તવન.

[ રાગ પૂરવી. ] (પદ ૪૭)

ઘડિ ઘડિ સાંભરે સાંઇ સલૂના, ઘડિ ઘડિ. (ટેક).
**પદ્મ** પ્રભુ જિન દિલસેં ન વિસરે. માનૂં કિયો કછુ ગુનકો દૂના;
દરિસન દેખતહી સુખ પાઉં, તો બિન હોત હું ઉના દૂના. ઘ૦ ૧
પ્રભુ ગુન જ્ઞાન ધ્યાન વિધિ રચના, પાન સુપારી કાથા ચૂના;
રાગ ભયો દિલમેં આયોગેં, રહે છિપાયા ના છાના છૂના. ઘ૦ ૨
પ્રભુ ગુન ચિત્ત બાંધ્યો સબ સાખે, કુન પઇસે લેઈ ઘરકાં ખૂના;
રાગ જગ્યા પ્રભુસું મોહિ પરગટ, કહો નયા કોઉ કહો જૂના. ઘ૦ ૩
લોકલાજસેં જે ચિત્ત ચોરે, સો તો સહજ વિવેકહી સૂના;
પ્રભુગુન[1] ધ્યાન વિગર ભ્રમભૂલા, કરે કિરિયા સો રાને રૂના. ઘ૦ ૪
મેં તો નેહ કિયો તોહિ સાથે, અબ નિવાહ તો તોથેઇ[2] હૂના;
**જસ** કહે તો બિનુ ઓર ન સેવું, અમિય ખાઇ[3] કુન ચાખે લૂના. ઘ૦ ૫

## શ્રી સુપાર્શ્વનાથ જિન-સ્તવન.

[ રાગ યમન કલ્યાણ. ] (પદ ૪૮)

ઐસેં સામી સુપાર્શ્વસેં દિલ લગા,
દુઃખ ભગા સુખ જગા જગતારણા; (ટેક)
રાજહંસકું માનસરોવર, રેવા જલ જ્યું વારણા;
ખીર સિંધુ જ્યું હરિકું પ્યારો જ્ઞાનિકું તત્વ-વિચારણા. ઐ૦ ૧

૧ ગ્યાન. ૨ તો વઈ. ૩ પાઈ.

મોરકું મેહ ચકોરકું ચંદા, મધુ મનમથ ચિત્ત ઠારના;
ફૂલ અમૂલ ભમરકું અંબહી, કોકિલકું સુખકારના. ઐ૦ ૨
સીતાકું રામ કામ જ્યું રતિકું, પંથીકું ઘર-બારના;
દાનીકું ત્યાગ યાગ બંભનકું, યોગીકું સંયમ ધારના ઐ૦ ૩
નંદન વન જ્યું સુરકું વલ્લભ, ન્યાયીકું ન્યાય નિહારના;
ત્યું મેરે મન તુંહિ સુહાયો, ઓર તો ચિત્તથેં ઉતારના. ઐ૦ ૪
શ્રી સુપાર્શ્વ દરિશન પર તેરે, કીજે કોડિ ઉવારના;
શ્રી નયવિજય વિબુધ સેવકકું, દિયો સમતારસ પારના. ઐ૦ ૫

## શ્રી ચંદ્રપ્રભ જિન-સ્તવન.

[ રાગ રામગ્રી. ]    (પદ ૪૯, ૭, ૬૯)

શ્રી ચંદ્રપ્રભ જિનરાજ રાજે, વદન પુનમચંદરે;
ભવિક લોક ચકોર નિરખત, લહે પરમાનંદરે. (ટેક)
શ્રી ચં૦ ૧
મહમહે મહિમાએં જસભર, સરસ જસ અરવિંદરે;
રણઝણે કવિજન ભમર રસિયા, લહિ સુખ મકરંદરે. શ્રી ચં૦ ૨
જસ નામે દોલત અધિક દિપે, ટલે દોહગ દંદરે;
જસ ગુન-કથા ભવ-વ્યથા ભાંજે, ધ્યાન શિવતરૂકંદરે. શ્રી ચં૦ ૩
વિપુલ હૃદય વિશાલ ભુજ યુગ, ચલિતી ચાલ ગયંદરે;
અતુલ અતિશય મહિમ-મંદિર, પ્રણુત સુરનર વૃંદરે. શ્રી ચં૦ ૪
મેં હું દાસ ચાકર પ્રભુ ! તેરો[૧], શિષ્ય તુજ ફરજંદરે;
જસવિજય વાચક ઇમ વિનવે, ટાલો મુજ ભવફંદરે. શ્રી ચં૦ ૫

૧ હૂં દાસ ચાકર દેવ ! તોરા.

## શ્રી સુવિધિનાથ જિન સ્તવન.

/ [ રાગ કેદારો. ] (પદ ૫૦)

મેં કીનો નહી તો બિન ઔરશું રાગ ( ટેક )
દિન દિન વાન ચઢત ગુન તેરો, જ્યું કંચન પરભાગ;
ઔરનમેં હે કષાયકી કાલિમા[1], સો કયું સેવા લાગ; મેં૦ ૧
રાજહંસ તું માનસરોવર[2], ઔર અશુચિ રૂચિ કાગ;
વિષય ભુજંગમ ગરૂડ તું કહિયેં, ઔર વિષય વિષનાગ. મેં૦ ૨
ઔર દેવ[3] જલ છીલર સરિખે, તું તો સમુદ્ર અથાગ;
તું સુરતરૂ જગવંછિતપૂરન, ઔર તો સુકે[4] સાગ. મેં૦ ૩
તું પુરૂષોત્તમ તુંહિ નિરંજન, તું શંકર વડભાગ;
તું બ્રહ્મા તું બુદ્ધ[5] મહાબલ, તુંહિ દેવ વીતરાગ. મેં૦ ૪
સુવિધિનાથ તુજ ગુન ફૂલનકો, મેરો દિલ હે બાગ;
**જશ** કહે ભમર[6] રસિક હોઇ[7] તામેં, લીજે ભકિત પરાગ. મેં૦ ૫

આ ઋષભદેવથી સુવિધિનાથ સુધીનાં નવ સ્તવનોને એક અતમાં 'નવનિધાન નવસ્તવન' કહ્યા છે તેથી આનુ મથાળું 'નવનિધાન સ્તવનો' રાખ્યુ છે તે પ્રતમા અંતે એમ લખ્યું છે કેઃ 'નવનિદ્ધાન નવસ્તવન' સપૂર્ણઃ ઇતિ શ્રેય. | સંવત્ ૧૮૬૪ વર્ષે મૃગસીર સુદ ૯ દિને શ્રી લખીતં શ્રી ઋષભવિજયગણી સ્વઅર્થે શ્રી ચાણુસમા નગરે ભટ્ટેવાજી પ્રસાદાત્ શ્રી શ્રી' પત્ર ૨ પંક્તિ દરેકમા ૧૫–મુનિ જશવિજય પાસેનો સંગ્રહ

બીજી પ્રત પાટણના ફોફલીયા પાડાના ભંડારમા દાબડો ૮૨ અત નં. ૧૬૦ છે તેમાં છેવટે આ નવસ્તવન લખેલાં છે.

૧ કલિકા. ૨ ધ્યાન સરોવર તે. ૩ અલપ. ૪ સુકો. ૫ બુદ્ધિ. ૬ ભવિક. ૭ કહૂં.

# વિશિષ્ટ જિન સ્તવનો.

## શ્રી આદિનાથ જિન-સ્તવન.

[ રામ કહો રહેમાન કહો એ દેશી. ]

'તારન તરન' કહાવત હો, જ્યું આપ તરે હમહીકો તારો;
આદિનાથ પ્રભુ તુમ્હારી કીરતિ, તાહીકો તુમ અર્થ બિચારો. ૧
'પહેલે તારક' આપ કહાવત, તાકે પીછે તરહુ ઉવારો;
સો તુમ આપ તરે પહેલેહી, અજહુતો પ્રભુ મોહે ન સંભારો. ૨
'દીન દયાલ' ઉચિત યુંહીથી, દીન સહિત શિવ માંહી સીધારો;
ઉચિત કહા તુમ બઇઠે શિવમેં, હમ જગમાંહી કરત પુકારો. ૩
તુમ તો 'જગનાયક' 'શિવ લાયક', દેખો કોઉ દિન ગવારો;
પહેલે પાર કરો ગરીબનકું, આપ હુતે સબ પીછે પારો. ૪
જો કીની સો આછી કીની, અબ મોરી બીનતી અવધારો;
ચરન ગ્રહી તુમહી તારોગે, સેવક **જશ** લહ્યો શરન તુમારો. ૫

## શ્રી આદિનાથ જિન સ્તવન.

[ રાગ—ગોડ સારંગ તથા પૂર્વી. ]     (પદ ૧૦)

પસારી કર લીજે, ઇક્ષુરસ ભગવાન!
ચઢત શિખા શ્રેયંસ કુમરકી, માનું નિરમલ ધ્યાન. પ૦ ૧ (ટેક)
મેં પુરૂષોત્તમ-કરકી ગંગા, તું તો ચરન નિદાન;
ઇત ગંગા અંબર તરજનકું, માનું ચલી અસમાન. પ૦ ૨

કીધો વિધુ બિંબ સુધા શું ચાહત, આપ મધુરતા માન;
કીધો દાયકકી પુણ્ય પરંપર, દાખત સરગ વિમાન. પ૦ ૩

પ્રભુ-કરેં ઇક્ષુરસ દેખી કરત હે, ઐસી ઉપમા જાન;
**જશ** કહે ચિત વિત્ત પાત્ર મિલાવે, યું ભવિકું જિન-ભાન. પ૦૪

.....

## શ્રી ઋષભદેવ જિન-સ્તવન.

( ૩ )

રાગ-ગોડી સારંગ [ પદ ૬૩ ]

**વિમલાચલ પર દાદાની અજબ જટા એ દેશી.**

તુહારે શિર રાજત અજબ જટા.
છારયે માનું ગયન[1] ન છારત, સીસ[2] સણગાર છટા; તુહારે૦૧

કિયું ગંગા અમરી સસુર સેવત, યમુના ઉભય તટા;
ગિરિવર શિખરેં એહ અનોપમ, ઉન્નત્ત મેઘ-ઘટા; તુહારે૦ ૨

કેસે બાલ લગે[3] ભવિ ભવ-જલ, તારત અતિ વિકટા;
હરિ કહે જસ પ્રભુ ઋષભ રખોએ, હમહિ અતિ ઉલટા; તુહારે૦ ૩

૧ ગયલ. ૨ સીસ. ૩ કિસી વાર લાગે.

# શ્રી શીતલનાથ જિન સ્તવન

/ રાગ અડાણો. [ પદ ૧૧ ]

શીતલ જિન મોહિ પ્યારા,
સાહિબ શીતલ જિન મોહે પ્યારા. (ટેક)
ભુવનવિરોચન પંકજ લોચન, જિઉકે જિઉ હમારા; શી० ૧

જ્યોતિશું જ્યોત મિલત જબ ધ્યાવે[1], હોવત નહિ તબ ન્યારા;
બાંધી મૂઠી ખુલે ભવ માયા, મિટે મહા ભ્રમ ભારા; શી० ૨

તુમ ન્યારે તબ સબહિ ન્યારા, અંતર કુટુંબ ઉદારા;
તુમહી નજિક નજિક હે સબહી, ઋદ્ધિ અનંત અપારા; શી० ૩

વિષય લગનકી અગનિ બૂઝાવત, તુમ ગુન અનુભવ ધારા;
ભઈ મગનતા તુમ ગુન રસકી, કુન કંચન કુન દારા; શી० ૪

શીતલતા ગુન હોર કરત તુમ, ચંદન કાહે બિચારા?
નામેહીં તુમ તાપ હરત હે, વાકું ઘસત ઘસારા; શી० ૫

કરહુ કષ્ટ જન બહુત હમારે, નામ તિહારો આધારા;
જસ કહે જનમ મરણ ભય ભાગો, તુમ નામે ભવપારા; શી०૬

:o:

૧ ધ્યાને

# શ્રી શાન્તિનાથ જિન-સ્તવન.

## ધ્યાન-મગ્નતા.

/ રાગ-સારંગ. [ પદ ૧૬ ]

હમ મગન ભયે પ્રભુ ધ્યાનમેં; ટેક
બિસર ગઈ દુવિધા તન મનકી, અચિરા સુત
ગુન જ્ઞાનમેં; હમ૦ ૧

હરિ હર બ્રહ્મ પુરંદરકી ઋદ્ધિ, આવત નાંહિ કોઉ માનમેં;
ચિદાનંદકી મોજ મચી હે, સમતા રસ કે પાનમેં; હમ૦ ૨

ઈતને દિન તું નાંહિ પિછાન્યો, મેરો જન્મ[1] ગમાયો[2] અજાનમેં;
અબ તો અધિકારી હોઈ બેઠે, પ્રભુ ગુન અખય ખજાનમેં; હમ૦૩

ગઈ દીનતા સબહી હમારી, પ્રભુ ! તુજ સમકિત-દાનમેં;
પ્રભુ-ગુન-અનુભવકે રસ[3] આગેં, આવત નાંહિ કોઉ
માનમેં; હમ૦ ૪

જિનહિ પાયા તિનહી છિપાયા, ન કહે કોઉકે કાનમેં;
તાલી લાગી જબ અનુભવકી, તબ જાને[4] કોઉ સાંનમેં; હમ૦ ૫

પ્રભુગુન અનુભવ ચંદ્રહાસ જ્યોં, સો તો ન રહે મ્યાનમેં;
વાચક જશ કહે મોહ મહા અરિ, જીત લીયો હે
મેદાનમેં; હમ૦ ૬

૧ જનમ ૨ ગયો સો ૩ અનુભવ રસકે ૪ સમજે.

# શ્રી નેમિનાથ જિન સ્તવન

( ૧ )

તુજ દરીશન દીઠું અમૃત મીઠું લાગેરે, યાદવજી !
ખીણ ખીણ મુજ તુજશું ધર્મ સનેહો જાગેરે, યાદવજી !
તું દાતા ત્રાતા ભ્રાતા માતા તાતરે, યાદવજી !
તુજ ગુણના મોટા જગમાં છે અવદાતરે, યાદવજી ! ૧
કાચે રતી માંડે સુરમણિ છાંડે કુણરે? યાદવજી !
લાઈ સાકર મૂકી કુણ વળી ચૂકી લુણરે, યાદવજી !
મુજ મન ન સુહાયે તુજ વિણ બીજો દેવરે, યાદવજી !
હું અહનિશી ચાહું તુજ પય–પંકજ–સેવરે, યાદવજી ! ૨
સુર નંદન હે બાગજ જિમ રહેવા સંગ રે, યાદવજી !
જિમ પંકજ ભૃંગા શંકર ગંગા રંગરે, યાદવજી !
જિમ ચંદ ચકોરા મેહા મોરા પ્રીતિરે, યાદવજી !
તુજમાં હું ચાહું તુજ ગુણને જોગે તે છતીરે, યાદવજી ! ૩
મેં તુમને ધાર્યા વિસાર્યા નવિ જાયરે, યાદવજી !
દિનરાતે ભાતે ધ્યાઉં તો સુખ થાયરે, યાદવજી !
દીલ કરૂણા આણો જો તુમ જાણો રાગરે, યાદવજી !
દાખો એક વેરા ભવજલ કેરા તાગરે, યાદવજી ! ૪
દુઃખ ટલીયો મીલીયો આપે મુજ જગનાથરે, યાદવજી !
સમતા રસ ભરીયો ગુણ ગણ દરીયો શિવ સાથરે, યાદવજી !
તુજ મુખડું દીઠે દુઃખ નીઠે સુખ હોઇ રે યાદવજી !
વાચક જસ બોલે નહિ તુજ તોલે કોઈરે, યાદવજી !
વૈરાગી રે, સોભાગી રે, યાદવજી ! ૫

## રાજુલ-નિવેદન.

( ૨ )

રાગ-કાફી[1] [ પદ ૧૭ ]

[ ભાવતહેં મોહે શ્યામ કન્હઈઓ એ દેશી

દેખતહી ચિત્ત ચોર લિયો હે, દેખતહી ચિત્ત ચોર લિયો;
સામકો નામ રૂચત[2] મોહિ અહનિશી, સામ બિના
કહા કાજ જિયો[3]; દેખતહી૦ ૧
સિદ્ધિવધૂકે લિયે મુઝ છોરી, પશુઅનકે શિર દોષ દિયો;
પરકી પીર ન જાનત[4] તાસો, વૈર વસાયો જો નેહ
કિયો; દેખતહી૦ ૨
પ્રાન ધરત મેં પ્રાનપિયા બિન, વજ્રહિથેં મોહિ કઠિન હિયો;
**જસ** પ્રભુ **નેમિ** મિલે દુઃખ ડાર્યો, રાજુલ શિવ
સુખ અમૃત પિયો; દેખતહી૦ ૩

## પ્રભુનું અદ્ભુત રૂપ

( ૩ )

રાગ-દેવગંધાર [ પદ ૩૨ ]

દેખો માઇ ! અજબ રૂપ જિનજીકો; દેખો[5]૦ ટેક

પાઠાંતર-૧ માકિ કાફી, માઝિ કાફી. ૨ રૂચે ૩ જીવો ૪ જાને
૫ દેખ્યો

ઉનકે આગે ઓર સબહુંકો[1], રૂપ લગે મોહે ફીકો; દેખો૦ ૧

લોચન કરૂના-અમૃત-કચોલે, મુખ સોહે અતિ નીકો;
કવિ જસવિજય કહે યોં[2] સાહિબ, નેમજી ત્રિભુવન
ટીકો; દેખો૦ ૨

## શ્રી પાર્શ્વનાથ જિન-સ્તવનો

### ( ૧ )

રાગ-ધમાલ

ચિદાનંદઘન પરમ નિરંજન, જન મન રંજન દેવ, લલના !
વામાનંદન જિનપતિ થુણીએ, સુરપતિ જસ કરે સેવ,
મનમોહન જિનજી ભેટીએ હો; (ટેક)
અહો મેરે લલના ! મેટીએ પાપકો પૂર, મનમોહન જિનજી ૦૧

કેસરઘોળી ઘસી ઘનચંદન, આનંદન ઘનસાર, લલના !
પ્રભુજીકી પૂજા કરી[3] મન રંગે, પાઈએ પુન્ય અપાર[4]; મ૦ ૨

જાઈ જૂઈ ચંપક કેતકી, દમણો ને મચકુંદ, લનના !
કુંદ પિયંગુ[5] રૂચી સુંદર જોડી, પૂજીએ પાસ જિણંદ; મ૦ ૩

[6]અંગી ચંગી [7]અંગ બનાઈ, અલંકાર અતિસાર, લલલના !
દ્રવ્યસ્તવ વિધિ પૂરણ વિરચી[8], ભાવીએ ભાવ ઉદાર; મ૦ ૪

૧ સબનકો ૨ એ ૩ કરો ૪ સફાર ૫ ઈંદુ ૬ અંગે ૭ આગી
૮ ચિરચી.

પરમાતમ પૂરણ ગુણ પરતક્ષ[૧], પુરૂષોત્તમ પરધાન, લ૦
પ્રગટ પરભાવ પ્રભાવતી વલ્લભ, તું જયો સુગુણ
નિધાન; મન૦ ૫

જો તુજ ભક્તિ મયૂરી[૨] મુજ મન, વન વિચરે અતિ ચિત્ત, લ૦
દુરિત ભુજંગમ બંધન ત્રૂટે, તું સઘલો જગ મિત્ત; મન૦ ૬

તુજ આણા સુરવેલી મુજ મન, નંદન વન જિહાં રૂઢ, લ૦
કુમતિ કદાગ્રહ કંટક શાખી, સંભવે તિહાં નહી ગઢ; મન૦ ૭

ભક્તિ રાગ તુજ આણ આરાધન, દોય ચક્ર સંચાર, લ૦
સહસ અઢાર સીલાંગરથ ચાલે, વિઘન રહિત શિવ દુવાર[૩]; મન૦ ૮

ગુરૂ ઉપદેશે જો મુજ લાગ્યો, તુજ શાસનકો રાગ, લ૦
મહાનંદ પદ ખેંચ લીએંગો, જ્યું અલિ કુસુમ પરાગ; મન૦ ૯

બાહિર મન નિકસત નાંહિ ચાહત, તુજ શાસનમેં લીન, લ૦
ઉમગ નિમગ કરી નિજપદ રહેવે, જ્યું જલ નિધિ
માંહિ[૪] મીન; મન૦ ૧૦

મુજતુજ શાસન અનુભવકો રસ, કયુ કરી જાણે લોગ, લ૦
અપરિણીત કન્યા નવિ જાણે, જ્યું સુખ દયિત
સંયોગ[૫]; મન૦ ૧૧

ઓરનકી ગણના[૬] નાંહિ પાઉં, જો તું સાહિબ એક, લ૦
ફૂલે વાસના દઢ નિજ મનકી, જો અવિચલ હોય[૭]
ટેક; મન૦ ૧૨

૧ પ્રત્યક્ષ ૨ મોરી ૩ ધાર ૪ જલ ૫ સંભોગ ૬ ગણતી ૭ પદ.

તું સાહિબ હું સેવક તેરો, એ વ્યવહાર વિભાગ, લ૦
નિશ્ચય નય મત દોનું બિચે, હોય[1] નાંહિ ભેદકો
લાગ; મન૦ ૧૩

મન વચનાદિ પુદ્ગલ ન્યારા, નાસે[2] સકલ વિભાવ, લ૦
શુદ્ધ દ્રવ્ય ગુન પર્યાય ઘટના, તુજ સમ શુદ્ધ સ્વભાવ; મન૦ ૧૪

તું ઘટ અંતર પ્રગટ વિરાજે, જયું નિર્મલ ગુણ[3] કાંત, લ૦
બાહિર ઢુંઢત મૂઢ ન પાવે, જયું મૃગમદ મન[4] ભ્રાંત;
મન૦ ૧૫

ગુણ ઠાણાદિક ભાવે મિશ્રિત, સબમેં હૈ[5] તુજ અંસ, લ૦
ખીર નીર જયૂં ભિન્ન કરત હે, ઉજ્વલ અનુભવ
હંસ; મન૦ ૧૬

આતમ જ્ઞાન દશા જસ જાગી, વૈરાગી તુજ ગ્યાન, લ૦
સો પાવે જયું રતન પરીક્ષા, પરખત[6] રતન પ્રધાન; મન૦ ૧૭

પુન્ય પ્રગટ દેવનકો લછન[7], મૂઢ લહે નાંહિ ધર્મ, લ૦
જયું પિયરાકુ કંચન માને, લહે નાંહી અંતર મર્મ; મન૦ ૧૮

ગંધ-રૂપ-રસ-ફરસ-વિવર્જિત, ન ધરત હે[8] સંઠાણ, લ૦
અનઅવતાર અશરીર અવેદી, તું પ્રભુ સિદ્ધ[9] પ્રમાણ;
મન૦ ૧૯

કેવલજ્ઞાનદશા અવલોકી, લોકાલોક પ્રમાણ. લ૦
દર્શન-વીર્ય-ચરણ-ગુણધારી, શાશ્વતાં[10] સુખ;
અહિઠાણ, મન૦ ૨૦

૧ કોય-હૈ ૨ ન્યારો ૩ મણિ ૪ મૃગ ૫ માહિ ૬ પેખત ૭ કારણ ૮ ધરે તિહા ૯ શુદ્ધ ૧૦ શાશ્વત.

સત્તા શુદ્ધ અરૂપી તેરી, નહિ જગકો વ્યવહાર, લ૦
કો કહીએ કછુ કહ્યો ન જાએ[1], તું પ્રભુ અલખ અપાર;
મન૦ ૨૧

દીપ ચંદ્ર રવિ ગ્રહ ગણુ કેરો, જિહાં પસરત નાંહિ તેજ, લ૦
તિહાં એક તુજ ધામ વિરાજે, નિર્મલ ચેતના સેજ[2]; મન૦ ૨૨

આદિરહિત અજરામર નિર્ભય, વ્યાપક એક અનંત, લ૦
શુદ્ધ પકૃતિ અક્ષયિ[3] અમાયિ, તુ પ્રભુ બહુ ગુણવંત;
મન૦ ૨૩

તું માતા તું ત્રાતા ભ્રાતા, પિતા બંધુ તું મિત્ત, લ૦
શરણુ તુંહી તુજ સેવા કીજે, દૃઢ કરી એકજ[4] ચિત્ત, મન૦ ૨૪

પાસ આસ પૂરો અબ મેરી, અરજ એક અવધાર, લ૦
શ્રી નયવિજય વિબુધ પાય સેવક, જસ કહેં ભવજલ
તાર, મન૦ ૨૫

## ભાવપૂજા રહસ્ય.

( ૨ )

[ શાલિભદ્ર ભોગી રહ્યો એ દેશી ]

પૂજા વિધિ માંહે ભાવિયેજી, અંતરંગ જે ભાવ;
તે સવિ તુઝ આગલ કહુ જી, સાહેબ સરલ સ્વભાવ,
સુહકર ! અવધારો પ્રભુપાસ ! એ આંકણી ૧

૧ કહત ન આવે ૨ ચેતન સહજ ૩ અકષાયી ૫ તનુ વચ.

દાતણ કરતાં ભાવિયેજી, પ્રભુગુણજલ મુખ શુદ્ધ;
ઉલ ઉતારી પ્રમત્તતાજી, હો મુઝ નિર્મલ બુદ્ધ; સુહંકર ! ૨

જતનાયે સ્નાન કરીજીએજી, કાઢો મેલ મિથ્યાત;
અંગુછો અંગ શોષવીજી, જાણું હું અવદાત; સુહંકર ! ૩

ક્ષીરોદકનાં ધોતીયાંજી, ચિંતવો ચિત્ત સંતોષ;
અષ્ટ કર્મ–સંવર ભલોજી, આઠ પડો મુહકોષ; સુહંકર ! ૪

ઓરસીયો એકાગ્રતાજી, કેસર ભકિત કલ્લોલ;
શ્રદ્ધા ચંદન ચિંતવોજી, ધ્યાન ઘોલરંગરોલ; સુહંકર ! ૫

ભાલ વહું આણા ભલીજી, તિલક તણો તેહ ભાવ;
જે આભરણ ઉતારીયેંજી, તે ઉતારો પરભાવ; સુહંકર ! ૬

જે નિર્માલ્ય ઉતારિયેજી, તે તો ચિત્ત ઉપાધિ;
પખાલ કરતાં ચિંતવોજી, નિર્મલ ચિત્ત સમાધિ; સુહંકર ! ૭

અંગલૂહણાં બે ધર્મનાંજી, આત્મ સ્વભાવ જે અંગ;
જે આભરણ પહેરાવીએજી, તે સ્વભાવ નિજ ચંગ; સુહંકર ! ૮

જે નવવાડ વિશુદ્ધતાજી, તે પૂજા નવ અંગ;
પંચાચાર–વિશુદ્ધતાજી, તેહ ફૂલ પંચરંગ; સુહકર ! ૯

દીવો કરતાં ચિંતવોજી, જ્ઞાન–દીપક સુપ્રકાશ;
નય ચિંતા ઘૃત પૂરિયુંજી, તત્ત્વ પાત્ર સુવિલાસ; સુહંકર ! ૧૦

ધૂપ રૂપ અતિ કાર્યતાજી, કૃષ્ણાગરૂનો જોગ;
શુદ્ધ વાસના મહમહેજી, તે તો અનુભવ યોગ; સુહંકર ! ૧૧

મદ સ્થાનક અડ છાંડવાંજી, તેહ અષ્ટ મંગલિક;
જે નૈવેદ્ય નિવેદીયેંજી, તે મન નિશ્ચલ ટેક; સુહંકર ! ૧૨

લવણ ઉતારી ભાવીએજી, કૃત્રિમ ધર્મનોરે ત્યાગ;
મંગલ દીવો અતિ ભલોજી, શુદ્ધ ધર્મ પરભાગ;સુહંકર ! ૧૩
ગીત નૃત્ય વાજિંત્રનોજી, નાદ અનાહત સાર;
શમ-રતિ રમણી જે કરીજી, તે સાચો થેઈકાર; સુહંકર ! ૧૪
ભાવ પૂજા એમ સાચવીજી, સત્ય વજાઓરે ઘંટ;
ત્રિભુવન માંહે તે વિસ્તરેજી, ટાલે કર્મનો કંટ; સુહંકર ! ૧૫
એણી પરે ભાવના ભાવતાંજી, સાહેબ જસ સુપ્રસન્ન;
જનમ સફલ જગ તેહનોજી, તેહ પુરૂષ ધન્ન ધન્ન; સુહંકર ! ૧૬
પરમ પુરૂષ પ્રભુ સામલાજી, માનો એ મુજ સેવ;
દૂર કરો ભવ-આમલાજી, વાચક **જશ** કહે દેવ; સુહંકર ! ૧૭

[આ સ્તવન સાથે ઉપાધ્યાયજીનું 'ભાવપૂજાષ્ટક' તેમની પ્રસિદ્ધ કૃતિ 'જ્ઞાનસાર'માંથી અત્ર સાર્થ આપવામાં આવે છે, તેની સાથે સરખાવોઃ

દયાંભસા કૃતસ્નાનઃ, સંતોષશુભવસ્ત્રભૃત્ ।
વિવેકતિલકભ્રાજી, ભાવનાપાવનાશયઃ ॥ ૧ ॥

*

ભક્તિશ્રદ્ધાનઘુસૃણો,-ન્મિશ્રકાશ્મીરજદ્રવૈઃ ।
નવબ્રહ્માંગતો દેવં, શુદ્ધમાત્માનમર્ચય ॥ ૨ ॥

*

ક્ષમાપુષ્પસ્રજં ધર્મ-યુગ્મક્ષૌમદ્વયં તથા ।
ધ્યાનાભરણસારં ચ તદંગે વિનિવેશય ॥ ૨ ॥

*

मदस्थानभिदात्यागै,-र्लिखाग्रे चाष्टमंगलीं।
ज्ञानाग्नौ शुभसंकल्प,-काकतुंडं च धूपय ॥ ४ ॥

*

प्राग्धर्मलवणोत्तारं, धर्म संन्यासवन्हिना।
कुर्वन् पूरय सामर्थ्य-राजन्नीराजनाविधिं ॥ ५ ॥

*

स्फुरन्मंगलदीपं च, स्थापयानुभवं पुरः।
योगनृत्यपरस्तौर्य-त्रिकसंयमवान्भव ॥ ६ ॥

*

उल्लसन्मनसः सत्य,-घंटां वादयतस्तव।
भावपूजारतस्येत्थं, करक्रोडे महोदयः ॥ ७ ॥

*

द्रव्यपूजोचिता भेदो,-पासना गृहमेधिनां।
भावपूजा तु साधूना-मभेदोपासनात्मिका ॥ ८ ॥

*

દયારૂપી જલથી જેણે સ્નાન કર્યું છે, સંતોષ રૂપી શુભ વસ્ત્રો જેણે ધારણ કર્યા છે, વિવેક રૂપી તિલકથી જે શોભે છે, ભાવનાએ કરીને જેનો આશય પવિત્ર છે, એવા તમે ભક્તિ અને શ્રદ્ધારૂપી કેશરથી મિશ્રિત ચંદને કરીને નવ બ્રહ્માંગે શુદ્ધાત્મારૂપ દેવની પૂજા કરો. ૧-૨

ક્ષમારૂપી પુષ્પનો હાર, ( દેશાવરતિ અને સર્વવિરતિ ) બે ધર્મરૂપી બે વસ્ત્રો અને ધ્યાનરૂપી શ્રેષ્ઠ આભરણ, તે પ્રભુના અંગે સ્થાપો. ૩

મદસ્થાનના ( આઠ ) પ્રકારોના ત્યાગે કરીને તે દેવની સમક્ષ આઠ મંગળ રચો અને જ્ઞાનાગ્નિને વિષે શુભ સંકલ્પરૂપ કૃષ્ણાગરૂનો ધૂપ કરો. ૪

ધર્મ સંન્યાસરૂપી અગ્નિએ કરીને પૂર્વધર્મોરૂપી લવણોત્તાર કરીને સામર્થ્ય-યોગવડે શોભતી આરતીની વિધિ કરો. ૫

અનુભવ રૂપી સ્ફુરતો મંગળદીપ તે દેવની આગળ સ્થાપો, યોગરૂપી નૃત્યને વિષે તત્પર થાઓ અને ત્રણ તૌર્ય [ ઇંદ્રિય, યોગ અને કષાયના નિગ્રહરૂપ ] વાદ્યધ્વનિઓરૂપ સંયમવાળા થાઓ. ૬

આ પ્રમાણે ભાવપૂજાને વિષે તત્પર, ઉલ્લાસયુક્ત મનવાળા અને સત્ય ઘંટાનાદ કદનારાઓનો મહોદય હાથની હથેળીમાં છે. ૭

ભેદને વિષે આરાધના રૂપ દ્રવ્યપૂજા ગૃહસ્થોને ઉચિત છે અને અભિન્ન આરાધના સ્વરૂપ ભાવપૂજા સાધુઓને ઉચિત છે. ૮

## પ્રભુ ગુણ ગાન મહિમા

( ૩ )

[ રાગ-ધમાલ ]

નયરી વાણારસી જાણીયે હો, અશ્વસેન કુલચંદ,
વામાનંદન વંદીયે હો, પાસજી સુરતરૂ કંદ; બલ જાઉં

પરમેસર નિત્ય ગુણ ગાઇયે હો, અહો મેરે લલનારે
ગાવત શિવસુખ પાઇયે હો.                    એ આંકણી ૧

ફણિધર લંછન નવ કર જિનજી, સબલ ઘનાઘન સાર, બલ૦
સંજમ લેઇ શત તીનશું હો, સવિ કહે તું ધન્ય ધન્ય; પર૦ ૨

વરસ સત એક આઉખું હો, સીધ્યા સમેત ગીરીસ, બલ૦
સોલ સહસ મુનિ તુમ તણાહો, સાહુણી સહસ અડત્રીસ; પર૦ ૩

ધરણ ઇંદ્ર પદ્માવતી હો, પ્રભુ શાસન રખવાલ, બલ૦
રોગ શોગ સંકટ ટલે હો, નામ જપતાં જપમાલ; પર૦ ૪

પાસ આસ પૂરો અબ મેરી, અરજ એક અવધાર, બલ૦
શ્રી નયવિજય વિબુધ પદ સેવી, જસ કહે ભવજલ તાર; પર૦ ૫

## હૃદય પ્રાર્થના
### ( ૪ )

[ રાગ ધન્યાશ્રી. યા કાનડો દરબારી ] ( પદ ૧૨ )

**મંજુલ રતન રચિત સિંહાસન એ દેશી.**

વામાનંદન જગદાનંદન, સેવકજન–આસા–વિસરામ;
નેક નિજર કરી મોહપર[1] નિરખો, તુમહો કરુના
રસ કે ધામ. (ટેક)        વામા૦ ૧
ઇતની ભૂમિ પ્રભુ તુમહી આન્યો, પરિ પરિ બહુત બઢાઇ મામ;
અબ દુચાર[2] ગુનઠાન બઢાવત[3], લાગત હે કહા[4] તુમકું
દામ. વામા૦ ૨

૧ મોહિ ઉપર. ૨ દો ચાર. ૩ ચઢાવત. ૪ કહા.

અહોનિશી ધ્યાન ધરૂં હું તેરો, મુખથી ન વિસારૂં તુમ નામ;[1]
શ્રી **નયવિજય** વિબુધ વર સેવક, કહે તુમ મેરે આતમ-
રામ. વામા૦ ૩

## પ્રભુ સેવા.
( ૫ )

રાગ નટ. [ પદ ૨૪ મું. ]

સુખદાઇ રે સુખદાઇ, દાદો **પાશજી** સુખદાઈ;
ઐસો સાહિબ નહિ કોઉ જગમેં, સેવા કીજે દીલ લાઈ. સુ૦ ૧

સબ સુખદાઇ એહિજ નાયક[2], એહિ સાયક સુસહાઈ;
કિંકરકું કરે **શં**કર સરિસો, આપે અપની ઠકુરાઈ. સુ૦ ૨

મંગલ રંગ વધે પ્રભુ ધ્યાને, પાપ વેલી જાએ કરમાઇ;
શીતલતા પ્રગટે ઘટ અંતર, મિટે મોહકી ગરમાઇ. સુ૦ ૩

કહા કરૂં સુરતરૂ ચિંતામણિકું, જો મે પ્રભુ સેવા પાઇ;
શ્રી **જસવિજય** કહે દર્શન દેખ્યો, ઘર-અંગન નવનિધિ
આઈ. સુ૦ ૪

## સેવાની રીત.
( ૬ )

રાગ બિલાઉલ [ પદ ૮ મું.

મેરે સાહિબ તુમહિ હો, પ્રભુ[3] **પાસ** જીણંદા!
ખિજમતગાર ગરીબ હું, મેં તેરા બંદા. (ટેક) મેરે૦ ૧

૧ મુખ ન મેલું તેરો નામ. ૨ અહનિનાયક. ૩. શ્રી.

મેં ચકોર કરૂં ચાકરી, જબ તુમહિ[1] ચંદા;
ચક્કવાક મેં હુઇ રહું, જબ તુમહિ[1] દિણંદા.　　મેરે૦ ૨
મધુકર પરિ મેં રનઝનુ[2], જબ તુમ અરવિંદા;
ભક્તિ કરૂં ખગપતિ પરિ, જબ તુમહિ ગોવિંદા. મેરે૦ ૩
તુમ જબ ગર્જિત ઘન ભયે, તબ મેં શિખિનંદા;
તુમ સાયર જબ મેં તદા, સુર સરિતા અમંદા. મેરે૦ ૪
દૂર કરો દાદા **પાશજી**!, ભવ-દુઃખકા ફંદા;
વાચક **જશ** કહે દાસકું, દિયો[3] પરમાનંદા.　　મેરે૦ ૫

## શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથ જિન-સ્તવન

( ૧ )

રાગ કયાણ [ પદ ૧૮ મું. ]

સહુને પ્રભુ ભેટે, **અં**તરીક પ્રભુ ભેટે; (ટેક)
જગત વચ્છલ હિતદાઈ, સહુને પ્રભુ ભેટે;
મોહ ચોર જબ જોર ફિરાવત, તબ સમરવો પ્રભુ નેટે. સ૦ ૧
ઓર સખાઇ ચાર દિવસકે, સાચ સખા પ્રભુ ભેટે;
ઈતનો આપ વિવેક વિચારે, માયામેં મત લેટે. સ૦ ૨
ભામણુડે તો ભૂખ ન ભાંગે, બિનુ ભોજન ગયે પેટે;
ભગવંત ભકિત બિના સવિ નિષ્ફલ, **જશ** કહે ભકિત[4]મેં.
ભેટે. સ૦ ૩

૧ તુમહો. ૨ રનજનુ. ૩ દીજે. ૪ ભક્તિ મ મેટે.

# પ્રભુ મહિમા.

## ( ૨ )

જય જય જય જય પાસ જિણંદ; ટેક
અંતરીક પ્રભુ ત્રિભુવન તારન, ભવિક કમલ ઉલ્લાસ દિણંદ;
જય૦ ૧

તેરે ચરન શરન મેં કીને, તૂં બિનુ કુન તોરે ભવ ફંદ;
પરમ પુરૂષ પરમારથ-દર્શી, તૂં દિયે ભવિકકું પરમાનંદ;
જય૦ ૨

તૂં નાયક તૂં શિવસુખ-દાયક, તૂં હિતચિંતક તૂં સુખકંદ;
તૂં જનરંજન તૂં ભવભંજન, તૂં કેવલ-કમલા-ગોવિંદ;
જય૦ ૩

કોડિ દેવ મિલિકે કર ન શકે, એક અંગુઠ રૂપ પ્રતિછંદ;
એસો અદ્‌ભુત રૂપ તિહારો, વરષત માનુ અમૃતકો બુંદ;
જય૦ ૪

મેરે મન મધુકરકે મોહન, તુમ હો વિમલ સદલ અરવિંદ;
નયન ચકોર વિલાસ કરતુ હે, દેખત તુમ મુખ પુરનચંદ;
જય૦ ૫

દૂર જાવે પ્રભુ! તુમ દરિશનતેં, દુઃખ-દોહગ-દાલિદ્ર-અઘ-દંદ;
વાચક જસ કહે સહસ ફલતેં તુમ હો, જે બોલે તુમ
ગુનકે વૃંદ; જય૦ ૬

# શ્રી ગોડી પાર્શ્વનાથ જિન-સ્તવન.

ત્રિગડઈ પ્રભુ સોહઈ રે  એ રાગ

ગોડી પ્રભુ ગાજઈ રે, ઠકુરાઇ છાજઈ રે,
અતિ તાજઈ દિવાજઈ, રાજઈ રાજિઓ રે. ૧

શરણાગત ત્રાતા રે, તૂં દોલતિ દાતા રે,
હવઈ દીજઈ મુઝ સાતા, સમકિત શુદ્ધિની રે. ૨

હૂં તુઝ ગુણરંગી રે, તૂં સહજ નિઃસંગી રે,
તોઇં પ્રીતિ એકંગી, અંગીકરિ રહું રે. ૩

કેતૂં તુઝ કહિઇં રે, જો બાંહિં ગ્રહિઈં રે,
તો પ્રેમ નિરવહિઇં, વારૂ વાલહા રે. ૪

ઉત્તમ ગુણ ઠાણઇં રે, તૂંહિજ મુઝ આણઈં રે,
હવઇં ટાણઇં સ્યૂં તાણઈં, શિવસુખ આપવા રે ? ૫

સ્યૂં થાઓ ઉદાસી રે, જોઓ હૃદય વિમાસી રે,
તુઝ ચરણ ઉપાસી, હાંસી કિમ સહૂં રે ? ૬

હાંસી એ મોટી રે, જે આશા ખોટી રે,
ધરિ જ્ઞાન કોટી રે, પણિ ભવવશ હુઇ રે. ૭

જો સનમુખ દેખઇં રે, સવિ આવઈ લેખઇં રે,
તો કાંઈ ઉવેખઇં, થોડઇં કારણઇં રે. ૮

યાચક બહુ યાચઈં રે, વલી નચ્ચંચો નાચઇં રે,
તેહથી કરમ નિકાચઈ, દાતા વિણુ દિઇં રે. ૯

તે સઘલું જાણોરે, સ્યૂં મહિર ન આણો રે,
હૂં છું સપરાણો, તુઝ આસિરઇં રે. ૧૦

મુઝ લાજ વધારી રે, આપી મતિ સારી રે,
હવઈ પ્યારી શિવનારી, પ્રભુ! પરણાવિઇં રે. ૧૧

નહી કો તુઝ તોલઇં રે, તુઝ વયણે મનિ ડોલઇં રે,
સેવક [1]જસ બોલઇં, તુ જગગુરૂ જયો રે. ૧૨

## શ્રી ચિંતામણી પાર્શ્વનાથ જિન-સ્તવન

### મુકિત યાચના

શ્રી ચિંતામણી પાર્શ્વજી રે,! વાત સુણો એક મોરીરે;
માહરા મનના મનોરથ પૂરજો, હું તો ભક્તિ ન છોડું તોરીરે. શ્રી૦ ૧

માહરી ખિજમતમાં ખામી નહિરે, તાહરે ખોટ ન કાંઈ ખજાનેરે
હવે દેવાની શી ઢીલ છે? કહેવું તે કહીયે છાનેરે. શ્રી૦ ૨

તેં ઉરણુ સવી પૃથિવી કરીરે, ધન વરસી વરસી-દાનેરે;
માહરી વેળા શું એહવા, દીઓ વાંછિત વાળો વાનરે. શ્રી૦ ૩

હુંતો કેડ ન છોડું તાહરીરે, આપ્યા વિણ શિવસુખ સ્વામીરે;
મૂરખ તે ઓછે માનશે, ચીંતામણી કરયલ પામીરે. શ્રી૦ ૪

૧ આ સ્તવનની નકલ કર્તાના સ્વહસ્તાક્ષરથી લખેલ પ્રતપરથી લીધેલ છે. ચાલુ ભાષામા 'ઈ' ની જગ્યાએ 'એ' વાચવો.

મત કહસ્યો તુજ કર્મેં નથી રે, કર્મેં છે તો તું પાસ્યોરે;
મુજ સરીખા કીધા મોટકા, કહો તેણે કાંઈ તુજ થાસ્યોરે. શ્રી૦ ૫
કાલ સ્વભાવ ભવિતવ્યતારે, તે સઘળા તારા દાસોરે;
મુખ્ય હેતુ તું મોક્ષનો, એ મુજને સબલ વિશ્વાસોરે. શ્રી૦ ૬
અમે ભકતે મુકિતને ખેંચશું રે, જિમ લોહને ચમક પાષાણોરે;
તુમ્હે હેજે હસીને દેખશો, કહશો સેવક છે સપરાણોરે. શ્રી૦ ૭
ભક્તિ આરાધ્યા ફળ દીએ રે, ચિંતામણી પણ પાષાણોરે;
વળી અધિકું કાંઈ કહાવશો, એ ભદ્રક ભક્તિ તે જાણોરે. શ્રી૦ ૮
બાળક તે જિમતીમ બોલતો રે, કરે લાડ તાતને આગેરે;
તે તેહશું વંછિત પૂરવે, બની આવે સઘળું રાગેરે. શ્રી૦ ૯
માહરે બનનારૂં તે બન્યુંજ છે રે, હું તો લોકને વાત શીખાવુંરે;
વાચક જશ કહે સાહિબા, એ ગીતે એ ગુણ ગાવુંરે શ્રી૦ ૧૦

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ જિન-સ્તવન

### મારી દશા.

રાગ—શ્રી રાગ [ પદ ૩૦ મું ]

અબ મોહી[૧] ઐસી આય બની,
શ્રી સંખેસર પાસ જિનેસર, મેરે તું એક ધની[૨]. અબ૦ ૧
તું[૩] બિનુ કોઉ ચિત્ત ન સુહાવે, આવે કોડિ ગુની;
મેરો મન[૪] તુજ ઉપર રસિયો, અલિ જિમ કમલ ભણી. અ૦ ૨

૧ પ્રભુ ! મેરે ૨ મેરે તુંહિજ ધની ૩ તુમ ૪ મન દોરે

તુમ નામે નવિ સંકટ ચૂરે, નાગરાજ ધરની;
નામ જપુ[2] નિશી વાસર તેરો, એ[3] શુભ મુજ કરની. અ૦ ૩

કોપાનલ ઉપજાવત દુર્જન, મથન વચન અરની;
નામ જપું જલધાર તિહાં તુજ, ધારૂં દુઃખ હરની. અ૦ ૪

મિથ્યામતિ બહુ જન હે જગમેં, પદ ન ધરત[4] ધરની;
ઉનતેં અબ[5] તુજ ભક્તિ પ્રભાવેં, ભય નહિ એક કની. અ૦ ૫

સજ્જન-નયન સુધારસ-અંજન, દુરજન રવિ[6] ભરની;
તુજ મૂરતિ નિરખે સો પાવે, સુખ જસ[7] લીલ ઘની. અ૦ ૬

## સુરત મંડન શ્રી પાર્શ્વનાથ જિન-સ્તવન

### મુક્તિ-દાનની યાચના

સાહિબા વસુપૂજય જિણંદા-એ દેશી [ પદ ૬૬ મુ ]

સૂરતિ મંડન પાસ જિણંદા, અરજ સુનો ટાલો દુઃખદંદા.
સાહિબા રંગીલારે હમારા મોહનારે, જીવનારે, એ આંચલી.
તું સાહિબા હૂં છૂં તુઝ બંદા, પ્રીતિ બની જિઉં કઈરવ ચંદા. સા૦ ૨
તુઝસ્યૂં નેહ નહીં મુઝ કાચો, ઘણુહી ન ભાજઈ હીરો જાચો. સા૦ ૩
દેતાં દાન તે કાંઇ વિમાસો, લાગઇ મુઝ મનિ એહ તમાસો. સા૦ ૪

૧ તુજ ૨ જપૌં ૩ યા ૪ ધરે ૫ હમ ૬ કવિ ૭ સુજસ.

કેડિ લાગા તે કેડિ ન છોડઇં, દિઓ વંછિત સેવક કર ઓડઇં. સા૦ ૫

અખય ખજાનો તુઝ નવિ ખૂટઇં, હાથ થકી તો સ્યૂં નવિ છૂટઇં, સા૦ ૬

જો ખિજમતિમાં ખામી દાખો, તોપણિ નિજ જાણી
　　　　હિત રાખો. સા૦ ૭

જેણિ દીધું છઇં તેહજ દેસ્યઇં, સેવા કરસ્યઇં તે
　　　　ફલ લેસ્યઇં. સા૦ ૮

ધેનુ કૂપ આરામ સ્વભાવઇં, દેતાં દેતાં સંપત્તિ પાવઇં. સા૦ ૯

તિમ મુઝનઇં તુમ્હે જો ગુણ દેસ્યો, તો જગમાં યશ
　　　　અધિક વહેસ્યો. સા૦ ૧૦

અધિકું ઓછું કિસ્યૂં રે કહાવો, જિમતિમ સેવક
　　　　ચિત્ત મનાવો. સા૦ ૧૧

માગ્યા વિણ તો માઇં ન પ્રિસઇં, એ ઊખાણો સાચો
　　　　દીસઇં. સા૦ ૧૨

ઇમ જાણીનઇં વીનતી કીજઇં, મોહનગારા મુજરો લીજઇં. સા૦૧૩

[1]**વાચકજશ** કહઈં ખમિય આસંગો, દિઓ સિવ
　　　　સુખ ધરિ અવિહડ રંગો. સા૦ ૧૪

---

૧ ઉપાધ્યાયજીના સ્વાક્ષરે લખેલ પરથી નકલ

# શ્રી મહાવીર જિન-સ્તવન

( ૧ )

રાગ-કાફી હુસેની [ જસનપાલા-એ દેશી ] [ પદ ૨૬ ]

અથવા

રાગ કાનડો ( યા ગતિ કૌન હે સખી ! તોરી-એ દેશી )

સાહિબ ધ્યાયા મન મોહના, અતિ સોહના ભવિ બોહના,
સાહિબ ધ્યાયા૦ ( ટેક ) ૧

આજથેં સફલ મેરે, માનું ચિંતામણિ પાયા; સાહિબ૦
ચોસઠ ઈંદ્રે મિલિય પૂજ્યો, ઈંદ્રાની ગુન ગાયા. સાહિબ૦ ૨

જનમ મહોત્સવ કરે દેવ, મેરૂ શિખર લે આયા;
હરિકો મન સંદેહ જાની, ચરનેં મેરૂ ચલાયા. સાહિબ૦ ૩

અહિ વેતાલ રૂપ દાખી, દેવેં ન **વીર** ખોભાયા;
પ્રગટ ભયે પાય લાગિ, **વીર** નામિં બુલાયા. સાહિબ૦ ૪

ઈંદ્ર પૂછે **વીર** કહે, વ્યાકરન નીપાયા;
મોહથેં નિશાલ-ઘરનેં ચુહિં **વીર** પઢાયા. સાહિબ૦ ૫

વરસી દાન દેઈ **ધીર**, લેઈ વ્રત સુહાયા;
સાલ તલેં ધ્યાન ધ્યાતેં, ઘાતી ઘન ખપાયા. સાહિબ૦ ૬

લહિ અનંત જ્ઞાન આપ, રૂપ ઝગમગાયા;
**જસ** કહે હમ સોઈ વીર, જ્યોતિસું જ્યોતિ મિલાયા.
સાહિબ૦ ૭

## શ્રી મહાવીર જિન-સ્તવન

( ૨ )

રાગ—કદારો દરબારી          ( પદ ૨૮ )

( આવે હાથી દલસાજ ગાજતે, નેમજી વર આવે-એ દેશી )

પ્રભુ બલ દેખો સુરરાજ, લાજતો ઇમ બોલે;
દેખો બલ ભાગ્યો ભ્રમ મેરો, કો નહિ જગ તુમ તોલે.
પ્રભુ૰ ( ટેક ) ૧
ચરન અંગુઠે કંપિત સુરગિરિ, માનુ નાચત ડોલે;
ઇનિ મિસિ પ્રભુ મોહિ ઉપર તૂઠે, હરખ હિયાકો ખોલે. પ્રભુ૰૨
ડરત શેષધર હરત મહોદધિ, ભય ભંગુર ભૂગોલે;
દિશિકુંજર દિગ્મૂઢ ભએ તબ, સબહિ મિલત એક ટોલે. પ્રભુ૰૩
લીલા બાલ અબાલ પરાક્રમ, તીન ભુવન ધંધોલે;
જસ પ્રભુ વીર! મહેર અબ કીજે, બહુરિ હુ ન પરિ
હૂં ભોલે.[1] પ્રભુ૰ ૪

## શ્રી મહાવાર જિન-સ્તવન.

( ૩ )

ઉપર પ્રમાણે-એજ દેશી રાગ-કેદારો દરબારી [ પદ ૨૯ ]

પ્રભુ ધરી પીઠિ વેતાલ બાલ, સાત તાલલોં વાધે;
કાલ રૂપ વિકરાલ ભયંકર, લાગત અંબર આધે. પ્રભુ૰ (ટેક) ૧

૧ પાઠાંતર—બહોરિ ન પરિ હૂં ભોલે; પરિહુ—પરિ

બાલ કહે 'કો **વીર** લે ગયો,' પરિજન દેવ આરાધે;
તિલ ત્રિભાગ ચિત્ત વીર ન ખોભ્યો, બલ અનંત
કુન બાધે. પ્રભુ૦ ૨

બઢત રહે નહિ સુર ભિષણુ, જાનુ મોહિ વિરાધે;
કુલિશ કઠિન દ્રઢ મુષ્ટિં માર્યો, સંકુચિત તનુ મન દાધે. પ્રભુ૦ ૩

સુર કહે પરતખ મોહિ ભયો[1] હે, પાની રસ વિણુ ખાધે;
**જસ** કહે 'ઇંદ્રે પ્રસંસ્યો તેસો, તુંહી **વીર** શિવ સાધે'. પ્રભુ૦ ૪

## રાજનગર મંડન શ્રી મહાવીર જિન-સ્તવન

( ૧ )



કોઇક વિધિ જોતા થકાંરે-એ દેશી

શ્રી વર્ધમાન જિન રાજીઆ રે !
રાજનગર શણુગારરે; સુખ દરિઆ !
વાલેસર ! સુણો વિનતી રે,
તું મુજ પ્રાણુ આધારરે. ગુણુ ભરિઆ ! ૧
તુજ વિણુ હું ન રહી શકું રે,
જિમ બાલક વિણુ માત રે; સુખ૦
ગાઈ દિન અતિવાહીએ રે,
તાહરા ગુણુ અવદાત રે. ગુણુ૦ ૨

૧ નયો હે ૨ પાનિ રસોહિં ન ખાધે, પાનિ રસો વિન ખાધે.

હવે મુજ મંદિર આવીયે રે,
    મ કરો દેવ! વિલંબ રે; સુખ૦
ભાણા ખડખડ કુણુ ખમે રે,
    પૂરો આશયા (અ)લંબ રે. ગુણ૦ ૩
મન મંદિર છે માહરૂં રે,
    પ્રભુ! તુઝ વસવા લાગ રે; સુખ૦
માયા કંટક કાઢીઆ રે,
    કીધો ક્રોધ-રજ ત્યાગ રે. ગુણ૦ ૪
પ્રગટી સુરૂચિ સુવાસના રે,
    મૃગમદ મિશ્ર કપૂર રે; સુખ૦
ધૂપ ઘટી ઇંહાં મહમહે રે,
    શાસન શ્રદ્ધા પૂર રે. ગુણ૦ ૫
કિરિયા શુદ્ધ બિછાવણાં રે,
    તકિઆ પંચ આચાર રે; સુખ૦
ચિહું દિશિ દીવા ઝગમગે રે,
    જ્ઞાન રતન વિસ્તાર રે. ગુણ૦ ૬
અધ્યાતમ ધ્વજ લહલહે રે,
    મણિ તોરણ સુવિવેક રે; સુખ૦
ગમા પ્રમાણ ઇંહાં ઓરડા રે,
    મણિ પેટી નય ટેક. ગુણ૦ ૭
ધ્યાન કુસુમ ઇંહાં પાથરી રે,
    સાચી સમતા સેજ રે; સુખ૦
ઇંહાં આવી પ્રભુ! બેસીએ રે,
    કીજે નિજ ગુણ હેજ રે; ગુણ૦ ૮

મન મંદિર જો આવશ્યો રે,
એક વાર ધરી પ્રેમ રે. સુખ૦
ભગતિભાવ દેખી ભલો રે,
જઇ શકશ્યો તો કેમ રે ? ગુણ૦ ૯
અરજ સુણી મન આવીયા રે,
વીર જિણંદ મયાલ રે. સુખ૦
ઓચ્છવ રંગ વધામણા રે,
પ્રગટ્યો પ્રેમ વિશાલ રે. ગુણ૦ ૧૦
અર્ઘપાદ્ય કરૂણા ક્ષમા રે,
સત્ય વચન તંબોલ રે. સુખ૦
ધરશું તુમ્હ સેવા ભણી રે,
અંતરંગ રંગરોલ રે. ગુણ૦ ૧૧
હવે ભગતિ રસ રીઝીયો રે,
મત છોડો મન ગેહરે; સુણ૦
નિરવહજો રૂડી પરે રે,
સાહિબ ! સુગુણ સનેહ રે. ગુણ૦ ૧૨
ભમર સહજ ગુણ કુસુમનો રે,
અમર-મહિત જગનાથ રે; સુણ૦
જો તું મનવાસી થયો રે,
તો હું હુઓ સનાથ રે. ગુણ૦ ૧૩
શ્રી નયવિજય વિબુધ તણો રે,
અરજ કરે ઇમ શિશ રે; સુણ૦
રમજો મુજ મન મંદિરે રે,
પ્રભુ ! પ્રેમ ધરી નીશ દિશરે. ગુણ૦ ૧૪

# રાજનગર મંડન શ્રી મહાવીર જિન–સ્તવન
## ( ૨ )

શાંતિ જિણેસર કેસર અરચિત જગ ધણીરે એ દેશી.

સમરીઅ સરસતી વરસતી વચન સુધા ઘણીરે કે વચન૦
વીર જિનેસર કેસર અરચિત જગ ધણીરે કે૦ અરચિત૦
રાજનયર વર ભૂષણ, દૂષણ ટાળતોરે કે દૂષણ૦
ગુણશું નિજ ગુણ કરણે જગ અજુઆલતોરે. કે જગ૦ ૧

સ્વામિ ! મેં તુજ પામી ધર્મ સોહામણોરે કે ધર્મ૦
માનુ મન અવતાર સફળ કરી આપણોરે કે સફળ૦
મેંહી તુજ પામ્યો જિનજી ! નયણ મેળાવડોરે કે નયણ૦
તો નિજ આંગણે રોપ્યો સુરતરૂ પરગડોરે કે સુર૦ ૨

તુજ મનમાં મુજ વસવું કિમ સંભવેરે ? કે વસવું૦
સુપનમાંહી પણ વાત ન એ હુઇ નવિ હોએરે કે ન એ૦
મુજ મન મંદિર સુંદર વસો જો તુમ્હેરે કે સુંદર૦
તો અધિકું નવિ માગશું રાગશું ફરી અમ્હેરે. કે રાગ૦ ૩

ચમક પાષાણ ખચસ્યે સંચસે લોહનેરે કે સંચસે૦
તિમ તુજ ભગતિ મુગતિનિ ખંચસે મોહનેરે કે ખંચસે૦
ઇમ જાણી તુજ ભગતિ જૂગતિ રહ્યોરે કે ભગતિ૦
તે જન શિવસુખ કરતલ ધરસિ ગહગહ્યોરે. કે ધરસિ૦ ૪

લાગી તુજ ગુણ ભરકી ફરકિ નવિ સકેરે કે ફરકિ૦
અલાગુંઅ મુજ મન વલગુ તુજ ગુણશું ટકેરે કે તુજ૦

છાંડયો પણ નવિ છૂટે મોહ એ મોહનાંરે કે મોહ૦
શિવ સુખ દેશો તો છોડશું કેડિ ન તે વિનારે. કે કેડિ૦ ૫

બાઉલ સરિખા પર સુર જાણી પરિહર્યારે કે જાણી૦
સુરતરૂ જાણી નાણી તુમ્હે સાહિબ વર્યારે કે તુમ્હે૦
કરો દેવ જો કરૂણા કરમ તો નવિ ટકેરે કે કરમ૦
ચોર જોર નવિ ચાલે સાહિબ! એક થકેરે. કે સા૦ ૬

તુજ સરિખો મુજ સાહિબ જગમાં નવિ મલેરે કે જગમાં૦
મુજ સરખા તુજ સેવક લાખ ગમે રૂલેરે કે લાખ૦
તો આસંગો તુજશ્યૂં કરવો નવિ ઘટેરે કે કરવો૦
સહજ મોજ જો આવે તો સેવક દુઃખ મટેરે. કે તો૦ ૭

જિમ વિણુ પંકજ પરિમલ મધુકર નવિ રહેરે કે મધુકર૦
વિણુ મધુમાસ વિલાસ ન કોકિલ ગહગહેરે કે કોકિલ૦
તિમ તુજ ગુણુ રસ-પાન વિના મુજ નવિ સરેરે કે વિના૦
અંબ શાખ જિણે ચાખી તે આંબલીંશ્યૂં શું કરેરે ? કે તે૦૮

ત્યાં મહિકે તુજ પરિમલ કીરતિ વેલડીરે કે પરિમલ૦
મુજ મન તરૂઅર વિંટી તે રહી પરગડીરે કે તે રહી૦
ભગતિ રાગ તસ પલ્લવ સમકીત-ફૂલડાંરે કે સમકીત૦
[1]શિવ સુખ ફલ તસ જેહનાં મોઘાં મૂલડાંરે કે જેહનાં૦ ૯

તુજ વાણી મુજ મીઠી લાગે જેહવીરે કે લાગે૦
સાકર દ્રાખ સુધા પણુ ન રૂચે તેહવીરે કે ન રૂચે૦
કાન કરાવે એહનાં જે ગુરૂ પારણુાંરે કે જે ગુરૂ૦
તે નિત લીજે તેહનાં દેવ! ઓવારણુારે. કે દેવ૦ ૧૦

૧. આ લીટી મૂલપ્રતમાં તૂટે છે-અસ્ખલિત ગાવા માટે નવી ઉમેરી છે.

સુખદાયક જગનાયક વીર જિનેસરૂરે કે વીર૦
ઇમ મેં સ્તવી(યો) વંછિત પૂરણ સુરતરૂરે કે વંછિત૦
એ સ્તવ ભણતાં પ્રગટે નવનિધિ આંગણેરે કે પ્રગટે૦
શ્રી નયવિજય વિબુધ પાય સેવક ઇમ ભણેરે. કે સેવક૦ ૧૧

## રાજનગર મંડન શ્રી મહાવીર જિન-સ્તવન.
(૩)

એક દિન એક પરદેશીઓ-એ દેશી

સુણ સુગુણ સનેહીરે સાહિબા ! ત્રિસલાનંદન અરદાસરે;
તું તો રાજનગરનો રાજિઓ ગુણ ગાજિઓ લીલ વિલાસરે.
સુણ૦ ૧

તુજ સરિખો સાહિબ શિર છતે જો[1] મોહ કરે મુઝ[2] જોરરે;
તે ન ઘટે રવિ ઉગ્યે રહે જિમ અંધકાર ઘનઘોરરે. સુણ૦ ૨

અલવેસર વેષ રચી ઘણું હું નાચ્યો મોહને રાજરે;
હવે ચરણ શરણ તુજ મેં ગ્રહ્યા એ ભાવઠ ભવની ભાંજરે. સુણ૦૩
ટાલો પ્રભુ ! અવિનય મોહનો[3] મુજ ગાલો ભવની ભીતરે;
મુજ હૃદય પખાલો ઉપશમે પાલો પ્રભુ અવિહડ પ્રીતરે.
સુણ૦ ૪

નિગુણો પણ તુજ ગુણ સંગતે ગુણ પામું તે ઘટમાનરે;
હુએ ચંદન પરસંગથી લિંબાદિક ચંદન માનરે. સુણ૦
નિગુણો પણ શરણે આવીયો, ન વિછડીજે ગુણ-ગેહરે,

૧ જુઓ ૨ કિમ ૩ માહરો.

નવિ છંડે લંછન હરિણનું જૂઓ ચંદ અમીમય દેહરે.
સુણ૦ ૬

મન માંહિ વિમાસી શું રહ્યા હવે મહિર કરો મહારાજરે!
સેવકના દુઃખ જો નવિ ટલે તો લાગે કોણુને લાજરે? સુણ૦ ૭

તુજ આણુથી હું પતિત છું પણ 'પતિત પાવન' તુજ નામરે;
નિજ નામ ભણી મુજ તારતાં શું લાગે છે તુજ દામરે?
સુણ૦ ૮

ચાખી તુજ સમકીત સુખડી નાઠી તેહથી ભૂખડી દૂર રે;
જો પામું સમતા-સુરલતા તો એ ટલે મુજ મહિસુરરે.
સુણ૦ ૯

તુજ અક્ષય સુખ જે રસવતી[1] તેહનો લવ દીજે મુજરે;
ભૂખ્યાની ભાંજો ભુખડી શુ અધિકું કહીએ તુજરે. સુણ૦ ૧૦

આરાધ્યો કામિત પૂરવે ચિંતામણિ પણ પાષાણ રે;
ઈમ જાણી સેવક સુખ કરો પ્રભુ તુમે છો ચતુર સુજાણરે.
સુણ૦ ૧૧

શ્યૂં વીનવીએ તુમ[2] અતિઘણું તું[3] મોટો ત્રિભુવન ભાણરે;
શ્રી **નયવિજય સુશિષ્યને**[4] હવે દેજો[5] કોડિ કલ્યાણરે
સુણ૦ ૧૨

૧ સુખ છે શાશ્વતો ૨ પ્રભુ ૩ તો ૪ **જશ** કહે ૫ હુજો.

# શ્રી સીમંધર જિન સ્તવન

•

શ્રી સીમંધર સ્વામશ્યુંજી, શ્રી શ્રેયાંસ કુમાર,
મેણારે રહુંરે તિહાં એકલીજીરે. એ ટેક.
સર્જન કુટુંબ મળ્યું કારમુંજી,
કારમો સહુરે સંસાર. મેણારે૦ ૧
ધન ધન ત્યાંના લોકનેજી,
નિત ઉઠી કરેરે પ્રણામ. મેણારે૦ ૨
કાગલ લખીયા કારમાજી,
અરજ કરે છે મોરી આંખ. મેણારે૦ ૩
એકવાર પ્રભુજી અહીંઆં સમોસરોજીરે,
કરૂં મારા દિલ કેરી વાત. મેણારે૦ ૪
ચિત્ત સહે તો સંજમ લહુંજીરે,
કરૂં મારા પ્રભુ સાથે ગોઠ. મેણારે૦ ૫
વાચક જસ ઇમ વિનવેજીરે,
નમુંરે નમું કરજોડ. મેણારે૦ ૬

## શ્રી વિમલાચલ જિન-સ્તવન.

રાગ—પ્રભાત અથવા કાફી

વિમલાચલ નિત્ય વંદિયે, કીજે એહની સેવા;
માનું હાથ એ ધર્મનો, શિવતરૂ ફલ લેવા. વિમલાચલ૦ ૧

ઉજ્જ્વલ જિનગૃહ મંડલી, તિહાં દીપે ઉત્તંગ;
માનુ હિમગિરિ વિભ્રમે, આઇ અંબર-ગંગ. વિમલાચલ૦ ૨

કોઇ અનેરૂં જગનહીં, એ તીરથ તોલે;
એમ શ્રીમુખ હરિ આગલે, શ્રી સીમંધર બોલે. વિમલાચલ૦ ૩

જે સઘલાં તીરથ કહ્યાં, યાત્રા ફલ લહિએં;
તેહથી એ ગિરિ ભેટતાં, શત-ગુણું ફલ લહિએ. વિમલાચલ૦ ૪

જન્મ સફલ હોએ તેહનો, જે એ ગિરિ વંદે;
સુજસ વિજય સંપદ લહે, તે નર ચિર નંદે. વિમલાચલ૦ ૫

## તારંગા મંડન
## શ્રી અજિતનાથ જિન-સ્તવન

( મારા મોહલા ઉપરિ મેહ ઝરૂખે વિજલી હો લાલ-એ દેશી )

આનંદ અધિક ઉચ્છાહ ધરી દિલમાં ઘણો હો લાલ ધરી
દિલમાં ઘણો હો લાલ,
બહુ દિનનો ઉમાહ, સફલ થયો મુજ તણો હો લાલ સફલ
થયો મુજતણો હો લાલ. ૧

ભવતારણ તારંગ, અચલ અજબ નિરખીઓ હો લાલ અ૦
હિયડું હેજ વિલાસ, ધરી ઘણું હરખિઓ હો લાલ. ધરી૦ ૨

દંડ કલશ અભિરામ, ધજાશું સોહતો હો લાલ ધજા૦
ગગનશ્યું માંડઈ વાદ, પ્રાસાદ મન મોહતો હો લાલ. પ્રસાદ૦ ૩

કુમારપાલ નરિંદ, પરમ શ્રાવકઇં કર્યો હો લાલ પરમ૦
ધન ધન હેમસૂરિંદ, જિણઇં નૃપ ઉધર્યો હોલાલ. જિણઇં૦ ૪

તિણેં કીધો કુમર-વિહાર, નામે દેવલ ભલો હો લાલ નામે૦
મહિયલમાં વિજયંત, જાણે ત્રિભુવન તિલો હો લાલ. જાણે૦ ૫
બેઠા શ્રી અજિત જિણંદ, ગજાંક મનોહરૂ હો લાલ ગજાંક૦
વિજયા માત મલ્હાર, સોભાગી સુંદરૂ હો લાલ. સોભા૦ ૬
ષટ ઋતુની વનરાજિ, વિરાજઇં બિહું પરઇં હો લાલ વિરા૦
કોડિ શિલા જિહાં દિઠઇં, ભવિજન મન ઠરઇં હો લાલ. ભવિ૦ ૭
તારણ દેવીના નામ, અછઈં રખવાલિકા હો લાલ અછઈં૦
એ ગિરની મનોહાર, ભવિક સુખદાયકા હો લાલ. ભવિ૦ ૮
ચારિ પાજિં ચઢી, ચિહું ગતિ દુઃખ નિકંદીઇં હો લાલ ચિહું૦
ભેટી અજિત જિણંદ, સદા આણંદીઇં હો લાલ. સદા૦ ૯
તોરણ થંભ ઉત્તંગ, કગરની કોરણી હો લાલ કગરની૦
પૂતલી રૂપ અનૂપ, શોભા અતિ ચોગુણી હો લાલ. શોભા૦ ૧૦
સિદ્ધાચલ સમ એહ, આણંદપુર પાસથી હો લાલ આણંદ૦
સફલ કરો અવતાર, સુદર્શન વાસથી હો લાલ. સુદર્શન૦ ૧૧

## ઢાલ-૨

[ નણદલની દેશી. ]

સાહિબ ! અજિત જિણંદ ! અવધારીઇં,
દાસ તણી અરદાસ હો,
સાહિબ ! શ્રી તારણગિરિ મંડણો,
મહિમા મહિમ નિવાસ હો. સાહિબ૦ ૧
સાહિબ ! ગુણ અનંત છઇં તાહરઇં,
તો કાં ન દિઓ ગુણ એક હો,

સાહિબ! તિણિ ગુણથી તુઝને મિલું,
ભક્તિ તણિઇં સુવિવેક હો. સાહિબ૦ ૨

સાહિબ! રયણાયર એક રયણડઇં,
દેતા ન હોઇં હાણિ હો,
સાહિબ! નાસઇ લોકની આપદા,
વાધઇ સુજસની વાણી હો. સાહિબ૦ ૩

## શ્રી ગૌતમ પ્રભાતિ-સ્તવન.

રાગ-વેલાવલ [ ૫૬ ૨૩ મુ ]

ગૌતમ ગણધર નમિયે હો અહનિસિ,
ગૌતમ ગણધર નમિયે. ( ટેક )
નામ જપત નવહી નિધિ પઈએ,
મનવછિત સુખ લહીએ. હો અહનિસિ૦ ૧

ઘર અંગન જો સુરતરૂ ફલિયો, કહા કાજ બન ભમિયે;
સરસ સુરભિ ઘૃત જો હુવે ઘરમેં, તો કયોં તેલે જમિયે.
હો અહનિસિ૦ ૨

તૈસી શ્રી ગૌતમ ગુરૂ સેવા, ઓર ઠોર કયું રમિયે;
ગૌતમ નામે ભવજલ તરિયે, કહા બહુત તનુ દમિયે.
હો અહનિસિ૦ ૩

ગુણ અનંત ગૌતમકે સમરન, મિથ્યા મતિ-વિષ ગમિયે;
**જસ** કહે ગૌતમ ગુન રસ આગે, રૂચત ન હે હમ અમિયે.
હો અહનિસિ૦ ૪

# સમવસરણ જિન-સ્તવન.

[ જૂંબખડાની દેશી. ]

ત્રિશલાનંદન વંદીયેરે, લહીયે આનંદ કંદ,
મનોહર જૂંબખડું-એ ટેક.
જૂંબખડા જૂંબી રહ્યારે, શ્રી વીર તણે દરબાર; મનો૦
સમોસરણ વિરાજતારે, સેવિત સુરનર વૃંદ[1]. મનો૦ ૧

જોજન વાયુ વૃષ્ટિ કરેરે, ફૂલ ભરે જાનુ માન; મનો૦
મણિ રયણે ભૂતલ રચેરે, વ્યંતરના રાજાન. મનો૦ ૨

કનક કોશીસાં રૂપા ગઢેરે, રચે ભુવનપતિ ઈસિ; મનો૦
રતન કનક ગઢ જ્યોતિષીરે, મણિ રયણેં સુર ઇસ. મનો૦ ૩

ભીતિ પૃથુલ તેત્રીશ ધનુરે, એક કર અંગુલ આઠ; મનો૦
વૃત્તેં તેરસેં ધનુ આંતરૂ રે, ઉચી પણસેં ધનુ ઠાઠ. મનો૦ ૪

પાવડી આરા સહસ દશરે, પંચ પંચ પરિમાણ; મનો૦
એક કર પીહું[2] ઉચ પણેરે, પ્રતર પચાસ ધનુ માન. મનો૦ ૫

ચઉ બારા ત્રણ તોરણારે, નીલ રતનમય રંગ; મનો૦
મઝે મણિમય પીઠિકારે, ભૂઇથી અઢી ગાઉ તુંગ. મનો૦ ૬

દીર્ઘ પૃથુલ બશેં ધનુરે, જિન તનુ માને ઉંચ; મનો૦
ચૈત્ય સહિત અશોક તરૂરે, જિનથી બાર ગુણ ઉંચ. મનો૦ ૭

ચઉ દિસેં ચઉ સિંહાસનેરે, આઠ ચામર છત્ર બાર; મનો૦
ધર્મચક્ર સ્ફટિક રત્નનુંરે, સહસ જોજન ધ્વજ ચાર. મનો૦ ૮

૧ ઈંદ્ર　૨ કરસિ.

દેવછંદો ઇશાન ક્રૂણેરે, પ્રભુને વિસામા ઠામ; મનો૦
ચિહું મુખે[1] દીયે દેશનારે, ભામંડલ અભિરામ. મનો૦ ૯

મુનિ વૈમાનિક સાધવીરે, રહે અગ્નિ ક્રૂણ મોઝાર; મનો૦
જ્યોતિષી ભુવનપતિ વ્યંતરારે, નૈઋત ક્રૂણે તસ નાર. મનો૦ ૧૦

વાયુ ક્રૂણે દેવતારે, સુણે જિનવરની વાણ; મનો૦
વૈમાનિક શ્રાવક શ્રાવિકારે, ઇશાન ક્રૂણે સુજાણ.[2] મનો૦ ૧૧

ચિહું દેવી ને સાધવીરે, ઉભી સૂણે ઉપદેશ; મનો૦
તિર્યંચ સહુ બીજે ગઢેરે, ત્રીજે વાહન વિશેષ મનો૦ ૧૨

વૃત્તાકારે ચિહું વાવડીરે, ચઉરસી આઠ વાવ; મનો૦
પ્રથમ પનરસેં ધનુ આંતરૂ રે, બીજે સહસ ધનુ ભાવ. મનો૦ ૧૩

રયણ ભીત ગઢ આંતરૂ રે, વૃત્તે ધનુ શત[3] છવ્વીશ: મનો૦
ચઉરંસે ત્રણસેં ધનુરે[4], ઇમ સાખ દીયે જગદીશ. મનો૦ ૧૪

તુંબરૂ પ્રમુખ તિહાં પોલીયારે, ધૂપ ઘટી ઠામઠામ; મનો૦
દ્વારેં મંગલ પુતલીરે,[5] દુદુભી વાજે તામ. મનો૦ ૧૫

દિવ્ય ધ્વની સમજે સહુરે, મીઠી યોજન વિસ્તાર; મનો૦
સુણતાં સમતા સહુ જીવનેરે, નહીય વિરોધ લગાર. મનો૦ ૧૬

ચઉતીસ[6] અતિશય વિરાજતારે, દોષ રહિત ભગવત; મનો૦
શ્રી **જશવિજય** ગુરૂ શિષ્યનેરે, જિન પદ સેવા ખંત.[7] મનો૦ ૧૭

૧ ચઉ દિસે ૨ રહે ઇશાન ક્રૂણે સુજાણ ૩ સહસ ૪ ત્રણ સહસનુંરે ૫ મંગલધ્વજ પુતલીરે. ૬ ચોત્રીસ ૭ **જશવિજય** કહે પ્રણમીયેરે, લહિઇ આણંદ કંદ.

# કુમતિ લતા ઉન્મીલન સ્તવન.

અથવા

# શ્રી જિનબિંબ સ્થાપન-સ્તવન

ભરતાદિકે ઉદ્ધારજ કીધો શત્રુંજય મોઝાર,
સોનાતણા જેણે દેરાં કરાવ્યાં, રત્નતણા બિંબ થાપ્યાં;
હો કુમતિ! કાં પ્રતિમા ઉથાપી ? એ જિન વચને થાપી.
હો કુમતિ૦ ૧

વીર પછે બસે નેવું વરસે, સંપ્રતિ રાય સુજાણ,
સવા લાખ પ્રાસાદ કરાવ્યા, સવા ક્રોડ બિંબ થાપ્યાં. હો૦ ૨

દ્રૌપદીએ જિન પ્રતિમા પૂજી, સૂત્રમાં સાખ ઠરાણી,
છઠે અંગે તે વીરે ભાખ્યુ, ગણધર પૂરે સાખી. હો૦ ૩

સંવત નવસેં તાણું વરસે, વિમલ મંત્રીશ્વર જેહ,
આબુ તણાં જેણે દહેરાં કરાવ્યાં, બે[1] હજાર બિંબ થાપ્યાં.હો૦ ૪

સંવત અગીઆર નવાણું વરસે, રાજા કુમારપાલ,
પાંચ હજાર પ્રાસાદ કરાવ્યાં, સાત હજાર બિંબ થાપ્યાં. હો૦ ૫

સંવત બાર પંચાણું વરસે, વસ્તુપાલ તેજપાલ,
પાંચ હજાર પ્રાસાદ કરાવ્યાં, અગીઆર હજાર બિંબ થાપ્યાં. હો૦૬

સંવત બાર બોંહોંતેર વરસે, સંઘવી ધન્નો જેહ,
રાણકપુર જેણે[2] દેરાં કરાવ્યાં, ક્રોડ નવાણું દ્રવ્ય[3] ખરચ્યાં.હો૦ ૭

સંવત તેર એકોતેર વરસે, સમરોશા રંગ[4] શેઠ,
ઉદ્ધાર પંદરમો શેત્રુંજે કીધો, અગીઆર લાખ દ્રવ્ય ખરચ્યાં.હો૦૮

૧ ૭ ૨ રાણકપુરજી ૩ ધન ૪ સમરો શારંગ.

સંવત સોલ છોતેર[1] વરસે, બાદરશાહને વારે,
ઉદ્ધારસોલમો શેત્રુંજે કીધો, કરમાશાહે જશ લીધો. હો૦ ૯
એ જિન પ્રતિમા જિનવર સરખી, પૂજો ત્રિવિધ તુંમે પ્રાણી,
જિન પ્રતિમામાં સંદેહ ન રાખો,[2] વાચક જસની વાણી. હો૦ ૧૦

## સામાન્ય જિન સ્તવનો

( ૧ )

### મનોવેદના.

[ રાગ આસ્યાવરી ]

પ્રભુ મેરે અઇસી આય બની.
મનકી વિથા[3] કુનપે કહીએ,
જાનો આપ ધની.[4] પ્રભુ૦ ૧

જનમ મરણ જરા જીઉ[5] ગઇ લહઇ,
વિલગી વિપત્તિ ઘની;
તન મન નયન દુઃખ દેખત,
સુખ નવી એક કની. પ્રભુ૦ ૨

ચિત્ત તું ભઇ[6] દુરજન કે બચના,
જૈસે અર અગની;
સજજન કોઉ નહિ જાકે આગે,
બાત કહું અપની. પ્રભુ૦ ૩

૧ બોતેર ૨ સદ્દહણા ૩ વ્યથા ૪ જાને એક ધની ૫ ચિહું ૬ દુભઈ.

ચઉ ગઇ–ગમણુ–ભમણુ–દુઃખ વારો,
        બિનતિ એહી સુની;
અવિચલ સંપદ જસકું દીજેં,
        અપને દાસ ભની.                    પ્રભુ૦ ૪

## સામાન્ય જિન-સ્તવન
( ૨ )

### પ્રભુ પ્રત્યે રાગ.

રાગ: સામેરી. [ પદ ૯ ]

મેરે પ્રભુસું પ્રગટચો પૂરન રાગ–        ( ટેક )
જિન–ગુન–ચંદ–કિરનસું ઉમગ્યો, સહજ સમુદ્ર અથાગ.
                                        મેરે૦ ૧

ધ્યાતા ધ્યેય ભયે દોઉ એકહુ, મિટચો ભેદકો ભાગ;
કુલ બિદારી છલે[1] જબ સરિતા, તબ નહિ રહત તડાગ. મેરે૦ ૨

પૂરન મન સબ પૂરન દીસે, નહિ દુબિધાકો લાગ;
પાઉં ચલત પનહી જો પહિરે, નહિ તસ કંટક લાગ. મેરે૦ ૩

ભયો પ્રેમ લોકોત્તર જૂઠો[2], લોક બંધકો તાગ;
કહો કોઉ કછુ હમતો ન રૂચે, છૂટિ એક વીતરાગ. મેરે૦ ૪

વાસત હે જિનગુન મુઝ દિલકું, જેસો સુરતરૂ બાગ;
ઓર વાસના લગેં ન તાતેં, જસ કહે તૂં વડભાગ. મેરે૦ ૫

૧. બિડારી કુલ છલા ૨. તૂટો, ત્રૂટો.

# સામાન્ય જિન સ્તવન.
## ( ૩ )

### પ્રભુ-પ્રવચન.
રાગ:-વેલાવલ. [ પદ ૧૨ ]

પ્રભુ! તેરો વચન સુન્યો, જબહીથેં સુવિહાન. ( ટેક )
તબહીથે તત્ત્વ દાખ્યો, ચાખ્યો રસ ધ્યાન;
ભાવના લીએ જાગી, માનું કીધો સુધા-પાન. પ્રભુ તેરો૦ ૧
શ્રુત ચિંતા જ્ઞાન સોતો, ખીર-નીરવાન;
વિષય-તૃષ્ણા બુઝાવે, સોહિ સાચો જ્ઞાન. પ્રભુ તેરો૦ ૨
આયન હરન તાતેં, નાદે ભૂરે કાન;
તેસેંહિં કરત મોહિં, સંત-ગુન-ધ્યાન. પ્રભુ તેરો૦ ૩
પ્રાનતેં અધિક સાંઇ, કૈસે કહું પ્રાન!
પ્રાનથી અભિન્ન દાખ્યો, પ્રત્યક્ષ પ્રમાન. પ્રભુ તેરો૦ ૪
ભિન્ન ને અભિન્ન કછુ, સ્યાદ્વાદે વાન;
**જસ** કહે તુહે તુહેં, તુહ જિન-ભાન. પ્રભુ તેરો૦ ૫

# સામાન્ય જિન સ્તવન.
## ( ૪ )

### પ્રભુને શરણે.
રાગ:-ધન્યાશ્રી. અથવા ગુર્જરી [ પદ ૧૯ ]

જિન! તેરે ચરન સરન ગ્રહું. ( ટેક )
હૃદય-કમલમેં ધ્યાન ધરતહુ,[1] સિર તુજ આણ વહું. જિન! ૧

[1] ધરતુહે.

તુજ સમ ખોલ્યે દેવ ખલકમેં, પૈખ્યો નાંહિ કબહું;[1]
તેરે ગુનકી જપુ જપમાલા, અહનિસિ પાપ દહું.[2] જિન ! ૨
મેરે મનકી તુમ સબ જાનો,[3] કયા મુખ બહોત કહું ?
કહે **જસવિજય** કરો તુમ[4] સાહિબ,
જયુ ભવ-દુઃખ ન લહું.[5] જિન ! ૩

## સામાન્ય જિન-સ્તવન.

( ૫ )

### પ્રભુ દર્શનથી પરમાનંદ.

( પદ ૫૪ )

આજ આનંદ ભયો, પ્રભુકો દર્શન લહ્યો,
રોમ રોમ સીતલ ભયો, પ્રભુ ચિત્ત આયે હે. આજ૦ ૧
મન હું તે ધાર્યાં તોહે, ચલકે આયો મન મોહે;
ચરણ-કમલ તેરો, મનમેં ઠહરાયો હે આજ૦ ૨
અકલ અરૂપી તુંહી, અકલ અમૂરતિ યોહીં;
નિરખ નિરખ તેરો, સુમતિશું મિલાયો હે. આજ૦ ૩
સુમતિ સ્વરૂપ તેરો, રંગ ભયો એક અનેરો;
વાઈ રંગ આત્મ પ્રદેશે, **સુજસ** રંગાયો હે. આજ૦ ૪

## સામાન્ય જિન-સ્તવન.

( ૬ )

### પ્રભુમયતા [ પદ ૫૫ ]

જ્ઞાનાદિક ગુણ તેરો, અનંત અપાર અનેરો;
વાહી કીરત સુન મેરો, ચિત્ત હું જસ ગાયો હે. જ્ઞાના૦ ૧

૧. પઈઠઓ નાહિં કહું; પૈખ્યે છાહિ કહું. ૨. ધયું નિજ પાપ દહું ૩. દિલકી બાત સબહી તું જાને ૪. તિઉં=તેમ ૫. સહું.

તેરો ગ્યાન તેરો ધ્યાન, તેરો નામ મેરો પ્રાણ;
કારણ કારજ સિદ્ધો, ધ્યાતા ધ્યેય ઠહરાયો હે. જ્ઞાના૦ ૨
છૂટ ગયો ભ્રમ મેરો, દર્શન પાયો મેં તેરો;
ચરણ-કમલ તેરો, સુજસ રંગાયોહે. જ્ઞાના૦ ૩

## સામાન્ય જિન સ્તવન.

( ૭ )

પ્રભુ ગુણ ચિંતન [ પદ ૬૦ ]

પ્રભુ તેરો ગુન-જ્ઞાન, કરત મહા મુનિ ધ્યાન;
સમરત આઠો જામ, હૃદેમેં સમાયો હે પ્રભુ ! ૧
મન મંજન કરલાયો, સુદ્ધ સમકિત ઠહરાયો;
વચન કાય સમજાયો, એસે પ્રભુકું ધ્યાયો હે. પ્રભુ ! ૨
ધ્યાયો સહી પાયો રસ, અનુભવ જાગ્યો જસ;
મિટ ગયો ભ્રમકો મસ,[1] ધ્યાતા ધ્યેય સમાયો હે. પ્રભુ ! ૩
પ્રગટ ભયો પ્રકાશ,[2] જ્ઞાનકો મહા ઉલ્લાસ,
એસો મુનિરાજ-તાજ, જસ પ્રભુ છાયો હે. પ્રભુ ! ૪

:o:

## સામાન્ય જિન-સ્તવન.

( ૮ )

પરમાત્મ સ્વરૂપ

રાગ-કનડો [ પદ ૬૧ ]

એ પરમ બ્રહ્મ પરમેશ્વર, પરમ આનંદમયિ સોહાયો;
એ પરતાપકી સુખ સંપત્તી, બરની ન જાત મોપેં,
તા સુખ અલખ કહાયો. એ૦ ૧

૧. રસ. ૨. મહાપ્રકાશ.

# શ્રી સુપાર્શ્વનાથ જિન-સ્તવન

[ ધનરા ઢોલા-એ ઢાલ ]

સાચો દેવ સુપાસજીરે ! સાહિબ ! તું સુલતાન, ગુણના ગેહા૦
તુજશ્યૂં પ્રીતિ ભલી બનીરે, ચંદન ગંધ સમાન. ગુ૦ ૧
એ તો કહિઈં ન કારમીરે, કહિઇં ન અલગી થાઈં; ગુ૦
દિન દિન અધિકી વિસ્તરઇ રે, મહિમાઇં મહકાઈં. ગુ૦ ૨
સરસ કથા જે એહનીરે, તેહ પવનમઇં સંગ; ગુ૦
વાસિત ભવિજન તસ હુઇંરે, ચંદન રૂપ સુરંગ. ગુ૦ ૩
બાવના અખ્ખર સાર છેરે, પરમ પુરૂષસ્યું ગોઠિ; ગુ૦
બાવના ચંદન વાસના રે, નામ જપું તસ હોઠિ. ગુ૦ ૪
ક્ષય છ માસનો તે હરેંરે, એહતો જનમના રોગ; ગુ૦
તેણિ અધિક તુમ્હ પ્રીતડીરે, ન લહઇ પામર લોગ. ગુ૦ ૫
કરમ ભુજંગ બંધન ઇહાં રે, વિરૂઆં દીસે જેહ; ગુ૦
વિરતિ મયૂરી મોકલોરે, જિમ સવિ છૂટે તેહ. ગુ૦ ૬
મુઝ પાસે એક મિત્ર છેરે, ગારૂડ પ્રવચન સાર; ગુ૦
કહે તો તેણિ બંધન હરૂંરૈં, દેવ ! કરો જો સાર. ગુ૦ ૭
પ્રીતિ તે ચંદન વાસના રે, વાસિત મોરૂં મન્ન; ગુ૦
તુમ્હે તો મલયાચલ સમારે, વાચક જસ કહે ધન્ન ગુ૦ ૮

[ ઈતિ જસ ગણિ કૃત ગીતં-સંપૂર્ણ સંવત ૧૯૨૪ ના વર્ષે ચૈત્ર વદી ૧૦ વાર શુક્ર લી૦ શ્રી પહાલણપુરના સહી લવજી મોતીચંદ ।। શ્રી ।। ]

## મલકાપુર મંડન
## શ્રી સુપાર્શ્વનાથ જિન-સ્તવન

[ દીઠી હો પ્રભુ દીઠી જગગુરૂ તુજ એ દેશી ]

સુનિએ હો પ્રભુ હો સુનિએ દેવ સુપાસ,
મનકી હો પ્રભુ નકી વાત સવે કહું જી;
થાં વિન હો પ્રભુ થાં વિન ન લહું સુખ,
દીઠે હો પ્રભુ દીઠે મુખ સુખ લહુંજી. ૧
છોડું હો પ્રભુ છોડું ન થાંકી ગેલ,
પામ્યા હો પ્રભુ પામ્યા વિણ સુખ શિવ તણુંજી;
ભોજનિ હો પ્રભુ ભોજનિ ભાંજે ભૂખ,
ભાંજે હો પ્રભુ ભાંજે ભૂખ ન ભામણુજી. ૨
ખમયો હો પ્રભુ ખમયો માકો દોસ,
ચાકર હો પ્રભુ ચાકર મ્હેં છાં રાઉલાજી;
મીઠા હો પ્રભુ મીઠા લાગઈ બોલે,
બાલક હો પ્રભુ બાલક બોલઈ જે વાઉલાજી. ૩
કેતૂં હો પ્રભુ કેતૂં કહિઈં તુઝ,
જાણો હો પ્રભુ જાણો સવિ તુમ્હે જગધણીજી;
ધારી હો પ્રભુ ધારી નિવહો પ્રેમ,
લજજા હો પ્રભુ લજજા બાંહ ગ્રહિયા તણીજી. ૪
થુણિઓ હો પ્રભુ થુણિઓ સ્વામિ સુપાસ,
ભૂષણુ હો પ્રભુ ભૂષણુ મલકાપુર તણોજી;
વાચક હો પ્રભુ વાચક જસ કહે એમ,
દેયો હો પ્રભુ દેયો દરશન સુખ ઘણોજી. ૫

તા સુખ ગ્રહવેકું મુનિ-મન ખોજત, મન મંજન કર ધ્યાયો;
મન મંજરી ભઇ, પ્રફુલ્લીત દસા લઈ,
તા પર ભમર લોભાયો. એ૦ ૨
ભમર અનુભવ ભયો, પ્રભુ-ગુણ-વાસ લહ્યો;
ચરન કરન તેરો, અલખ લખાયો;
એશી દશા હોત જબ, પરમ પુરૂષ તબ,
એસી દશા પકરત[1] પાસ પઠાયો. એ૦ ૩
તબ સુજસ ભયો, અંતરંગ આનંદ લહ્યો,
રોમ રોમ સીતલ ભયો, પરમાતમ પાયો;
અકલ સ્વરૂપ ભૂપ;, કોઉન પરખત અનૂપ;[2]
**સુજસ** પ્રભુ ચિત્ત આયો. એ૦ ૪

## સામાન્ય જિન-સ્તવન.

( ૯ )

ત્વમેવ શરણં મમ.

રાગ-કાફી [ પદ ૭૦ ]
તો બિન ઓર ન જાચું જિનંદ રાય ! તો૦ ( ટેક )
મેં મેરો મન નિશ્ચય કીનો, એહમાં કછુ નહિ કાચું. જિનંદરાય
તો૦ ૧
તુમ ચરન-કમલપર પંકજ-મન મેરો, અનુભવ રસ ભર ચાખું;
'અંતરંગ અમૃત રસ ચાખો,' એહ વચન મન સાચું. પ્રભુજી !
તો૦ ૨

૧. પંકર-ત ૨. કોઉ ન પરખત કૂપ.

જસ પ્રભુ ધ્યાયો મહારસ પાયો, અવર રસેં નહિં રાચું;
અંતરંગ ફરસ્યો દરસન તેરો, તુજ ગુણ-રસ સંગ માચું. પ્રભુજી !
તો૦ ૩

## શ્રી અભિનંદન જિન-સ્તવન.

[ પાસજી મુનેં તૂઠા એ દેશી ]

સમવસરણ જિનરાજ વિરાજેં, ચઉત્તીસ અતિસય છાજેં રે;
જિનવર જયકારી૦
પાંત્રીસ ગુણ વાણીઇં ગાજેં, ભવિમન સંશય ભાજેંરે. જિન૦ ૧
બાર પરખદા આગળ ભાખેં, તત્ત્વરૂચિફલ ચાખેંરે; જિન૦
કાર્યકારણ નિશ્ચય વ્યવહાર, ભાખ્યા જિનપતિ સારરે; જિન૦ ૨
ગણધરકું ત્રિપદી વલી દાખી, સાધન શિક્ષા ભાખીરે; જિન૦
પુદ્ગલ ભાવથી રાગ ઉતારો, નિજ આતમને તારોરે. જિન૦ ૩
સંવર સુત ઇમ દેશના દીધી, સંઘ ચતુર્વિધેં પીધીરે; જિન૦
અનુક્રમેં વિચરી પોહતા સ્વામી, સમેતશિખર ગુણ ધામે રે જિન ૦૪
સકલ પ્રદેશનો ઘન તિહાં કીધો, શિવવધૂનો સુખ લીધોરે; જિન૦
પૂર્ણાનંદ પદને પ્રભુ વરીયા, અનંત ગુણેં કરી ભરીયારે. જિન૦ ૫
એહવા અભિનંદન જિન ધ્યાઉં, જિમ શિવસુખનેં પાઉંરે; જિન૦
જશવિજય ગુરૂ મનમાં લાવો, સેવક શુભફલ પાવોરે. જિન૦ ૬

# ઉન્નતપુર મંડન

# શ્રી શાંતિનાથ જિન–સ્તવન.

સરસતિ વરસતિ વયણ અમિય નમી, સમરી શ્રી ગુરૂપાય;
વીનતડી૦

વીનતડી ઇમ કીજઇ હો નિજ સાહિબ પ્રતિ, અવધારો
જિનરાય. વી૦ ૧

ઉન્નતપુર મંડન જિન તું જયો, ઠકુરાઇ તુજ જોર;
તુજ મુખ, તુજ મુખ, દીઠઇ હો મુજ હિયડું ઠરઇ,
જિમ ઘન દીઠઇ મોર. વી૦ ૨

હું તુજ ઉપરિ અહનિશિ ભાવિઓ, તુમ કેમ રહો ઉદાસ;
આસંગઇ, આસંગઇ, અધિકેરાં હો વયણ ન ભાસિઇ,
જેહની કીજઇ આસ. વી૦ ૩

તુજ વિણ હું ભવ વનમાંહિં ભમ્યો, આઠ કરમનઇં પાસિ;
પરવશિં પરવશિં મિં, બહુ વિધ વેઅણ સહી,
સુહુમ નિગોદ નિવાસિ. વી૦ ૪

તે મુજ ભવ વનિ ભમતાં દુઃખ તણો, ગણતાં લાભઇં પાર;
જસ કરિં, જસ કરિં જલ કણ અલગા હો કીજિઇં,
જલધિ તણા સો વાર વી૦ ૫

ઉન્નતપુર તે જુનાગઢ તાબે ઉના સમજવું.

ભીષણુ ભમતાં હો ભવ સાયર જલિં, તૂં પ્રભુ અંતરદ્વીપ;
પામિઓ, પામિઓ મિં પૂરવ પુણ્ય પસાઉલિઇં,
તેણુઇં સવિ ટલ્યાં હો પ્રતીપ. વી૦ ૬

જેહમાહિં તુજ દર્શન મિં પામિઉં, તે સુંદર કલિકાલ;
તુજ વિણા, તુજ વિણા જિનજી નિજ મનિ જાણિઇં,
કૃત યુગ પણિ જંજાલ. વી૦ ૭

સુરતરૂ પણિ જેહો અતિ દૂરઇં રહઈં, તે આવઇં કુણ કાજિ;
મરૂજને, મરૂજને કીજઇં હો છાયા કારણિ,
નિંબડલો તરૂરાજ. વી૦ ૮

હું તુજ શરણે હો જિનવર આવિઓ, બાંધી મોટી આસ;
પારેવો, પારેવો જિમ શરણે રાખી યશ કિઓ,
તિમ રાખો નિજદાસ. વી૦ ૯

જિન તુજ આધારિં જગે જીવિઈં, સુભગ દેઓ દીદાર;
ભજવાનઇં, ભજવાનઇં મનમાં હો મુજ અલજો ઘણો,
પ્રેમ તણો નહીં પાર. વી૦ ૧૦

મુજ મન ગિરિ વિચરંતો સિંહલોજી, જો તુજ ભગતિ વિલાસ;
તો મુજ, તો મુજ દુરિત મતંગજ ભાજસ્યઇં,
કુમતિ મૃગી સત્રાસ. વી૦ ૧૧

સ્યું વીનવીઇં હો અધિકું તુજ પ્રતિ, ધરયો ધરમ સનેહ;
તેહથી, તેહથી મુજમન વંછિત સવિ સંપજઇં,
જિમ તરૂ સંપદ મેહ. વી૦ ૧૨

ઉન્નતપુર છઇં હો સ્વરગ સમોવડિં, તિહાં પ્રભુ તુજ પ્રાસાદ;
નિરખીનઇં, નિરખીનઇં મઇં લોઅણુ અમિઅ પખાલિઆં,
માંડઇં સુરગિરિ વાદ. વી૦ ૧૩

ધન ધન તે પોઢા વ્યવહારિયા, જેણિ એ કીધો પ્રાસાદ;
નિજ કુલિં, નિજ કુલિં સુંદર શોભ ચઢાવતાં,
ટાલ્યો જનમ વિષાદ. વી૦ ૧૪

જિહાં લગઇં ગ્રહગણ ગયણંગણ ભમઇં, જિહાં લગઇં
જલધિ ગભીર; તિહાં લગઇં, તિહાં લગઇં શ્રી શાંતિ જિણિંદ,
ચિરંજયો મંદરગિરિ જિમ ધીર. વી૦ ૧૫

શ્રી વિજયદેવ સૂરીસર રાજિઓ, શ્રી વિજયસિંહ સૂરીશ;
શ્રી નય, શ્રી નયવિજય વિબુધવર સીસની,
પૂરો મનહ જગીસ. વી૦ ૧૬

[ ઇતિ શ્રી ઉન્નતપુર મંડન શ્રી શાંતિજિન–સ્તવન સંપૂર્ણ– ]

## શ્રી કલ્હારા ! પાર્શ્વનાથ જિન–સ્તવન.

[ દીઠી હો પ્રભુ, દીઠી જગગુરૂ તુઝ–એ દેશી ]

પદ ૩૧

પાસજી હો પ્રભુ પાસ કલ્હારા દેવ !
સુણઇં હો પ્રભુ સુણઇં માહરી વિનતીજી;
કહીઇં હો પ્રભુ ! કહીઇ સઘળી વાત,
મનમાંહી હો પ્રભુ મનમાંહી જે બહુદિન હુતીજી. ૧

તુજ વિના હો પ્રભુ ! તુજ વિના દૂજો દેવ,
માહરઇં હો પ્રભુ ! માહરઇં ચિત્તિ આવઇં નહીંજી;

ચાખ્યો હો પ્રભુ! ચાખ્યો અમિરસ જેણિ,
ખાકસ હો પ્રભુ! ખાકસ તસ ભાવઈ નહીજી. ૨

દરિશન હો પ્રભુ! દરિશન વાહલું મુજ,
તાહરૂં હો પ્રભુ! તાહરૂં જેહથી દુઃખ ટળઇજી;
ચાકર હો પ્રભુ! ચાકર જાણો મોહિ,
હઇડું હો પ્રભુ! હઇડું તો હેજઇ હલઈજી. ૩

તુજશ્યું હો પ્રભુ! તુજશ્યું મન એકંત,
ચાલ્યો હો પ્રભુ! ચાલ્યો કોઇથી નવ ચલઇંજી;
અગનિ હો પ્રભુ! અગનિ પ્રલય પ્રસંગ,
કંચન હો પ્રભુ! કંચન ગિરિ કહો કિમ ગલઇંજી.[1] ૪

## આંતરોલી મંડન
## શ્રી વાસુપૂજ્ય જિન-સ્તુતિ

[ શ્રી શત્રુંજય તીરથ સાર-એ દેશી ]

વાસુપૂજ્ય જિનરાજ વિરાજે,
જલધર પરિં મધુરી ધ્વનિં ગાજે,
રૂપેં રતિ પતિ લાજે; નિત નિત દીસે નવલ દવાજે,
દરીસણુ દીઠે ભાવઠ ભાજે, નિરમલ ગુણુ મણી છાજે;
આંતરોલી પુર મંડણુ સ્વામી,
મૂગત વધૂ જેણેં હેલાં પામી,
ઈંદ્ર નમે સિરનામી; ત્રિભૂવન જન-મન-અંતરજામી,
અકલ અરૂપ સહજ વિસરામી, વાચક જસ મત નાંમી.૧

૧ આ સ્તવન ઉપાધ્યાયજીની કૃતિનું છે પણ અપૂર્ણ છે.

સમરૂં ચોવિસેં જિનરાજ, જે સેવ્યે આપે શિવરાજ,
સીઝે સઘલાં કાજ; જાસ નમેં સવિ સુર શિરતાજ,
જે સંસાર પયોનિધિ પાજ, સેવે સુજન સમાજ;
સ્વર્ગ મૃત્યુ પાતાલ નિવાસિ, જે દીઠે ભવિ કમલ ઉલ્લાસિ,
મુગતસિરિ જસદાસિ; પરમ જ્યોતિ પરગટ અભ્યાસિ;
જેહનિં મતિ કરૂણાઇ વાસી, પાતિગ જાઇં નાસી. ૨

જિનવર આગમ જલધિ અપાર, નાના વિધિ રયણેં કરી સાર,
સકલ સાધુ સુખકાર; જીવદયા લહરિ આધાર,
બહુલ જૂગતમાં જલપૂર ઉદાર, જિહાં નવ તત્ત્વ વિચાર;
જેહસ્યું વિલસે ત્રિપદી ગંગા, જસ તરંગ એ અંગ ઉવાંગા,
સેવા જાસ વિભંગા; આલાપક મુગતાફલ ચંગા,
જેહમાંહે સોહે અતિ બહુ ભંગા, નિત નિત નુતન રંગા ૩

વાસુપૂજ્ય પદ પંકજ પૂજેં, જસ નામે સવિ સંકટ ધ્રૂજેં,
કામ ધેનું ઘર દૂજેં; જાસુ સુદૃષ્ટિ જિન પડિબુઝેં;
સકલ શાસ્ત્રના અરથજ સૂઝેં, કુમતિ મતિ પડિબુઝેં;
શ્રી વિજયસિંહ સૂરિ ચિત્ત આણિ,શ્રી વિજયદેવ સૂરિં દે વખાંણી,
જગમાંહેં જે જાણી; જાસ પસાઇં વિદ્યા લહે પ્રાણી,
તે સરસતિ મુઝ દેજયો વાણી, વાચક જસ સુખ ખાંણી. ૪

[ ઇતિશ્રી વાસુપૂજ્ય જિન–સ્તુતિ ]

## સિદ્ધ-સહસ્રનામ વર્ણન છંદ.

[ ભુજંગ પ્રયાત વૃત્ત ]

જગન્નાથ જગદીશ જગબંધુ નેતા,
ચિદાનંદ ચિતકંદ ચિન્મૂરતિ ચેતા;
મહા મોહ ભેદી, અમાઇ અવેદી,
તથાગત તથારૂપ ભવ-તરૂ-ઉચ્છેદી.[1] ૧
નિરાતંક નિકલંક નિરમલ અબંધો,
પ્રભો દીનબંધો કૃપાનીર સીંધો;
સદાતન સદાશિવ સદા શુદ્ધ સ્વામી,
પુરાતન પુરૂષ પુરૂષવર વૃષભગામી. ૨
પ્રકૃતિ રહિત હિત વચન માયા અતીત,
મહાપ્રાજ્ઞ સુનિયજ્ઞ પુરૂષ પ્રતીત;
દલિત કર્મભર કર્મફલ સિદ્ધિ દાતા,
હૃદય પૂત અવધૂત નૂતન વિધાતા. ૩
મહાજ્ઞાન યોગી મહાત્મા અયોગી,
મહા ધર્મ સન્યાસ વર લચ્છી ભોગી;
મહા ધ્યાન લીનો[2] સમુદ્રો અમુદ્રો,
મહા શાંત અતિદાંત માનસ અરૂદ્રો. ૪
મહેંદ્રાદિકૃતસેવ દેવાધિદેવ,
નમો તે અનાહત ચરણુ નિત્યમેવ;

૧ ભવભય ઉચ્છેદી. ૨ લીલા.

નમો દર્શનાતીત દર્શન સમૂહે,
    ત્રયી–ગીત–વેદાંતકૃત અખિલ ઉહે. ૫

વચન મન અગોચર મહા વાક્ય વૃત્તેં,
    કૃતાવેદ્ય સંવેદ્ય પદ સુપ્રવૃત્તેં;
સમાપત્તિ આપત્તિ સંપત્તિ ભેદઇં,
    સકલ પાપ સુગરિઠ તું હિઠ છેદઈ. ૬

ન તૂં દૃશ્ય દૃગ્માત્ર ઇતિ વેદ વાદો,
    સમાપત્તિ તુજ દૃષ્ટિ સિદ્ધાંત વાદો;
વિગૂતા વિના અનુભવઇં સકલ વાદી,
    લખઇં એક સિદ્ધાંતધર અપ્રમાદી. ૭

કુમારી દયિત ભોગસુખ જિમ ન જાણે,
    તથા ધ્યાન વિણુ તુજ સુધા લોક તાણે;
કરે કષ્ટ તુજ કારણુંઈ બહુત ખોજઇં,
    સ્વયં તૂં પ્રકાશે ચિદાનંદ મોજઇં. ૮

રટે અટપટેં ઝટપટિં વાદ લ્યાવેં,
    ન ત્યાં તૂં રમઇં અનુભવી પાસ આવેં;
મહા નટ[1] ન હઠ યોગ માંહિં તૂજ[2] જાગઇં,
    વિચારેં હોઇં સાંઇં આગઇં જ્યુ[3] આગઇં. ૯

તથાબુદ્ધિ નહીં શુદ્ધ તુજ જેણિ વહિઇં,
    કલૌ નામ માંહિં એક થિર થોભ રહિઇં;
સહસ નામ માંહિં દપ્પ પણિ અપ્પ જાણું,
    અનંતે ગુણે નામ અણુંતાં [4]વખાણું. ૧૦

૧ ચર  ૨ તૂં જો  ૩ જો  ૪ અણુંત.

અનેકાંત સંક્રાંત બહુ અર્થ શુદ્ધ,
જિકે શબ્દ તે તાહરાં નામ બુદ્ધ;
નિરાસો જપે જેહ તે સર્વ સાચું,
જપઇં જેહ આસાઇં તે સર્વ કાચું. ૧૧

ન કો મંત્ર નવિ તંત્ર નવિ યંત્ર મોટો,
જિસ્યો નામ તાહરો શમ–અમૃત લોટો;
પ્રભો ! નામ મુજ તુઝ અક્ષય નિધાન,
ધરૂં ચિત્ત સંસાર તારક પ્રધાન. ૧૨

અનામી તણા નામનો શ્યો વિશેષ,
એ તો મધ્યમા વૈખરીનો ઉલ્લેખ;
મુનીરૂપ પશ્યતિ કાંઇં પ્રમાણુઇં,
અકલ અલખ તૂં ઇમ હોઇં ધ્યાન ટાણે. ૧૩

અનવતારનો કેઈ અવતાર ભાખે,
ઘટઇં તે નહીં દેવને કર્મ પાખે;
તનુ ગ્રહણુ નહીં ભૂત આવેશ ન્યાયઇં,
પ્રથમ યોગ છઇં કર્મ તન્મિશ્ર પ્રાયઇં. ૧૪

અછઇં શકિત તો જનની ઉદરઇં ન પઇંસઇં,
તનુ ગ્રહણુ વલી પર અદૃષ્ટઇં ન બઇંસંઇં;
તુરંગશ્રંગસમ અર્થ જે એહ યુક્તિ,
કહઇં સદ્દહઇં તેહ અપ્રમાણુ ઉક્તિ. ૧૫

યદા જિનવરે દોષ મિથ્યાત્વ ટાલયો,
ગ્રહિઉં સાર સમ્યક્ત્વ નિજ વાન વાલયો;

તિહાંથી હુઆ તેહ અવતાર લેખઇં,
જગત લોક ઉપગાર જગગુરૂ ગવેખઇં. ૧૬

અહો યોગ મહિમા જગન્નાથ કેરો,
ટલેં પંચ કલ્યાણકઇં જગ અંધેરો;
તદા નારકી જીવ પણિ સુખ પાવઇં,
ચરણ સેવવા ધસમસ્યા દેવ આવઇં. ૧૭

તજી ભોગ લ્યઇં યોગ ચારિત્ર પાલેં,
ધરી ધ્યાન અધ્યાત્મ ઘનઘાતિ ટાલઇં;
લહે કેવલજ્ઞાન સુર કોડિ આવઇં,
સમવસરણ મંડાઇં સવિ દોષ જાઇં. ૧૮

ઘટે દ્રવ્ય જગદીશ અવતાર એસો,
કહો ભાવ જગદીશ અવતાર કેસો;
રમઇં અંશ આરોપ ધરી ઓઘદૃષ્ટિ,
લહઇં પૂર્ણ તે તત્વ જે પૂર્ણ દૃષ્ટિ. ૧૯

ત્રિકાલજ્ઞ અરિહંત જિન પારગામી,
વિગતકર્મ પરમેષ્ટી ભગવંત સ્વામી;
પ્રભુ બોધિદાભયદ આપ્ત સ્વયંભૂ,
જયો દેવ તિર્થંકરો તૂં જ શંભુ. ૨૦

ઇસ્યાં સિદ્ધ જિનનાં કહ્યાં સહસ્ર નામ,
રહો શબ્દ-ઝગડો લહો શુદ્ધ ધામ;
ગુરૂશ્રી નયવિજય બુધ ચરણ સેવી,
કહઇં શુદ્ધપદમાંહિં નિજ દૃષ્ટિ દેવી. ૨૧




પદ.

## નેમ પ્રભુને મનામણાં

રાગ હોરી. ( પદ ૪૦ )

હરિ-નારી ટોલે મિલિ, રંગ હોરી ટેક.
ફાગણુમેં[1] તજી લાજ લાલ, રંગ હો હોરી.
દેવરકું ઘેરી રહી, રંગ હો હોરી;
[2]વ્યાહ મનાવન કાજ લાલ, રંગ હો હોરી. ૧
તાલ કંસાલ મૃદંગસું, રં૦ મધુર બજાવત ચંગ. લાલ. રં૦
ગયબ ગુલાલ નયન ભરે, રં૦ બઈનિ બજાવે[3] અનંગ, લાલ. રં૦ ૨
પિચકારી છાંટે પીયા, રં૦ ભરી ભરી કેસર-નીર, લાલ રં૦
માનુ મદન કીરતી છટા, રં૦ અલવે ઉડાવે અબીર. લાલ રં૦ ૩
યૌવન મદ-મદિરા છકી, રં૦ ગાવત પ્રેમ ધમાલી, લાસ રં૦
રાચત માચત નાચતી, રં૦ કૌતુકસું કરે આલી. લાલ રં૦ ૪
સોહે મુખ તંબોલસું, રં૦ માનું સંધ્યા-યુત ચંદ, લાલ રં૦
પૂરિત કેસર પુલેલસું, રં૦ ઝરત મેહ જિઉં બુંદ. લાલ રં૦ ૫
થણુ ભુજ મૂલ દેખાવતી, રં૦ બાંહ લગાવત કંઠ, લાલ રં૦
કહે 'દેવરીં[4] પરનો પીયા, રં૦ પરના બિન પુરૂષ ઉલંઠ. લાલ રં૦ ૬

૧ ફાગુ રમે ૨ છાંટે ૩ જગાવે ૪ દેવ.

રૂખ મિલિત રહે વેલીસું, રં૦ સાગર ગંગા રંગ, લાલ રં૦
જાન ઠગાને અજાનવેં, રં૦ કિઉં ન કરો ત્રિયા–સંગ.' લાલ રં૦ ૭

ચું બિલાસ હરિ–નારીકે રં૦ દેખી ધરે પ્રભુ મૌન, લાલ રં૦
સ્રી–શિશુ–શઠ–હઠ નવિ ત્યજે, રં૦ કરે વચન–શ્રમ કૌન? લાલ રં૦

જનકેં જાનેં કહા ભયો, રં૦ મનકો જાણ્યો પ્રમાણ, લાલ રં૦
ચતુર ન ચૂકે નેમિજી, રં૦ પાએ સુજસ કલ્યાણ. લાલ રં૦ ૯

•

( ૨ )

પદ.

## નેમ પ્રભુનું મૌન.

રાગ ગુર્જરી, પૂર્વી   (પદ ૩૩)

બાલા રૂપશાલા ગલે, માલા સોહે મોતીનકી,[1]
કરે નૃત્ય ચાલા ગોરી, ટોરી મિલિ ભોરીસી;
દેવરકું રહિ ઘેરી, સેના માનું કામ કેરી,
ગુન ગાતી આવે નેરી, કરે ચિત્ત ચોરિસી;
વિવાહ મનાવે આલી, પહિરી દખિણ ફાલી,
વાકું નિહાલે બાલી, છોડી લાજ હોરીસી;
તોભી નેમિ સ્વામી, ગજગામી જસ કામી ધામી,
રહે ગ્રહિ મૌન ધ્યાન,–ધારા વજ્ર–દોરીસી. ૧

•

૧ મોતનકી

( ૩ )

પદ

## સખી પ્રત્યે રાજુલ

રાગ–ભૂપ કલ્યાણ. [ પદ ૨૬ ]

સયનકી નયનકી બયનકી છબી નીકી,
મયનકી ગોરી તકી લગી મોહિ અવિયાં (?)
મનકી લગની ભર અગનીસી લાગે અલી !
કલ ન પરત કછુ કહા કહું બતીયાં. સ૦ ૧
મોહન મનાઓ માની કહા બની રતિ છાની,
શિવાદેવી કે નંદન ! માનો બિનતિયાં;
ગુન ગહો **જસ** બહો ધરિ રહો સુખ લહો,
દુઃખ ગમો સુઝ સમો રંગ રમો રતિયાં. સ૦ ૨

( ૪ )

પદ

## રાજુલ પ્રત્યે સખી

રાગ–નાયકી કનડો. [ પદ ૧૫ ]

યા ગતિ કૌન હે સખી ! તોરી ?, કોન હે સખી ! તોરી ? ટેક.
ઈત ઉત ચુંહી ફિરત હે ગહેલી,[1] કંત ગયો ચિત્ત ચોરી.
યા ગતિ૦ ૧

૧ સૂની

ચિતવતહે વિરહાનલ બુઝવત,[1] સિંચ નયન-જલ ભોરી;
જાનત હે ઉહાંહે વડવાનલ, જલણુ જલ્યો ચિહું ઓરી.
યા ગતિ૦ ૨

ચલ ગિરનાર પિયા દિખલાવું,[2] નેહેં નિહાવન ઘોરી;
હિલિ મિલિ મુગતિ-મોહોલમેં ખેલે,[3] પ્રણમે જસ યા જોરી.
યા ગતિ૦ ૩×

યા ગતિ છોરિ દે ગુણુ-ગોરી, તૂં ગુણુ-ગોરી,
અચરિજ એહું મિલેં સસિ-પંકજ, બિચિ યમુના વહેં ભોરી. યા૦ ૧
ચલ ગિરનાર પિયા દિખલાઉં, ઓહરી જોરી રતિ દોરી;
મુગતિ મહેલમેં મિલે રાજુલ-નેમી. વિનય નમે કર જોરી. યા૦ ૨

## સખી પ્રત્યે રાજુલ.

### ( ૫ )

[ અપ્રકટ નવું પદ ]

વીનતડી કહ્યોરે મોરા કંતનઈં,
સીખામણુ મુજ પ્રભુ તુજનઈં, જીભ ભલામણુ દંતનઈં. ૧

૧ બુઝવું ૨ ગઢ ગિરનાર ચલો પિયા મિલિ હે, ૩ મોહોલ દોઉ ખેલે.

×સરખાવો આ સાથે શ્રી વિનયવિજયજી ઉપાધ્યાયનું નીચેનું પદ.
રાગ-કાનડો

યૌવન વય યુવતી જે છોરી, ખાર દીધો તે અંતનઈં;
ચૌદ જાણુઇં તે ચ્યાર ન ભૂલઇં, શ્યૂં કહવું એ સંતનઈં. વી૦ ૨

કર્મ દોષ પરનઇં નવિ દીજઈં, સાધ્ય ન એ મંત-તંતનઈં;
મિલી અભેદ રાજુલ ઈમ કહતી, જસ પ્રભુ નેમિ-અરિહંતનઈં. વી૦ ૩

## રાજુલના ઉદ્‌ગાર.

( ૬ )

[ અપ્રકટ નવું પદ ]

રાજુલ બોલઈં સુનુહુ સયાનીરે !,
નેમિ મનાવા જાઉં ઉજાતીરે;
હૂં દુઃખ પામું વિરહ દિવાનીરે,
પિઉ વિન જિમ મછલી વિન પાનીરે. ૧

એક યૌવન બીજું મદન સંતાપઇંરે,
ત્રીજું વિરહ કલેજું કાપઇ રે;
ચોથું તે પિઉપિઉ પિક પોકારઇંરે,
દુઃખિયાનું દુઃખ કોઈ ન વારઈંરે. ૨

જે સુખ સાધન ભોગી માનઇંરે,
તે વિરહીનઇં દુઃખ દિઈં છાનઇંરે;

વિન પિઉ હેજ ન સેજ સુહાઈરે,
મોટાં મંદિર ખાવા ધાઈરે. ૩

રાણિમ રિદ્ધિ નઈં દોલતિ લીલારે,
તે મુઝ પિઉ વિરહાનલ કીલારે;
ભૂખ નિંદ બિહુ સાથિં નાઠીરે,
માનું વિરહ બલવાથી ત્રાઠીરે. ૪

કોકિલ બોલઈં ટાઢું મીઠુંરે,
મુઝ મનિ તો તે લાગઈં અંગીઠુંરે;
વિરહ જગાત્રી વિરહિણી બાલીરે,
તે પાપઈં તે થઈ છઈં કાલીરે. ૫

હાર હિયઈં પ્રતિબિંબિત ચંદોરે,
વિરહ દહનથી દાધો મંદોરે;
આંસુઅડે ઉલ્હવંતી કાલોરે,
માનું પ્રકટિઉ લંછન ક્યાહલોરે. ૬

ચંદ કિરન જબ મુઝ તનુ ગઈરે,
તાપ વિરહ અધિકેરો જાગઈંરે;
વડવાનલથી આધકો જાણીરે,
માયરિ નાખ્યો ઉલ્હાલી પાણીરે. ૭

લાગઈ દખિન પવન પ્રચારારે,
ચંદન અહિ વિષનાં ફૂંકારારે;
વિષધર ભખતાં જે વિષ પામેરે,
મોર કિંગારઇં તે માનું વામેરે. ૮

ઘોર ઘનાઘન ગગનિં ગરજૈરે,
માનું તે વિરહિણિનઈ તરજૈરે;
વીજલડિ મિસ અસિ ઝબકાવરે,
માનું તે મુઝનઈ બીહાવૈરે. ૯

ઈંદ્ર તણું મઈ સ્યું અપરાધ્યુંરે ?
ધનુષ દેખાવઈ ગગનિ બાંધ્યુંરે;
માનું પિઉ ગતિ તસ ગજ હાર્યોરે,
તેણિ મુઝસ્યું પિઉ વઈર સંભાર્યોરે ? ૧૦

જલધર જલ વહે ખલખલ ખાલરે,
આંસુઅડાં મુઝ નયણ પ્રણાલૈરે;
વાદ માંહોમાંહિં બિહુનઈ લાગોરે,
આવીનઈ પિઉડા ! તે તુમ્હે ભાગોરે. ૧૧

ડરઃડર કરિ દાદુર ડરપાવૈ રે,
ઉખા પણિ પિઉ વિરહ સતાવૈરે;
ધૂલિ તપૈં તિમ રવિ તતપાણોરે,
એ સાચો જાણ્યો ઉખાણોરે. ૧૨

નીંદ ન આવઈ ઝબકી જાગુંરે,
પૂરવ દિસિ જઈ જોવા લાગુંરે;
રોતાં દીસે રાતડી નયણેરે,
કિમહી ન દીસે પણિ તે ગયણિરે. ૧૩

કુણ આગઇ એ વાત કહાઈરે ?
પિઉ અવલઈ કુણ સવલો થાઇરે ?

વિરહીનઇં હિમ ઋતુ દિન વાધઇંરે,
ગ્રીષ્મ નિસ મોટી થઇ બાંધઇંરે. ૧૪

સરસ કમલ જે હિયડઇં દીજૈરે,
નીસાસેં તેનૂં કો કીજઇરે ?;
ફિરિ ધરિઇ નઇ ફિરિ અપહરિઇંરે,
વિરહની વેદન કિમ નિંસૂરઇંરે ? ૧૫

હઇડું ભીડચું દૃઢ કુચ બંધઇરે,
પ્રાણ ન જાઈ તે પ્રતિબંધઇંરે;
અંતરાય એ જાણું મોટુ રે,
જીવ જીવન વિન જીવિત ખોટું રે. ૧૬

નીંદ ન આવઇં ફિરિ ફિરિ સોઉંરે,
માનુ સુપનમાં પિઉ મુખ જોઉંરે;
પૂછું લગન તે જોસી આગઇંરે,
કહિઇં મિલસ્યઇં પિઉ મન રાગઇંરે. ૧૭

નેહ ગહેલી દુરબલ થાઉંરે,
માનું જિમ તિમ લિઉ મનિ માઉંરે;
પણિ નવિ જાણ્યું એ ન ઉપાયોરે,
પ્રીતિ પરાણી કિમઇં ન થાયોરે. ૧૮

સ્યું કીજઇં જો પ્રથમ ન જાણ્યું રે,
હવઇં તો ચિતડું ન રહઇ તાણ્યુંરે;
નિઃસનેહીસ્યું નેહ જે કીધોરે,
ઉઘ વેચી તે ઊજાગર લીધોરે. ૧૯

આજ દીવાલી કહઇ કોઈ ભોલીરે,
મુઝ મનિ ન ટલી વિરહની હોલીરે;
સ્યૂં કીજઈ તે સેવ સુહાલીરે,
સુખ લહસ્યું પિઉ વદન નિહાલીરે. ૨૦
ઈમ વલિ વિલવતિ ગઈ ગઢ ગિરિનારિરે,
રાજુલ કંતસ્યુ મિલી મનુહારીરે;
દોઈ રમઈ શિવ મંદિર માંહિરે,
સુખ જસ સંપતિ લહિઅ ઉછાહિરે. ૨૧

## શ્રી ઋષભદેવ જિન સ્તવન.

[ આજ જિનરાજ મુજ કાજ સિધ્યાં સવે–એ દેશી ]

ઋષભ જિનરાજ મુજ આજદિન અતિ ભલો,
ગુણ નીલો જેણે તુજ નયણ દીઠો,
દુઃખ ટળ્યાં સુખ મળ્યાં સ્વામિ ! તુજ નિરખતાં,
સુકૃત સંચય હુઓ પાપ નીઠો. ઋષભ૦ ૧
કલ્પ શાખી ફળ્યો કામ ઘટ મુજ મળ્યો,
આગણે અમિયનો મેહ વૂઠો,
મુજ મહીરાણ મહી–ભાણ તુજ દર્શને,
ક્ષય ગયો કુમતિ અંધાર જૂઠો. ઋષભ૦ ૨
કવણ નર કનક મણિ છોડી તૃણ સંગ્રહે ?
કવણ કુંજર તજી કરહ લેદે ?
કવણ બેસે તજી કલ્પતરૂ બાઉલે ?
તુજ તજી અવર સુર કોણ સેવે? ઋષભ૦ ૩

એક મુજ ટેક સુવિવેક સાહિબ સદા,
　　તુજ વિના દેવ દૂજો ન ઇહું,
તુજ વચન-રાગ સુખ સાગરે ઝીલતો.
　　કર્મ ભર ભ્રમ થકી હું ન બીહું. ઋષભ૦ ૪
કોડી છે દાસ વિભુ ! તાહરે ભલ ભલા,
　　માહરે દેવ તૂં એક પ્યારો,
પતિત પાવન સમો જગત ઉદ્ધારકર,
　　મહિર કરી મોહિ ભવ જલધિ તારો. ઋષભ૦ ૫
મુકિતથી અધિક તુજ ભક્તિ મુજ મન વસી,
　　જેહશું સબલ પ્રતિબંધ લાગો,
ચમક-પાષાણ જિમ લોહને ખિંચશ્યે,
　　મુકિતને સહજ તુજ ભકિત-રાગો. ઋષભ૦ ૬
ધન્ય ! તે કાય જેણિ પાય તુજ પ્રણમિયે,
　　તુજ થૂણ્યે જેહ ધન્ય ! ધન્ય ! જિહા,
ધન્ય ! તે હૃદય જેણિ તુજ સદા સમરતાં,
　　ધન્ય ! તે રાત ને ધન્ય ! દીહા. ઋષભ૦ ૭
ગુણ અનંતા સદા તુજ ખજાને ભર્યા,
　　એક ગુણ દેત મુજ શું વિમાસો
રયણ એક દેત શી હાણ રયણાયરે ?
　　લોકની આપદા જેણે નાસો. ઋષભ૦ ૮
ગંગ સમ રંગ તુજ કિર્તિ-કલ્લોલને,
　　રવિ થકી અધિક તપ-તેજ તાજો,
નયવિજય વિબુધ સેવક હું આપરો,
　　જસ કહે અબ મોહિ ભવ નિવાજો. ઋષભ૦ ૯

भक्ति, ज्ञान अने वैराग्य गर्भित

# आध्यात्मिक पदो.

पद

## प्रभुभजन

[ पद ५९ ]

भजन बिनुं जीवित जेसे प्रेत,
मलिन मंदमति डोलत घर घर, उदर-भरनके हेत. भजन. १

दुर्मुख वचन बकत नित निंदा, सज्जन सकल दुःख देत;
कबहुं पापको पावत पैसो, गाढे धुरिमें देत. भजन. २

गुरु ब्रह्मन अच्युत जन सज्जन, जात न कवणु निवेत;
सेवा नहीं प्रभु तेरी कबहुं, भुवन नीलको खेत. भजन. ३

कथे नहीं गुन गीत सुजस प्रभु, साधन देव अनेत;
रसना-रस बिगारो कहां लों, बुडत कुटुंब समेत. भजन. ४

૫૬

## પ્રભુનું સાચું ધ્યાન.

રાગ ધન્યાશ્રી. [ પદ ૪ ]

પરમ પ્રભુ સબ જન શબ્દે ધ્યાવે,
જબ લગ અંતર-ભરમ ન ભાંજે, તબ લગ કોઉ ન પાવે,
પરમ પ્રભુ સબ જન શબ્દેં ધ્યાવે. ટેક. ૧
સકલ અંસ દેખે જગ જોગી, જો ખિનુ સમતા આવે;
મમતા-અંધ ન દેખે યાકો, ચિત્ત ચિહું ઓરે ધ્યાવે. પ૦ ૨
સહજ શક્તિ અરૂ ભક્તિ સુગુરૂકી, જો ચિત્ત જોગ જગાવે;
ગુન પર્યાય દ્રવ્યસું આને, તો લય કોઉ લગાવે. પ૦ ૩
પઢત[1] પુરાન વેદ અરૂ ગીતા, મૂરખ અર્થ ન ભાવે;
ઇત ઉત ફિરત ગ્રહત રસ નાહી, જ્યોં પશુ ચર્વિત ચાવે. પ૦ ૪
પુદ્‌ગલસેં ન્યારો પ્રભુ મેરો, પુદ્‌ગલ આપ છિપાવે;
ઉનસેં અંતર નાહી હમારે, અબ કહાં ભાગો જાવે. પ૦ ૫
અકલ અલખ અજ અજર નિરંજન,સો પ્રભુ સહજ સુહાવે;
અંતરયામી પૂરન પ્રગટ્યો, સેવક જસ ગુન ગાવે. પ૦ ૬

૫૭

## સાચા પ્રભુની પ્રાપ્તિ.

રાગ દેશાખ. [ પદ ૨૫ ]

અબ મેં સાચો સાહિબ પાયો. ટેક.
યાકી સેવ કરતહું યાકું, મુજ મન પ્રેમ સુહાયો. અ૦ ૧

૧ પઠત.

ઠાકુર ઓર ન હોવે અપનો, જો દીજે ઘર માયો;
સંપતિ અપની ખિનુમેં દેવે, વેતો દિલમેં ધ્યાયો. અ૦ ૨

ઓરનકી જન કરત ચાકરી, દૂર દેશ પાય ઘાસે;
અંતરયામી ધ્યાનેં દીસે, વે તો અપનેં પાસે. અ૦ ૩

ઓર કબહું કોઉ કારન કોપ્યો, બહોત ઉપાય ન તૂસે;
ચિદાનંદમેં મગન રહતુ હે, વે તો કબહું ન રૂસે. અ૦ ૪

ઓરનકી ચિંતા ચિતિ[1] ન મિટે, સબ દિન ધંધે જાવે;
થિરતા ગુન પૂરન સુખ ખેલે, વેતો અપને ભાવેં. અ૦ ૫

પરાધીન હે ભોગ ઓરકો, તાતેં[2] હોત વિયોગી;
સદા સિદ્ધ સમ શુદ્ધ[3] વિલાસી, વેતો નિજ ગુન ભોગી. અ૦ ૬

જ્યોં જાનો ત્યોં જગ જન[4] જાનો, મેં તો સેવક ઉનકો;
પક્ષપાત તો પરસૂં હોવે, રાગ ધરત હું ગુનકો. અ૦ ૭

ભાવ એક હે સબ જ્ઞાનીકો, મૂરખ ભેદ ન ભાવે;
અપનો સાહિબ જો પહિચાને, સો જસ લીલા પાવે. અ૦ ૮

૫૬

## વીરાની પ્રભુભક્તિ.

[ ૫૬ ૫૮ ]

જો જો દેખે વીતરાગને, સો સો હોશે વીરારે;
બિન દેખે હોશે નહીં કોઈ, કાંઇ હોય અધીશારે. જો૦ ૧

૧ ચિત્ત ૨ જાતે, તાતિ, તેતેં ૩ સમતાઈ ૪ યુગતિન, જગત ન.

સમય એક નહીં ઘટસી જો, સુખ દુઃખકી પીરારે;
તૂં કયું સોચ કરે મન ! કૂડા, હોવે વજા જો હીરારે. જો૦ ૨
લગે ન તીર કમાન બાન, કયું મારી સકે નહિ મીરારે;
તૂં સંભારે પુરૂષ–બલ અપનો, સુખ અનંત તો પીરારે. જો૦ ૩
નયન ધ્યાન ધરો વો પ્રભુકો, જો ટારે ભવ–ભીરારે;
સજ સચેતન ધરમ નિજ અપનો, જો તારે ભવ–તીરારે.[1] જો૦ ૪

૫૯

## પંચમહાવ્રત ઝહાજ

[ પદ ૫૬ ]

વાદ વાદીસર તાજ, ગુરૂ મેરો ગચ્છ રાજ;
પંચ મહાવ્રત ઝહાજ, સુધર્મા જયું સવાયો હે. વાદ૦ ૧
વિદ્યાકો વડો પ્રતાપ સંગ, જલ જયું ઉઠત તરંગ;
નિરમલ જેસો સંગ, સમુદ્ર કહાયો હે. વાદ૦ ૨
સત્ત સમુદ્ર ભર્યો, ધરમ પોત તામેં તર્યો;
શીલ સુકાન વાલમ, ક્ષમા લંગર ડાર્યો હે. વાદ૦ ૩
સહડ ( શઢ ) સંતોષ કરી, તપતો તપીહ્યા ભરી,
ધ્યાન રંજક ધરી દેત, મોલા ગ્યાન ચલાયો હે. વાદ૦ ૪
એસો ઝહાજ કિયા કાજ, મુનિરાજ સાજ સજો;
દયા મયા મણિ માણિક, તાહિમેં ભરાયો હે. વાદ૦ ૫

૧ આમાં કવિએ પોતાનું નામ આપ્યું નથી. પરંતુ ‘ જશ વિલાસ’ની ઘણી પ્રતોમાં મળે છે, તેથી અત્ર દાખલ કર્યું છે.

પુણ્ય પવન આયો, સુજસ ઝહાજ ચલાયો;
આણુ જીવન એસો માલ, ઘર બૈઠે પાયો હે. વા૦ ૬

:o:

પદ

## સાચા મુનિ

### ( ૧ )

રાગ જયજયવંતી [ પદ ૨૧ ]

ધર્મ કે બિલાસ વાસ, જ્ઞાનકે મહા પ્રકાસ,
દાસ ભગવંતકે, ઉદાસ ભાવ લગે હૈ,
સમતા નદી તરંગ, અંગહી ઉપંગ ચંગ,
મજ્જન પ્રસંગ રંગ, અંગ ઝમમગે હે. ધર્મકે૦ ૧

કર્મકે સંગ્રામ ઘોર, લરે મહામોહ ચોર,
જોર તાકો તોરવેકું, સાવધાન જગે હે,
શીલકો ધરી સન્નાહ, ધનુષ મહા ઉત્સાહ.
જ્ઞાન બાનકે પ્રવાહ, ભાવ અરિ[1] ભગે હે ધર્મકે૦ ૨

આયો હે પ્રથમ સેન,[2] કામકો ગયો હે રેન,[3]
હરિ હર બ્રહ્મા જેણે, એકલેને ઠગે હે,
ક્રોધ માન માયા લોભ, સુભટ મહા અખોભ,
હારે સોય છોડ થોભ, મુખ દેઈ ભગે હે.[4] ધર્મકે૦ ૩

૧ સબ વેરી ૨ શ્રેણિ ૩ રેણિ ૪ મુખ લેઈ ધગે હે, મુખ દેઇ ધગેરે.

નોકષાય ભયે ખીન, પાપકો પ્રતાપ હીન,
ઓર ભટ ભયે દીન, તાકે પગ ડગે હે,
કોઉ નહીં રહે ઠાઢેં, કર્મ જો મિલે તે ગાઢે,[1]
ચરનકે જિહા કાઢે, કરવાલ નગે હે.　　ધર્મકે૦ ૪
જગત્રય ભયો પ્રતાપ, તપત અધિક તાપ,
તાતે નાહિ રહી ચાપ,[2] અરિ તગતગે હે,
**સુજસ** નિસાન સાજ, વિજય વધાઈ[3] લાજ,
ઐસે મુનિરાજ તાકું હમ પાય લગે હે.　**ધર્મકે૦ ૫**

## સાચા મુનિ
### ( ૨ )

પવનકો કરે તોલ, ગગનકો કરે મોલ,
રવિકો કરે હિંડોલ, ઐસો કોઉ નર રે?
પથરકો કાંતે સૂત, વંધ્યાકું પડાવે પૂત,[4]
ઘટમેં બોલત ભૂત, વાકે કિન ઘર રે? પવનકો૦ ૧
બીજલીસેં કરે બ્યાહ,[5] કુકું ચલાવે રાહ,
ઉદધિમેં ઉડાવે દાહ, કરત ભરાભર રે,[6]
બડો દિન બડી રાત,[7] વાકી કૌન માત તાત,
ઇતની બતાવે વાત, **જસ** કહે મેરા ગુરૂ રે.[8] પવનકો૦ ૨



૧ કર્મકે સઈન ટાઢે ૨ તાતેં (તાથેં) નહિ આપ ધરી ૩ વધારી ૪ વાંઝનીકો રમાવે પૂત ૫ છાંહ ૬ સમુદ્રકું લાવે છાહા, નીર ભરાભરરે. ૭ બડો દિન કે બડી રાત, ૮ ઇતની જો જાને વાત, સોહી મેરા ગોરરે.

૫૬

# સાચો જૈન

રાગ ધાન્યાશ્રી [ પદ ૩ ]

જૈન કહો ક્યોં હોવે, પરમ ગુરૂ! જૈન કહો ક્યોં હોવે?
+ ગુરૂ ઉપદેશ બિના જન મૂઢા, દર્શન જૈન વિગોવે;[1]
પરમ ગુરૂ! જૈન કહો ક્યોં હોવે? ટેક. ૧
કહત કૃપાનિધિ સમ-જલ ઝીલે, કર્મ-મયલ જો ધોવે;
બહુલ પાપ-મલ અંગ ન ધારે, શુદ્ધ રૂપ નિજ જોવે. પરમ. ૨
સ્યાદ્વાદ પૂરન જો જાને, નયગર્ભિત જસ વાચા;
ગુન પર્યાય દ્રવ્ય જો બૂઝે, સોઈ જૈન હે સાચા. પરમ. ૩
ક્રિયા મૂઢમતિ જો અજ્ઞાની, ચાલત ચાલ અપૂઠી;
જૈન દશા ઉનમેંહી નાહી, કહે સો સબહી જૂઠી. પરમ. ૪
પર પરિનતિ અપની કર માને, કિરિયા ગર્વે ગહિલો;
ઉનકું જૈન કહો ક્યું કહિયેં, સો મૂરખમેં પહિલો. પરમ. ૫
જૈન ભાવ-જ્ઞાને[2] સબમાંહી, શિવ સાધન સદ્દહિએ;
નામ વેષસૂ[3] કામ ન સીઝે, ભાવ-ઉદાસે રહીએ પરમ. ૬
જ્ઞાન સકલ નય સાધન સાધો, ક્રિયા જ્ઞાનકી દાસી;
ક્રિયા કરત ધરતુ હે મમતા, યાહી ગલેમેં ફાંસી. પરમ. ૭

+ સરખાવો કર્તાની કુગુરૂ સ્વાધ્યાયમાંથી:

ઘોટકની પરે પંથે ચાલે, શહેરમાં નીચૂં જોવે
ગડબડ ગાડાંની પરે ચાલે, જિન શાસનને વગોવે–
કપટી કહિયા એહ જિણંદે.

૧ જૈન શાસનને વગોવે ૨ જ્ઞાન ભાવ જ્ઞાન ૩ ભેખસે

*ક્રિયા બિના જ્ઞાન નહિ કબહું, ક્રિયા જ્ઞાન બિનુ નાંહી;
ક્રિયા જ્ઞાન દોઉ મિલત રહતુ હૈ, જ્યોં જલ-રસ જલમાંહી. પરમ. ૮
ક્રિયા-મગનતા બાહિર દીસત, જ્ઞાન શકિત જસ ભાંજે;
સદ્‌ગુરૂ શીખ સુને નહી કબહુ, સો જન જનતેં લાજે. પરમ. ૯
તત્ત્વ-બુદ્ધિ જિનકી પરિણુતિ હૈ, સકલ સૂત્રકી કૂંચી;
જગ જસવાદ વદે ઉનહીકો, જૈન દશા જસ ઉંચી. પરમ. ૧૦

## પદ

## સજ્જન-રીતિ

[ અપનો સંગ કરે જો તનકી, આશ કરે સફલી ]  પદ ૫૩ ]

+સજ્જન રાખત રીતિ ભલી
બિનુ કારણુ ઉપકારી ઉત્તમ, જાઈ સહજ મિલિ;
દુર્જનકી મન પરિનતિ કાલી, જૈસી હોય ગલી  સ૦ ૧
ઓરનકો દેખત ગુન જગમેં, દુર્જન જાચે જલી;
ફેલાવે[1] ગુન ગુનકો જ્ઞાતા, સજ્જન હૈજે હલા. સ૦ ૨
ઉંચ ઇતિ પદ બેઠો દુર્જન, જાએ માહિં બલી;
નૃપગૃહ[2] ઉપર બેઠી મીની, હોત નહીં ઉજલી.  સ૦ ૩
વિનય વિવેક વિચારત સજ્જન, ભદ્રક ભાવ ભલી;
દોષ લેશ જો દેખે કબહું, ચાલે ચતુર ટલી.  સ૦ ૪
અબમેં એસો સજ્જન પાયો, ઉનકી રીતિ ભલી;
શ્રી નયવિજય સુગુરૂ સેવાતેં, સુજસ[3] રંગ રલી. સ૦ ૫

* સરખાવો જ્ઞાનસારના ક્રિયાકષ્ટનો શ્લોક બીજો.

ક્રિયાવિરહિત હંત ! જ્ઞાનમાત્રમનર્થકં ।
ગતિં વિના પથજ્ઞોऽપિ, નાપ્નોતિ પુરમિપ્સિત ॥

+ સરખાવો કર્ત્તાકૃત દ્વાત્રિંશત્ દ્વાત્રિંશિકાની સજ્જન દ્વાત્રિંશિકા.

૧ ફલ પાવે ૨ ઉપગૃહ ૩ સુખ જસ.

પદ[1]

## સાચો ધર્મ.

શિવ સુખ ચાહો તો, ભજો ધરમ જૈનકો સાર;
ગ્યાનવંત ગુરૂ પાયકે, સફલ કરો અવતાર. ૧

ચિત તું ચેતિ મહામુનિ રાજા, જુઠા કાહિ દિવાની;
સંજમ વિણુ કરણી તુઝ ખોટી, જિઉં મોટી વિષફલકી ગોટી. ૨

ચ્યાર પાંચ મિલિ મોટો કીધો, તિઉં તિં ગારવરસ–મધુ પીધો;
જે તુઝ પાડઈ અવિરતિ ભોલઈ, તે તો મેરૂ ચઢાવિ ઢોલૈ. ૩

ખલ વાંણી તુઝ મીઠી લાગે, જિન-વચણે સૂતો નવી જાગે;
જો તું પડસી પ્રમાદે ભોલા, સેવિસિ બહુત નિગોદહ ગોલા. ૪

તું બહુ જન સેવાઇ રાચઇ, છાંડી મારગ કરમ નીકાચઈ,
નિર્ગુણ પરગુણ કીઇં ગોપઈ, પરગુણ નિસુણી કિઉ મન કોપઇ ? ૫

તું પડિઓ ગારવને ધંધે, ભગતિ લોક તુઝ અંધો–અંધે,
જે મારગે તું ચાંપ્યો[1] તારો, તિહાં તો તું દીસઈ વટ પ્યારો. ૬

પક્ષ કરો ગુનવંતહ કેરો, નિર્ગુણ લોક[2] ન રાખો નેરો,
ઈયું કરતાં તુમ સુજસ લહોગે, જો જિન વચનઇ સુદૃઢ રહોગ. ૭

---

૧ [ આ પદ પ્રકટ થયુ નથી. વીરવિજય ઉપાસરો–અમદાવાદ-માંનો ભંડાર દાબડો ૧૭ પોથી નં ૩ ની પ્રતના પાનાં ૫ દરેક પર પંક્તિ ૧૩ કે જે પ્રતમા યશોવિજય કૃત પદો છે તેમાંથી આ પદ મળ્યું છે. વિદ્યાશાળાની દા. ૩૯ પ્રત નં. ૮૧ પત્ર ૩૧ ની પ્રત કે જેનો લ. સં. ૧૯૨૪ છે તેમાં પણ આ પદ છે. ]

૧ ખાપ્યો ૨ લોકમાં.

જો હિતવચન તુમ નહીં માનો, તો પિણ હિતું ન રહે છાનો;
જો દીસે બહૂ માયા બોલી, શૂધ જાતિ નહી તે સહી ગોલી. ૮
જેહને અંતર હિત ચાહીજઈ, ધર્મ ઉપક્રમ તેહનઈં કીજઈં,
શ્રી નયવિજય વિબુધ પદ સેવી, જસ બોલઇં તસ એ મતી દેવી ૯

## પદ
## દૃષ્ટિરાગ

રાગ પ્રભાતી. [ પદ ૭૧ ]

દૃષ્ટિરાગે નવિ લાગીયે, વલી જાગીયે ચિત્તેં;
માગીયે શીખ જ્ઞાની તણી, હઠ ભાંગીએ નિતેં. દૃષ્ટિ૦ ૧
જે છતા દોષ દેખે નહિ, જિહાં જિહાં અતિરાગી;
દોષ અછતા પણ દાખવે, જિહાથી રૂચિ ભાગી. દૃષ્ટિ૦ ૨
દૃષ્ટિરાગ ચલે ચિત્તથી, ફ્રૂરે નેત્ર: વિકરાલેં;
પૂર્વ ઉપકાર ન સાંભલે, પડે અધિક જંજાલે. દૃષ્ટિ૦ ૩
વીર જિન જબ હુતા વિચરતા, તવ મંખલી-પુત્તો;
જિન કરી જડ જને આદર્યો, ઇહાં મોહ અતિ ધૂતો. દૃષ્ટિ૦ ૪
ઋદ્ધિ ભંડાર રમણી તજી, ભજી આપ-મતિ-રાગો;
દૃષ્ટિરાગે જમાલિ લહ્યો, નવિ ભવજલ તાગો. દૃષ્ટિ૦ ૫
વલી આચાર્ય સાવદ્ય જે, હુઓ અનંત સંસારો;
દૃષ્ટિરાગ સ્વમતેં[1] થયો, મહાનિશીથ વિચારો. દૃષ્ટિ૦ ૬
હુવે જિન-ધર્મ-આશાતના, અજાણ્યું કહે રંગે;
મંડુ આગલે જિનવરે, વદિઉં ભગવઇ અંગે. દૃષ્ટિ૦ ૭

૧ સ્વમતિપણે.

ગ્રામના નટને મૂર્ખનો, મિલ્યો જેહવો જોગો;
દૃષ્ટિરાગ મિલ્યો તેહવો, કથક સેવક લોગો. દૃષ્ટિ૰ ૮

આપણુ ગોઠડી મીઠડી, હઠીને મન લાગે;
જ્ઞાની ગુરૂ વચન રલિયામણું, કટુક તીરસ્યાં વાગે. દૃષ્ટિ૰ ૯

દૃષ્ટિ રાગેં ભ્રમ ઉપજે, વધે જ્ઞાન ગુણુ-રાગેં;
એહુમાં એક તુમે આદરો, ભલો હોય જે આગે. દૃષ્ટિ૰ ૧૦

દૃષ્ટિ-રાગી કદા મત હુજો, સદા સુગુરૂ અનુસરજો;
વાચક **જસવિજય** કહે, હિત-શીખ મન ધરજો. દૃષ્ટિ૰ ૧૧

## ૫૬
## પરભાવમાં લગની.

રાગ સારંગ. [ પદ ૭ ]

જિઉ લાગિ રહ્યો પરભાવમેં, (ટેક)
સહજ સ્વભાવ લિખેં નહિ અપનો, પરિયો મોહકે દાઉમે [૧]
જિઉ૰ ૧

વંછે મોક્ષ કરે નહિ કરની, ડોલત મમતા વાઉમેં;
ચહે અંધ જિઉં જલનિધિ તરવો, બૈઠો કાંણી નાઉમેં.
જિઉ૰ ૨

અરતિ-પિશાચી પરવશ રહેતો, ખિનહું ન સમર્યો આઉમેં;
આપ બચાય[૨] સકત નહિ મૂરખ,[૩] ઘોર વિષયકે ઘાઉમે.
જિઉ૰ ૩

૧ મોહ-જજાલમેં. ૨ બિચાર ૩ દુરબલ

પૂરવ પુણ્ય-ધન સબહિ ગ્રસત હે, રહેત ન મૂલ વટાઉમેં;
તામેં તુઝ કેસે બની આવે, નય વ્યવહારકે દાઉમેં. જિઉ૦ ૪
જસ કહે અબ મેરો મન લીનો, શ્રીજિનવરકે પાઉમેં,
યાહિ કલ્યાણ-સિદ્ધિકો કારન, જ્યું વેધક રસ ધાઉમેં.[૧]
જિઉ૦ ૫

૫૬

## મોહત્યાગ અને જ્ઞાનસુધા.

રાગ આશાવરી. [ છાપેલ પદ ૬૭ ]

[ દુહા-પદ ]

ચેતન ! મોહકો સંગ નિવારો, ગ્યાન સુધારસ ધારો, ચેતન ! ૧
મોહ મહા તમ મલ દૂરે રે, ધરે સુમતિ પરકાસ;
મુક્તિ પંથ પરગટ કરે રે, દીપક જ્ઞાન વિલાસ. ચેતન ! ૨
જ્ઞાની જ્ઞાન મગન રહે રે, રાગાદિક મલ ખોય;
ચિત્ત ઉદાસ કરની કરે રે, કર્મબંધ નહિ હોય. ચેતન ! ૩
લીન ભયો વ્યવહારમેં રે, યુક્તિ ન ઉપજે કોય;
દીન ભયો પ્રભુ પદ જપે રે, મુગતિ કહાંસું હોય. ચેતન ! ૪
પ્રભુ સમરો પૂજો પઢો રે, કરો વિવિધ વ્યવહાર;
મોક્ષ સ્વરૂપી આતમા રે, ગ્યાન ગમન નિરધાર. ચેતન ! ૫
જ્ઞાન કલા ઘટ ઘટ વસે રે, જોગ જુગતિકે પાર;
નિજ નિજ કલા ઉદ્યોત કરે રે, મુગતિ હોય સંસાર. ચેનન ! ૬

૧ જો બુધ લખે સભાવમેં, જ્યુ વેધકરસ ખાઉમેં.

×બહુવિધ ક્રિયા કલેશસું રે, શિવપદ ન લહે કોય;
જ્ઞાન કલા પરગાસસો રે, સહજ મોક્ષપદ હોય. ચેતન ! ૭

અનુભવ ચિંતામણિ રતન રે, જાકે હુઈએ પરકાસ;
સો પુનીત શિવપદ લહે રે, દહે ચતુર્ગતિ વાસ. ચેતન ! ૮

મહિમા સમ્યક્ જ્ઞાનકી રે, અરૂચિ રાગ બલ જોય;
ક્રિયા કરતાં ફલ ભુંજતે રે, કર્મ બંધ નહિ હોય. ચેતન ! ૯

ભેદ જ્ઞાન તબલોં ભલો રે, જબલોં મુક્તિ ન હોય;
પરમ જયોતિ પરગટ જિહાં રે, તિહાં વિકલ્પ નહિ કોય. ચેતન !૧૦

ભેદ જ્ઞાન સાબુ ભયો રે, સમ રસ નિર્મલ નીર;
ધોબી અંતર આતમા રે, ધોવે નિજ ગુણ ચીર. ચેતન ! ૧૧

રાગ વિરોધ વિમોહ મલી રે, એહી આશ્રવ મૂલ;
એહી કરમ બઢાયકે રે, કરે ધર્મકી ભૂલ. ચેતન ! ૧૨

જ્ઞાન સરૂપી આતમા રે, કરે ગ્યાન નહિ ઓર;
દ્રવ્ય કર્મ ચેતન કરે રે, એહ વ્યવહારકી દોર. ચેતન ! ૧૩

કરતા પરિણામી દ્રવ્ય રે, કર્મરૂપ પારણામ;
કિરિયા પરજયકી ફિરત રે, વસ્તુ એક ત્રય નામ. ચેતન ! ૧૪

× સરખાવો કર્ત્તાના જ્ઞાનસારનું જ્ઞાનાષ્ટક.

આ પદની બધી કડીઓ બનારસીદાસના સમયસાર નાટકમાથી લઈ આખા પદની સુંદર યોજના કરી જણાય છે. પ્રકરણરત્નાકર ભાગ ૧ લામા તે સમયસાર પ્રકટ થયેલ છે ત્યા જુઓ:-કડી ૧ થી ૩ પૃ. ૬૫૬, ૪ પૃ. ૬૫૧, ૫ થી ૮ પૃ. ૬૫૩, ૯ પૃ ૬૪૪, ૧૦-૧૧ પૃ ૬૪૬, ૧૨ પૃ. ૬૩૮, ૧૩ પૃ. ૬૨૧, ૧૪-૧૫ પૃ, ૬૧૭ અને કડી ૧૫ પૃ ૬૧૮.

કરતા કર્મ ક્રિયા કરે રે, ક્રિયા કરમ કરતાર;
નામ ભેદ બહુવિધ ભયે રે, વસ્તુ એક નિર્ધાર. ચેતન ૧૫
એક કર્મ કર્તવ્યતા રે, કરે ન કરતા હોય;
તેસેં જસ સત્તા સધી રે, એક ભાવકો હોય. ચેતન !' ૧૬

## ૫૬
## જ્ઞાનદૃષ્ટિ અને મોહદૃષ્ટિ.

રાગ ધન્યાશ્રી અથવા મલ્હાર [ પદ ૧ ]

ચેતન ! જ્ઞાનકી દૃષ્ટિ નિહાલો, ચેતન ! ટેક.
મોહ-દૃષ્ટિ દેખે સો બાઉરો,[1] હોત મહા મતવાલો ચેતન ! ૧

મોહ-દૃષ્ટિ અતિ ચપલ કરતુહે, ભવ વન વાનર ચાલો;
યોગ[2] વિયોગ દાવાનલ લાગત, પાવત નાહિ વિચાલો. ચેતન ! ૨

મોહ-દૃષ્ટિ કાયર નર ડરપેં, કરે અકારન ટાલો;
રન-મેદાન લરે નહીં અરિસું, શૂર લરે જિઉં પાલો. ચેતન ! ૩

મોહ-દૃષ્ટિ જન જનકે પરવશ, દીન અનાથ દુખાલો;
માગે ભીખ ફિરે ઘરિ ઘરિસું, કહે 'મુઝકું કોઉ પાલો.' ચેતન ! ૪

મોહ-દૃષ્ટિ મદ-મદિરા-માતી, તાકો હોત ઉછાલો;
પર-અવગુન રાચે સો અહનિશિ, કાગ અશુચિ જ્યોં[3] કાલો. ચે૦ ! ૫
જ્ઞાન દૃષ્ટિમાં દોષ ન એતે, કરો જ્ઞાન અજુઆલો;
ચિદાનંદ-ઘન સુજસ વચન રસ, સજ્જન હૃદય પખાલો.
ચે૦ ! ૬

૧ બાગ ૨ શોક ૩ જ્યું.

## ૫૬
# ચેતન અને કર્મ.

રાગ ધન્યાશ્રી. અથવા આશાવરી [ પદ ૫ ]

ચેતન ! જો તું જ્ઞાન અભ્યાસી,
આપહી બાંધે આપહી છોડે, નિજ મતિ શક્તિ વિકાસી [1] ચે૦ ૧
જો તૂં આપ સ્વભાવે ખેલે, આસા છોરી[2] ઉદાસી;
સુર નર–કિન્નર–નાયક–સંપતિ, તો તુજ ઘરકી દાસી. ચે૦ ૨
મોહ–ચોર જન–ગુન–ધન લૂસે, દેત આસગલ–ફાંસી;
આસા છોર ઉદાસ રહે જો, સો ઉત્તમ સન્યાસી. ચે૦ ૩
જોગ લઇ પર આસ ધરતુ હે, યાહી જગમેં હાંસી;
તું જાને મેં ગુનકું સંચુ, ગુન તો જાએ નાસી. ચે૦ ૪
પુદ્ગલકી તૂં આસ ધરત હે, સો તો સબહિ વિનાસી;
તૂં તો ભિન્નરૂપ હે ઉનતેં, ચિદાનંદ અવિનાસી. ચે૦ ૫
ધન ખરચે નર બહુત ગુમાનેં, કરવત લેવે કાસી;
તોભી દુઃખકો અંત ન આવે, જો આશા નહીં થાસી ચે૦ ૬
સુખ જલ વિષમ વિષય મૃગતૃષ્ણા, હોત મૂઢમતિ પ્યાસી;
વિભ્રમ–ભૂમિ[3] ભઇ પર–આશી, તૂં તો સહજ વિલાસી. ચે૦ ૭
યાકો પિતા મોહ દુઃખ ભ્રાતા, હોત વિષય–રતિ માસી;
ભવ સુત[4] ભરતા અવિરતિ પ્રાની, મિથ્યામતિ એ સાસી.[5] ચે૦ ૮
આશા છોર રહે જો જોગી, સો હોવે શિવ–વાસી;
ઉનકો **સુજસ** બખાને જ્ઞાતા, અંતર દૃષ્ટિ પ્રકાસી. ચે૦ ૯

૧ નિજશક્તિ બુદ્ધિ વિમાસી, મુંદી શકિત વિકાસી ૨ છોડ ૩ વિભ્રમ ભૂરિ ૪ સુખ ૫ હાંસી.

પદ

## જ્ઞાન અને ક્રિયા.

રાગ બિહાગડો. [ પદ ૩૬ ]

×સબલ યા છાક મોહ–મદિરાકી.        ટેક
મિથ્યામતિકે જોરે ગુરૂકી, વચન શકિત જિહાં થાકી. સ૦ ૧
નિકટ દશા છાંડિ જડ ઉંચી, દૃષ્ટિ દેત હે તાકી;
ન કરે કિરિયા જનકું ભાખે, 'નહિ ભવ–થિતિ પાકી.' સ૦ ૨
ભાજન–ગત ભોજન કોઉ છાંડી, દેશાંતર જિઉ દોરે;
ગહત જ્ઞાનકું કિરિયા ત્યાગી, હોત ઓરકી ઓરે.   સ૦ ૩
જ્ઞાન બાત નિસુની સિર ધૂને, લાગે નિજ મતિ મીઠી;
જો કોઉ બોલ કહે કિરિયાકો, તો માને નૃપ–ચીઠી. સ૦ ૪
જ્યુ કોઉ તારૂ જલમેં પેસી, હાથ પાઉ ન હલાવે;
જ્ઞાન સેતી[1] કિરિયા સબ લોપી, ત્યું અપનો મત ગાવે. સ૦ ૫
જૈસેં પાગ કોઉ શિર બાંધે, પહિરન નહિ લંગોટી;
સદ્ગુરૂ પાસ ક્રિયા બિનુ સીખે, આગમ બાત ત્યું ખોટી. સ૦ ૬
જૈસે ગજ અપને સિર ઉપર, ધાર અપની ડારે,
જ્ઞાન ગ્રહત ક્રિયા તિઉં છારત[2], અલ્પ–બુદ્ધિ ફલ હારે. સ૦ ૭
જ્ઞાન ક્રિયા દોઉ શુદ્ધ ધરે જો, શુદ્ધ કહે નિરધારી;
**જસ** પ્રતાપ ગુન–નિધિકી જાઉં, ઉનકી મેં બલિહારિ. સ૦ ૮

× સરખાવો અને સાર્થ વાંચો–કર્તાના જ્ઞાનસારના ક્રિયાષ્ટક અને જ્ઞાનાષ્ટક. ૧ જ્ઞાન કથી ૨ દુચ્છારત.

પદ

## ખોટો છોડી સાચો પંથ લ્યો.

રાગ પરજ [ પદ ૧૩ ]

ચેતન ! રાહ ચલે ઉલટે ટેક.
નખ-શિખલોં બંધનમેં બેઠે, કુગુરૂ વચન ફુલટે. ચેતન ! ૧.
વિષય વિપાક ભોગ સુખ કારન, છિનમેં તુમ પલટે;
ચાખી છોર સુધારસ સમતા, ભવજલ વિષય ખટે. ચેતન ! ૨.
ભવોદધિ બિચિ રહે તુમ એસે, આવત નાંહિ તટે;
જિહાં તિમિંગલ ઘોર રહતુહે, ચાર કષાય કટે. ચેતન ! ૩.
વર વિલાસ વનિતા નયનકે, પાસ પડે લપટે;[1]
અબ પરવશ ભાગે કિહા જાઓ, ઝાલેં મોહ-ભટે. ચેતન ! ૪.
મન મેલે કિરિયા જે કીની, ઠગે લોક કપટેં;
તાકો[2] ફલબિનુ ભોગ[3] મિટેગો, તુમકું નાંહિ રટે. ચેતન ! ૫.
સીખ સુની અબ રહે સુગુરૂકે, ચરણ-કમલ નિકટે;
ઇતુ[4] કરતે તુમ સુજશ લહોગે, તત્વ-જ્ઞાન પ્રગટે ચેતન ! ૬.

પદ

## આત્માને ચેતવણી.

રાગ ધ્રુપદ. [ પદ ૬૨ ]

કેસે દેત કર્મનકું દોસ ?
મન નિવહે વેહે આપુકાનો, ગ્રહે રાગ અરૂ દોષ. કેસે૦ ૧

૧ પડે પાસ પલટે ૨ ઉનકુ ૩ ભોગ. ૪ યું.

વિષયકે રસ આપ ભૂલો, પાપસો તન છોસ. કેસે૦ ૨
દેવ ધર્મ ગુરૂકી કરી નિંદા, મિથ્યા મતકે જોસ. કેસે૦ ૩
ફલ ઉદય ભઈ નરક પદવી, ભજોગે કેકો સંગ. કેસે૦ ૪
કિએ આપું કર્મ જુગતે, અબ કહા કરો સોસ. કેસે૦ ૫
દુઃખ તો બહુ કાલ વીત્યો, લહેન સુખ જલ ઓસ. કેસે૦ ૬
ક્રોધ માન માયા લોભ, ભર્યો તન ઘટ ઠોસ. કેસે૦ ૭
ચેત ચેતન પાય સુજસ, મુગતિ પંથ સો પોસ. કેસે૦ ૮

## ૫૬
## મનઃ સ્થિરતા.

.....

રાગ ધન્યાશ્રી. [ પદ ૩૪ ]

+જબ લગ આવે નહિ મન ઠામ. ટેક.
તબ લગ કષ્ટ ક્રિયા સવિ નિષ્ફલ, જ્યોં ગગને ચિત્રામ.
જબ લગ૦ ૧.

કરની બિન તૂં કરેરે મોટાઇ, બ્રહ્મવતી તુજ નામ;
આખર ફલ ન લહેગો જ્યોં જગિ, વ્યાપારી બિનુદામ.
જબ લગ૦ ૨

મુંડ મુંડાવત સબહિ ગડરિયા, હરિણુ રોઝ વન ધામ;
જટા ધાર વટ ભસ્મ લગાવત, રાસભ સહતુ હે ઘાંમ.
જબ લગ૦ ૩

+ સરખાવો—કર્તાકૃત જ્ઞાનસારમાંથી સ્થિરતાષ્ટક.

એતે પર નહીં યોગકી રચના, જો નહિ મન વિશ્રામ;
ચિત અંતર પરકે છલ ચિંતવિ,[1] કહા જપત મુખ રામ.
જબ લગ૦ ૪

વચન કાય કોંપે દૃઢ ન રહે,[2] ચિત્ત તુરંગ લગામ;
તામેં તૂં ન લહે શિવ-સાધન, જિઉ કણુ સૂનેં ગામ.
જબ લગ૦ ૫.

જ્ઞાન ધરો કરો સંજમ કિરિયા,[3] ન ફિરાવો મન ઠામ;
ચિદાનંદ-ઘન સુજસ વિલાસી, પ્રગટે આતમરામ.
જબ લગ૦ ૬.

---

૫૬

## સમતા અને મમતા.

રાગ નાયકી કનડો અથવા ટોડી [ પદ ૧૪ ]

ચેતન ! મમતા છારિ[5] પરીરી, દૂર પરીરી. ચેતન૦ ટેક.
પરરમનીસું પ્રેમ ન કીજે, આદરી સમતા આપ વરીરી. ચે૦ ૧
મમતા મોહ-ચંડાલકી બેટી, સમતા સંયમ-નૃપ-કુમરીરી;
મમતા મુખ દુર્ગંધ અસત્યેં, સમતા સત્ય સુગંધી-ભરીરી ચે૦ ૨
મમતાસેં લરતે દિન જાવે, સમતા નહિ કોઉ સાથ લરીરી;
મમતા હેતુ બહુત હૈ દુશ્મન, સમતાકે કોઉ નાહિં અરિરી.[6] ચે૦ ૩

૧ ચિત્ત અંતર પરમાતમ કેસે, ચિત્ત અંતર પટ છલવેકું ચંતાવત. ૨ વચન કાય ગોપે દૃઢ ન ધરે, ૩ પદો જ્ઞાન ધરો સંજમ કિરિયા ૪ વામ. ૫ છાંડ ૬ સમતાકો નહિ કોઉ અરિહી.

મમતાકી દુર્મતિ હે આલી, ડાકિની જગત અનર્થ-કરીરી;
સમતાકી શુભ મતિ હૈ આલી, પર ઉપગાર ગુણેં સમરીરી. ચે૦ ૪

મમતા-પૂત ભએ કુલખંપન, સોક બિયોગ મહા મચ્છરીરી;
સમતા-સુત હોવેગો કૈવલ, રહેંગો દિવ્ય નિશાન ધુરી. ચે૦ ૫

સમતા-મગન રહેંગો ચેતન, જો એ ધારે શીખ ખરીરી;
સુજસ વિલાસ લહેગો તો તૂં, ચિદાનંદ ઘન પદવી વરીરી. ચે૦ ૬

## સમતાનું મહત્ત્વ.

રાગ ગોડી. [ પદ ૭૨ મું ]

જબ લગેં સમતા ક્ષણું નહિ આવે,
જબ લગેં ક્રોધ વ્યાપક હે અંતર;
તબ લગેં જોગ ન સોહાવે. જબ૦ ૧

બાહ્ય ક્રિયા કરે કપટ કેલવે, ફિરકે મહંત કહાવે;
પક્ષપાત કબહુ નહિ છોડે, ઉનકું કુગતિ બોલાવે. જબ૦ ૨

જિન જોગીને ક્રોધ કિહાંતે, ઉનકું સુગુરૂ બતાવે;
નામ ધારક ભિન્ન ભિન્ન બતાવે, ઉપશમ વિનુ દુઃખ પાવે. જબ૦ ૩

ક્રોધ કરી ખંધક આચારજ, હુઓ અગ્નિકુમાર;
દંડકી નૃપનો દેશ પ્રજાલ્યો, ભમિયો ભવ મોઝાર. જબ૦ ૪

સંબ પ્રદ્યુમ્ન કુમાર સંતાપ્યો, કષ્ટ દીપાયન પાય;
ક્રોધ કરી તપનો ફલ હાર્યો, કીધો દ્વારિકા દાહ. જબ૦ ૫

કાઉસગ્ગમાં ચઢયો અતિ ક્રોધ, **પ્રસન્નચંદ્ર** ઋષિરાય;
સાતમી નરક તણાં દલ મેલી, કડવાં તે ન ખમાય. જબ૦ ૬

**પાર્શ્વ**નાથને ઉપસર્ગ કીધો, **કમઠ** ભવંતર ધીઠ;
નરક તિર્યંચનાં દુઃખ પામી, ક્રોધ તણાં ફલ દીઠ. જબ૦ ૭

એમ અનેક સાધુ પૂર્વધર, તપિયા તપ કરી જેહ;
કારજ પડે પણ તે નવિ ટકિયા, ક્રોધ તણું બલ એહ. જબ૦ ૮

સમતા ભાવ વલિ જે મુનિ વરિયા, તેહનો ધન્ય અવતાર;
**ખંધક** ઋષિની ખાલ ઉતારી, ઉપશમે ઉતર્યો પાર. જબ૦ ૯

**ચંડરૂદ્ર** આચારજ ચલતાં, મસ્તક દીયા પ્રહાર;
સમતા કરતાં કેવલ પામ્યો, નવ દીક્ષિત અણુગાર. જબ૦ ૧૦

**સાગરચંદ**નું શીસ પ્રજાલ્યું, નીસભસેન[1] નરેંદ;
સમતા–ભાવ ધરી સુરલોકે, પોતા પરમ આનંદ. જબ૦ ૧૧

એમા[2] કરતાં ખરચ ન લાગે, ભાંગે કોડ કલેશ;
અરિહંત દેવ આરાધક થાયે, વાધે **સુજસ** પ્રવેશ. જબ૦ ૧૨

## ઉપશમ અને શ્રમણત્વ

રાગ ધન્યાશ્રી ( પદ ૬૮ )

જબ લગ ઉપશમ નાહિ રતિ,
તબ લગેં જોગ ધરે ક્યા હોવે ?, નામ ધરાવે 'જતિ.' જબ૦ ૧

૧ શ્રીનભસેન ૨ ક્ષમા

કપટ કરે તૂં બહુ વિધ ભાતેં, ક્રોધે જલેંચ છતી;
તાકો ફ્લ તૂં કયા પાવેગો ?, જ્ઞાન વિના નાહિં બતી. જબ૦ ૨
ભૂખ તરસ ઓર ધૂપ સહતુ હે, કહે તૂં 'બ્રહ્મવ્રતી;'
કપટ કેલવે માયા મંડે, મનમેં ધરે વ્યકિત.[1]     જબ૦ ૩
ભસ્મ લગાવત ઠાડો રહેવેં, કહેંત હે હું 'વરતી;'[2]
જંત્ર મંત્ર જડીબૂટી ભેષજ, લોભવશ મૂઢમતિ.     જબ૦ ૪
બડે બડે બહુ પૂર્વધારી, જિનમેં શકિત હતી;
સો ભી ઉપશમ છોડિ બિચારે, પાયે નરક ગતિ.     જબ૦ ૫
કોઉ ગૃહસ્થ કોઉ હોવે વૈરાગી, જોગી ભમત[3] જતિ;
અધ્યાતમ-ભાવેં ઉદાસી રહેગો, પાવેંગો તબહી મુગતિ. જબ૦ ૬
શ્રી નયવિજય વિબુધ વર રાજે, ગાજેં જગ કીરતિ;
શ્રી જસવિજય ઉવજ્ઝાય પસાયે, હેમ પ્રભુ સુખસંતતિ. જ૦ ૭



[ આ પદમા હેમ તે શ્રી જશવિજય ઉપાધ્યાયના શિષ્ય હેમવિજય સુચવે છે અને તેનું રચેલું આ પદ હોય તેમ આખી કડી પરથી સમજાય પણ આખા પદની રચના જોતાં ઉપાધ્યાયજી ખુદનું રચેલું સંભવિત ધારી મૂક્યું છે. શ્રી જશવિલાસની ઘણી પ્રતોમાં આ પદ આવે છે અને હેમવિજયકૃત બીજાં પદો કયાય હજુ સુધી દેખાયાં નથી તેથી તે પદ ઉપાધ્યાયજીકૃત માનવું યોગ્ય લાગે છે ]

પદ

## નયની અપેક્ષાએ સામાયિક

રાગ સોરઠ, અથવા જયતસિરિ ધન્યાશ્રી [ પદ ૩૫ ]

ચતુર નર ! સામાયિક નય ધારો.     ટેક.
લોક-પ્રવાહ છાંડ કર અપની, પરિણુતિ શુદ્ધ વિચારો. ચતુર નર ! ૧

૧ યકતિ, ૨ વસતિ ૩ ભગત

દ્રવ્યત અખય અભંગ આતમા, સામાયિક નિજ જાતિં;
શુદ્ધ રૂપ સમતા–મય કહીએ, સંગ્રહ નયકી બાતિં. ચતુર નર! ૨
અબ વ્યવહાર કહે યું સબજન, સામાયિક હુઈ જાએ;
તાતેં આચરના સો માને, ઐસા નૈગમ ગાએ[1]. ચતુર નર! ૩
આચરના ઋજુસૂત્ર શિથિલકી, બિનુ ઉપયોગ ન માને;
આચારી ઉપયોગી આતમ, સો સામાયિક જાને. ચતુર નર! ૪
શબ્દ કહે સંજત જો ઐસો, સો સામાયિક કહિયે;
ચોથે ગુનઠાને આચરના, ઉપયોગેં ભિન્ન લહિયે. ચતુર નર! ૫
અપ્રમત્ત ગુણઠાણે ઇર્યાકો, સમભિરૂઢ નય સાખી;
કેવલજ્ઞાન દશાથિતિ ઉનકી, એવંભૂતે ભાખી. ચતુર નર! ૬
સામાયિક નય જો નહુ જાને, લોક કહે સો માને;
જ્ઞાનવંતકી સગતિ નાહી, રહિયો પ્રથમ ગુન ઠાને. ચતુર નર! ૭
સામાયિક નય અંતર–દૃષ્ટે, જો દિન દિન અભ્યાસે;
જગ જસ્સવાદ લહે સો બૈઠો, જ્ઞાનવંતકે પાસે.[2] ચતુર નર! ૮

પદ

# સુમતિને ચેતનનો વિરહ

[ પદ ૬૫ ]

" કબ ઘર ચેતન આવેંગે ?, મેરે કબ ઘર ચેતન આવેંગે ? ટેક.
સખિરિ! લેવું બલૈયા બાર બાર,–મેરે કબ ઘર ચેતન આવેંગે ?."

૧ નૈગમ ગાયો ગાએં ૨ જ્ઞાનવંત કહે આગે.

રૈન દીના માનુ ધ્યાન તું સાઢા, કબહુંકે દરસ દેખાવેંગે?
મેરે કબ૦ ૧

વિરહ–દીવાની ફિરૂં ઢુંઢતી, પીઉ પીઉ કરકે પોકારેંગે;
પિઉ જાય મલે મમતાસેં, કાલ અનંત ગમાવેંગે. મેરે કબ૦ ૨

કરૂં એક ઉપાય મેં ઉદ્યમ, અનુભવ મિત્ર બોલાવેંગે;
આય ઉપાય કરકે અનુભવ, નાથ મેરા સમજાવેંગે. મેરે કબ૦ ૩

અનુભવ મિત્ર કહે ' સુનો સાહેબ !, અરજ એક અવધારેંગે;
મમતા ત્યાગ સમતા ઘર અપનો, વેગે જાય મનાવેંગે. મેરે કબ૦ ૪

અનુભવ ચેતન મિત્ર મિલે દોઉ, સુમતિ નિશાન ઘુરાવેંગે
વિલસત સુખ **જસ** લીલામેં, અનુભવ પ્રીતિ જગાવેંગે. મેરે કબ. ૫

## ૫૬

## ચેતના

રાગ સારંગ [ પદ ૨ ]

' કંત બિનુ કહો કૌન ગતિ નારી, ટેક.
સુમતિ સખી ! જઇ વેગેં મનાવો', કહે ચેતના પ્યારી. કંત૦ ૧

' ધન કન કંચન મહેલ માલિએં, પિઉ બિન સબહિ ઉજારી;
નિદ્રાયોગ લહું સુખ નાંહી, પિયુ વિયોગ તનુ જારી. કંત૦ ૨

તોરેં પ્રીત પરાઇ દુરજન, અછતે દોષ પુકારી;
ઘર–ભંજન કે કહન ન કીજે, કીજે કાજ વિચારી. કંત૦ ૩

વિભ્રમ મોહ મહા મદ બિજુરી, માયા રેન[1] અંધારી;
ગર્જિત અરતિ લવે રતિ દાદુર, કામકી ભઈ અસવારી. કંત૦ ૪

પિઉ મિલવેકું મુઝ મન તલફે,[2] મેં પિઉ-ખિજમતગારી;
ભુરકી દેઈ ગયો પિઉ મુઝકું, ન લહે પીર પિયારી. કંત૦ ૫

સંદેશ સુની આયે પિઉ ઉત્તમ, ભઈ બહુત મનુહારી;
ચિદાનંદ ઘન સુજસ વિનોદે, રમે રંગ અનુસારી. કંત૦ ૬

પદ

## આત્મદર્શન.

રાગ કાફી જંગલો. [ પદ ૩૭ ]

+ચેતન ! અબ મોહિ દર્શન દીજે, ટેક.
તુમ દર્શને શિવ સુખ પામીજે, તુમ દર્શને ભવ છીજે. ચેતન૦ ! ૧

તુમ કારન તપ-સંયમ-કિરિયા, કહો કહાંલોં[3] કીજે,
તુમ દર્શન બિનુ સબ યા જૂઠી, અંતર ચિત્ત ન ભીજે. ચેતન૦ ! ૨

ક્રિયા મૂઢમતિ હે જન કેઇ, જ્ઞાન ઓરકું પ્યારો;
મિલિત ભાવ રસ દોઉ ન ચાખે,[4] તૂં દોનુંતે ન્યારો. ચેતન૦ ! ૩

૧ રાત ૨ તલવે, તલખે

+ સરખાવો આનંદઘનકૃત 'દરસન પ્રાણજીવન ! મોહિ દીજે' એ પંક્તિથી શરૂ થતું પદ.

૩ કહાલૂં-ક્યાં સુધી. ૪ ભાખે

સબમેં હે ઓર સબમેં નાંહી, તૂં નટ[1] રૂપ અકેલો;
આપ સ્વભાવે વિભાવે રમતો, તું ગુરૂ અરૂ તૂં ચેલો.[2] ચેતન૦ ! ૪

જોગી જંગમ અતિથિ સંન્યાસી, તુઝ કારણે બહુ ખોજે;
તૂં તો સહજ શક્તિસ્યું પ્રગટે, ચિદાનંદકી મોજે. ચેતન૦ ! ૫

અકલ અલખ પ્રભુ તું બહુ રૂપી,[3] તૂં અપની ગતિ જાને;
અગમ રૂપ આગમ અનુસારે, સેવક **સુજસ** બખાને. ચેતન૦ ! ૬

પદ

## પૂર્ણાનંદઘન પ્રભુ.

:૦:

રાગ ધન્યાશ્રી. [ પદ ૭૩ ]

પ્રભુ મેરે! તૂં સબ વાતે પૂરા,
પરકી આશ કહા કરે પ્રીતમ ! એ કિણુ વાતે અધૂરા પ્રભુ૦ ૧

પરબશ બસત લહત પરતક્ષ દુઃખ, સબહી બાસે સનૂરા;
નિજ ઘર આપ સંભાર સંપદા, મત મન હોય સનૂરા. પ્રભુ૦ ૨

પરસંગ ત્યાગ લાગ નિજ રંગે, આનંદ વેલી અંકૂરા;
નિજ અનુભવ રસ લાગે મીઠા, જ્યું ઘેવરમેં છૂરા. પ્રભુ૦ ૩

અપને ખ્યાલ પલકમેં ખેલે, કરે શત્રુકા ચૂરા;
સહજાનંદ અચલ સુખ પાવે, ધૂરે જગ **જસ** નૂરા. પ્રભુ૦ ૪

૧ પૂરન ૨ તુંહી ગુરૂ તૂં ચેલો. ૩ સબરૂપી.

પદ

## ચિદાનંદઘન પ્રભુની જોડી.

રાગ જયજયવંતી. [ પદ ૨૦ ]

### ષટ્પદી ગીત.

અજબ બની હે જોરી, અર્ધંગ ધરી હે ગોરી;
શંકર શંક હિ છોરી, ગંગ સિર ધરી હે. અ૦ ૧
પ્રેમકે પીવત પ્યાલે, હોત મહા મતવાલે;
ન ચલત તિહૂ પાલે,[1] અસવારી ખરી હે. અ૦ ૨
જ્ઞાનીકો એસો ઉત્સાહ, સમતાકે ગલે બાંહ;
શિરપર જગનાહ-આણુ, સુર-સરી રહે. અ૦ ૩
લોકકે પ્રવાહ નાહિ, સુજસ વિલાસ માંહિ;
ચિદાનંદ-ઘન છાંહિ, રતિ[3] અનુસરી હે. અ૦ ૪

પદ

## ચિદાનંદઘનનું સ્વરૂપ.

રાગ કાનડો. [ પદ ૬ ]

અજબ ગતિ ચિદાનંદ-ઘનકી, ( ટેક )
ભવ-જંજાલ શકિતસું હોવે, ઉલટ પુલટ જિનકી. અજબ૦ ૧

૧ ન ચલે ન પાછુ પાલે, ચલે નહિ તેય પાલે ૨ સુરગંગા સરી ૩ સંભોરતિ.

ભેદી પરિણતિ સમકિત પાયો, કર્મ–વજ્ર–ઘનકી;
એસી સબલ કઠિનતા દીસે, કોમલતા મનકી. અજબ૦ ૨

ભારી ભૂમિ ભયંકર ચૂરી, મોહ રાય રનકી;
સહજ અખંડ ચંડતા ચાકી, ક્ષમા વિમલ ગુનકી. અજબ૦ ૩

પાપ વેલી સબ જ્ઞાન–દહનસેં, જાલી ભવ–વનકી;
શીતલતા પ્રગટી ઘટ અંતર, ઉત્તમ લચ્છનકી. અજબ૦ ૪

ઠકુરાઈ જગ જનતેં અધિકી, ચરન કરન ધનકી;
ઋદ્ધિ વૃદ્ધિ પ્રગટે નિજ નામે, ખ્યાતિ અકિંચનકી. અજબ૦ ૫

+ અનુભવ બિનુ ગતિ કોઉ ન જાને, અલખ નિરંજનકી;
જસગુન ગાવન પ્રીતિ નિવાહો, ઉનકે સમરનકી. અજબ૦ ૬

પદ

## અવિનાશી ચિદાનંદ

રાગ સોહની અથવા કાફી ( પદ ૩૯ )

ચિદાનંદ અવિનાસી હો, મેરો ચિદાનંદ અવિનાસી હો. ટેક.
કોર મરોરિ કરમકી મેરે,[1] સહજ સ્વભાવ–વિલાસી હો. ચિદા૦ ૧

પુદ્ગલ ખેલ મેલ જો જગકો, સો તો સબહી વિનાસી[2] હો;
પૂરન ગુન અધ્યાતમ પ્રગટે, જાગે જોગ[3] ઉદાસી હો. ચિદા૦ ૨

+ જૂઓ જ્ઞાનસાર 'અનુભવાષ્ટક.'

૧ કોર મરોર કરમકી મેટે ૨ લબાસી ૩ જોગે જોગ

લિંગ વેષ[1] કિરિયાકું સબહી, દેખે લોક તમાસી હો;
ચિન મૂરતિ ચેતન ગુન ચિન્હે,[2] સાચો સોઉ સંન્યાસી હો. ચિ૦૩
દોર દેવાલકી કેતિ દોરે, મતિ વ્યવહાર પ્રકાસી હો;[3]
અગમ અગોચર નિશ્ચય નયકી, દોર અનંત અગાસી હો. ચિદા૦ ૪
નાના ઘટમેં એક પિછાને, આતમરામ ઉપાસી હો;
ભેદ કલ્પનામેં જડ ભૂલ્યો, લુબ્ધો તૃષ્ણા દાસી[4] હો' ચિદા૦ ૫
પરમ[5] સિદ્ધિ નવ નિધિ હે ઘટમેં, કહા ઢુંઢત જઇ[6] કાશી હો; +
જશ કહે શાંત-સુધારસ ચાખો,[7] પૂરણ બ્રહ્મ અભ્યાસી હો. ચિદા૦૬

પદ

## અવિનાશીમાં મગ્નતા.

રાગ ભીમપલાસી. ( પદ ૩૮ )
( રામ ચિરિયા ચેરી હો એ દેશી. )

મન કિતહી ન લાગે હેજે રે, મન૦ ટેક
પૂરન આસ ભઇ અલી ! મેરી, અવિનાસીકી સેજેરે. મન૦ ૧
અંગ[1] અંગ સુનિ પિઉ-ગુન હરખે, લાગો રંગ કરેજેરે;
એ તો ફીટાયો નવિ ફીટે, કરહુ જોર જો રેજેરે.[2] મન૦ ૨

૧ નામ ભેખ ૨ નિરખે ૩ જ્ઞાન કલા નહિ ભાસી ૪ ઉદાસી ૫ ધર્મ ૬ હે ૭ ચાખ્યો.

+ સરખાવો જ્ઞાનસાર 'ઈંદ્રિયજયાષ્ટક' શ્લો. ૫.
गिरिमृत्स्नां धनं पश्यन्, धावतीन्द्रियमोहितः ।
अनादिनिधनं ज्ञानं, धनं पार्श्वे न पश्यति ॥

૧ અંગ ૨ કરહું જોવે જારેજેરે.

યોગ અનાલંબન નહિ નિષ્ફલ, તીર લગો જ્યું વેજેરે;
અબ તો ભેદ તિમિર મોહિ ભાગો, પૂરન બ્રહ્મકી સેજેરે,
સુજસ બ્રહ્મકે તેજેરે. મન૦ ૩

પદ

## પરમબ્રહ્મ પરમાત્મસ્વરૂપ.

રાગ કાનડો ( પદ ૬૧ )

એ પરમબ્રહ્મ પરમેશ્વર, પરમાનંદમયી સોહાયો,
એ પરતાપકી સુખ સંપત્તિ, વરની ન જાત મોપેં,
તા સુખ અલખ કહાયો. ૧

તા સુખ ગ્રહવેકુ મુનિ-મન ખોજત, મનમંજન કર ધ્યાયો;
મનમંજરી ભઇ, પ્રફુલ્લિત દસા લઈ, તા પર ભમર લોભાયો. એ૦ ૨

ભમર અનુભવ ભયો, પ્રભુ ગુનવાસ લહ્યો,
ચરણ કમલ તેરો અલખ લખાયો,
ઐસી દશા હોત જબ,
પરમ પુરૂષ તબ, પકરત પાસ પડાયો. એ૦ ૩

તબ સુજસ ભયો, અંતરંગ આનંદ લહ્યો;
રોમ રોમ શીતલ ભયો, પરમાતમ પાયો,
અકલ સ્વરૂપ ભૂપ, કોઉ ન પરખતરુપ,
સુજસ પ્રભુ ચિત્ત આયો. એ પરમબ્રહ્મ૦ ઇતિ ધ્રુપદં.

પદ

## હોરી–ગીત

રાગ–કાફી તાલ દીપચંદી ( પાલાગું કરજોરી. એ રાહ )

અયસો દાવ મીલ્યોરી, લાલ કયું ન ખેલત હોરી. અયસો૦
માનવ જનમ અમોલ જગતમેં, સો બહુ પુણ્યે લહ્યોરી;
અબતો ધાર અધ્યાતમ શૈલી. આયુ ઘટત થોરી થોરી;
વૃથા નિત વિષય ઠગોરી.[1] અયસો૦ ૧
સમતા સુરંગ સુરૂચિ પીચકારી, જ્ઞાન ગુલાલ સજોરી;
ઝટપટ ધાય કુમતિ કુલટા ગ્રહી, હલીમલી શિથિલ કરોરી;
સદા ઘટ ફાગ રચોરી. અયસો૦ ૨
શમ દમ સાજ બજાય સુઘટ નર, પ્રભુ ગુન ગાય નચોરી;
સુજસ[2] ગુલાલ[3] સુગંધ પસારો, નિર્ગુણ[4] ધ્યાન ધરોરી;
કહા અલમસ્ત પરોરી. અયસો૦ ૩

પદ

## માયાની ભયાનકતા

[ આપ સ્વભાવમેંરે, અવધૂ સદા મગનમેં રહેના–એ દેશી ]

માયા કારમીરે, માયા મ કરો ચતુર સુજાન.–એ ટેક.
માયા વાહ્યો જગતવિલુધો, દુ:ખિયો થાય અજાન;
જે નર માયાએ મોહી રહ્યો, તેને સુપને નહિ સુખ ઠાણુ. માયા૦ ૧

૧ પગોરી ૨ 'સુજશ' શબ્દથી આકૃતિ ઉપાધ્યાયજીની માની દાખલ કરી છે. ૩ ગુલાબ ૪ નિજગુણુ

નાના મોટા નરને માયા, નારીને અધિકેરી;
વળી વિશેષે અધિકી માયા, ઘરડાને ઝાઝેરી.      માયા૦ ૨

માયા કામણ માયા મોહન, માયા જગ ધુતારી;
માયાથી મન સહુનું ચળીયું, લોભીને બહુ પ્યારી. માયા૦ ૩

માયા કારણ દેશ દેશાંતર, અટવી વનમાં જાય;
ઝહાજ બેસીને દ્વિપ-દ્વિપાંતર, જઇ સાયર ઝંપલાય. માયા૦ ૪

માયા મેલી કરી બહુ ભેલી, લોભે લક્ષણ જાય;
ભયથી ધન ધરતીમાં ઘાલે, ઉપર વિષધર થાય.    માયા૦ ૫

જોગી-જતિ-તપસી-સંન્યાસી, નગ્ન થઇ પરવરિયા;
ઉંધે મસ્તક અગ્નિ તાપે, માયાથી ન ઉગરિયા.   માયા૦ ૬

શિવભૂતિ સરિખો સત્યવાદી, સત્ય ઘોષ કહેવાય;
રત્ન દેખી તેહનું મન ચળિયું, મરીને દુર્ગતિ જાય. માયા૦ ૭

લબ્ધિદત્ત માયાએ નડીયો, પડીયો સમુદ્ર મોઝાર;
મચ્છ માખનીઓ થઇને મરીયો, પોતો નરક મોઝાર. માયા૦ ૮

મન-વચન-કાયાથી માયા, મૂકી વનમાં જાય;
ધનધન તે મુનીસર રાયા, દેવ ગાંધર્વ જસ ગાય.   માયા૦ ૯

## હરીઆલી

[1]કહિયો પંડીત! કોણ એ નારી?
વીસ વરસની અવધિ વિચારી. કહિયો૦ ૧

૧ કહેજો

હોય પિતાએ એહ નિપાઈ,
સંઘ ચતુર્વિધ મનમેં આઇ. કહિયો૦ ૨
કીડીએ એક હાથી જાયો,
હાથી સાહમો સસલો ધાયો. કહિયો૦ ૩
વિણુ દીવેં અજવાળું થાયે,
કીડીના દરમાંહિ કુંજર જાયે. કહિયો૦ ૪
વરસે અગ્ની ને પાણી દીપે,
કાયર સુભટ તણા મદ જીપે. કહિયો૦ ૫
તે બેટીએ બાપ નિપાયો,
તેણે તાસ જમાઇ જાયો. કહિયો૦ ૬
મેહ વરસતાં બહુ રજ ઉડે,
લોહ તરે ને તરણું બુડે. કહિયો૦ ૭
તેલ ફિરે ને ઘાણી પીલાએ,
ઘરટી[1] દાણેં કરીય દલાયે. કહિયો૦ ૮
બીજ ફલે ને શાખા ઉગે,
સરોવર આગલેં સમુદ્ર ન પૂગે. કહિયો૦ ૯
પંક ઝરે ને સરવર જાગે,
ભમે માણસ તિહાં ઘણે વીસામે. કહિયો૦ ૧૦
પ્રવહણ ઉપરિ સાગર ચાલે,
હરિણ તણે બળેં ડુંગર હાલે. કહિયો૦ ૧૧
એહનો અર્થ વિચારિ કહિયો[2],
નહિતર ગવ મ કોઈ ધરિયો. કહિનો૦ ૧૨

૧ ઘંટી

શ્રી નયવિજય વિબુધને સીસે,[૧]
કહી હરિઆલી મનહજગીશે. કહિયો૦ ૧૩
એ હરીઆલી જે નર કહેશ્યે,
વાચક જશ જંપે તે સુખ લહેશ્યે. કહિયો૦ ૧૪



## : ભાવાર્થ :

( ૧ )

[ એક સ્વર્ગસ્થ મુનિરાજ પાસે એક છુટું પાનું હતું તેમાં આ હરિયાલી અર્થ સાથે આપેલી હતી, તેમાથી નીચેનો અર્થ ઉતાર્યો છે. શ્રી જશવિલાસની ઘણી પ્રતોમા આ હરિયાલી ટબા સાથે આપેલી નજરે પડે છે. તેમાંથી માત્ર બે ત્રણ ઉતારા અત્રે આપવામાં આવે છે. ]

૧. ચેતના સ્ત્રી કહીયે; વીસ વરસ લગે વીચારીને મુનઈ કહિયો.

૨. જ્ઞાન ઉપયોગ–દર્શન ઉપયોગ એ પિતા; સંઘ ચતુર્વિધ મનમાં આવે.

૩. નિગોદમાં જે અવ્યક્ત શક્તિ તેહથી વ્યવહાર રાશિ થાય તે હાથી; વળી નિગોદમાંહિ જાય તિવારે હાથી સરિખા જીવ સામે કરમ રૂપી સસલો જોર કરી ધાયો.

૪. જ્ઞાન હોય તિવારે ચેતનાથી અજવાળું વિણ દીવે થાય; નિગોદ કિડિના દરમાં કુંજર જાય.

૫. અગ્નિ સરખા કર્મ વરસે, નદી પાણી સરખો ક્ષમાવન્ત થાય ને દીપે; વિષય કષાયથી કાયર હોય તે

૧ શિષ્યે

કર્મ સુભટના મદ ઝીપે.

૬. તે ચેતના બેટીએ ઉપયોગ રૂપ બાપ નિપાયો; ને ઉપયોગરૂપ બાપે આત્મારૂપ જમાઇ જાયો.

૭. ચેતના ભૂંઝી. સ્નેહરૂપ મેહ વરસતાં ઘણી કર્મરૂપ રજ ઉડે; લોહ સરિખો ભારે હોય તે તરે. હલુઓ–અણુ ગંભીર બુડે.

૮. તેલ સરખા કર્મ ફરે તે વારે ઘાણી સરખો ચેતન પિલાય; કર્મના દાણા એકઠા થાય તેને જોરે ઘંટી સરખો ચેતન દલાય.

૯. (૧૦) પ્રમાદીના ચેતનાનો ચૂરો થઈ ઝરે, આત્મા સરોવર ઝામે, કર્મ લુંટી લે, પ્રમાદરૂપ વીસામે ચેતન સંસારમાં ભમે, ચારિત્રરૂપ વેગે ચાલે.

૧૦. (૧૧) પ્રમાદીજીવનો પ્રવહણ સરખો જે આત્મા, તેહને હેઠો ઘાલી સંસાર રૂપી સમુદ્ર તેના ઉપર થઈ ચાલે; હરિણ સરખા દુર્બલ કર્મ જીવ રૂપી ડુંગરને હલાવે.

( ૨ )

[ એક બીજી પ્રત પરથી કે જેમાં ઉપરના અર્થનું સાદૃશ્ય છે. ]

૧. નારી તે ચેતના, બે પિતા તે જ્ઞાનોપયોગ, દર્શનોપયોગ.

૨. કીડી તે નિગોદ, હાથી તે વ્યવહાર રાશિ.

૩. હાથી તે આતમા, ને સસલો તે કર્મ.

૪. દીવા વિના અજવાળું થાય, ચેતન મોહગ્રસ્ત ન થાય ત્યારે.

૫. કીડી તે નિગોદ, હાથી તે આતમા.
૬. અગ્નિ વરસે તે અગ્નિ સરખાં કર્મ.
૭. કષાય પાણી ધારે તે દીપે.
૮. વિષય કષાય તણા ભયથી કાયર થયેલો મોહ સુભટને જીતે.
૯. બાપ તે ઉપયોગ, તેણે આત્મારૂપ જમાઈ જાણ્યો.
૧૦. સ્નેહરૂપ મેહ વરસતાં, કર્મરૂપ રજ ઉડે.
૧૧. જ્ઞાનવંત બલિષ્ટ (તે) લોહ જેવા તરે.
૧૨. તરણા સરખા વિષયલાલચી બૂડે.
૧૩. તેલ સરખા કર્મ ફરે, તેહને સમુદાયે પ્રમાદથી ઘાણી સરખી ચેતના પીલાય.
૧૪. કર્મને દાણે કરી ચેતના રૂપ ઘરંટી (ઘંટી) પ્રમાદથી પીલાય.
૧૫. બીજ તે બોધિબીજ, ક્રિયા કરે તે શાખા, જ્ઞાનરહિત દુઃખ પાવે.
૧૬. જ્ઞાન સરોવર આગળ સમુદ્ર પાણી ન પૂગે.
૧૭. પ્રમાદરૂપ પંક, આત્મારૂપ સરોવર.
૧૮. પ્રમાદરૂપ વીસામે મનુષ્ય સંસારમાં ભમે–ચારિત્રરૂપ વેગે ચાલે તે ન ભમે.
૧૯. પ્રમાદ તે પ્રવહણ સરખો આત્મા–તેહને હેઠે ઘાલીને ઉપર સંસાર સમુદ્ર ચાલે છે.
૨૦. હરિણ સરિખા કર્મ–તેહને બલે ડુંગર સરીખો આત્મા હાલે, તે જાણી ચેતનાની શુદ્ધિ કરવી એ પરમાર્થ છે.

( ૩ )

[ આત્માનંદ પ્રકાશ પુ. ૫ અં. ૧ સં. ૧૯૬૩ શ્રાવણમાસના અંકમા પૃ. ૨૨ પર આ હરિયાળીનો જે અર્થ આપ્યો છે તે પણ અત્ર મૂકવામાં આવે છેઃ ]

હરિઆલી વિરોધાભાસ, અસંભવ વિરૂદ્ધ ન હોય છતાં વિરૂદ્ધ દર્શાવનાર.

૧. હે પંડિત પુરૂષો ! હું તમને ૨૦ વરસની મર્યાદા આપું છું તેની અંદર તમે કહો કે એ નારી કોણ? ઉ० **દયા** ( વીસ વસાની અવધિ છે. )

૨. એ દયાને બે પિતાએ જન્મ આપ્યો છે એટલે કે જિનેશ્વર ભગવંતે (૧) અને ગણધર મહારાજાએ (૨) વળી જેને ચતુર્વિધ સંઘે આદરી છે–સ્વીકાર કર્યો છે–પાળી છે.

૩. દયારૂપી કીડીથી ધર્મરૂપી હાથી ઉત્પન્ન થયો, અને અધર્મરૂપી સસલો એ ધર્મરૂપી હાથીની સામે થયો.

૪. ( દયારૂપ ધર્મ પ્રાપ્ત થાય એટલે ) સંવરરૂપી અજવાળું થાય; (અવિરતિ અંધકાર દૂર કરવાને) પછી (એ) વિરતિરૂપી કીડીના ઘરમાં સંયમરૂપી હાથી પ્રવેશ કરે છે.

૫. અગ્નિ–કર્મરૂપી અગ્નિ, વરસે–વરસવા માંડે એટલે ઓછા થાય, તેથી પાણી એટલે ક્ષમારૂપી પાણી દીપે–અજવાળું કરે. સંસારથી કાયર એવા પુરૂષોના મદ (અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ છે) તે નાશ પામવા માંડે છે.

૬. એ દયા રૂપી પુત્રીથી શુભ ધ્યાન રૂપી પિતા ઉત્પન્ન થાય છે અને એ ધ્યાનથી જ્ઞાન રૂપી જમાઇનો જન્મ થાય છે.

૭. મેહ વરસતાં એટલે જ્ઞાનનો વરસાદ વરસવાથી રજ

ઉડે, એટલે અજ્ઞાન રૂપી રજ અથવા કર્મ રૂપી રજ ઉડી જાય–જતી રહે નાશ પામે. લોહ તરે–કર્મથી ભારે એવા જીવ તરે–અધર ને અધર રહે,–જ્ઞાનનો સ્પર્શ એને થાય જ નહિ ને તરણુ બુડે એટલે તરણાં જેવા હળવા–હળુકર્મી જીવ એ જ્ઞાનમાં લીન થાય છે.

૮. (જીવ–જ્ઞાનોપદેશરૂપી જળમાં લીન થવાથી) રસ-બંધરૂપી કર્મ–તેલને નિરાધાર સ્થિતિ પ્રાપ્ત થાય છે. એ આત્મ પ્રદેશથી ખસવા માંડે છે, ને કર્મની અબંધ સ્થિતિ એ ભોગવવા માંડે છે. કર્મરૂપી ઘંટી લેવી અને ઉદય ઉદીરણા–વેદના અને નિર્જરારૂપી દાણા લેવા.

૯. ક્રિયારૂપી શાખા (મોક્ષ સિદ્ધિ યોગ)માંથી નિશ્ચય સમક્તિરૂપી બીજ ફળે. નિશ્ચય સમકિતથી ઉત્પન્ન થયેલ નિશ્ચય જ્ઞાનરૂપી સરોવર આગળ સંસારરૂપી સમુદ્ર પહોંચી શકતો નથી.

૧૦. પ્રમાદરૂપી કાદવ જરી જાય છે અને જ્ઞાનરૂપી સરોવર જામતું નથી તથા ગુણસ્થાનકે ભમતાં પંડિતો તે સરોવરે વિસામો લે છે.

૧૧. (એટલે એઓના જોવામાં આવે છે કે) આત્મારૂપી વહાણ ઉપર કર્મરૂપી સમુદ્ર ચાલી રહ્યો છે, જેથી જીવરૂપી હરણ પોતાના બલથી કર્મરૂપી ડુંગરને હલાવે છે.

ઇતિ મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી વિરચિત

શ્રી જશ વિલાસાંતર્ગત, નવ નિધાન-સ્તવનો,
વિશિષ્ટ જિન સ્તવનો, સામાન્ય જિન-સ્તવનો,
નેમ-રાજુલનાં ગીતો, આધ્યાત્મિક પદો,
છંદ, સ્તુતિ, હરિયાલી ઇત્યાદિ સંપૂર્ણ.

# ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી કૃત

## +શ્રી મૌન એકાદશીનું દોઢસો કલ્યાણકનું સ્તવન.

શ્રી ગોડી પાર્શ્વનાથાય નમઃ। શ્રી સરસ્વત્યૈ નમઃ।
શ્રી સદ્ગુરૂભ્યો નમઃ ॥

### ઢાલ પહેલી.

ધુરિ પ્રણમું જિન મહરિસી, સમરૂં સરસતી ઉલ્લસી;
ધસમસી મુજ મતિ જિન ગુણ ગાયવાએ. ૧.

હરિ પૂછી જિન ઉપદિસી, પરવ તે મૌન એકાદસી;
મન વસી, અહનિસિ તે ભવિ લોકનેએ. ૨.

તરીઆ ને ભવજલ તરસી, એહ પરવ પૌષધ ફરસી;
મન હરસી, અવસર જે આરાહસીએ. ૩.

ઉજમણે જે ધારસી, વસ્તુ ઇગ્યાર ઇગ્યારસી;
વારસી, તે દુરગતિના બારણાંએ. ૪

+ દોઢસો કલ્યાણકના ગણણાનું આ સ્તવન કર્તા મહાપુરૂષે શ્રી ખંભાત નગરમાં સંવત. ૧૭૩૨ની સાલમાં ચાતુર્માસ રહી દિવાલીના દિવસે પૂર્ણ કર્યું છે એવો આ સ્તવનની છેવટે ઉલ્લેખ કરેલો છે.

એ દિન અતિહિ સુહામણું, દોઢસો કલ્યાણક તણું;
મન ઘણું, ગુણણું કરતાં સુખ હોયેએ. ૫

## ઢાલ બીજી.

ચેતન ચેતારે[1]-એ દેશી.

પાડે પાડે ત્રણ્ય[2] ચોવીશી, દ્વીપ ખેત્ર જિન નામે;
પાડે પાડે પંચ કલ્યાણક, ધારો શુભ પરિણામે. ૧

જિનવર ધ્યાઈયેરે, મોક્ષ માર્ગના દાતા. એ ટેક.
'સર્વજ્ઞાય નમો' એમ પહિલે, 'નમો અર્હતે' બીજે;
ત્રીજે 'નમો નાથાય' તે ચોથે, 'સર્વજ્ઞાય' કહીજે. જિનવર૦ ૨

પાંચમે 'નમો નાથાય' કહીજે. પાડે પાડે જાણો;
ત્રણ નામ તીર્થંકર કેરાં, ગણણાં પાંચ વખાણો. જિનવર૦ ૩

ત્રણ ચોવીસી એક એક ઢાલે, ત્રણ નામ જિન કહિશ્યું;
કોડી તપે કરી જે ફલ લહિયે, તે જિન-ભગતેં લહિશ્યું. જિ૦ ૪

કામ સવે સીઝે જિન નામે, સફલ હોએ નિજ જીહા;
જે જાએ[3] જિન ગુણ સમરંતાં, સફલ જનમ તે દીહા. જિ૦ ૫

•

૧ ચેતન ચેતજોરે-એ દેશી. ૨ પાડે ત્રણ્ય ત્રણિ. ૩ જિહેં.

## ઢાલ ત્રીજી.

મહાવિદેહ ખેત્ર સોહામણું-એ દેશી.

જંબૂદ્વિપ ભરત ભલું, અતીત ચોવીશી સાર, મેરે લાલ;
ચોથા મહાજસ કેવલી, છઠ્ઠા સર્વાનુભૂતિ ઉદાર, મેરે લાલ. ૧
જિનવર નામે જય હુએ.                    એ ટેક.
શ્રી શ્રીધર જિન સાતમા, હવે ચોવીશી વર્તમાન, મેરે લાલ;
શ્રી નમિ જિન એકવીશમા, ઓગણીસમા મલ્લી પ્રધાન, મેરે લાલ.
જિનવર૦ ૨
શ્રી અરનાથ અઢારમા, હવે ભાવિ ચોવીશી ભાવ, મેરે લાલ;
શ્રી સ્વયંપ્રભ ચોથા નમું, છઠ્ઠા દેવસુત મન લાવ, મેરે લાલ.
જિનવર૦ ૩
ઉદયનાથ જિન સાતમા, તેહને નામે મંગલ માલ, મેરે લાલ;
ઓચ્છવ રંગ વધામણાં, વળી લહિયે પ્રેમ રસાલ, મેરે લાલ.
જિનવર૦ ૪
અલિય વિઘન દૂરે ટલે, દુરજન ચિંત્યું નવિ થાય, મેરે લાલ;
મહિમા મોટાઇ વધે, વલી જગમાંહે સુજસ ગવાય, મેરે લાલ.
જિનવર૦ ૫

## ઢાલ ચોથી.

સુણો મેરી સજની રજની ન જાવેરે-એ દેશી.

પૂરવ ભરતે તે ધાતકી ખંડેરે, અતીત ચોવીશી[1] ગુણહ અખંડેરે;
ચોથા શ્રી અકલંક સોભાગીરે, છઠ્ઠા દેવ શુભંકર ત્યાગીરે. ૧

૧ જહેં.

સપ્તનાથ સપ્તમ જિનરાયારે, સુરપતિ પ્રણમે જેહના પાયારે;
વર્તમાન ચોવીસી જાણોરે, એકવીસમા બ્રહ્મેંદ્ર વખાણોરે. ૨

ઓગણીસમા ગુણનાથ સમરીયેરે, અઢારમા ગાંગિક મન ધરીયેરે;
કહું અનાગત હવે ચઉવીસીરે, ધાતકી ખંડે હિયડે હીસીરે. ૩

શ્રી સાંપ્રત ચોથા સુખદાયીરે, છઠ્ઠા શ્રી મુનિનાથ અમાયીરે;
શ્રી વિશિષ્ટ સપ્તમ સુખકારારે, તે તો લાગે મુજ મન પ્યારારે. ૪

શ્રી જિન સમરણ જેહવું[૨] મીઠું રે, એહવું અમૃત જગમાં ન દીઠું રે;
સુજસ મહોદય શ્રી જિન-નામેરે, વિજય લહીજે ઠામો ઠામેરે.૫



## ઢાલ પાંચમી.



સાંહમેનેં ટાડે પેસંતા-એ દેશી.

પુખ્ખર અરધ પૂરવ હુઆ, જિન વંદીયેરે;
ભરત અતીત ચોવીસી કે, પાપ નિકંદીએરે;
ચોથા સુમૃદુ સુહંકરૂ, જિન૦ છઠ્ઠા વ્યક્ત જગદીશકે. પા૦ ૧

શ્રી કલાશત સપ્તમ[૩] ગુણ ભર્યા, જિન૦ હવે ચોવીશી વર્તમાનકે;
કલ્યાણક એ દિનેં હુવા, જિન૦ લીજીયે[૪] તેહનાં અભિધાનકે. પા૦ ૨

અરણ્યવાસ એકવીસમા, જિન૦ ઓગણીસમા શ્રી યોગકે, પાપ૦
શ્રી અયોગ તે અઢારમા, જિન૦ દિએ શિવ રમણી સંયોગકે.પા૦ ૩

૧ ચઉવીશી ૨ તેહવું ૩ શત ૪ લીજે.

ચોવીસી અનાગત ભલી, જિન૦ તિહાં ચોથા પરમ જિનેશકે; પાપ૦
સુપારતિ છઠ્ઠા નમું, જિન૦ સાતમા શ્રી નિઃકેશકે. પાપ૦ ૪

પ્રિયમેલક પરમેસરૂ, જિન૦ એહનું નામ તે પરમ નિધાનકે; પાપ૦
મોટાનો[1] જે આસરો, જિન૦ તેહથી લહિયે જશ બહુમાનકે. પા૦ ૫

## ઢાલ છઠ્ઠી.

ભોલુડારે હંસા વિષય ન રાચિયે—એ દેશી.

ધાતકી ખંડેરે પશ્ચિમ[2] ભરતમાં, અતીત ચોવીસી સંભાર;
શ્રી સર્વારથ ચોથા જિનવરૂ, છઠ્ઠા હરિભદ્ર ધાર. ૧

જિનવર નામેરે મુજ આનંદ ઘણો. એ આંચલી.

શ્રી મગધાધિપ વંદુ સાતમા, હવે ચોવીસી વર્ત્તમાન;
શ્રી પ્રયચ્છ[3] પ્રણમું એકવીસમા, જેહનું જગમાં નહી ઉપમાન. જિન૦ ૨

શ્રી અક્ષોભ જિનવર ઓગણીસમા, અઢારમા મલસિંહ[4]નાથ;
હવે અનાગત ચોવીસી નમું, ચોથા દિનરૂક્ શિવ સાથ. જિન૦ ૩

છઠ્ઠા શ્રી જિન ધનદ સંભારીયે, સાતમા પોષધ દેવ;
હરષે જેહનારે ચરણ કમલ તણી, સુરનર સારેરે સેવ. જિન૦ ૪

ધ્યાને મિલવુંરે એહવા પ્રભુ તણું, આલસ માંહિરે ગંગ;
જનમ સફલ કરી માનું તેહથી, સુજસ વિલાસ સુરંગ. જિન૦ ૫

૧ મોટા મોજેં ૨ પશ્ચિમ ૩ પ્રિયરત્ન ૪ મલસિંહ.

## ઢાલ સાતમી.

ઋષભનો વંશ રયણાયરો-એ દેશી.

પુંખ્ખર પશ્ચિમ[1] ભરતમાં, ધારો અતીત ચોવીશીરે;
ચોથા પ્રલંબ જિનેસરૂ, પ્રણમું હિયડલે હીસીરે. ૧

એહવા સાહિબ નવિ વીસરે, ખિણ ખિણ સમરીયે હેજે રે;
પ્રભુ ગુણ અનુભવ યોગથી, શોભીયે આતમ તેજેરે. એહવા૦ ૨

છઠ્ઠા ચારિત્રનિધિ સાતમા, પ્રશમરાજિત ગુણ-ધામોરે;
હવે વર્તમાન ચોવીસીયે, સમરીજે જિન-નામોરે. એહવા૦ ૩

સ્વામી સર્વજ્ઞ જયંકરૂ, એકવીશમા ગુણ-ગેહારે;
શ્રી વિપરીત ઓગણીશમા, અવિહડ ધરમ-સનેહારે. એહવા૦ ૪
નાથ પ્રસાદ અઢારમા, હવે અનાગત ચોવીસીરે;
ચોથા શ્રી અઘટિત જિન વંદીયે, કર્મ સંતતિ જેણે પીસીરે.
એહવા૦ ૫

શ્રી ભ્રમણેંદ્ર[2] છઠ્ઠા નમું, ઋષભચંદ્રાભિધ વંદુંરે;
સાતમા જગ જસ જયકરૂ, જિન ગુણ ગાતાં આણંદુંરે. એહવા૦ ૬

## ઢાલ આઠમી.

ઝાંઝરીઆ મુનિવર, ધન ધન તુમ અવતાર-એ દેશી.

જંબૂદ્વીપ ઐરવતેંજી, અતીત ચોવીસી વિચાર;[3]
શ્રી દયાત ચોથા નમુંજી, જગ જનના આધાર. ૧

૧ પશ્ચિમ ૨ બ્રહ્મેન્દ્ર ૩ ઉદાર.

મન મોહન જિનજી, મનથી નહી મુજ દૂર. એ ટેક.

અભિનંદન છઠ્ઠા નમુંજી, સાતમા શ્રી રતનેશ;
વર્તમાન ચોવીસીયેજી, હવે જિન-નામ ગણેશ. મન૦ ૨

શ્યામકોષ્ટ એકવીસમાજી, ઓગણીસમા મરૂદેવ;
શ્રી અતિપાર્શ્વ અઢારમાજી, સમરૂ ચિત્ત નિતમેવ. મન૦ ૩

ભાવિ ચોવીશી વંદીયેજી, ચોથા શ્રી નંદિષેણ;
શ્રી વ્રતધર છઠ્ઠા નમુંજી, ટાલે કરમની રેણ. મન૦ ૪

શ્રી નિર્વાણ[1] તે સાતમાજી, તેહશું સુજસ સનેહ;
જિમ ચકોર ચિત્ત ચંદસુંજી, જિમ મોરાં મન મેહ. મન૦ ૫

(૯)

## ઢાલ નવમી

પ્રથમ ગોવાલ તણેં ભવેજી એ દેશી.

પૂરવ અરધે ધાતકીજી, ઐરવતે જે અતીત;
ચઉવીસી તેહમાં કહુંજી, કલ્યાણક સુપ્રતિત. ૧

મહોદય સુંદર જિનવર નામ. એ ટેક.

ચોથા શ્રી સૌંદર્યનેજી, વંદું વારોવાર;
છઠ્ઠા ત્રિવિક્રમ સમરીયેજી, સાતમા નરસિંહ સાર. મ૦ ૨

વર્તમાન ચોવીસીયેજી, એકવીશમા ક્ષેમંત;
સંતોષિત ઓગણીસમાજી, અઢારમા કામનાથ સંત. મ૦ ૪

૩ નિર્વાણી.

ભાવિ ચોવીસી વંદીયેજી, ચોથા શ્રી મુનિનાથ;
ચંદ્રદાહ છઠ્ઠા નમુંજી, ભવ-દવ-નીરદ-પાથ. મ૦ ૪

દિલાદિત્ય જિન સાતમાજી, જન-મન મોહન-વેલ;[૧]
સુખજસ લીલા પામીયેજી, જસ નામે રંગરેલ.[૨] મ૦ ૫

## ઢાલ દશમી.

એ છીંડી કિહાં રાખી-એ દેશી.

પુખ્ખર અરધ પૂરવ ઐરવતે, અતીત ચોવીશી સંભારૂં;
શ્રી અષ્ટાહ્નિક[૩] ચોથા વંદી, ભવ-વન-ભ્રમણ નિવારૂંરે. ૧

ભવિકા એહવા જિનવર ધ્યાવો, ગુણવંતના ગુણ ગાવોરે;
ભવિકા એહવા જિનવર ધ્યાવો. એ આંચલી.

વણિક નામ છઠ્ઠા જિન નમીયે, શુદ્ધ ધરમ વ્યવહારી;
ઉદયજ્ઞાન સાતમા સંભારો, તીન ભુવન ઉપગારીરે. ભવિકા૦ ૨

વર્ત્તમાન ચોવીસી વંદુ, એકવીશમા તમોકંદ;
સાયકાક્ષ ઓગણીસમા સમરો, જન-મન-નયનાનંદરે. ભવિકા૦ ૩

શ્રી ક્ષેમંત[૪] અઢારમા વંદો, ભાવિ ચોવીસી ભાવો;
શ્રી નિર્વાણી ચોથા જિનવર,હૃદય-કમલ માંહિ લાવોરે. ભવિકા૦ ૪

છઠ્ઠા શ્રી રવિરાજ સાતમા, પ્રથમનાથ પ્રણમીજે;
ચિદાનંદઘન સુજસ મહોદય, લીલા લચ્છિ લહીજે રે. ભવિકા૦ ૫

૧ વેલિ ૨ રેલિ ૩ અષ્ટાહિક. ૪ ખેમંત.

## ઢાલ અગ્યારમી.

કરિ પટકૂલેરે લૂંછણા–એ દેશી.

પશ્ચિમ ઐરવતે ભલો, ધાતકી ખંડે અતીત કે;
ચોવીસી રે પુરૂરવા, ચોથા જિન સુપ્રતીત કે. ૧
જિનવર નામ સુહામણું,[1] ઘડીય ન મેલ્યૂં જાય કે;
રાતિ દિવસ મુજ સાંભરે, સંભારે સુખ થાય કે.
જિનવર૦ એ ટેક. ૨
શ્રી અવબોધ છઠ્ઠા નમું, સાતમા શ્રી વિક્રમેંદ્રકે;
ચોવીસી વર્તમાનના, હવે સંભારૂં જિનેંદ્રકે. જિન૦ ૩
એકવીસમા શ્રી સ્વસાંતજી,[2] ઓગણીસમા હરનામકે;
શ્રી નંદિકેશ અઢારમા, હોજો તાસ પ્રણામ કે. જિન૦ ૪
ભાવિ ચોવીસી સંભારીયે, ચોથા શ્રી મહામૃગેંદ્ર કે;
છઠ્ઠા અશોચિત વંદીયે, સાતમા શ્રી ધર્મેંદ્ર કે. જિન૦ ૫
મન લાગ્યું જસ જેહશ્યું, ન સરે તેહ વિણ તાસ કે;
તેણે મુજ મન જિન ગુણ થુણી, પામે સુજસ વિલાસ કે.
જિન૦ ૬

## ઢાલ બારમી.

તે તરિયારે ભાઈ તે તરિયા એ દેશી.

પુખ્ખર પશ્ચિમ ઐરવતે હવે, અતીત ચોવીશી વખાણુંજી,
અશ્વવૃંદ ચોથા જિન નમીયે, છઠ્ઠા કુટિલક જાણુંજી;

૧ સોહામણું ૨ સુશાંતિજી.

સાતમા શ્રી વર્દ્ધમાન જિનેસર, ચોવીસી વર્તમાનજી;
એકવીસમા શ્રી નંદિકેશ જિન, તે સમરૂં શુભ ધ્યાનેજી. ૧

ઓગણીશમા શ્રી ધર્મચંદ્ર જિન, અઢારમા શ્રી વિવેકોજી;
હવે અનાગત ચોવીસીમાં, સંભારૂં શુભ ટેકોજી;
શ્રી કલાપ[1] ચોથા જિન છઠ્ઠા, શ્રી વિસોમ પ્રણમીજેજી;
સાતમા શ્રી આરણ્ય[2] જિન ધ્યાતાં, જનમનો લાહો લીજેજી.૨

શ્રી વિજય પ્રભ સૂરીશ્વર રાજે,[3] દિન દિન અધિક જગીસેંજી;
ખંભ નગરમાં રહીય ચોમાસું,[4] સવત સત્તર બત્રીસેંજી;
દોઢસો કલ્યાણકનું ગણણું, તે મેં પૂરણ કીધુંજી;
દુઃખ-ચૂરણ દીવાલી દિવસે, મન વંછિત ફલ લીધુંજી. ૩

શ્રી કલ્યાણવિજય વર વાચક, વાદી મતંગજ સિંહોજી,[5]
તાસ શિષ્ય શ્રી લાભવિજય બુધ, પંડિત માંહિ લિહોજી;
તાસ શિષ્ય[6] શ્રી જિતવિજય બુધ, શ્રી નયવિજય સોભાગીજી;
વાચક જસવિજયે તસ શિષ્યે,[7] થૂણીઆ જિન વડ ભાગીજી.૪

એ ગણણું જે કંઠે કરશ્યે, તે શિવરમણી વરશ્યેજી;
તરશ્યે ભવ-હરશ્યે સવિ પાતક, નિજ આતમ ઉદ્ધરશ્યેજી;
બાર ઢાલ જે નિત્ય[8] સમરસ્યે, ઉચિત કાજ આચરશ્યેજી;
સુકૃત સહોદય સુજસ મહોદય, લીલા તે આદરશ્યેજી. ૫

૧ કલાપક ૨ આરણ્ ૩ સુરિ સુરાજ્યે ૪ ચૌમાસુ ૫ સીહોજી
૬ સીસ ૭ સીસે ૮ નિતુ.

## કલશ.

એ બાર ઢાલ રસાલ બારહે, ભાવના તરૂ મંજરી,
વર બાર અંગ વિવેક પલ્લવ, બાર વ્રત શોભા કરી;
એમ બાર તપવિધિ સાર સાધન, ધ્યાન જિન-ગુણ અનુસરી,
શ્રી નયવિજય બુધ ચરણ સેવક, જસવિજય જયસિરિ વરી.[1] ૧

ઇતિ શ્રી સંકલ પંડિત શિરોમણિ ઉપાધ્યાય
શ્રી જસવિજય ગણિ વિરચિત દોઢસો
જિન-કલ્યાણક મૌની-અગ્યારસનું
ગણુણું તપ વિધાન સંપૂર્ણ×

૧ લહી

× 'સંવત ૧૮૧૭ વર્ષે કાર્તિક વદિ ૧૨ ગુરૌ પં. ભાગ્યચંદ્રજી તત્ શિષ્ય મુનિ રાજસાગરેણ લિખિતં' એ પ્રમાણે રાજનગર, વિદ્યાશાળાનો ભંડાર, દાબડા નં. ૪૫ પ્રત નં. ૧૦ માની એક સારી શુદ્ધ પ્રતિમાં લખેલું છે. જૂદી જૂદી ત્રણ હસ્તલિખિત પ્રતો પરથી આ સ્તવન શોધેલું છે. પાઠકોની સરળતા ખાતર કેટલીક જગ્યાએ જૂની ભાષાને ચાલુ વર્તમાન ભાષામા રાખી છે.

# નિશ્ચય વ્યવહાર ગર્ભિત

## શ્રી શાંતિ-જિન-સ્તવન

### ઢાલ પહેલી.

નદી યમુનાકે તીર, ઉડે દોય પંખીયાં-એ દેશી.

+શાંતિ જિણેસર કેસર, અર્ચિત જગ ધણીરે, અર્ચિત૦
સેવા કીજે સાહિબ, નિત નિત તુમ તણીરે; નિત૦
તુજ વિણ દૂજો દેવ, ન કોઈ દયાલુઓરે,[1] ન કોઇ૦
મન-મોહન ભવિ-બોહન, તૂંહી મયાલુઓરે. તૂંહી૦ ૧

દુરિત અપાસન શાસન, તૂં જગ પાવનોરે, તૂં જગ૦
સુકૃત-ઉલ્લાસન, કર્મ-નિકાસન ભાવનોરે; નિકાસન૦
સિંહાસન પદ્માસન, બેઠો જે ઠવેરે, બેઠો૦
જગ ભાસન પર શાસન, વાસન એપવેરે.[3] વાસન૦ ૨

વાણી ગંગ તરંગ, સુરંગ તે, ઉચ્છલેરે, સુરંગ૦
નય-ગમ-ભંગ-પ્રમાણ, પ્રવાહ ઘણા ભલેરે; પ્રવાહ૦
નિશ્ચય નય વ્યવહાર, તિહાં ભમરી ભમેરે, તિહાં૦
બુદ્ધિ નાવ જસ ચાલે, તેહને સહુ નમેરે. તેહને૦ ૩

+ આ સ્તવન કર્તા મહર્ષિએ સંવત. ૧૭૩૪ મા રચ્યું છે.
૧ તુજવિણ દેવ ન કોઇ કે જગ દયાલુઓરે ૨ ચ્યવેરે ૩ પેખવેરે.

નિશ્ચય ને વ્યવહાર, તણી ચર્ચા ઘણીરે, તણી૦
જાણે પણ જન તાણે,[1] દિલરૂચી આપણીરે; દિલ૦
સ્યાદ્વાદ ઘર માંહિં, ઘડયા હોય ઘોડલારે,[2] ઘડયા૦
દેખે પક્ષ ઉવેખે, તે જગ થોડલારે. તે જગ૦ ૪

માંહો માંહિં તે બિહુ[3] જેમ, નય ચરચા કરેરે, નય૦
ભરત ક્ષેત્રના ભાવિક, શ્રાવક મન ધરે રે; શ્રાવક૦
તિમ હું કાંઈક ઢાલ, રસાલ દાખવું રે; રસાલ૦
પણ તુજ વચન પ્રમાણ,[4] તિહાં મુજ ભાખવુંરે. તિહાં૦ ૫

:o:

## ઢાલ બીજી.

અહો મતવાલે સાજના–એ દેશી.

નિશ્ચય નયવાદી કહે, એક ભાવ પ્રમાણ છે સાચોરે;
વાર અનંતી જે લહી, તે કિરિયામાં મત રાચોરે;
ચતુર સનેહી સાંભલો. એ આંકણી ૧

ભરત ભૂપ ભાવે તર્યો, વલી પરિણામે મરૂદેવારે;
ગ્રૈવેયક ઉપર નહી ફલે, દ્રવ્ય ક્રિયાની સેવારે. ચતુર૦ ૨

નય વ્યવહાર કહે તુમે, કિમ ભાવ ક્રિયા વિણ લહસોરે;
રતન શોધ શતપુટ પરિ, ક્રિયા તે સાચી કહસ્યો રે. ચતુર૦ ૩

૧ નવ જાણે ૨ ઘડીયા દો ઘોડલારે ૩ દોયનય ૪ પ્રમાણે.

એક સહેજે એક યત્નથી, જિમ ફલ કેરો પરિપાકોરે;
તિમ કિરિયા પરિણામનો, જગ ભિન્ન ભિન્ન છે વાકોરે. ચતુર૦ ૪

સહેજે ફલ અમ્હે પામશું, એમ ગલિઆ બલદ જે થાયેરે;
સહેજે તૃપતા તે હુશે, કાં અન્ન કવલ કરી ખાએરે. ચતુર૦ ૫

વિણુ વ્યવહારે ભાવ જે, તે તો ખિણુ તોલો ખિણુ માસોરે;
તેહથી હાંસી ઉપજે, વલી દેખે લોક તમાસોરે. ચતુર૦ ૬

ગુરૂકુલવાસી ગુણુ નીલો, વ્યવહારે[1] થીર પરિણામીરે[2];
ત્રિવિધ અવંચક યોગથી, હુયે[3] સુજસ મહોદય કામીરે.[4]
ચતુર૦ ૭

## ઢાલ ત્રીજી.

સાહિબા મોતીડા હમારા—એ દેશી.

નિશ્ચય કહે કુણુ ગુરૂ કુણુ ચેલા, ખેલે આપહી આપ એકેલા;
જાસ પ્રકાશે જગ સવિ ભાસે, નવ-નિધિ અષ્ટ-મહાસિદ્ધિ પાસે. ૧

મોહના રંગીલા હમારા, સોહના સુખ સંગી. એ આંકણી.
કર્મ વિભાવ શક્તિ જે તોડે, તે સ્વભાવ શકિતસ્યૂં જોડે;
ભાગ્યો[5] ભરમ મરમ સવિ જાણ્યો, પૂર્ણ જ્ઞાન નિજરૂપ પિછાણ્યો.
મોહના૦ ૨

૧ વ્યવહારી ૨ પરિણામોરે ૩ હોયે ૪ કામોરે ૫ ભાગો.

કરતા હુઇ[1] હાથી પરે જૂઝેં, સાખી નિજ ગુણ માંહિ સલૂઝેં;
કરતા તે કિરિયા દુઃખ વેદેં, સાખી ભવ–તરૂ–કંદ ઉચ્છેદેં.
મોહના૦ ૩

જ્ઞાનીને કરણી સવિ થાકી, હુઇ રહ્યો નરમ[2] કરમ[3] થિતિ પાકી;
માલા અણદેખે જે ભમતો, તે દેખી હોએ નિજ ગુણ રમતો.
મોહના૦ ૪

ભાવ અશુદ્ધ જે પદ્ગલ કેરા, તે તો જાણ્યા સબહી અનેરા;
મોક્ષરૂપ અમે નિજ ગુણ વરિયા, તે અર્થે કરશે કુણ કિરિયા.
મોહના૦ ૫

હવે વ્યવહાર કહે સુણો પ્યારા, એ મીઠા તુમ બોલ દુચારા;
ભણતાંને અણકરતાં ભાસો, વચન વીર્ય કરી આપ વિમાસો.
મોહના૦ ૬

જે અભિમાન રહિત તે સાખી, શક્તિ ક્રિયામાં તે છે આખી;
ક્રિયા જે શુભ જોગે માંડે, ખેદાદિક દૂષણ સવિ છાંડે.[4]
મોહના૦ ૭

ભૂખ ન ભાંજે ભોજન દીઠે, વિણ ખાંડે તુષ વ્રીહી ન નીઠે;
માંજ્યા વિણ જિમ પાત્ર ન આછું, કિરિયા વિણ તિમ સાધન પાછું.
મોહના૦ ૮

મોક્ષ રૂપ આતમ નિરધારી, નવિ થાકયા જિનવર–ગણધારી;
ક્રિયા–જ્ઞાન જે અનુક્રમે સેવે, સુજસ રંગ તેહને પ્રભુ દેવે.[5]
મોહના૦ ૯

૧ હોઇ ૨ નર્મ ૩ કર્મ ૪ ખેદાદિઅડ દૂષણ તે છાડે ૫ સુજસ રંગ પ્રભુ તેહને દેવે.

## ઢાલ ચોથી.

એડલે ભારે મરૂં છું રાજ-એ દેશી.

નિશ્ચય કહે વિણુ ભાવ પ્રમાણે, કિરિયા કામ ન આવે;
આવ્યો ભાવ તો કિરિયા થાકી, ધ્રાયાં જિમણુ ન ભાવે;
માનો બોલ હમારો રાજ, તાણુા તાણુ ન કીજે. ૧.

શ્રમણુ હુઈ ગણુધર પ્રવ્રજ્યા, મિલે તે ભાવ પ્રમાણે;
લિંગ પ્રયોજન-જન-મન રંજન, ઉત્તરાધ્યયને વખાણે. માનો૦ ૨

નિજ પરિણામજ ભાવ પ્રમાણ્યો[1], વલી ઓઘનિર્યુકતેં;
આતમ સામાયિક ભગવઈમાં, ભાખ્યું તે જુઓ જુગતેં. માનો૦ ૩

નય વ્યવહાર કહે સવિ આતમા, ભાવ કહ્યો તે સાચો;
પણુ ક્રિયાથી તે હોએ જાચો, કિરિયા વિણુ હોએ કાચો. માનો૦ ૪

ભાવ નવો કિરિયાથી આવે, આવ્યો તે વલી વાધે;
નવિ પડે-ચઢે ગુણ શ્રેણે, તેણે મુનિ કિરિયા સાધે. માનો૦ ૫

નિશ્ચયથી નિશ્ચય નવિ જાણ્યો, જેણે ક્રિયા નવિ પાલી;
વચન માત્ર નિશ્ચયસું વિચારે, ઓઘ-વચન જુઓ ભાલી. માનો૦ ૬

જિમ જિમ ભાવ ક્રિયામાંહિ ભલશે, સાકર જિમ પય માંહિં;
તિમ તિમ સ્વાદ હોશે અધિકેરો, સુજસ વિલાસ ઉચ્છાહિં.
માનો૦ ૭

૧ પ્રમાણ્યો

# ઢાલ પાંચમી

બટાઉયાની દેશી.

નિશ્ચય નયવાદી કહે રે, ષટ્દર્શન માંહિં સાર;
સમતા સાધન મોક્ષનું, એહવો કીધો નિરધાર રે;
મનમાંહીં ધરીજે પ્યાર રે; અમે કહું છું તુમ ઉપગાર રે,
બલિહારી ગુણની[1] ગોઠડી મેરે લાલ.  એ આંકણી. ૧.

પન્નર ભેદ જે સિદ્ધના રે, ભાવલિંગ તિહાં એક;
દ્રવ્ય લિંગ ભજના કહી; શિવ સાધન સમતા છેક રે;
તેહમાં છે સબલ વિવેક રે; તિહાં લાગી મુજ મન ટેક રે;
ભામા છે અવર અનેક રે.  બલિહારી૦ ૨

જિહાં મારગ ભાંજે સવે રે, ધારણુને અસરાલ;
જોગ-નાલી સમતા તિહાં; ડાંડો દાખે તતકાલ રે;
હોએ જોગ અજોગ વિચાલ રે;[2] લઘુ-પણ-અક્ષર સંભાલ રે;
પહોંચે[3] શિવ-પદ દેઈ ફાલ રે.  બલિહારી૦ ૩

સ્થવિર[4]-કલ્પ જિન-કલ્પની રે, કિરિયા છે બહુ રૂપ;
સામાચારી જૂજૂઈ રે, કોઈ ન મિલેં એક સરૂપ રે;
તિહાં હઠ છે ઉંડો કૂપ રે; તિહાં પાસ ધરે મોહ ભૂપ રે;
તે તો વિરૂઓ વિષમ વિરૂપ રે.  બલિહારી૦ ૪

૧ ગુણ ૨ વિચાલરે ૩ પુંહચે ૪ થવિર

નય વ્યવહાર કહે હવે રે, શું[૧] બોલ્યા એ મિત્ત;
સમતા તુમને વાલહી, અમને પણ તિહાં દૃઢ ચિત્ત રે;
અમે સંભારૂં નિત્ય નિત્યરે; કિરિયા પણ તાસ નિમિત્ત રે;
એમ વધશે બેહુને હિત રે. બલિહારી૦ ૫

પન્નર ભેદ જે સિદ્ધના રે, રાજ-પંથ તિહાં જેહ;
તે મારગ અનુસારિણી, કિરિયા તેહશું ધરો નેહ રે;
ક્ષણ માંહીં ન દાખો છેહ રે; આલસ છાંડો[૨] નિજ દેહ રે;
આલસુને ઘણા સંદેહ રે. બલિહારી૦ ૬

થાપે ભાવજ જે કહી રે, ભરતાદિક દિઠ્ઠંત[૩];
આવશ્યક માહિ કહ્યા, તે તો પાસથ્થા એકંત રે,
તે તો પ્રવચન લોપે તંતરે; તસ મુખ નવિ દેખે સંત રે;
એમ[૪] ભાખે શ્રી ભગવંત રે બલિહારી૦ ૭

કિરિયા જે બહુવિધ કહી રે, તેહજ કર્મ પ્રતિકાર;
રોગ ઘણા ઔષધ ઘણા, કોઈને કોઈથી ઉપગાર રે;
જિન-વૈદ્ય કહે નિરધાર રે; તેણે કહ્યું તે કીજે સાર રે;
એમ ભાખે અંગ આચાર રે. બલિહારી૦ ૮

રાજ-પંથ ભાગે નહીંરે, ભાજે તે નાહના સેર;
એ પણ મનમાં ધારજો, એ એક ગાંઠો સો પેર રે;
શું ફૂલી થાઓ છો ભેર રે; જો મલીયે બિહું એક વેર રે;
તો ભાંજે ભ્રાંતિ ઉકેર રે. બલિહારી૦ ૯

૧ તિહાં શું ૨ છંડો ૩ દૃષ્ટાંત ૪ ઇમ

સૂત્ર પરંપરશ્યૂં મલે રે, સામાચારી શુદ્ધ;
વિનયાદિક મુદ્રા વિધિ, તે બહુ વિધ પણ અવિરૂદ્ધરે;
મુંઝે તે જે હોયે મુદ્ધરે[1]; નવિ મુંઝે તે પ્રતિબુદ્ધરે;
વલી સુજસ અલુદ્ધ અક્રુદ્ધરે.　　　બલિહારી૦ ૧૦

## ઢાલ છઠ્ઠી

ગિરૂઆરે ગુણ તુમતણા એ દેશી.

વાદ વદંતા આવિયા, તુજ[2] સમવસરણ જબ દીઠું રે;
તે બિહુંનો ઝઘડો ટલ્યો, તુજ દર્શન લાગ્યું મીઠું રે;
બલિહારી પ્રભુ તુમ તણી.　　એ આંકણી.　　૧

સ્યાદ્વાદ આગલ કરી, તુમે બિહુંને મેલ કરાવ્યોરે;
અંતરંગ રંગે મલ્યા, દુર્જનનો દાવ ન ફાવ્યો રે. બલિહારી૦ ૨

પરઘર–ભંજક ખલ ઘણા, તે ચિત્ત માંહિં ખાંચા ઘાલે રે;
પણ તુમ સરિખા પ્રભુ જેહને, તેહશ્યું તેણે કાંઇ ન ચાલેરે. બલિ૦૩

જિમ એ બિહુંની પ્રીતડી, તુમે કરી આપી થિર ભાવે રે;
તિમ મુજ અનુભવ મિત્તસું, કરી આપો મેલ સ્વભાવે રે. બલિ૦૪

તુજ શાસન જાણ્યા પછી, તેહશું મુજ પ્રીત છે ઝાજીરે[3],
પણ તે કહે મમતા તજો, તેણે નવિ આવે છે બાજીરે. બલિ૦ ૫

૧ મુગ્ધરે ૨ તુમ ૩ જાગીરે

કાલ અનાદિ સંબંધિની[૧], મમતા તે[૨] કેડ ન મૂકે રે;
રીસાયે અનુભવ તદા, પણ ચિત્તથી હિત[૩] નવિ ચૂકે રે. બ૦ ૬

એહવા મિત્રશું[૪] રૂસણું, એ તો મુજ મન[૫] લાગે માઠું રે;
તિમ કીજેં મમતા પરી, જિમ છાંડું ચિત્ત કરી કાઠું રે. બલિ૦ ૭

ચરણ ધર્મ નૃપ તુમ વસેં, તસ કન્યા સમતા રૂડી રે;
અચિરાસુત તે[૬] મેલવો, જિમ મમતા જાયે ઉડી રે. બલિ૦ ૮

સાહિબે માની વીનતી, મિલ્યો અનુભવ મુજ અંતરંગે રે;
ઓચ્છવ રંગ વધામણાં, હુઆ સુજસ મહોદય સંગે રે. બલિ૦ ૯

કલસ

ઇમ સકલ[૭] 'સુખકર, દુરિત ભયહર શાંતિ જિનવર[૮] મેં સ્તવ્યો,
યુગ-ભુવન-સંયમ-માન વરષે, (૧૭૩૪) ચિત્ત હર્ષે વિનવ્યો;
શ્રી વિજય પ્રભસૂરિરાજરાજ્યે, સુકૃત કાજે નય કહી;
શ્રી નયવિજય બુધ શિષ્ય[૯] વાચક, જસવિજય જયસિરિ લહી૦ ૧

ઈતિ શ્રી નિશ્ચય-વ્યવહાર ગર્ભિત
શ્રી શાંતિનાથ જિન સ્તવન સંપૂર્ણ ગાથા ૪૮ ઢાલ-૬

૧ સંબંધથી ૨ તો ૩ હેત ૪ તેહવા મિત્તસું ૫ તે તો મુજને
૬ મુજ ૭ સયલ ૮ જિણેસર ૯ સીસ

# નિશ્ચય વ્યવહાર ગર્ભિત

## શ્રી સીમંધરસ્વામી સ્તવન.

### ઢાલ પહેલી

રાગ મારૂણી

શ્રી સીમંધર સાહિબ આગે વીનતી રે, મનધરી નિર્મલ ભાવ;
કીજેરે કીજેરે, લીજે લાહો ભવ તણોરે. ૧

બહુ સુખ ખાણી તુજ વાણી પરિણમેરે, જેહ એક નય પક્ષ;
ભૂલારે ભૂલારે તે પ્રાણી ભવ રડવડે રે. ૨

મેં મતિ મોહે એકજ નિશ્ચય નય આદર્યો રે, કે એકજ વ્યવહાર;
ભેલારે ભેલારે, તુજ કરૂણાયે ઓલખ્યારે. ૩

શિબિકા વાહક પુરૂષ તણી પરે તે કહ્યારે, નિશ્ચય નય વ્યવહાર;
મિલિયારે મિલિયારે, ઉપગારી નવિ જૂજૂઆરે. ૪

બહુલા પણ રતન કહ્યાં જે એકલાં રે, તે માલા ન કહાય;
માલારે માલારે, એક સૂત્રે તે સાંકલ્યારે. ૫

તિમ એકાકી નય સઘલા મિથ્યામતિરે, મિલિયા સમકિતરૂપ;
કહીએરે કહીએરે, લહીએ સમ્મતિ સમ્મતિ રે ૬

હોય પખ વિણુ પંખી જિમ નવિ ચલી સકે રે,
જિમ રથ વિણુ હોય ચક્ર; ન ચલે રે ન ચલે રે,
તિમ શાસન નય બિહું વિનારે. ૭

શુદ્ધ અશુદ્ધપણું પણ સરખું છે બેઉને રે,[1] નિજ નિજ વિષે શુદ્ધ;
જાણોરે જાણોરે, પર વિષે અવિશુદ્ધતા રે. ૮

નિશ્ચય નય પરિણામ પણાએ[2] છે વડોરે, તેહવો નહી વ્યવહાર;
ભાખેરે ભાખેરે, કોઈક ઇમ તે નવિ ઘટે રે. ૯

જે કારણ નિશ્ચય નય કારણ અછેરે[3] કારણ છે વ્યવહાર;
સાચોરે સાચોરે, કારજ સાચો તે સહી રે. ૧૦

નિશ્ચય નય મતિ ગુરૂ શિષ્યાદિક કો નહીરે, કરે ન ભુંજે કોય[4]
તેહથીરે; તેહથીરે, ઉનમારગ તે દેશના રે. ૧૧

વ્યવહારે ગુરૂ શિષ્યાદિક સંભવેરે, સાચો તે ઉપદેશ;
ભાખ્યોરે ભાખ્યોરે, ભાષ્યે સૂત્ર વ્યવહારમેં રે[5]. ૧૨

## ઢાલ બીજી

રસીયાની દેશી

કોઈક વિધિ જોતાં થકાં રે, છાંડે સવિ વ્યવહાર રે, મન વસિયા;
ન લહે તુજ વચને કહ્યું રે, દ્રવ્યાદિક અનુસાર રે, ગુણ રસિયા. ૧

પાઠ ગીત નૃત્યની[6] કલા રે, જિમ હોય પ્રથમ અશુદ્ધરે; મન૦
પણ અભ્યાસે તે ખરી રે, તિમ કિરિયા અવિરૂદ્ધ રે. ગુણ૦ ૨

૧ બિહુંનેરે ૨ પ્રમાણે ૩ તે વ્યવહાર છેરે ૪ એક
૫ વ્યવહારનેરે ૬ નર્તન

મણિ શોધક શત ખારના રે, જિમ પુટ સકલ પ્રમાણુરે; મન૦
સર્વ ક્રિયા તિમ યોગને રે[1], પંચવસ્તુ અહિનાણુરે. ગુણ૦ ૩

પ્રીતિ ભગતિ યોગે કરી રે, ઇચ્છાદિક વ્યવહાર રે; મન૦
હીણો પણ શિવ હેતુ છે રે, જેહને ગુરુ આધાર રે. ગુણ૦ ૪

વિષ–ગરલ–અન્યોન્ય છે રે[2], હેતુ–અમૃત જિમ પંચ રે; મન૦
કિરિયા તિહાં વિષ–ગરલ કહીરે, ઇહ પરલોક પ્રપંચ રે. ગુણ૦ ૫

અન્યોન્ય[3] હૃદય વિના રે, સંમૂચ્છિંમ પરિ હોય રે; મન૦
હેતુ–ક્રિયા–વિધિ–રાગથી રે, ગુણ વિનયીને જોય રે. ગુણ૦ ૬

અમૃત ક્રિયા માંહી જાણીએ રે, દોષ નહિ લવલેશ રે; મન૦
ત્રિક ત્યજવાં દોય સેવવાં રે, યોગબિંદુ ઉપદેશ રે. ગુણ૦ ૭

ક્રિયા ભગતેં છેદીએ રે, અવિધિ દોષ અનુબંધ રે; મન૦
તિણે તે શિવ કારણ કહે રે, ધર્મસંગ્રહણી પ્રબંધરે. ગુણ૦ ૮

નિશ્ચય ફલ કેવલ લગે રે, નવિ ત્યજીએ વ્યવહાર રે; મન૦
ચક્રી–ભોગ[4] પામ્યા વિના રે, જિમ નિજ ભોજન સાર રે. ગુણ૦૯

પુણ્ય–અગનિ પાતક[5] દહે રે, જ્ઞાન સહજે ઓલખાયરે; મન૦
પુણ્ય હેતુ વ્યવહાર છે રે, તિણે નિર્વાણ ઉપાયરે. ગુણ૦ ૧૦

ભવ્ય એક આવર્ત્તમાં રે, કિરિયા વાદી સિદ્ધ રે;[6] મન૦
હોવે તિમ બીજો નહિ રે, "દશા ચૂર્ણિ" પ્રસિદ્ધ રે.[7] ગુણ૦ ૧૧

૧ યોગયરેને ૨ ગર અનનુષ્ઠાન ૩ અનનુષ્ઠાન ૪ ભોગ્ય ૫ અગ્નિ પાતિક ૬ સુસિદ્ધરે ૭ સુપ્રસિદ્ધરે.

ઈમ જાણીને મન ધરેરે, તુજ શાસનનો રાગ રે; મન૦
નિશ્ચય પરિણતિ મુનિ રહેરે, વ્યવહારે વડ લાગ રે. ગુણ૦ ૧૨

## ઢાલ ત્રીજી.

અભિનંદન જિન! દરિશન તરસીયે—એ દેશી.

સમકિત પક્ષજ કોઇક[૧] આદરે, ક્રિયામંદ અણુજાણ;
શ્રેણિક પ્રમુખ ચરિત્ર આગલ કરે, નવિ માને ગુરૂ-આણ;
અંતરજામીરે! તું જાણે સવે. એ આંકણી૦ ૧
કહે તે શ્રેણિક નવિ નાણી હુઆ, નવિ ચારિત્રપ્રધાન;
સમકિત ગુણથીરે જિન-પદ પામસે, તેહિજ સિદ્ધિ નિદાન. અંતર૦ ૨
નવિ તે જાણેરે કિરિયા ખપ વિના, સમકિત ગુણ પણ તાસ;
નરક તણી ગતિ નવિ છેદી શકે, એ આવશ્યકે ભાષ. અંતર૦ ૩
ઉજવલ તાણેરે વાણે મેલડે, સોહે પટ ન વિશાલ;
તિમ નવિ સોહેરે સમકિત અવિરતિ, બોલે ઉપદેશમાલ. અંતર૦ ૪
વિરતિ વિધન પણ સમકિત ગુણ વર્યો, છેદે પલિય પહુત્ત;
આણંદાદિક વ્રત ધરતા કહ્યો,[૨] સમકિત સાથે રે સૂત્ત. અંતર૦ ૫
શ્રેણિક સરિખારે અવિરતિ થોડલા, જેહ નિકાચિત કર્મ;
તાણી આણેરે સમકિત વિરતિને, એ જિન-શાસન-મર્મ. અંતર૦ ૬
બ્રહ્મ પ્રતિજ્ઞારે વિણ લવ સપ્તમા, બ્રહ્મ વ્રતી નહિ આપ;
અણકીધા પણ લાગે અવિરતે, સહજે સઘલાંરે પાપ. અંતર૦ ૭
એહવું જાણીરે વ્રત આદર કરો,[૩] જતને સમકિતવંત;
પંડિત પ્રીછેરે થોડે જિમ ભણે,[૪] નાવેરે બોલ અનંત અંતર૦ ૮

૧ પક્ષ કોઈકજ ૨ કહે ૩ કરે ૪ મુણે.

આંધા આગલ[1] દરપણ દાખવો, બહિરા આગલ ગીત;
મૂરખ આગલ[2] પરમારથ કથા, ત્રિણે એકજ રીત. અંતર૦ ૯

એવું જાણીરે હું તુજ વીનવું, કિરિયા સમકિત જોડી;[3]
દીજે કીજેરે કરૂણા અતિ ઘણી, મોહ સુભટ મદ મોડી.[4] અંતર. ૧૦

## ઢાલ ચોથી

એણી પરે મેં પ્રભુ વિનવ્યો, સીમંધર ભગવંતો રે;
જાણું હું ધ્યાને પ્રગટ હુંતો, કેવલ-કમલાનો કંતો રે.
જયો જયો જગગુરૂ જય ધણી. ૧

તું પ્રભુ હું તુજ સેવકો, એ વ્યવહાર વિવેકો રે;
નિશ્ચય નય નહિ આંતરો, શુદ્ધાતમ ગુણ એકો રે. જયો૦ ૨

જિમ જલ સકલ નદી તણો, જલનિધિ જલ હોય ભેલો રે;
બ્રહ્મ અખંડ સખંડનો, તિમ ધ્યાને એક મેલો રે. જયો૦ ૩

જિણે આરાધન તુજ કર્યું,[5] તસ સાધન કુણ લેખે રે;
દૂર દેશાંતર કુણ[6] ભમે, જે સુરમણિ ઘર દેખે રે. જયો૦ ૪

અગમ અગોચર નય કથા, પાર કુણે નવિ લહીએ રે;
તેણે તુજ શાસન ઈમ કહ્યું, બહુ શ્રુત-વયણડે રહીએ રે. જયો૦ ૫

તું મુજ એક હૃદયે વસ્યો, તુંહીજ પર ઉપગારી રે;
ભરત ભવિક હિત અવસરે, મુજ મત મેલો વિસારી રે. જયો૦ ૬



૧ આગેરે ૨ આગેરે ૩ જોડ ૪ મોડ ૫ કિઉં ૬ કિમ

કલશ

ઇમ વિમલકેવલજ્ઞાનદિનકર, સકલગુણરયણાયરો;
અકલંક અકલ નિરીહ નિર્મમ, વીનવ્યો સીમંધરો;
શ્રી વિજયપ્રભ સૂરિરાજ રાજે,[1] વિકટ સંકટ ભયહરો;
શ્રી નયવિજય બુધ શિષ્ય[2] વાચક, જસવિજય જયકરો.

ઇતિ ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી વિરચિત
નિશ્ચય-વ્યવહાર ગર્ભિત શ્રી સીમંધર જિન-
સ્તવન સંપૂર્ણ.

૧ સુરીંદ રાજયેં ૨ વિબુધ સીસ.

# ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી વિરચિત
# શ્રી સીમંધરસ્વામિની વિનતિરૂપ નયરહસ્ય ગર્ભિત સવાસો ગાથાનું સ્તવન.

## શુદ્ધ દેશનાનું સ્વરૂપ.

### ઢાલ પહેલી.

એક દિન દાસી દોડતી એ દેશી.

સ્વામિ સીમંધરા! વીનતી, સાંભલો માહરી દેવ! રે;
તાહરી આણ હું શિર ધરૂં, આદરૂં તાહરી સેવ રે.
સ્વામિ સીમંધરા! વીનતી એ ટેક
કુગુરૂની વાસના પાસમાં, હરિણ પરિ જે પડયા લોક રે;
તેહને શરણ તુજ વિણ નહીં, ટલવલે બાપડા ફોક રે. સ્વામિ૦ ૨
જ્ઞાનદર્શનચરણ ગુણ વિના, જે કરાવે કુલાચારરે,
લૂટિયા તેણે જગિ દેખતાં, કિહાં કરે લોક પોકાર રે? સ્વામિ૦ ૩
જેહ નવિ ભવ તર્યા નિરગુણી, તારશે કેણી પરિ તેહ રે?
ઇમ અજાણ્યા પડે ફંદમાં, પાપબંધે રહ્યા જેહ રે. સ્વામિ૦ ૪
કામકુંભાદિક અધિકનુ, ધર્મનું કો નવિ મૂલ રે;
દોકડે કુગુરૂ તે દાખવે, શું થયું એહ જગ સૂલ રે? સ્વામિ૦ ૫
અર્થની દેશના જે દીએ, ઓલવે ધર્મના ગ્રંથ રે;
પરમપદનો પ્રગટ ચોર તે,[1] તેહથી કિમ વહે પંથ રે? સ્વામિ૦ ૬

૧ ચોરથી.

વિષયરસમાં ગૃહી માચિયા, નાચિયા કુગુરૂમદપૂર રે;
ધૂમધામે ધમાધમ ચલી, જ્ઞાનમારગ રહ્યો દૂર રે. સ્વામિ૦ ૭

કલહકારી કદાગ્રહ ભર્યા, થાપતા આપણા બોલ રે;
જિનવચન અન્યથા દાખવે, આજ તો વાજતે ઢોલ રે. સ્વામિ૦ ૮

કેઈ નિજદોષને ગોપવા, રોપવા કેઇ મતકંદ રે;
ધર્મની દેશના પાલટે, સત્ય ભાષે નહીં મંદ રે. સ્વામિ૦ ૯

બહુમુખે બોલ એમ સાંભલી, નવિ ધરે લોક વિશ્વાસ રે;
ઢુંઢતા ધર્મને તે થયા, ભમર જિમ કમલની વાસ રે. સ્વામિ૦ ૧૦

•

## આત્મસ્વરૂપની ઓળખાણ

### ઢાલ બીજી.

રાગ ગોડી ભોલીડા હંસારે! વિષય ન રાચીએ એ દેશી.

એમ ઢુંઢંતાં રે ધર્મ સોહામણો, મિલિઓ સદ્‌ગુરૂ એક;
તેણે સાચો રે મારગ દાખવ્યો,× આણી હૃદય વિવેક.
શ્રી સીમંધર સાહિબ! સાંભલો. એ આંકણી. ૧૧

પરઘર જોતાં રે ધર્મ તુમે ફરો, નિજઘર ન લહો રે ધર્મ;
જિમ નવિ જાણે રે મૃગ કસ્તૂરીઓ, મૃગમદપરિમલમર્મ. શ્રી૦ ૧૨
જિમ તે ભૂલો રે મૃગ દિશિ દિશિ ફરે, લેવા મૃગમદગંધ;
તિમ જગ ઢુંઢે રે બાહિરધર્મને, મિથ્યાદષ્ટી રે અંધ. શ્રી૦ ૧૩
જાતીઅંધનો રે દોષ ન આકરો, જે નવિ દેખે રે અર્થ;
મિથ્યાદષ્ટી રે તેહથી આકરો, માને અર્થ અનર્થ. શ્રી૦ ૧૪

× દાખિયો

આપપ્રશંસે રે પરગુણ ઓલવે, ન ધરે ગુણનો રે લેશ;
તે જિનવાણી રે નવિ શ્રવણે સૂણે, દિએ મિથ્યા ઉપદેશ. શ્રી૦ ૧૫
જ્ઞાનપ્રકાશે રે મોહતિમિર હરે, જેહને સદ્ગુરૂ સૂર;
તે નિજ દેખેરે સત્તા ધર્મની, ચિદાનંદભરપૂર. શ્રી૦ ૧૬
જિમ નિરમલતા રે રતનસ્ફટિકતણી, તિમ એ જીવ સ્વભાવ;
તે જિન વીરે રે ધર્મ પ્રકાશીઓ, પ્રબલકષાય-અભાવ. શ્રી૦ ૧૭
જીમ તે રાતેરે ફૂલે રાતડું, શ્યામપુલથીરે શ્યામ;
પાપ પુણ્યથીરે તિમ જગિ જીવને, રાગદ્વેષ-પરિણામ. શ્રી૦ ૧૮
ધર્મ ન કહિએ રે નિશ્ચે તેહને, જેહ વિભાવ વડવ્યાધિ;
પહેલે અંગેરે એણીપેરે ભાષિયું, કરમે હોએ ઉપાધિ. શ્રી૦ ૧૯
જે જે અંશેરે નિરૂપાધિકપણું, તે તે જાણોરે ધર્મ;
સમ્યગ્દષ્ટીરે ગુણઠાણાથકી, જાવ લહે શિવશર્મ. શ્રી૦ ૨૦
એમ જાણીને રે જ્ઞાનદશા ભજી, રહીએ આપ સ્વરૂપ;
પરપરિણતિથી રે ધર્મ ન છાંડિએ, નવિ પડિએ ભવકૂપ. શ્રી૦ ૨૧

## આત્મ તત્ત્વ વિચાર

### ઢાલ ત્રીજી

હવે રાણી પદ્માવતી જીવ રાશી ખમાવે એ દેશી.

જિહાં લગે આતમદ્રવ્યનું, લક્ષણ નવિ જાણ્યું;
તિહાં લગે ગુણઠાણું ભલું, કેમ આવે તાણ્યું? ૨૨
આતમતત્ત્વ વિચારીએ એ આંકણી.

યતઃ આત્મૈવ દર્શનજ્ઞાન-ચારિત્રાણ્યથવા યતેઃ।
યત્તદાત્મક એવૈષ શરીરમધિતિષ્ઠતિ ॥

आत्मानमात्मना वेत्ति मोहत्यागाद् यआत्मनि।
तदेव तस्य चारित्र तद्ज्ञान तच्च दर्शनं ॥

આતમઅજ્ઞાને કરી, જે ભવદુઃખ લહીએ;
[૧]આતમજ્ઞાને તે ટલે, એમ મનિ સદ્દવહિએ. આતમ૦ ૨૩

જ્ઞાનદશા જે આકરી, તેહ ચરણ વિચારો,
નિર્વિકલ્પઉપયોગમાં, નહીં કર્મનો ચારો. આતમ૦ ૨૪

[૨]ભગવઈઅંગે ભાષિઓ, સામાયિક અર્થ,
સામાયિક પણ આતમા, ધરો સૂધો અર્થ. આતમ૦ ૨૫

લોકસારઅધ્યયનમાં, સમકિત મુનિભાવે,
મુનિભાવે[૩] સમકિત કહ્યું, નિજ શુદ્ધસ્વભાવે. આતમ૦ ૨૬

કષ્ટ કરો સંજમ ધરો, ગાલો નિજ દેહ;
જ્ઞાનદશા વિણ જીવને, નહીં દુઃખનો છેહ. આતમ૦ ૨૭

બાહિર-યતના બાપડા, કરતાં દૂહવાએ[૪]:
અંતર-યતના જ્ઞાનની, નવિ તેણે થાએ. આતમ૦ ૨૮

રાગદ્વેષ મલ ગાલવા, ઉપશમ જલ ઝીલો;
આતમપરિણતિ આદરી, પરપરિણતિ પીલો. આતમ૦ ૨૯

૧ સરખાવોઃ—आत्मज्ञानभवं दुःखमात्मज्ञानेन हन्यते,
तपसाप्यात्मविज्ञानहीनैश्छेत्तु न शक्यते.
શ્રી યોગશાસ્ત્ર ચતુર્થપ્રકાશ.

૨ સરખાવોઃ—आया सामाइए, आया सामाइयस्स अट्ठे.
શ્રી ભગવતી સૂત્ર.

३ जं सम्मंति पासहा तं मोणंति पासहा,
जं मोणंति पासहा तं सम्मंति पासहा.
શ્રી આચારાંગ સૂત્ર (લોકસાર અધ્યયન)

૪ अज्ञानं खलु कष्टं, क्रोधादिभ्योऽपि सर्वपापेभ्यः
अर्थं हितमहितं वा न वेत्ति येनावृतो जीवः

હું એહનો એ માહરો, એ હું એણી બુદ્ધી;
ચેતન જડતા અનુભવે, ન વિમાસે શુદ્ધી. આતમ૦ ૩૦

બાહિરદૃષ્ટી દેખતાં, બાહિર મન ધાવે;×
અંતરદૃષ્ટી દેખતાં, અક્ષયપદ પાવે આતમ૦ ૩૧

ચરણ હોએ લજ્જાદિકે, નવિ મનને ભંગે;
ત્રીજે અધ્યયને કહ્યું, એમ પહેલે અંગે. આતમ૦ ૩૨

અધ્યાતમ વિણ જે ક્રિયા, તે તનુમલ [1]તોલે;
મમકારાદિક યોગથી, ઇમ જ્ઞાની બોલે. આતમ૦ ૩૩

હું કર્ત્તા પરભાવનો, એમ જિમ જિમ જાણે;
તિમ તિમ અજ્ઞાની+ પડે, નિજકર્મને ઘાણે. આતમ૦ ૩૪

પુદ્ગલકર્માદિક તણો, કર્ત્તા વ્યવહારે:
કર્ત્તા ચેતન કર્મનો, નિશ્ચય સુવિચારે. આતમ૦ ૩૫

કર્તા શુદ્ધસ્વભાવનો, નય શુદ્ધે કહીએ;
કર્તા પરપરિણામનો, બેઉ કિરિયા ગ્રહીએ. આતમ૦ ૩૬

## શુદ્ધ નય વિચાર.

### ઢાલ ચોથી.

વીરમતી પ્રીતિ કારણી એ દેશી.

શિષ્ય કહે જો પરભાવનો, અકર્ત્તા કહ્યો પ્રાણી;
દાનહરણાદિક કિમ ઘટે ?, કહે સદ્ગુરુ વાણી. ૩૭

શુદ્ધનય અર્થ મનિ ધારીએ એ આંકણી.

+ ધ્યાવે × અજ્ઞાનેં

૧ સરખાવોઃ–આશયભેદા હ્યેતે સર્વેઽપિ હિ તત્વતોઽવગંતવ્યાઃ
ભાવોઽયમનેન વિના, ચેષ્ટા દ્રવ્યક્રિયા તુચ્છા
તૃતિય ષોડશક.

ધર્મ નવિ દિઍ નવિ સુખ દિએ, પર જંતુને દેતો;
આપ સત્તા રહે આપમાં, એમ હૃદયમા ચેતો. શુદ્ધ. ૩૮
ભોગવશે જે પુદ્ગલ ગ્રહ્યા, નવિ જીવના તેહ;
તેહથી જીવ છે જૂજૂઓ, વલી જૂજૂઓ દેહ. શુદ્ધ. ૩૯

ભક્તપાનાદિ પુદ્ગલ પ્રતે, ન દિએ છતિ વિના પોતે;
દાનહરણાદિ પર જંતુને, એમ નવિ ઘટે જોતે. શુદ્ધ. ૪૦

દાનહરણાદિક અવસરે, શુભ અશુભ સંકલ્પે;
દિએ હરે તૂં નિજ રૂપને, મુખે અન્યથા જલ્પે. શુદ્ધ. ૪૧

અન્યથા વચન અભિમાનથી, ફરી કર્મ તૂં બાંધે;
જ્ઞાયકભાવ જે એકલો, ગ્રહે તે સુખ સાધે. શુદ્ધ. ૪૨

શુભ અશુભ વસ્તુ સંકલ્પથી, ધરે જે નટમાયા;
તે ટલે સહજ સુખ અનુભવે, પ્રભુ આતમરાયા. શુદ્ધ. ૪૩
પર તણી આશ વિષવેલડી, ફલે કર્મ બહુભાંતિ;
જ્ઞાનદહને કરી તે દહે, હોએ એક જે જાતિ. શુદ્ધ. ૪૪

રાગદોષે રહિત એક જે, દયા શુદ્ધ તે પાલે;
પ્રથમ અંગે એમ ભાષિયું, નિજ શક્તિ અજૂઆલે. શુદ્ધ. ૪૫

એકતાજ્ઞાન નિશ્ચયદયા, સુગુરુ તેહને ભાખે;
જેહ અવિકલ્પ ઉપયોગમાં, નિજ પ્રાણને રાખે. શુદ્ધ. ૪૬

જેહ રાખે પર પ્રાણીને, દયા તાસ વ્યવહારે;
નિજ દયા વિણુ કહો પર દયા, હોએ કવણુ પ્રકારે ?[1] શુદ્ધ. ૪૭

૧ સરખાવોઃ—જઇયાઽણેણ ચત્તં, અપ્પણયં નાણદંસણચરિત્તં,
તઇયા તસ્સ પરેસુ, અણુકંપા નત્થિ જીવેસુ.
શ્રી ઉપદેશમાલા પ્રકરણ ગાથા ૪૩૪.

લોક વિણુ જિમ નગરસેહની, જિમ જીવ વિણુ કાયા;
ફોક તિમ જ્ઞાન વિણુ પરદયા, જિસી નટતણી માયા. શુદ્ધ. ૪૮

સર્વઆચારમય પ્રવચને, ભણ્યો અનુભવયોગ;
તેહથી મુનિ વમે મોહને, વલી અરતિ–રતિ–શોગ. શુદ્ધ ૪૯

સૂત્ર અક્ષર પરાવર્ત્તના, સરસ શેલડી દાખી;
તાસ+ રસ અનુભવ ચાખીએ, જિહાં એક છે શાખી. શુદ્ધ. ૫૦

આતમરામ અનુભવ ભજો, તજો પરતણી માયા;
એહ છે સાર જિનવચનનો, વળી એહ શિવછાયા. શુદ્ધ. ૫૧

## વ્યવહારસિદ્ધિ.

### ઢાલ પાંચમી.

રાગ–કેદારો પ્રભુ ચિત્ત ધરીને અવધારો મુજ વાત–એ દેશી.

એમ નિશ્ચય નય સાંભલીજી, બોલે એક અજાણ;
'આદરશું અમે જ્ઞાનનેજી, શું કીજે પચ્ચખાણ?' ૫૨
સોભાગી જિન! સીમંધર! સુણો વાત. એ આંકણી.

કિરિયા ઉત્થાપી કરીજી, છાંડી તેણે લાજ;
નવિ જાણે તે ઉપજેજી, કારણ વિણુ નવિ કાજ. સોભાગી જિન! ૫૩

નિશ્ચયનય× અવલંબતાંજી, નવિ જાણે તસ મર્મ;
છોડે જે વ્યવહારનેજી, લોપે[1] તે જિન ધર્મ. સોભાગી જિન! ૫૪

+ તેહ × નિશ્ચયને

૧ નિચ્છયમવલંબંતા, ણિચ્છયઓ ણિચ્છયં અયાણંતા।
ણાસંતિ ચરણકરણં, બાહિરકરણાલસા કેઈ॥
શ્રીમતી ઓઘનિર્યુક્તિ.

નિશ્ચયદૃષ્ટિ હૃદય ધરીજી, પાલે જે વ્યવહાર;
પુણ્યવંત તે પામશેજી, ભવ સમુદ્રનો પાર. સોભાગી જિન ! ૫૫
તુરંગ ચડી જિમ પામિએજી, વેગે પુરનો પંથ;
માર્ગ તિમ શિવનો લહેજી, વ્યવહારે નિર્ગ્રંથ. સોભાગી જિન ! ૫૬
મહેલ ચઢંતાં જિમ નહીંજી, તેહ તુરંગનું કાજ;
સફલ નહીં નિશ્ચય લહેજી, તેમ તનુકિરિયા સાજ. સોભાગી જિન !૫૭
નિશ્ચય નવિ પામી શકેજી, પાલે નવિ વ્યવહાર;
પુણ્યરહિત જે એહવાજી, તેહને+ કવણ આધાર. સોભાગી જિન !૫૮
હેમ પરીક્ષા જિમ હુએજી, સહત હુતાશન–તાપ;
જ્ઞાનદશા તિમ પરખીએજી, જિહાં બહુ કિરિયાવ્યાપ. સો. જિન !૫૯
આલંબન વિણ જિમ પડેજી, પામી વિષમી વાટ;
મુગ્ધ પડે ભવકૂપમાંજી, તિમ વિણ કિરિયાઘાટ. સોભાગી જિન ! ૬૦
ચરિત ભણી બહુલોકમાંજી, ભરતાદિકના જેહ;
લોપે શુભ વ્યવહારનેજી, બોધિ હણે નિજ તેહ સોભાગી જિન ! ૬૧
બહુ દલ દીસે જીવનાંજી, વ્યવહારે શિવયોગ;
છીંડી તાકે પાધરોજી, છોડી પંથ અયોગ. સોભાગી જિન ! ૬૨
આવશ્યકમાંહિ ભાખિઓજી, એહિજ અર્થ વિચાર;
ફલસંશય પણ જાણતાંજી, જાણીજે સંસાર.[1] સોભાગી જિન ! ૬૩

+ તેહનો

૧ સરખાવો:–સંસય પરિઆણઓ સંસારે પરિન્નાએ ભવતિ,
સંસય અપરિઆણઓ સંસારે અપરિન્નાએ ભવતિ.
શ્રી આચારાંગ સૂત્ર.

# વ્યવહારસિદ્ધિ-(ચાલુ)

## ઢાલ છઠ્ઠી

શાસન તાહરૂં અતિ ભલું,-મુનિમનસરોવરે હંસલો અથવા
ઋષભનો વંશ રયણાયરૂ-એ દેશી.

અવર ઇસ્યો નય સાંભલી, એક ગ્રહે વ્યવહારોરે;
મર્મ દ્વિવિધ તસ નવિ લહે, શુદ્ધ અશુદ્ધ વિચારોરે. ૬૪

તુજ વિણ ગતિ નહીં જંતુને, તૂં જગજંતુનો દીવોરે;
જીવીએ તુજ અવલંબને, તૂં સાહિબ ચિરંજીવોરે.
તુજ વિણ ગતિ નહીં જંતુને-આંકણી. ૬૫

[1]જેહ ન આગમ વારીઓ, દીસે અશઠ આચારોરે;
તેહિજ બુધ બહુમાનીઓ, શુદ્ધ કહ્યો વ્યવહારોરે. તુજ૦ ૬૬

જેહમાં નિજમતિ કલ્પના, જેહથી નવિ ભવ પારોરે;
અંધપરંપરા બાંધિઓ, તેહ અશુદ્ધ આચારોરે. તુજ૦ ૬૭

શિથિલવિહારીએ આચર્યાં, આલંબન જે કૂડાંરે;
નિયતવાસાદિક સાધુને, તે નવિ જાણીએ રૂડાંરે. તુજ૦ ૬૮

આજ નવિ× ચરણ છે આકરૂં, સંહનનાદિકદોષેરે;
એમ નિજ અવગુણ ઓલવી, કુમતિકદાગ્રહ પોષેરે. તુજ૦ ૬૯

ઉત્તર ગુણમાંહિ હીણડા, ગુરુ કાલાદિક પાખેરે;
મૂલગુણે નહી+ હીણડા, એમ પંચાશક ભાખેરે. તુજ૦ ૭૦

૧ જેહને આગમ ન વારિઓ. × અજ ન + નવિ

પરિગ્રહગ્રહ–વશ લિંગિયા, લેઈ કુમતિરજ માથેરે;
નિજગુણ પર અવગુણ લવે, ઇંદ્રિયવૃષભ ન નાથેરે. તુજ૦ ૭૧
નાણરહિત હિત પરિહરિ, નિજ દંસણગુણ લૂંસેરે;
મુનિજનના ગુણ સાંભલી, તેહ અનારજ રુસેરે. તુજ૦ ૭૨
અણુસમ દોષ જે પરતણો, મેરુસમાન તે બોલેરે;
જેહશું પાપની ગોઠડી, તેહશું હિયડલું ખોલેરે. તુજ૦ ૭૩
સૂત્ર વિરુદ્ધ જે આચરે, થાપે અવિધિના ચાલારે;
તે અતિનિબિડ મિથ્યામતિ, બોલે ઉપદેશમાલારે. તુજ૦ ૭૪
પામરજન પણ નવિ કહે, સહસા જૂઠ સશૂકોરે;
જૂઠ કહે મુનિવેષ જે, તે પરમારથ મૂકોરે[1] તુજ૦ ૭૫
નિર્દયહૃદય છકાયમાં, જે મુનિવેષે પ્રવર્ત્તેરે;
ગૃહિ–યતિ–ધર્મથી બાહિરા, તે નિર્ધનગતિ વર્ત્તેરે. તુજ૦ ૭૬
સાધુભગતિ જિનપૂજના, દાનાદિક શુભ કર્મોરે;
શ્રાવકજન કહ્યો અતિ ભલો, નહિ મુનિવેષ અધર્મોરે. તુજ૦ ૭૭
કેવલ લિંગધારી તણો, જે વ્યવહાર અશુદ્ધોરે;
આદરીએ નવિ સર્વથા, જાણી ધર્મવિરુદ્ધોરે. તુજ૦ ૭૮

## મોક્ષ ભવમાર્ગ.

### ઢાલ સાતમી.

આગે પૂરવ વાર નવાણું એ–દેશી.

જે મુનિવેષ શકે નવિ છંડી, ચરણકરણગુણ હીણાજી;
તે પણ મારગ માંહિ દાખ્યા, મુનિગુણપક્ષે લીણાજી. ૧

૧ ચૂકોરે.

મૃષાવાદ ભવકારણ જાણી, મારગ શુદ્ધ પ્રરૂપેજી;
વંદે નવિ વંદાવે મુનીને, આપ થઇ નિજરૂપેજી. ૭૯

મુનિગુણરાગે પૂરા શૂરા, જે જે જયણા પાલેજી;
તે તેહથી શુભભાવ લહીને, કર્મ આપણાં ટાલેજી.

આપ હીનતા જે મુનિ× ભાષે, માન સાંકડે લોકેજી;
એ દુર્દ્ધર વ્રત એહનું દાખ્યું, જે નવિ ફૂલે ફોકેજી.[1] ૮૦

પ્રથમ સાધુ બીજો વરશ્રાવક, ત્રીજો સંવેગપાખીજી;
એ ત્રણ્યે શિવ-મારગ કહીએ, જિહાં છે પ્રવચન સાખીજી.

શેષ ત્રણ્ય ભવ-મારગ કહીએ, કુમતિકદાગ્રહ ભરિયાજી;
ગૃહિ-યતિલિંગ-કુલિંગે લખીએ, સકલદોષના દરિયાજી.[2] ૮૧

જે વ્યવહાર મુગતિમારગમાં, ગુણઠાણાને લેખેજી;
અનુક્રમે ગુણશ્રેણિનું+ ચઢવું, તેહિજ જિનવર દેખેજી.

જે પણ દ્રવ્યક્રિયા પ્રતિપાલે, તે પણ સંમુખભાવેજી;
શુકલબીજની ચંદ્રકલા જિમ, પૂર્ણભાવમાં આવેજી. ૮૨

× મુખ

૧ સરખાવો.-આયરતરસમાણ, સુદુક્કર માણસંકડે લોએ,
સંવિગ્ગપક્ખિયત્ત, ઓસન્નેણ ફુડં કાઉ.
ઉપદેશમાલા ગાથા ૫૨૪.

૨ સાવજ્જજોગપરિવજ્જણાઉ સવ્વોત્તમો અ જઇધમ્મો,
બીઓ સાવયધમ્મો, તઇયો સંવિગ્ગપક્ખો ય.
સેસા મિચ્છાદિટ્ઠી, ગિહિલિંગકુલિંગદવ્વલિંગેહિં,
જહ તિણ્ણિ ય મોક્ખપહા સંસારપહા તહા તિણ્ણિ.
શ્રી. ઉપશમાલા પ્રકરણ ગાથા ૫૧૯-૫૨૦.

+ સેઢિનું

તે કારણુ લજ્જાદિકથી પણુ, શીલ ધરે જે પ્રાણીજી;
ધન્ય તેહ કૃતપુણ્ય કૃતારથ, મહાનિસીથે વાણીજી.[૧]
એ વ્યવહારનયે મન ધારો, નિશ્ચયનયમત દાખ્યુંજી;
પ્રથમ અંગમાં વિતિગિચ્છાએ, ભાવચરણુ નવિ ભાખ્યુંજી. ૮૩

## દ્રવ્ય-ભાવસ્તવ

### ઢાલ આઠમી

ચોપાઈની દેશી

અવર એક ભાષે 'આચાર, દયા માત્ર શુદ્ધજ વ્યવહાર;'
જે બોલે તેહજ ઉત્થપે, 'શુદ્ધ કરૂં હું' મુખ ઈમ જપે. ૮૪
જિનપૂજાદિક શુભવ્યાપાર, તે માને આરંભ અપાર;
નવિ જાણે ઉતરતાં નઈ, મુનિને જીવદયા કિહાં ગઈ? ૮૫
જો ઉતરતા મુનિને નદી, વિધિજોગે નવિ હિંસા વદી;
તો વિધિજોગે જિન-પૂજના, શિવ કારણુ મત× ભૂલો જના. ૮૬
વિષયારભતણો જિહાં ત્યાગ, તેહથી લહિએ ભવજલ-તાગ;
જિનપૂજામાં શુભભાવથી, વિષયારંભ તણો ભય નથી. ૮૭
સામાયિકપ્રમુખે શુભભાવ, યદ્યપિ લહિએ ભવજલ નાવ;
તો પણુ જિનપૂજાએ* સાર, જિનનો વિનય કહ્યો ઉપચાર. ૮૮

૧ ધન્ને ણં સે પુરિસે કયત્થે મહાણુભાવે જે ણં લોગલજ્જાએવિ સીલં પાલેઇ

શ્રી મહાનિશીથ સૂત્ર

× મમ. * પૂજામાં.

આરંભાદિક શંકા ધરી, જો જિનરાજ ભક્તિ પરિહરી;
દાન માન વંદન આદેશ, તો તુજ સબળો પડ્યો કિલેશ. ૮૯
સ્વરૂપથી દીસે સાવદ્ય, અનુબંધે પૂજા નિરવદ્ય;
જે કારણ જિનગુણ બહુમાન, જે *અવસર વરતે શુભધ્યાન ૯૦
જિનવર પૂજા દેખી કરી, ભવિયણ ભાવે ભવજલ તરી;
છકાયના રક્ષક હોય વલી, એહ ભાવ જાણે કેવલી. ૯૧
જલ તરતાં જલ ઉપર યથા, મુનિને દયા ન હોએ વૃથા;
પુષ્પાદિક ઉપર તિમ જાણ, પુષ્પાદિક પૂજાને ઠાણ. ૯૨
તો મુનિને નહીં કિમ પૂજના, એમ તું શું ચિંતે શુભમના?
રાગીને ઔષધ સમ એહ, નીરોગી છે મુનિવર દેહ. ૯૩

## દ્રવ્ય–ભાવસ્તવ (ચાલુ)

### ઢાલ–નવમી

પ્રથમ ગોવાલતણે ભવેજી–એ દેશી.

ભાવસ્તવ મુનિને ભલોજી, બિહું ભેદે ગૃહી ધાર;
ત્રીજે અધ્યયને કહ્યોજી, મહાનિશીથ મઝાર. ૯૪
સુણો જિન ! તુઝ વિણ કવણ આધાર ? એ આંકણી.
વલી તિહાં ફલ દાખિયુંજી, દ્રવ્યસ્તવનુંરે સાર;
સ્વર્ગ બારમું ગેહિનેજી, એમ દાનાદિક ચાર. સુણો૦ ૯૫
છઠ્ઠે અંગે દ્રૌપદીજી, જિનપ્રતિમા પૂજેઇ;
સૂરિયાભ પરે ભાવથીજી, એમ જિન વીર કહેઈ. સુણો૦ ૯૬

* તે

નારદ આવ્યે નવિ થઈજી, ઉભી તેહ સુજાણ;
તે કારણે તે શ્રાવિકાજી, ભાષે આલ અજાણ. સુણો૦ ૯૭
જિનપ્રતિમા આગલ કહ્યોજી, શક્રસ્તવ તેણિ નારિ;
જાણે કુણ વિણ શ્રાવિકાજી, એહવિધ હૃદય-વિચારિ. સુણો૦ ૯૮
પૂજે જિનપ્રતિમા પ્રતેજી, સૂરિયાભ સુરરાય;
વાંચી પુસ્તક રત્નનોજી, લેઇ ધરમ વ્યવસાય. સુણો૦ ૯૯
રાયપસેણી સૂત્રમાંજી, મ્હોટો એહ પ્રબંધ;
એહ વચન અણમાનતાંજી, કરે કરમનો બંધ સુણો૦ ૧૦૦
વિજયદેવ વક્તવ્યતાજી, જીવાભિગમે રે એમ;
જો થિતિ છે એ સુરતણીજી, તો જિનગુણથુતિ કેમ ? સુણો૦ ૧૦૧
સિદ્ધારથરાયે કર્યાજી, યાગ અનેકપ્રકાર;
કલ્પસૂત્રે ઈમ ભાષિયુંજી, તે જિનપૂજા સાર. સુણો૦ ૧૦૨
શ્રમણોપાસક તે કહ્યોજી, પહિલા અંગ મોઝાર;
યાગ અનેરા નવિ કરેજી, તે જાણો નિરધાર. સુણો૦ ૧૦૩
ઇમ અનેક સૂત્રે ભણ્યુંજી, જિનપૂજા ગૃહિ-કૃત્ય;
જે નવિ માને તે સહીજી, કરસ્યે બહુભવ નૃત્ય. સુણો૦ ૧૦૪

•

## શ્રી જિનપૂજામાં નિર્જરા.

°

### ઢાલ દશમી.

જં સુરસંધા સા સુરસંધા, અથવા એણે પુર કંબલ
કોઇ ન લેસી-એ દેશી.

અવર કહે પૂજાદિકઠામે, પુણ્યબંધ છે શુભપરિણામે;
ધર્મ ઇહાં કોઇ નવિ દીસે, જિમ વ્રતપરિણામે ચિત હીંસે. ૧૦૫

નિશ્ચયધર્મ ન તેણે જાણ્યો, જે શલેશી અંતે વખાણ્યો;
ધર્મ અધર્મ તણો ક્ષયકારી, શિવસુખ દે જે ભવજલતારી. ૧૦૬

તસ સાધન તું જે જે દેખે, નિજ નિજ ગુણઠાણાને લેખે;
તેહ ધરમ વ્યવહારે જાણો, કારજ કારણ એક પ્રમાણો. ૧૦૭

એવંભૂત તણો મત ભાખ્યો, શુદ્ધ દ્રવ્યનય ઈમ વલિ દાખ્યો;
નિજસ્વભાવપરિણતિ તે ધર્મ, જે વિભાવ તે ભાવજ કર્મ. ૧૦૮

ધર્મ શુદ્ધ-ઉપયોગસ્વભાવે, પુણ્ય પાપ શુભ અશુભ વિભાવે;
ધર્મહેતુ વ્યવહારજ ધર્મ, નિજસ્વભાવ પરિણતિનો મર્મ. ૧૦૯

શુભયોગે દ્રવ્યાશ્રવ થાય, નિજપરિણામ ન ધર્મ હણાય;
યાવત્ યોગક્રિયા નહીં થંભી, તાવત્ જીવ છે યોગારંભી. ૧૧૦

મલિનારંભ કરે જે કિરિયા, અસદારંભ તજી તે તરિયા;
વિષયકષાયાદિકને ત્યાગે, ધર્મમતિ રહિએ શુભમાગે. ૧૧૧

સ્વર્ગહેતુ જો પુણ્ય કહીજે, તો સરાગસંયમ પણ લીજે;
બહુરાગે જે જિનવર પૂજે, તસ મુનિની પરે પાતિક ધ્રૂજે. ૧૧૨

ભાવસ્તવ એહથી× પામીજે, દ્રવ્યસ્તવ એ તેણે કહીજે;
દ્રવ્ય શબ્દ છે કારણ વાચી, ભ્રમે* મ ભૂલો કર્મ નિકાચી. ૧૧૩

× જેહથી * ભરમે

## સાચી ભક્તિ-પ્રભુપ્રેમ.

### ઢાલ અગીયારમી.

દાન ઉલટ ધરી દીજીએ-એ દેશી.

કુમતિ ઇમ સકલ દૂરે કરી, ધારીએ ધર્મની રીતરે;
હારીએ નવિ પ્રભુબલથકી, પામીએ જગતમાં જીતરે,
સ્વામી સીમંધરા! તૂં જયો-એ આંકણી. ૧૧૪

ભાવ જાણે સકલ જંતુના, ભવ થકી દાસને રાખરે;
બોલિયા બોલ જે તે ગણું, સફલ જો છે તુજ સાખરે. સ્વામી. ૧૧૫

એક છે રાગ તુજ ઉપરિ, તેહ મુજ શિવતરૂ-કંદરે;
નવિ ગણું તુજ પરિ અવરને, જો મિલે સુરનરવૃંદરે. સ્વામી. ૧૧૬

તુજ વિના મેં બહુ દુઃખ લહ્યાં, તુજ મિલ્યે તે કિમ હોયરે?
મેહ વિણુ મોર માચે નહીં, મેહ દેખી માચે સોયરે. સ્વામી. ૧૧૭

મનથકી મિલન મેં તુજ કિયો, ચરણ તુજ ભેટવા સાંઇરે!
કીજીએ જતન જિન એ વિના! અવર ન વાંછિએ[1] કાંઈરે. સ્વામી.૧૧૮

તુજ વચન-રાગ-સુખ આગલે, નવિ ગણું સુરનર શર્મરે;
કોડી જો કપટ કોઇ દાખવે,નવિ તજું તોએ તુજ ધર્મરે. સ્વામી.૧૧૯

તું મુજ હૃદયગિરિમાં વસે, સિંહ જો પરમ નિરીહરે;
કુમત માતંગના જૂથથી, તો કિશી પ્રભુ! મુજ બીહરે? સ્વામી.૧૨૦

કોડી છે દાસ પ્રભુ! તાહરે, માહરે દેવ તું એકરે;
કીજીએ સાર સેવક તણી, એ તુજ ઉચિત વિવેકરે. સ્વામી.૧૨૧

૧ ઇચ્છિએ.

ભક્તિભાવે ઇશ્યું ભાખીએ, રાખીએ એહ મનમાંહીરે;
દાસનાં ભવ-દુઃખ વારિએ, તારિએ સો ગ્રહી બાંહીરે, સ્વામી.૧૨૨
બાલ જિમ તાત આગલિ કહે, વિનવું હૂં તિમ તુજરે;
ઉચિત જાણો તિમ આચરૂં, નવિ રહ્યું તુજ કિસ્યું ગુઝરે.સ્વામી. ૧૨૩
મુજ હોજો ચિત્ત-શુભભાવથી, ભવ ભવ તાહરી સેવરે;
યાચિએ[1] કોડી યતને કરી, એહ તુજ આગલે દેવ ! રે. સ્વામી.૧૨૪

## કલશ

ઇમ સયલ-સુખકર દુરિત-ભયહર, વિમલ-લક્ષણ-ગુણધરો;
પ્રભુ અજર અમર નરિંદ-વંદિત, વીનવ્યો સીમંધરો.
નિજ નાદ-તર્જિત-મેઘ-ગર્જિત, ધૈર્ય-નિર્જિત મંદરો,
શ્રી નયવિજય બુધ ચરણસેવક, જશવિજય બુધ જયકરો.

ઇતિ મહોપાધ્યાય શ્રીમદ્ **યશોવિજયજી** વિરચિત
નયવિચાર ગર્ભિત સવાસો ગાથાનુ **શ્રીસીમંધર**
જિન-વિનતી રૂપ સ્તવન સંપૂર્ણ.

૧ ઇચ્છિએ.

# શ્રીમદ્યશોવિજયજી ઉપાધ્યાયકૃત

## કુમતિ-મદ-ગાલન શ્રી વીરસ્તુતિરૂપ
## દોઢસો ગાથાનું હુંડીનું સ્તવન.

### ઢાલ ૧ લી.

એ છિંડી કિહાં રાખી અથવા ભવિકા ! સિદ્ધચક્રપદ વંદો-એ દેશી.

પ્રણમી શ્રીગુરુના પયપંકજ, થુણશ્યું **વીર**જિણંદ;
ઠવણનિક્ષેપ પ્રમાણ પંચાંગી, પરખી લહો આણંદરે.
જિનજી ! તુજ આણા શિર વહિએ,
તુજ શાસન નય શુદ્ધ પ્રરૂપણ; ગુણથી શિવસુખ લહિએરે.
જિનજી ! તુજ આણા શિર વહિએ.-એ આંકણી. ૧
શ્રી અનુયોગદુવારે ભાખ્યા, ચાર નિક્ષેપા સાર;
ચાર સત્ય દશ સત્યા ભાખ્યા, ઠાણાંગે* નિરધારરે. જિનજી ! ૨
જાસ ધ્યાન કિરિયામાંહિ આવે, તેહ સત્ય કરી જાણું;
શ્રીઆવશ્યકસૂત્ર પ્રમાણે, વિગતે તેહ વખાણુંરે. જિનજી ! ૩
ચોવીસત્થયમાંહિ નિક્ષેપા, નામ દ્રવ્ય હોય ભાવું;
કાઉસ્સગ્ગ આલાવે ઠવણા, ભાવ તે સઘલે લ્યાવુ રે. જિનજી ! ૪

*સરખાવો:-"चउव्विहे सच्चे पन्नत्ते, तं० नामसच्चे ठवणसच्चे दव्वसच्चे भावसच्चे" "दसविहे सच्चे पन्नत्ते, तंजहा-जणवयसम्मयठवणा नामे रूवे पडुच्चसच्चे य । ववहारभावजोए, दसमे ओवम्मसच्चे य ॥ १ ॥" -શ્રી ઠાણાંગ સૂત્ર.

પુસ્તક-લિખિત સકલ જિમ આગમ, તિમ આવશ્યક એહ;
ભગવઈ નંદી સાખે સમ્મત, તેહમાં નહીં સંદેહરે. જિનજી ! ૫

સૂત્ર આવશ્યક જે ઘરઘરનું, કહસ્યે તે અજ્ઞાની;
પુસ્તક અર્થ-પરંપર આવ્યું, માને તેહજ જ્ઞાનીરે. જિનજી ! ૬

બંભીલિપિ શ્રીગણધરદેવે, પ્રણમી ભગવઈ આદે;
જ્ઞાનતણી તે ઠવણા અથવા, દ્રવ્યશ્રુત અવિવાદેરે. જિનજી ! ૭

ભેદ અઢારજ[1] બંભીલિપિના, સમવાયાંગે દીઠા;
શુદ્ધ અરથ મરડી ભવ બહુલા, ભમશે કુમતી ધીઠારે. જિનજી ! ૮

બંભીલિપિ જો તેહનો કર્તા, તો લેખક પણ આવે;
ગુરુઆણા વિણ અરથ કરે જે, તેહનો બોલ ન ભાવેરે.[2] જિનજી ! ૯

જિનવાણી પણ દ્રવ્ય-શ્રુત છે, નંદીસૂત્રને લેખે;
જિમ તે તિમ બંભીલિપિ નમિયે, ભાવ તે દ્રવ્યવિશેષેરે. જિનજી ! ૧૦

જિમ અજીવ સંયમનું સાધન, જ્ઞાનાદિકનું તેમ;
શુદ્ધભાવ આરોપે વિધિસ્યું, તેહને સઘલે એમરે. જિનજી ! ૧૧

શુદ્ધભાવ જેહનો છે તેહના, ચાર નિક્ષેપા સાચા;
જેહમાં ભાવ અશુદ્ધ છે તેહના, એક કાચે સવિ કાચારે. જિનજી ! ૧૨

દશવૈકાલિકે× દૂષણ દાખ્યું, નારીચિત્રને ઠામે;
તો કિમ જિનપ્રતિમા દેખીને, ગુણ નવિ હોય પરિણામેરે? જિનજી ! ૧૩

---

૧ અઢાર જે. ૨ ફાવેરે.

×સરખાવો:—" चित्तभित्तिं न णिज्झाए, नारिं वा सुअलंकियं ।
भक्खरंपि व दट्ठूण दिट्ठि पडिसमाहरे ॥ १ ॥"

श्री दश वैकालिक सूत्र

રુચકદ્વીપે એક ડગલે જાતાં, પડિમા નમિય આણુંદે;
આવતાં એક ડગલે નંદીસરે, બીજે ઈહાં જિન વંદેરે. જિનજી ! ૧૪

[1]ત્રિછી ગતિ એ ભગવઈ ભાખી, જંઘાચારણ કેરી;
પંડગવન નંદન ઇહાં પડિમા, ઊર્ધ[2] નમે ઘણેરીરે. જિનજી ! ૧૫

વિદ્યાચારણ તે એક ડગલે, માનુષોત્તરે જાય;
બીજે નંદીસરે જિનપ્રતિમા, પ્રણમી પ્રમુદિત થાયરે. જિનજી ! ૧૬

તિહાંથી પડિમા વંદણ કારણ, એક ડગલે ઇહાં આવે;
ઊર્ધ્વપણે જાતાં બે ડગલાં, આવતાં એક સ્વભાવેરે. જિનજી ! ૧૭

શતક (ઈક-) વીશમે નવમ ઉદ્દેશે, પ્રતિમા મુનિવર વંદી;
ઇમ દેખી જે અવલા ભાજે, તસ મતિ કુમતિ ફંદીરે. જિનજી ! ૧૮

આલોઅણનું ઠાણ કહ્યું જે, તેહ પ્રમાદ ગતિ કેરો;
તીર ગતિ જે જાત્ર વિચાલે, રહે તે ખેદ ઘણેરોરે. જિનજી ! ૧૯

કરી ગોચરી જિમ આલોએ, દશવૈકાલિક સાખે;
તિમ એ ઠામ પ્રમાદ આલોએ, નહીં દોષ તે પાખેરે. જિનજી ! ૨૦

કહે કોઈ એ કહેવા માત્રજ, કોઈ ન ગયો નવિ જાસ્યે;
નહીં તો લવણશિખા માંહિ જાતાં, કિમ આરાધક થાસ્યેરે? જિનજી ! ૨૧

સત્તર સહસ જોયણ જઇ ઉંચા, ચારણ તીર્છી ચાલે;
સમવાયાંગે પ્રગટ પાઠ એ, સ્યું કુમતિ ! ભ્રમ ઘાલેરે ? જિનજી ! ૨૨

'ચૈત્ય' શબ્દનો જ્ઞાન અરથ તે, કહો કરવો કુણ હેતે ?
જ્ઞાન એક ને ચૈત્ય ઘણાં છે, ભૂલે જડ સંકેતેરે જિનજી ! ૨૩

૧ તીર્છી. ૨ ઉર્ધ્વ.

રુચકાદિકનાં ચૈત્ય નમ્યાં તે, સાસય પડિમા કહિએ;
જેહ ઇહિાંનાં તેહ અશાશ્વત, બિહુંમાં ભેદ ન લહિએરે. જિનજી ! ૨૪

જે ઉપર સાહિબ ! તુજ કરુણા, શુદ્ધ અરથ તે ભાખે;
તુજ આગમનો શુદ્ધ પ્રરુપક, **સુજસ** અમિયરસ ચાખેરે. જિનજી!૨૫

## ઢાલ ૨

મહાવિદેહક્ષેત્ર સોહામણું-એ દેશી.

તુજ આણા મુજ મનિ વસી, જિહાં જિનપ્રતિમા સુવિચાર; લાલરે,
**રાયપસેણી** સૂત્રમાં, **સૂરિઆભ**તણો[1] અધિકાર; લાલરે. તુજ૦ ૧

૧ "તએ ણં તસ્સ સૂરિયાભસ્સ દેવસ્ય પંચવિહાએ પજ્જત્તીએ પજ્જત્તિભાવં ગયસ્સ સમાગસ્સ ઇમેયારુવે અજ્ઝત્થિએ પથિત્એ મણોગએ સંકપ્પે સમુપ્પજ્જિત્થા કિં મે પુવ્વિં કરણિજ્જં ? કિં મે પચ્છા કરણિજ્જં ? કિં મે પુવ્વિં સેયં ? કિં મે પચ્છા સેયં ? કિં મે પુવ્વિં પચ્છાવિ હિયાએ સુહાએ ખમાએ ણિસ્સેસાએ આણુગામિયત્તાએ ભવિસ્સઇ ? તએ ણં તસ્સ સૂરિયાભસ્સ દેવસ્સ સામાણિયપરિસોવવણ્ણગા દેવા સૂરિયાભસ્સ ઇમેયારુવં અજ્ઝત્થિયં૦ સમુપ્પન્નં સમભિજાણિતા જેણેવ સૂરિયાભે દેવે તેણેવ ઉવાગચ્છંતિ, સૂરિયાભં દેવં કરયલપરિગ્ગહિયં દસનહં સિરસાવત્તં મત્થએ અંજલી કટ્ટુ જએણં વિજએણં વદ્ધાવેઇ, વદ્ધાવેત્તા એવં વયાસી-એવં ખલુ દેવાણુપ્પિયાણં સૂરિયાભે વિમાણે સિદ્ધાયતણે જિણપડિમાણં જિણુસ્સેહપ્પમાણમેત્તાણં અટ્ઠસયં સન્નિખિત્તાણં વિટ્ઠઇ, સભાએ ણં સુહમાએ ણં માણવએ ચેઇયખભે વઇરામએસુ ગોલવટ્ટસમુગ્ગએસુ બહુઇઓ જિણ-

તે સુર અભિનવ ઉપન્યો, પૂછે સામાનિક દેવ; લાલરે,
'શું મુજ પૂરવ ને પછી, હિતકારિ કહો તતખેવ' લાલરે, તુજ૦ ૨

તે કહે 'એહ વિમાનમાં, જિનપડિમા દાઢા જેહ; લાલરે,
તેહની તુમ્હે પૂજા કરો, પુવ પચ્છા હિત એહ' લાલરે, તુ૦ ૩

પૂરવ પચ્છા શબ્દથી, નિત્ય કરણી જાણે સોય; લાલરે,
સમકિતદૃષ્ટિ સદ્દહે, તે દ્રવ્યથકી કિમ હોય? લાલરે. તુજ૦ ૪

દ્રવ્યથકી જે પૂજિયાં, પ્રહરણ કોશાદિ અનેક; લાલરે,
તેહજ બિહું જૂદાં કહ્યાં, એ તો સાચો ભાવ વિવેક. લાલરે. તુજ૦ ૫

ચક્કરયણ જિણનાણની, પૂજા જે ભરતે કીધ; લાલરે,
જિમ તિહાં તિમ અન્તર ઇહાં, સમકિતદૃષ્ટિ સુપ્રસિદ્ધ. લાલરે. તુ૦ ૬

પહિલે ભવ પૂરવ કહે, જ્ઞાતા દર્દુર સંબંધ; લાલરે,
પચ્છા કડુઅ વિષય કહ્યા, વલી મૃગાપુત્ર પ્રબંધ. લાલરે. તુ૦ ૭

આગમેસીભદ્દા કહ્યા, ગઇઠિઇકલ્લાણા દેવ; લાલરે,
તસ પૂરવ પચ્છા કહે, ત્રિહું કાલે હિત જિન-સેવ. લાલરે તુ૦ ૮

જસ પૂરવ પચ્છા નહીં; મધ્યે પણ તસ સંદેહ; લાલરે,
ઇમ પહીલે અંગે કહ્યું, સૂધો અર્થ તે એહ. લાલરે તુ૦ ૯

સકહાઓ સન્નિખિત્તાઓ ચિટ્ઠંતિ, તાઓ ણં દેવાણુપ્પિયાણં અન્નેસિં ચ બહૂણં વેમાણિયાણં દેવાણં દેવીણં ય અચ્ચણિજ્જાઓ જાવ પજ્જુવાસણિજ્જાઓ, તું એયંણું દેવાણુપ્પિયાણં પુવ્વિં કરણિજ્જં એયંણું દેવાણુપ્પિયાણં પચ્છા કરણિજ્જં એયંણું દેવાણુપ્પિયાણં પુવ્વિં પચ્છાવિ હિયાએ સુહાએ ખમાએ નિસ્સેસાએ આણુગામિયત્તાએ ભવિસ્સઇ ઇતિ રાયપસેણીઉપાંગે.

પચ્છાપેચ્ચાશબ્દનો, જે ફેર કહે તે દુઠ; લાલરે,
શબ્દતણી રચના ઘણી, પણ અરથ એક છે પુઠ. લાલરે તુજ૦ ૧૦
વાંચી પુસ્તક રત્નનાં, હવે લેઈ ધરમ વ્યવસાય; લાલરે,
સિદ્ધાયતને તે ગયો, જિહાં દેવછંદાનો ઠાય. લાલરે, તુજ૦ ૧૧
જિનપ્રતિમા દેખી કરી, કરે શિર પ્રણામ શુભ બીજ; લાલરે,
પુષ્પ–માલ્ય–ચૂર્ણે કરી, વસ્ત્રાભરણે વલી પૂજ, લાલરે, તુજ૦ ૧૨
ફૂલ પગર આગે કરી, આલેખે મંગલ આઠ; લાલરે,
ધૂપ દેઇ કાવ્યે સ્તવી, કરે શક્રસ્તવનો પાઠ; લાલરે; તુજ૦ ૧૩
જેહના સ્વમુખે જિન કહે, ભવસિદ્ધિ પ્રમુખ છ બોલ; લાલરે,
તાસ ભગતિ જિનપૂજના, નવિ માને તેહ નિટોલ લાલરે તુજ૦ ૧૪
પ્રભુ આગલ નાટક કર્યું, ભગતિ સૂરિયાભે સાર; લાલરે,
ભગતિતણાં ફલ શુભ કહ્યાં,શ્રીઉત્તરાધ્યયન મોઝાર. લાલરે તુજ૦ ૧૫
અંગ ઉપાંગે ઘણે કહી, એમ દેવ દેવીની ભક્તિ; લાલરે,
આરાધકતા તેણે થઈ, ઈહાં તામલી ઇંદ્રની યુક્તિ. લાલરે તુજ૦ ૧૬
ભક્તિ જીતધર્મે કરી, લીએ દાઢા અવર જિન અંગ; લાલરે,
થૂભ રચે સુર ત્રણ તે, કહે જંબૂપન્નત્તી ચંગ; લાલરે. તુજ૦ ૧૭
શતક દશમે અંગ પાંચમે, ઉદ્દેશે છઠ્ઠે ઈંદ; લાલરે,
દાઢ તણી આશાતના, ટાલે તે વિનય અમંદ. લાલરે. તુજ૦ ૧૮
સમકિતદષ્ટી સુર તણી, આશાતના કરસ્યે જેહ; લાલરે,
દુર્લ્લભબોધિ તે હશે, ઠાણાંગે ભાખ્યું એહ ।· લાલરે. તુજ૦ ૧૯

।સરખાવો:–“ પંચહિં ઠાણેહિં જીવા દુલ્લહબોહિયત્તાए કમ્મં પકરેંતિ; તંજહા અરિહંતાણં અવણ્ણં વયમાણે ૧ અરિહંતપ-

તેહને જશ બોલ્યે કહ્યું, વલી સુલભબોધિતા થાય; લાલરે,
તેણે પૂજાદિક તેહનાં, કરણી શિવહેતુ કહાય. લાલરે તુજ૦ ૨૦
તપ સંયમ તરુસમ કહ્યાં, ફલસમ તે શિવસુરશર્મ; લાલરે,
સુરકરણી માને નહીં, નવિ જાણ્યો તેણે એ મર્મ. લાલરે તુજ૦ ૨૧
દશવૈકાલિકે+ નર થકી, સુર અધિક વિવેક જણાય; લાલરે,
દ્ર૦યસ્તવ તો તેણે કર્યો,માને તસ **સુજશ** ગવાય.લાલરે. તુજ૦૨૨

## ઢાલ ૩

ઋષભનો વંશ રયણાયરૂ–એ દેશી.

શાસન તાહરું અતિ ભલું, જગિ નહીં કોઈ તસ સરિખું રે;
તિમ તિમ રાગ ઘણો વધે, જિમ જિમ જુગતિસ્યું પરખું રે. ૧
શાસન તાહરૂં અતિ ભલું–એ આંકણી
શ્રી અરિહંત અને તેહનાં,[1] ચૈત્ય નમું ન અનેરાં રે,
અંબડ ને તસ શિષ્યનાં, વચન ઉવવાઇ ઘણેરાં રે. શાસન૦ ૨

पण्णत्तस्स धम्मस्स अवण्णं वयमाणे २ आयरियउवज्झायाणं अवण्णं वयमाणे ३ चाउव्वण्णस्स संघस्स अवण्णं वयमाणे ४ विवक्कतवबंभचेराणं देवाणं अवण्णं वयमाणे ५ "–સ્થાનાંગ.

+ " धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो
देवावि तं नमंसंति, जस्स धम्मे सया मणो ॥ १ ॥ "
શ્રી દશવૈકાલિક સૂત્ર.

૧ શ્રી અરિહંતને વલી તેહના, અરિહંત ચૈત્ય તે અતિ ભલાં તેહ નમુ ન અનેરાં રે.

'ચૈત્ય'શબ્દ તણો અરથ તે, પ્રતિમા નહિ કોઇ બીજોરે;
જેહ દેખી ગુણુ ચેતિએ, તેહજ ચૈત્ય પતીજોરે. શાસન૦ ૩

ઇમજ આલાવે આણંદને, જિનપ્રતિમા નતિ દીસેરે;
સપ્તમ અંગના અર્થથી, તે નમતાં મન હીંસેરે. શાસન૦ ૪

પરતીર્થી સુર તેહની, પ્રતિમાની નતિ વારીરે;
તેણે મુનિ જિન પ્રતિમા તણી, વંદન નીતિ નિરધારીરે. શાસન૦ ૫

પરતીર્થીએ જે પરિગ્રહ્યા, મુનિ તે તો[1] પરતીર્થીરે;
ત્રણુ શરણુ માંહિ ચૈત્ય તે; કહે[2] પ્રતિમા શિવઅર્થીરે. શાસન૦ ૬

'[3]દાન કિશું પ્રતિમા પ્રતિ'? એમ કહે જે છલ હેરીરે;
ઉત્તર તાસ સંભવ તણી, શૈલી છે સૂત્ર કેરીરે. શાસન૦ ૭

દશવિધ બહુવિધ જિમ કહ્યું, વૈયાવચ્ચ જહ[4] જોગેરે;
દશમે તે અંગે તથા ઇહાં, જોડીએ નયઉપયોગેરે, શાસન૦ ૮

સાધુને જિનપ્રતિમા તણું, વૈયાવચ્ચ તિહાં બોલ્યુ રે;
તેહ અરથથકી કુમતિનું, હિયડું કાંઇ ન ખોલ્યું રે. શાસન૦ ૯

સંઘ તણી જિમ થાપના, વૈયાવચ્ચ જસવાદોરે;
જાણીએ જિનપ્રતિમાતણું, તિમ ઈહાં કવણુ વિવાદોરે? શાસન૦૧૦

ઈમ સવિ શ્રાવક સાધુને, વંદનનો અધિકારોરે;
સૂત્રે કહ્યો પ્રતિમાતણો, હવે કહું પૂજા-વિચારો રે. શાસન૦ ૧૧

યાગ અનેક ક્ર્યા કહ્યા, શ્રી સિદ્ધારથરાજે રે;
તે જિનપૂજના કલ્પમાં, પશુના યાગ[5] ન છાજે રે. શાસન૦ ૧૨

૧ પણ ૨ લહી ૩ વદન ૪ જહા ૫ ઘાત.

શ્રીજિન પાસને તીરથે, શ્રમણોપાસક તેહો રે;
પ્રથમ અંગે કહ્યા તેહને, શ્રીજિનપૂજાનો નેહો રે. શાસન૦ ૧૩

શ્રેણિક મહાબલ પ્રમુખના, ઇમ અધિકાર અનેકો રે;
છટ્ઠે અંગે વલી દ્રૌપદી, પૂજે પ્રગટ વિવેકો રે. શાસન૦ ૧૪

નારદ દેખીને નવિ થઇ, ઉભી તેહ સુજાણ રે;
જાણીએ તેણે તે શ્રાવિકા, અક્ષર એહજ પ્રમાણ રે. શાસન ૧૫

આમ્બિલ અન્તર છટ્ઠનું, ઉપસર્ગે તપ કીધૂ રે;
કિમ નવિ કહિએ તે શ્રાવિકા ? ધર્મે કારજ સીધું રે. શાસન૦ ૧૬

રાયકન્યા કહી શ્રાવિકા, ન કહી ઇમ જે ભૂલે રે;
રાજીમતી કહી તેહવી, તિહાં સન્દેહ તે ઝૂલે રે.[1] શાસન૦ ૧૭

હરિ પરિ કર્મ નિયાણનુ, ઇહ ભવે ભોગ ન નાસે રે;
સમકિત લહે પરણ્યાપછી, કહે તે શું ન વિમાસે રે ? શાસન૦ ૧૮

જિણઘર કેણે કરાવિયું ? તિહાં પ્રતિમા ને પઇઠ્ઠા રે;
તેહની પૂજા તે કુણ કરે ? એમ પરખે તે ગરિઠ્ઠા રે. શાસન૦ ૧૯

વર નવિ માગ્યો પૂજતાં, શક્રસ્તવે શિવ માગે રે;
ભકિત સમી સૂરિયાભને, વિરતિ વિશેષથી જાગ રે. શાસન૦ ૨૦

ધર્મ વિનય અરિહન્તનો, ઇમ એ લોગઉવયારો રે;
સંભવે સર્વને જાણિએ, સમકિત શુદ્ધ આચારો રે. શાસન૦ ૨૧

આણન્દનો વિધિ નવિ કહ્યો, રાયપ્રદેશીને પાઠે રે;
સંભવ સર્વ ન માનસ્યે, વીંટાસ્યે તેહ આઠે રે. શાસન૦ ૨૨

૧ તિહાં સંદેહે ઝૂલેરે.

પડિકમણાદિક ક્રમ નહીં, પાઠ સપ્તમ અંગે રે;
પ્રથમઅણુઓગથી[1] પ્રકરણે, સર્વ કહ્યું વિધિ રંગે રે. શાસન૦ ૨૩
કિહાં એક એક દેશજ ગ્રહે, કિહાં એક ગ્રહે તે અશેષો રે;
કિહાં એક ક્રમ ઉત્ક્રમ ગ્રહે,[2] એ શ્રુતશક્તી વિશેષો રે. શાસન૦ ૨૪
શાસનની જે પ્રભાવના, તે સમકિતનો આચારોરે;
શ્રીજિનપૂજાએ જે કરે, તે લહે સુજશ ભંડારો રે. શાસન૦ ૨૫

:o:

## ઢાલ ચોથી.

ઝાંઝરીયા મુનિવર! ધન ધન તુમ અવતાર એ દેશી.

કોઇ કહે જિન પૂજતાંજી જે ષટ્કાય આરંભ;
તે કિમ શ્રાવક આચરેજી ? સમકિતમાં થિરથંભ;
સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ. ટેક ૧
તેહને કહીએ જતના ભક્તિ, કિરિયામાં નહિં દોષ;
પડિકમણે મુનિદાન વિહારે, નહીં તો હોય તસ પોષ. સુખ૦ ૨
સાહમીવચ્છલ પક્ખિયપોસહ, ભગવઈ અંગ પ્રસિદ્ધ;
ઘર નિર્વાહ ચરણ લિએ તેહનાં, જ્ઞાતામાંહિં હરિ કીધ. સુખ૦ ૩
કૂણિક રાય ઉદાયન કીધા, વંદનમહ સુવિવિક;
ન્હાયાકયબલિકમ્મા કહિયા, તુંગીયશ્રાદ્ધ અનેક. સુખ૦ ૪
સમકિતસંવરની તે કિરિયા, તિમ જિનપૂજા ઉદાર;
હિંસા હોય તો અરથદંડમાં, કહે નહી ? તેહ વિચાર. સુખ૦ ૫

૧ પડિક્કમણું ઓઘથી ૨ કહે.

નાગ-ભૂત-જક્ષાદિક હેતે, પૂજા હિંસા રે ઉત્ત;
સૂગડાંગમાં નવિ જિનહેતે, બોલે[1] જે હોએ જુત્ત. સુખ૦ ૬

જિહાં હિંસા તિહાં નહી જિન-આણા, તો કિમ સાધુ વિહાર ?
કમ્મંબન્ધ નહી જયણા ભાવે, એ છે શુભવ્યવહાર. સુખ૦ ૭

પ્રથમ બન્ધ ને પછી નિર્જરા, કૂપતણો રે દિઠ્ઠંત;
કહિ કોઈ જોડે બુધ ભાખે, ભાવ તે શુચિજલ તંત, સુખ૦ ૮

ઉપાદાનવશ બન્ધન કહિયું, તસ હિંસા શિર ઉપચાર;
પુષ્પાદિક[2] આરમ્ભતણો ઇમ, હોય ભાવે પરિહાર× સુખ૦ ૯

જલ તરતાં જલ ઉપર મુનિને, જિમ કરૂણનોરે રંગ;
પુષ્પાદિક ઉપર શ્રાવકને, તિમ પૂજામાંહિ ચંગ. સુખ૦ ૧૦

પાત્રદાનથી શુભવિપાક જિમ, લહે સુબાહુકુમાર;
પહિલે ગુણઠાણે ભદ્રક પણ[3], તિમ જિનપૂજા[4] ઉદાર સુખ૦ ૧૧

ઉપલક્ષણથી જિમ શીલાદિક, તિમ જિનપૂજા લીધ;
મનુજઆયુ બન્ધે તે સુબાહુ, તેણે સમકિત ન પ્રસિદ્ધ. સુખ૦ ૧૨

મેઘજીવ ગજ શશઅનુકમ્પા, દાન સુબાહુ વિચાર;
પહિલે ગુણઠાણે પણ સુન્દર, તિમ જિનપૂજા પ્રકાર. સુખ૦ ૧૩

દાનદેવપૂજાદિક સઘલાં, દ્રવ્યસ્તવ કહ્યાં જેહ;
અસદારમ્ભી તસ અધિકારી, માંડી રહે જે ગેહ. સુખ૦ ૧૪

× "जं जं समयं जीवो, आविस्सइ जेण जेण भावेण ।
सो तमि तमि समए, सुहासुहं बंधए कम्मं ॥ १ ॥

૧ બોલીએ. ૨ પુષ્પાદિક. ૩ ભદ્રકપણે ૪ તેમ પૂજાથી.

સદારમ્ભમાં ગુણ જાણીજે, અસદારમ્ભનિવૃત્તિ;
અરમણિકતા[1] ત્યાગે ભાષી, ઇમજ[2] પ્રદેશી પ્રવૃત્તિ સુખ૦ ૧૫
લિખિત શિલ્પશત ગણિત પ્રકાશ્યાં, ત્રણે[3] પ્રજાહિત હેત;
પ્રથમ રાય શ્રીઋષભજિણિન્દે, તિહાં પણ એ સંકેત. સુખ૦ ૧૬
યતનાએ સૂત્રે કહ્યું મુનિને, આર્યકરમ ઉપદેશ;
પરિણામિક બુદ્ધિ વિસ્તારે, સમજે શ્રાદ્ધ અશેષ. સુખ૦ ૧૭
આર્ય કાર્ય શ્રાવકનાં જે છે, તેહમા હિંસા દિઠ[4];
હેતુ સ્વરૂપ અનુબન્ધ વિચારે, નાશે દેઈ નિજ પિઠ[5]. સુખ૦ ૧૮
હિંસાહેતુ અયતના ભાવે, જીવ વધે તે સ્વરૂપ;
આણાભંગ મિથ્યામતિ ભાવે, તે અનુબન્ધવિરૂપ. સુખ૦ ૧૯
હેતુસ્વરૂપ ન હિંસા સાચી, સેવી તે અનુબન્ધ;
તો જમાલિપ્રમુખે ફલ પામ્યાં, કડુઆ કરી બહુ ધન્ધ. સુખ૦૨૦
સ્વરૂપથી હિંસા ન ટલે છે, સમુદ્રજલે જે સિદ્ધ;
વલી અપવાદપદે જે વરતે, પણ તેણે શિવપદ[6] લીધ. સુખ૦ ૨૧
સાધુવિહાર પરિ અનુબન્ધે, નહી હિંસા જિનભક્તિ;
ઈમ તે માને તેહની વાધે, સુજશ[7] આગમ શક્તિ. સુખ૦ ૨૨

## ઢાલ પાંચમી

માહરી સહિરે સમાણી એ દેશી.

સાસયપડિમા અડસય માને, સિદ્ધાયતનવિમાનેરે;
ધન ધન જિન વાણી ટેક
પ્રભુ તેં ભાષી અંગ ઉવગે,[8] વરણવશું તિમ રંગેરે ધન૦ ૧

૧ અરમણીયતા. ૨ એહિજ ૩ તિણે ૪ દિઠિ ૫ પિઠિ ૬ શિવ ગતિ ૭ સુખ જસ ૮ છઠ્ઠે અંગે

કંચનમય કરપદતલ[1] સોહે, ભવિજનનાં મન મોહે રે; ધન૦
અંકરતનમય નખ સસનેહા, લોહિતાક્ષમધ્યે રેહા રે. ધન૦ ૨

ગાત્રયષ્ટિ[2] કંચનમય સારી, નાભિ તે કંચન-કયારી રે; ધન૦
રિઠ[3]રતન રોમ રાજિ વિરાજે, ચુચ્ચુક કંચન છાજે રે. ધન૦ ૩

શ્રીવચ્છ તે તપનીય વિશાલા, હોઠ તે લાલ પ્રવાલા રે; ધન૦
દંત ફટિકમય જીહ દયાલુ, વલી તપનીયનું તાલુ રે; ધન૦ ૪

કનક નાશિકા તિહાં સુવિશેષા[4], લોહિતાક્ષની રેખા રે; ધન૦
લોહિતાક્ષરેખિત સુવિશાલા, નયન અંક રતનાલા રે. ધન૦ ૫

અચ્છિપત્તિ ભમુહાવલી કીકી, રિટ્ઠરતનમય નીકી રે; ધન૦
શ્રવણ નિલાડવટી ગુણશાલા, કંચન ઝાકઝમાલા રે. ધન૦ ૬

વજ્રરતનમય અતિહિ સોહાણી[5], શીશઘડી સુખખાણી રે;ધન૦
કેશભૂમિ તપનીયનિવેશા, રિટ્ઠરતનમય કેશા રે. ધન૦ ૭

પૂંઠે છત્ર ધરે પ્રત્યેકે, પ્રતિમા એક વિવેકે રે; ધન૦
દોય પાસે દોય ચામર ઢાલે, લીલાએ જિનને ઉવારે રે. ધન૦ ૮

નાગ ભૂત યક્ષ ને કુંડધારા, આગે દોય ઉદારા રે; ધન૦
તે પડિમા જિનપડિમા આગે, માનું સેવા માગે રે. ધન૦ ૯

ઘંટ કલશ ભૃંગાર[6] આયંસા, થાલ પાઈ સુપઇટ્ઠારે; ધન૦
મણગુલિયા વાયકરગ પ્રચંડા, ચિતા રયણકરંડા રે. ધન૦ ૧૦

હયગય નર કિન્નર કિંપુરિસા, કંઠ ઉરગ વૃષ સરીસા રે; ધન૦
રયણપુંજ વલી ફૂલ ચંગેરી, માલ્ય ને ચૂર્ણ અનેરી રે. ધન૦ ૧૧

૧ કરતલપદ ૨ લષ્ટિ ૩ રિષ્ટ ૪ સવિશેષા ૫ સુહાણી ૬ ભિંગાર.

ગંધ વસ્ત્ર આભરણ ચંગેરી, સરસવ પુંજણી કેરી રે; ધન૦
ઇમ પુષ્પાદિક[1]પડલ વખાણ્યાં, આગે સિંહાસન જાણ્યાં રે. ધન૦ ૧૨

છત્ર ને ચામર આગે સમુગ્ગા, તેલ કુષ્ઠભૃત જુગ્ગા રે; ધન૦
ભરિયા પત્ર[2] ચોયગ સુવિલાસે, તગર એલા શુચિ વાસે રે. ધન૦ ૧૩

વલિ હરતાલ[3]ને મનસિલ અંજન,સવિ સુગંધ મનરંજન રે; ધન૦
ધ્વજા એક શત આઠ એ પૂરાં, સાધન સર્વ સનૂરાં રે. ધન૦ ૧૪

સુર એ પૂજાસાધન સાથે, જિન પૂજે નિજ હાથે રે; ધન૦
સિદ્ધાયતને આપ વિમાને, થૂભાદિક બહુ માને રે. ધન૦ ૧૫

એહ અપૂરવ દરિશણ દીઠું, સુરતરૂ ફલથી મીઠું રે; ધન૦
એ સંસારસમુદ્રે નાવા, તારણતરણસહાવા રે. ધન૦ ૧૬

ઇમ વિસ્મય ભવભવે ગુણરાગે, ઝીલે તેહ અતાગે રે; ધન૦
રાચે માચે ને વલિ નાચે, ધરમધ્યાન મન સાચે રે. ધન૦ ૧૭

થેઇ થેઈ કરતાં દે તે ભમરી, હર્ષે પ્રભુગુણ સમરી રે; ધન૦
ચોગ નિરાલંબન લય આણી, વશ કરતા શિવરાણી રે. ધન૦ ૧૮

ઈમ નંદીશ્વરપ્રમુખ અનેરાં, શાશ્વતચૈત્ય ભલેરાં રે; ધન૦
તિહાં જિન પૂજી તે અનુમાને[4], જનમસફલ નિજ માને રે. ધન૦ ૧૯

કલ્યાણક અઠ્ઠાઈ વરસી, તિથિ ચઉમાસી સરખી રે;[5] ધન૦
તેહનિમિત્તે સુર જિન અરચે, નિત્ય ભક્તિપણ[6] વિરચે રે. ધન૦ ૨૦

ભાવ અકખયભાવે જે મલિયો, તે નવિ જાએ ટલિયો રે; ધન૦
ફરિ ત્રાંબુ નવિ હોય નિષેધે, હુઓ હેમરસ વેધે રે. ધન૦ ૨૧

૧ પુષ્પાદિક ૨ પાત્ર ૩ હરિઆલ ૪ જિનપૂજે તે અનમાને
૫ સરિસીરે ૬ ભક્તિપણે.

એકે જલલવ જલધિ ભલાએ, તો તે અક્ષય થાયે રે; ધન૦
આપભાવ જિનગુણમાંહી આણે, તિમ તે અખયપ્રમાણે રે. ધન૦ ૨૨
અપુણરૂત્ત અડસય વડવૃત્તે, ઇમ સુર ભાવે ચિત્તે રે; ધન૦
ઈમ જિન પૂજી જે ગુણ ગાવે, સુજશ લીલ તે પાવે રે. ધન૦ ૨૩

## ઢાલ છઠ્ઠી.

બોલીડા હંસા રે ! વિષય ન રાચિએ એ દેશી.

સમકીત સૂધું રે તેહને જાણીએ, જે માને તુજ આણ;
સૂત્ર તે વાંચે રે યોગ વહી કરી, કરે પંચાંગી પ્રમાણ. સમકીત૦ ૧
ઉદ્દેશાદિક નહીં ચઉનાણનાં, છે સુઅનાણનાં તેહ;
શ્રીઅનુયોગદુવાર થકી લહી, ધરીએ યોગસું નેહ. સમકીત૦ ૨
ઉદ્દેશાદિક ક્રમ વિણ જે ભણે, આશાતે[1] તેહ નાણ;
નાણાવરણી રે બાંધે તેહથી, ભગવઈ અંગ પ્રમાણ. સમકીત૦ ૩
શ્રી નન્દી-અનુયોગદુવારમાં, ઉત્તરાધ્યયનેરે યોગ;
કાલગ્રહુણનોરે વિધિ સઘલો કહ્યો, ધરિએ તે ઉપયોગ. સમકીત૦ ૪
ઠાણે ત્રીજે રે વલી દશમે કહ્યું, યોગ વહે જેહ સાધ;
આગમેસિભદ્દા તે સંપજે, તરે સંસાર અગાધ. સમકીત૦ ૫
યોગ વહીને રે સાધુ શ્રુત ભણે, શ્રાવક તે ઉપધાન;
તપઉપધાને રે શ્રુતપરિગ્રહ કહ્યા, નન્દીએ તેહ નિદાન. સમકીત૦ ૬
ઇરિયાદિકનાં રે ષટ્ ઉપધાન છે, તેણે આવશ્યક શુદ્ધ;
ગૃહી સામાયિક આદિ શ્રત ભણે, દીક્ષા લેઈ અલુદ્ધ.[2] સમકીત૦ ૭

૧ આશાતના ૨ અશુદ્ધ.

સૂત્ર ભણ્યા કોઇ શ્રાવક નવિ કહ્યા, લદ્ધટ્ઠા કહ્યા તેહ;
પ્રથમ જ્ઞાન ને પછી દયા કહી, તિહાં સંજત ગુણ રેહ. સમકીત૦ ૮

નવમે અધ્યયનેરે બીજા અંગમાં, ઘરમાંહિં દીવ ન દિઠ;
વલિય ચઉદમેરે કહ્યું શિક્ષા લહે, ગ્રન્થ તજે[1] તે ગરિટ્ઠ×. સમકીત૦ ૯

સપ્તમ અંગેરે અપઢિયા સંવરી, દાખ્યા શ્રાદ્ધ અનેક;
નવિ આચારધરાદિક તે કહ્યા, મોટો એહ વિવેક. સમકીત૦ ૧૦

ઉત્તરાધ્યયનેરે કોવિદ જે કહ્યો, શ્રાવક પાલિત ચંપ*;
તે પ્રવચન નિર્ગ્રંથ વચન થકી, અરથ વિવેક અકમ્પ. સમકીત૦ ૧૧

સૂત્રે દીધુંરે સત્ય તે સાધુને, સુરનરને વલી અત્થ;
સંવરદ્વારેરે બીજે ઇમ કહ્યું, અંગ દશમે સમરત્થ. સમકીત૦ ૧૨

વલિય વિગયપડિબદ્ધને વાચના, શ્રીઠાણાંગે નિષિદ્ધ;
નવિય મનોરથ શ્રુત ભણવાતણો, શ્રાવકને સુપ્રસિદ્ધ. સમકીત૦ ૧૩

વાચન દેતાંરે ગૃહિને[2] સાધુને, પાયચ્છિત્ત ચઉમાસ;
કહ્યું નિશીથેરે તો શું એવડી, કરવી હુંશ નિરાશ ? સમકીત૦ ૧૪

૧ ત્યજે ૨ ગુરૂને.

×સરખાવો ગિહે દીવમપાસંતા, પુરિસાદાણિયા નરा ।
તે ધીરા બંધણુમ્મુક્કા, નાવકંખંતિ જીવિયં ॥૧॥
ગંથં વિહાય इह सिक्खमाणो, उट्ठाय सुबंभचेरं वसिज्जा ।
ओवायकारी विणयं तु सिक्खे, जे छेय सेऽविप्पमयं न कुज्जा ॥
શ્રી સૂયગડાંગ સૂત્ર.

*સરખાવો "चंपाए पालिए नामे, सावए आसि वाणिए ।
महावीरस्स भगवओ, सीसो सो उ महप्पणो ॥१॥"
શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર.

તજિય[1] અસજઝાઇ ગુરુવાચના, લેઈ યોગ ગુણવંત;
જે અનુયોગ ત્રિવિધ સાચો લહે, કરે તે કર્મનો અન્ત. સમકીત૦ ૧૫

સૂત્ર અરથ પહિલો બીજો કહ્યો, નિજ્જુત્તીએ રે મીસ;
નિરવશેષ ત્રીજો અંગ પંચમે, ઇમ કહે તું જગદીશ×. સમકીત૦ ૧૬

સૂત્ર નિજ્જુત્તિરે બિહું ભેદે કહે[2], ત્રીજું અનુયોગદ્વાર;
કૂડા કપટીરે જે માને નહી, તેહને[3] કવણ આધાર? સમકીત૦ ૧૭

બદ્ધ તે સૂત્રેરે અર્થ નિકાચિયા, નિજ્જુત્તિએ અપાર;
ઉપધિમાન ગણનાદિક કિહાં લહે? તે વિણ માર્ગ વિચાર. સમકીત૦૧૮

જો નિર્યુક્તિ ગઇ કુમતી કહે; સૂત્ર ગયાં નહી કેમ?
જેહ વાચનાએ આવ્યું તે સવે, માને તો હોએ ખેમ. સમકીત૦ ૧૯

આંધા આગેરે દરપણ દાખવો, બહિરા આગેરે ગીત;
મૂરખ આગેરે કહેવું યુક્તિનું, એ સવિ એકજ રીત. સમકીત૦ ૨૦

મારગ-અરથી પણ જે જીવ[4] છે, ભદ્રક અતીહિ વિનીત.
તેહને એ હિતશિખ સોહામણી[5], વલી જે સુનય અધીત. સમકીત૦૨૧

પ્રવચનસાખેરે એમ એ[6] ભાષિયા, વિગતે અરથવિચાર;
તુજ આગમની રે ગ્રહિય પરમ્પરા, લહિએ જગ જયકાર. સમકીત૦૨૨

ગુણ તુજ સઘલારે પ્રભુ! કોણ[7] ગણી શકે? આણાગુણલવ એક;
ઈમ મેં થુણતાં રે સમકિત દૃઢ કર્યું, રાખી આગમટેક. સમકીત૦૨૩

×સરખાવો સુત્તત્થો ખલુ પઢમો બીઓ નિજ્જુત્તિમીસિઓ હોઇ।
તઇઓ ય નિરવસેસો એસ વિહી હોઇ અણુઓગે ॥૧॥
શ્રી ભગવતી સૂત્ર શતક-૨૫ મું.

૧ ત્યજિય ૨ કહ્યું ૩ તેહનો ૪ લોક ૫ સુહામણી ૬ મેં ૭ કુણ.

આણા તાહરી રે જો મેં શિર ધરી, તો શ્યૂં કુમતિનું જોર?
તિહાં નવિ પસરે[1] રે બલ વિષધરતણું,કિંગારે જિહાં મોર.સમકીત૦ ૨૪
પવિત્ર કરીજે રે જીહા તુજ ગુણે, શિર ધરીએ તુજ આણ;
દિલથી કહિએ[2] રે પ્રભુ ન વિસારીએ, લહીએ **સુજશ**કલ્યાણ.
સમકીત૦ ૨૫

## ઢાલ સાતમી.

### રાગ ધનાશ્રી[3]

વર્ત્તમાનશાસનનો સ્વામી, ચામીકરસમ દેહોજી;
વીરજિનેશ્વર મેં ઈમ થુણિઓ, મન ધરી ધર્મસનેહોજી;
એહ તવન જે ભણુશે ગણુશે, તસ ઘર મંગલમાલાજી;
સમકિતભાણુ હોશે ઘટ[4] તેહને, પરગટ ઝાકઝમાલાજી. ૧
અરથ એહના છે અતિસૂક્ષ્મ, તે ધારો ગુરુ પાસેજી,
ગુરુની સેવા કરતાં લહીએ, અનુભવ નિજ[5] અભ્યાસેજી;
જેહ બહુશ્રુત ગુરુ ગીતારથ, આગમના અનુસારીજી;
તેહને પૂછી સંશય ટાલો, એ હિતશીખ છે સારીજી. ૨
ઈદલપુરમાં[6] રહિય ચોમાસું, ધર્મધ્યાન સુખ પાયાજી,
સંવત **સતરતેત્રીશા વરસે**, **વિજયદશમી** મન ભાયાજી;
શ્રીવિજયપ્રભસૂરિ સવાયા, વિજયરતન યુવરાયાજી,
તસ રાજે ભવિજનહિત કાજે, ઈમ મેં જિનગુણ ગાયાજી. ૩

૧ પેસેરે ૨ કહિંએરે ૩ કલસ ૪ ચિત્ત ૫ નિત ૬ અમદાવાદનું એક પરૂં.

શ્રીકલ્યાણવિજય વરવાચક, તપગચ્છગયણદિણિંદાજી;
તાસ શિષ્ય[૭] શ્રીલાભવિજયબુધ, ભવિજનકૈરવચંદાજી;
તાસ શિષ્ય[૭] શ્રીજીતવિજય બુધ, શ્રીનયવિજય મુણિંદાજી;
વાચક જશવિજયે તસ શિષ્યે[૭], થુણિયા વીરજિણિંદાજી. ૪

દોસી મૂલાસુત સુવિવેકી, દોસી મેઘા હેતેજી;
એહ તવન મેં કીધું સુંદર, શ્રુત અક્ષર સંકેતેજી;
એ જિનગુણ સુરતરુનો પરિમલ, અનુભવ તો તે લહશ્યેજી;
ભમર પરિ જે અરથી હોઇને, ગુરુઆણા શિર વહશ્યેજી. ૫

ઇતિ શ્રી સમસ્ત પંડિત શિરોમણિ
મહોપાધ્યાય શ્રીમદ યશોવિજયજી વિરચિત
કુમતિ–મદગાલન દોઢસો ગાથાનું
શ્રી મહાવીરજિન સ્તુતિ હુંડીનું સ્તવન સંપૂર્ણ.

૧ સીસ.

## શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય વિરચિત
## સિદ્ધાંત-વિચાર રહસ્ય ગર્ભિત
## સાડા ત્રણસો ગાથાનું શ્રી સીમંધર જિન-સ્તવન.

# શ્રી સીમંધર જિન-સ્તવન

### ઢાલ પહેલી

•

એ છીંડી કિહાં રાખી ?–એ દેશી

શ્રીસીમંધરસાહિબ આગે, વીનતડી એક કીજે;
'મારગ શુદ્ધ મયા કરી મુઝને, મોહનમૂરતિ ! દીજે રે.'
　　જિનજી ! વીનતડી અવધારો. એ આંકણી. ૧

ચાલે સૂત્ર વિરુદ્ધાચારે, ભાષે સૂત્ર વિરૂદ્ધ;
એક કહે અમ મારગ રાખું, તે કિમ માનુ શુદ્ધ રે ? જિનજી ! ૨

આલંબન કૂડાં દેખાડી, મુગધ લોકને પાડે;
આણાભંગ તિલક તે કાલું, થાપે આપ નિલાડે રે. જિનજી ! ૩

'વિધિ જોતાં કલિયુગમાં હોવે, તીરથનો ઉચ્છેદ;
જિમ ચાલે તિમ ચલવે જઈયેં', એહ ધરે મતિભેદ રે.' જિનજી ! ૪

ઈમ ભાષી તે મારગ લોપે, સૂત્રક્રિયા સવિ પીસી;
આચરણા-શુદ્ધિ આચરિયે, જોઇ યોગની વીસી રે. જિનજી ! ૫

[1]પંચમ આરે જિમ વિષ મારે, અવિધિ દોષ તિમ લાગે;
ઈમ ઉપદેશપદાદિક દેખી, વિધિરસિયો જન જાગે રે. જિનજી ! ૬

કોઈ કહે 'જિમ બહુ જન ચાલે, તિમ ચલિયે શી ચર્ચા ?
મારગ મહાજનચાલે ભાખ્યો, તેહમાં લહીયે અર્ચા રે. જિનજી ! ૭

એ પણુ બોલ મૃષા મન ધરીયેં, બહુજનમત આદરતાં;
છેહ ન આવે બહુલ અનારય, મિથ્યામતમાં ફિરતાં રે.'જિનજી ! ૮

થોડા આર્ય અનારયજનથી, જૈન આર્યમાં થોડા;
તેહમાં પણુ પરિણુતજન થોડા, શ્રમણુ અલ્પ બહુ મોડા રે.જિનજી!૯

ભદ્રબાહુગુરુવદનવચન એ, આવશ્યકમાં લહિયેં;
આણાશુદ્ધ મહાજન જાણી, તેહને સંગે રહિયે રે. જિનજી ! ૧૦

અજ્ઞાની નવિ હોવે મહાજન, જો પણુ ચલવે ટોલું;
ધર્મદાસગણીવચન વિચારી, મન નવિ કીજે ભોલું રે. જિનજી !૧૧

અજ્ઞાની નિજછંદે ચાલે, તસ નિશ્રાયે વિહારી;
અજ્ઞાની જે ગચ્છને ચલવે, તે તો અનંતસંસારી રે. જિનજી ! ૧૨

ખણ્ડ ખણ્ડ પણ્ડિત જે હોવે, તે નવિ કહીયે નાણી;
નિશ્ચિત સમય લહે તે નાણી, સંમતિની સહિનાણી રે. જિનજી!૧૩

---

૧ સરખાવો:–मारेइ विसं मुत्तं, जहा चउत्थारि तह (उ) दुसमंमि ।
तह अविहिदोसजणिओ धम्मोवि य दुग्गईहेऊ ॥१॥
શ્રી ઉપદેશપદ.

જિમ જિમ બહુશ્રુત બહુજનસંમત, બહુશિષ્યે પરિવરિઓ;
તિમ તિમ જિનશાસનનો વયરી, જો નવિ નિશ્ચયદરીઓ રે.[1]
જિનજી ! ૧૪

કોઈ કહે 'લોચાદિક કષ્ટે, મારગ ભિક્ષાવૃત્તિ;'
તે મિથ્યા નવિ મારગ હોવે, જનમનની અનુવૃત્તિ રે. જિનજી ! ૧૫

જો કષ્ટે મુનિમારગ પાવે, બલદ થાએ તો સારો;
ભાર વહે જે તાવડે ભમતો, ખમતો ગાઢપ્રહારો રે. જિનજી ! ૧૬

લહે પાપઅનુબંધી પાપે, બલહરણી જનભિક્ષા;
પૂરવભવ વ્રતખંડન ફલ એ, પંચવસ્તુની શિક્ષા રે. જિનજી ! ૧૭

કોઇ કહે 'અમે લિંગે તરશું, જૈનલિંગ છે વારુ;'
તે મિથ્યા નવિ ગુણ વિણુ તરિયે, ભુજ વિણુ ન તરે તારૂ રે. જિનજી ! ૧૮

કૂટલિંગ જિમ પ્રગટ વિડંબક, જાણી નમતાં દોષ;
નિદ્ધંધસ જાણીને નમતાં, તિમજ કહ્યો તસ પોષ રે. જિનજી ! ૧૯

શિષ્ય કહે 'જિમ જિનપ્રતિમાને, જિનવર થાપી નમિયે;
સાધુવેષ થાપી અતિસુંદર, તિમ અસાધુને નમિયે રે.' જિનજી ! ૨૦

ભદ્રબાહુગુરુ બોલે 'પ્રતિમા, ગુણવંતી નહિ દુષ્ટ;
લિંગ માંહે બે વાનાં દીસે, તે તું માન અદુષ્ટ રે.'× જિનજી ! ૨૧

---

૧ સરખાવોઃ–જહ જહ વહુસ્સુઓ સંમઓ અ સીસગણસંપરિવુડો ય।
અવિણિચ્છિઓ અ સમએ, તહ તહ સિદ્ધંતપડિણીઓ ॥૧॥
શ્રી ઉપદેશમાલા તથા શ્રી પંચવસ્તુ.

યથા યથા શિષ્યગણૈઃ સમેતો, વહુશ્રુતઃ સ્યાદ્વહુસંમતશ્ચ।
સમાધિમાર્ગપ્રતિકૂલવૃત્તિ,–સ્તથા તથા શાસનશત્રુરેવ ॥૨॥
કર્તામહર્ષિ વિરચિત શ્રી વૈરાગ્ય કલ્પલતા.

×તે તો માને અદુષ્ટરે.

કોઇ કહે 'જિન આગે માગી, મુક્તિ મારગ અમે લેશું;[1]
નિરગુણને પણ સાહિબ તારે, તસ ભક્તે[2] ગહગહિશું રે.' જિનજી ! ૨૨

પામી બોધ ન પાલે મૂરખ, માગે બોધ વિચાલે;
લહિયે તેહ કહો કુણ મૂલે ? બોલ્યું ઉપદેશમાલે રે. જિનજી ! ૨૩

આણા પાલે સાહેબ તૂસે, સકલ આપદા કાપે;
આણાકારી જે જન માગે, તસ જસલીલા આપે રે. જિનજી ! ૨૪

## ઢાલ બીજી

આદર જીવ ક્ષમાગુણ આદર—એ દેશી. અથવા
રાગ આસાઉરી; ઉપશમ આણો એ દેશી.

કોઇ કહે 'અમે ગુરુથી તરસું, જિમ નાવાથી લોહા રે;'
તે મિથ્યા ન લહે સહવાસે, કાચ પાચની સોહા રે. ૧

શ્રીસીમંધરસાહિબ ! સુણજો,[3] ભરતક્ષેત્રની વાતો રે;
લહું દેવ ! કેવલ-રતિ ઇણે યુગે, હું તો તુજ ગુણ રાતો રે. શ્રીસી૦ ૨

કોઈ કહે 'જે ગચ્છથી ન ટલ્યા, તે નિરગુણ પણ સાધો રે;
નાતિમાંહે નિરગુણ પણ ગણીયે[4], જસ નહી નાતિ બાધો રે.' શ્રીસી૦ ૩

ગુણ અવગુણ ઇમ સરિખા કરતો, તે જિનશાસન-વૈરી રે;
નિરગુણ જો[5] નિજછન્દે ચાલે, તો ગચ્છ થાએ સ્વૈરી રે. શ્રીસી૦ ૪

૧ લહિશું ૨ ભગતે ૩ સુણયો ૪ લહીયે ૫ જે.

×નિરગુણનો ગુરૂ પક્ષ કરે જે, તસ ગચ્છ ત્યજવો દાખ્યો રે;
તે જિનવરમારગનો ઘાતક, ગચ્છાચારેં ભાખ્યો રે. શ્રીસી૦ ૫
વિષમકાલમાં નિરગુણગચ્છે, કારણથી જો વસીયે રે;
દ્રવ્યથકી વ્યવહારે ચલિયે, ભાવે નવિ ઉલ્લસિયે રે. શ્રીસી૦ ૬
જિમ કુવૃષ્ટિથી નગરલોકને, ઘહેલા[1] દેખી રાજા રે;
મંત્રી સહિત ઘહેલા[1] હોઈ[2] બેઠા, પણ મનમાંહે તાજા રે. શ્રીસી૦ ૭
ઇમ ઉપદેશપદે એ ભાખ્યું, તિહાં મારગઅનુસારી રે;
જાણીને ભાવે આદરીયે, કલ્પભાષ્ય નિરધારી રે. શ્રીસી૦ ૮
જ્ઞાનાદિકગુણવન્ત પરસ્પર, ઉપગારે આદરવો રે;
પંચવસ્તુમાં ગચ્છ સુગુણને, અવર કહ્યો છે ત્યજવો રે. શ્રીસી૦ ૯
+જે નિરગુણ ગુણરત્નાકરને, આપ સરીખા દાખે રે;
સમકિતસાર રહિત તે જાણો, ધર્મદાસગણી ભાખે રે. શ્રીસી૦૧૦
કોઈ કહે 'જે બકુસકુશીલા, મૂલોત્તરપડિસેવી રે;
ભગવઇઅંગે ભાખ્યા તેથી, અન્ત વાત નવિ લેવી રે.' શ્રીસી૦૧૧

×સરખાવો:

जहिं नत्थि गुणाण पक्खो, गणी कुसीलो कुसीलपक्खधरो ।
सो य अगच्छो गच्छो, संजमकामीहिं मुत्तव्वो ॥१॥

શ્રી ગચ્છાચાર પયન્ના.

+સરખાવો:-गुणहीणो गुणरयणायरेसु जो कुणइ तुल्लमप्पाणं ।
सुतवस्सिणो य हीलइ, सम्मत्त कोमलं तस्स ॥१॥

- શ્રી ઉપદેશમાલા.

૧ ગહિલા ૪ હુઇ.

તે મિથ્યા નિઃકારણ સેવા, ચરણઘાતિની ભાખી રે;
મુનિને તેહને સમ્ભવમાત્રે, સત્તમઠાણું સાખી રે. શ્રીસી૦ ૧૨

પડિસેવાવચને તે જાણો, અતિચારબહુલાઈ રે;
ભાવબહુલતાયેં તે ટાલે, પંચવસ્તુ મુનિ ધ્યાઈ રે. શ્રીસી૦ ૧૩

સહસા દોષ લગે તે છૂટે, સંયતને તતકાલે રે;
પચ્છિત્તેં આકુટ્ટિયેં કીધું, પ્રથમઅંગની ભાલે રે. શ્રીસી૦ ૧૪

પાયછિત્તાદિક[1] ભાવ ન રાખે, દોષ કરી નિઃશૂકો રે;
નિદ્ધંધસ સેઢીથી હેઠો, તે મારગથી ચૂકો રે. શ્રીસી૦ ૧૫

કોઈ કહે 'જે પાતિક કીધાં, પડિકમતાં છૂટીજે રે;'
તે મિથ્યા ફલ પડિકમણાનું, અપુણકરણથી લીજે રે. શ્રીસી૦ ૧૬

મિચ્છાદુક્કડ દેઇ પાતિક, તે ભાવે જે સેવે રે;
આવશ્યક સાખે તે પરગટ, માયામોસને સેવે રે. શ્રીસી૦ ૧૭

મૂલપદે પડિકમણું ભાખ્યું, પાપતણું અણકરવું રે;
શક્તિ ભાવતણે અભ્યાસે, તે જસ અર્થે વરવું રે. શ્રીસી૦ ૧૮

## ઢાળ ત્રીજી

તુંગીયાગિરિ શિખર સોહે–એ દેશી.

દેવ ! તુઝ સિદ્ધાંત મીઠો, એક મને ધરિયે;
દુષ્ટ આલંબન નિહાલી, કહો કિમ તરિયે ? દેવ ! ૧

દુષ્ટ આલંબન ધરે જે, ભગ્ન–પરિણામી;
તેહ આવશ્યકે ભાખ્યા, ત્યજે મુનિ નામી. દેવ ! ૨

૧ પચ્છિત્તાદિક.

નિયતવાસ વિહાર ચેઇય, ભક્તિનો ધંધો;
મૂઢ[1] અજ્જાલાભ થાપે, વિગય પડિબંધો. દેવ ! ૩

કહે ઉગ્રવિહારભાગા, **સંગમઆયરિઓ;**
નિયતવાસ ભજે બહુશ્રુત, મુણિઓ ગુણદરિઓ. દેવ ! ૪

ન જાણે તે ખીણજંઘા,–બલ થિવિર તે હો;
ગોચરીના ભાગ કલ્પી, બહુ રહ્યો જે હો. દેવ ! ૫

ચૈત્યપૂજા મુક્તિમારગ, સાધુને કરવી;
જિણે કીધી વયર મુનિવર, ચત્યવાસ ઠવી. દેવ ! ૬

તીર્થઉન્નતિ અન્યશાસન, મલિનતા ટાણે;
પૂર્વ અવચિત પુષ્પ મહિમા, તેહ નવિ જાણે. દેવ ! ૭

ચૈત્યપૂજા કરત સંયત, દેવભોઇ કહ્યો;
શુભમને[2] પણ માર્ગનાસી, **મહાનિશીથે** લહ્યો. દેવ ! ૮

પુષ્ટકારણ વિના મુનિ નવિ, દ્રવ્ય અધિકારી;
ચૈત્યપૂજાયે ન પામે, ફલ અનધિકારી. દેવ ! ૯

આર્ય[3] અન્નિપુત્ત અજ્જા, લાભથી લાગા;
કહે નિજલાભે અતૃપ્ત, ગોચરી ભાગા. દેવ ! ૧૦

ન જાણે ગતશિષ્ય **અવમે**[4], થિવિર બલહીણો;
સુગુણપરિચિતસંયતીકૃત, પિંડવિધિ લીણો. દેવ ! ૧૧

વિગય લેવી નિત્ય સૂજે, લષ્ટ પુષ્ટ ભણે[5];
અન્યથા કિમ દોષ એહનો, ઉદાયન ન ગણે ? દેવ ! ૧૨

૧ મૂલ ૨ શુભમતિ ૩ માર્ગ ૪ અવસે ૫ પભણે, ઇમ ભણે.

ઉદાયનરાજર્ષિતનુ નવિ, શીત લુક્ષ સહે;
તેહ વ્રજમાં વિગય સેવે, શું તે ન લહે? દેવ! ૧૩

લોક આલમ્બન ભરીઓ, જન અસંયતને;
તેહ જગમાં કાંઈ દેખે[1], ધરે તેહ મને. દેવ! ૧૪

શિથિલ આલમ્બન ગહે[2] મુનિ મંદ સંવેગી;
સંયતાલંબન સુજસ ગુણ, તીવ્રસંવેગી. દેવ! ૧૫

## ઢાળ ચોથી

( પ્રભુપાસનું મુખડું જોવા, ભવભવનાં પાતીક ખોવાં–એ દેશી. )

સુણજો સીમન્ધર સ્વામી! વલી એક કહું સિરનામી;
મારગકરતાને પ્રેરે, દુર્જન જે દૂષણ હેરે. ૧

કહે 'નિજ સાખે વ્રત પાલો, પણ ધર્મદેશના ટાલો;
જનમેલ્યાનું શું કામ?, બહુ બોલ્યું નિંદાઠામ.' ૨

ઇમ કહેતાં મારગ ગોપે, ખોટું દૂષણ આરોપે;
જે નિર્ભય મારગ બોલે, તે કહ્યો દ્વીપને તોલે. ૩

અજ્ઞાની ગારવ રસિયા, જે જન છે કુમતે ગ્રસિયા;
તેહનો કુણ ટાલણહાર?, વિણ ધર્મદેશના સાર. ૪

ગીતારથ જયણાવંત, ભવભીરૂ જેહ મહંત;
તસ વયણે લોકે તરિયે, જિમ પ્રવહણથી ભરદરીયે. ૫

૧ જેહ જગમાં કોઈ દેખે ૨ ગ્રહે.

બીજા[1] તો બોલી બોલે[2], શું કીજે નિર્ગુણટોલે?
ભાષા કુશીલનો લેખો, જન મહાનિશીથે દેખો. ૬

જનમેલનની નહી ઈહા, મુનિ ભાષે મારગ નીરીહા;
જો બહુજન સુણવા આવે, તો લાભ ધરમનો પાવે. ૭

તેહને જો મારગ ન ભાખે, તો અંતરાય ફલ ચાખે;
મુનિ શક્તિ છતી નવિ ગોપે, વારે તેહને શ્રુત કોપે. ૮

નવિ નિંદા મારગ કહેતાં, સમપરિણામે ગહગહતાં;
મુનિ અદ્દચરિત મનરંગે, જોઈ લીજે બીજે અંગે. ૯

કોઈ ભાષે 'નવિ સમજાવો, શ્રાવકને ગૂઢા ભાવો;'
તે જૂઠ કહ્યા લદ્ધટ્ઠા, શ્રાવક સૂત્રે ગહિયટ્ઠા. ૧૦

કહે કોઇ 'નવી સિ જોડી?, શ્રુતમાં નહીં કાંઈ ખોડી;'
તે મિથ્યા ઉદ્ધત ભાવા, શ્રુતજલધિપ્રવેશે નાવા. ૧૧

પૂરવસૂરિયે કીધી[3], તેણે જો નવિ કરવી સિદ્ધિ;
તો સર્વે[4] કીધી ધર્મ, નવિ કરવો જોયો[5] મર્મ ૧૨

પૂરવબુધને બહુમાને, નિજ શક્તિ મારગજ્ઞાને[6];
ગુરૂકુલવાસીને જોડી, યુગતિ એહમાં નહીં ખોડી. ૧૩

ઇમ શ્રુતનો નહીં ઉચ્છેદ, એ તો એકદેશનો ભેદ;
એ અર્થ સુણી ઉલ્લાસે, ભવી વરતે શ્રુતઅભ્યાસેં. ૧૪

ઇહાં દૂષણ એક કહાય, જે ખલને પીડા થાય;
તો પણ એ નવિ છોડીજે, જો સજ્જનને સુખ દીજે. ૧૫

૧ બીજો ૨ બોળે ૩ જોડિ કીધી ૪ સપૂરવે ૫ જોજો
૬ મારગને જ્ઞાને.

તે પુણ્યે હોસે તોષ, તેહને પણ ઈમ નહિ દોષ;
ઉજમતાં હિયડે હીસી, જોઈ લીજે પહેલી વીસી. ૧૬

કહે કોઈક જૂદી રીતે, મુનિ ભિક્ષા ભાંજે ભીતે;
તે જૂઠું શુભમતિ ઈહિ, મુનિ અંતરાયથી બીહે. ૧૭

જે જન છે અતિપરિણામી, વલી જેહ નહિ પરિણામી;
તેહને નિત્યે સમજાવે, ગુરુ કલ્પવચન મન ભાવે. ૧૮

અલવયણ ગણે કુણ સૂરા, જે કાઢે પયમાં પૂરા;
તુજ સેવામાં જો રહીયે, તો પ્રભુ જશલીલા લહીયે. ૧૯

## ઢાળ પાંચમી

રાગ રામગ્રી–મંત્રી કહે એક રાજસભામાં એ દેશી.

વિષમકાલને જોરે કેઇ, ઉઠયા જડ મલધારીરે;
ગુરુ ગચ્છ છાંડી મારગ લોપી, કહે અમે ઉગ્રવિહારી રે. ૧

શ્રી જિન ! તું આલંબન જગને, તુજ વિણ કવણ આધારો રે;
ભગતલોકને કુમતિજલધિથી, બાંહિ ગ્રહીને તારો રે. ૨
શ્રીજિન ! તું આલંબન જગને એ આંકણી.

ગીતારથ વિણ ભૂલા ભમતા, કષ્ટ કરે અભિમાને રે;
પ્રાયે ગંઠી લગે નવિ આવ્યા, તે ખૂતા અજ્ઞાને રે. શ્રીજિન ! ૩

તેહ ' કહે ગુરુ ગચ્છગીતારથ, પ્રતિબન્ધે શુ કીજે રે ?
દર્શન-જ્ઞાન ચરિત આદરિયે, આપે આપ તરીજે રે. ' શ્રીજિન ! ૪

નવિ જાણે તે પ્રથમ અંગમાં, આદિ ગુરુકુલવાસો રે;
કહ્યો ન તે વિણુ ચરણ વિચારો, પંચાશકનય ખાસો રે. શ્રીજિન ! ૫

નિત્યે ગુરુકુલ વાસે વસવું, ઉત્તરાધ્યયને ભાખ્યું રે;
તેહને અપમાને વલી તેહમાં,પાપશ્રમણપણું દાખ્યું રે. શ્રીજિન ! ૬

દસવૈકાલિક ગુરુશુશ્રૂષા, તસ નિંદા ફલ દાખ્યાં રે;
આવંતિમાં દ્રહસમ સદ્ગુરુ, મુનિકુલ મચ્છસમ ભાખ્યા રે.શ્રીજિન! ૭

ગુરુદષ્ટી અનુસારે રહેતાં, લહે પ્રવાદ પ્રવાદે રે;
એ પણ અર્થ તિહાં મન ધરિયે, બહુગુણ સુગુરુ પ્રસાદે રે. શ્રીજિન! ૮

વિનય વધે ગુરૂ પાસે વસતાં, જે જિનશાસન મૂલો રે;
દર્શન નિર્મલ ઉચિતપ્રવૃત્તિ, શુભરાગે અનુકૂલો રે. શ્રીજિન ! ૯

વૈયાવચ્ચે પતિક ત્રૂટે, ખંતાદિક ગુણ શક્તિ રે;
હિતઉપદેશે સુવિહિતસંગે, બ્રહ્મચર્યની ગુપ્તિ રે. શ્રીજિન ! ૧૦

મન વાધે મૃદુબુદ્ધી કેરા, મારગ ભેદ ન હોવે રે;
બહુ ગુણ જાણે એ અધિકારે, ધર્મરયણ જે જોવે રે. શ્રીજિન ! ૧૧

×નાણતણો સંભાગી હોવે, થિરમન દર્શનચરિતે રે;
ન ત્યજે ગુરૂ કહે એ બુધ ભાખ્યું, આવશ્યકનિર્યુક્તિરે. શ્રીજિન! ૧૨

ભોતપ્રતેં જિમ બાણે હણતા[1], પગ અણફરસી સબરા રે;
ગુરૂ છાંડી આહારતણો ખપ, કરતા તિમ મુનિ નવરારે. શ્રીજિન! ૧૩

×સરખાવો–" નાણસ્સ હોઇ માગી, થિરયરઓ દંસણે ચરિત્ત ય,
ધન્ના આવકહાए, ગુરુકુલવાસં ન મુંચંતિ ॥ ૧ ॥ "
શ્રી આવસ્યક નિર્યુક્તિ.

૧ બાણુ હણુંતા

ગુરૂકુલવાસે જ્ઞાનાદિક ગુણ, વાચંયમને વાધે રે;
તો આહારતણો પણ દૂષણ, ખપ કરતાં નવિ બાધે રે.[૧] શ્રીજિન!૧૪

ધર્મરતન ઉપદેશપદાદિક, જાણી ગુરૂ આદરવો રે;
ગચ્છ કહ્યો તેહનો પરિવારો, તે પણ નિત અનુસરવોરે. શ્રીજિન!૧૫

સારણવારણ પ્રમુખ લહીને, મુક્તિ[૨]મારગ આરાધે રે;
શુભવીરય[૩] તિહાં સુવિહિતકિરિયા, દેખાદેખે વાધે રે. શ્રીજિન! ૧૬

+જલધિ તણો સંક્ષોભ અસહતા; જેમ નીકલતા મીનોરે;
ગચ્છસારણાદિક અણસહતા[૪] તિમ મુનિ દુખિયા દીનોરે.શ્રી૦ ! ૧૭

કાક નમદાતટ જિમ મૂકી, મૃગતૃષ્ણાજલ જાતા રે;
દુઃખ પામ્યા તિમ ગચ્છ તજિને, આપમતી મુનિ થાતારે. શ્રી૦!૧૮

પાલિ વિના જિમ પાણી ન રહે, જીવ વિના જિમ કાયા રે;
ગીતારથ વિણુ તિમ મુનિ ન રહે, જૂઠ કષ્ટની માયારે. શ્રીજિન! ૧૯

અંધ પ્રતે જિમ નિર્મલ લોચન, મારગમાં લેઇ જાય રે;
તિમ ગીતારથ મૂરખમુનિને, દૃઢ આલંબન થાય રે. શ્રીજિન ! ૨૦

સમભાષી ગીતારથનાણી, આગમમાંહે લહિયે રે;
આતમઅરથી શુભમતિ સજ્જન, કહો તે વિણુ કિમ રહિયેરે?શ્રી૦૨૧

લોચન આલંબન જિનશાસન, ગીતારથ છે મેઢી રે;
તે વિણુ મુનિ ચઢતી સંયમની, આરોહે કિમ સેઢી રે? શ્રીજિન! ૨૨

૧ વાધેરે ૨ મુનિ ૩ વિરતિ ૪ અસહંતા

+ સરખાવો–" जह जलनिहिकल्लोलक्खोभमसहंता य वाहिरं पत्ता,
मीणा अमुणिय मुणिणो, सारणपमुहाइ असहन्ता ॥१॥ "
શ્રીમતી ઓઘનિર્યુક્તિ

ગીતારથને મારગ પૂછી, છાંડીજે ઉન્માદો રે;
ચાલે કિરિયા તે તુજ ભક્તિ,[1] પામે જગ જશવાદો રે. શ્રીજિન! ૨૩

:o:

## ઢાલ છઠ્ઠી

સાભલ રે તું સજની મોરી, રાસુડાની અથવા હિતશિક્ષાછત્રીશીની દેશી

પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા, દસવૈકાલિક સાખી રે;
જ્ઞાનવંત તે કારણ ભજિયે, તુજ આણા મન રાખી રે.
સાહિબ! સુણજોરે[2] ૧

દ્રવ્ય ક્ષેત્ર ને કાલ ન જાણે, ભાવ પુરૂષ પઢિસેવ રે;
નવિ ઉત્સર્ગ લહે અપવાદહ, અગીતારથ નિતમેવ રે. સાહિબ! ૨

સચિત અચિત મિશ્ર નવિ જાણે, કલ્પ અકલ્પ વિચાર રે
યોગ્ય ન જાણે નિજ નિજ ઠામે, દ્રવ્ય યથાસ્થિત સાર રે. સાહિબ! ૩

ખેત્ર ન જાણે તેહ યથાસ્થિત, જનપદ અધ્વવિશેષ રે;
સુભિક્ષ દુર્ભિક્ષ કલ્પ નવિ જાણે, કાલવિચાર અશેષ રે. સાહિબ! ૪

ભાવ હિટ્ઠ[3] ગિલાણ ન જાણે, ગાઢ અગાઢહ કલ્પ રે;
અમતો અખમતો[4] જન ન લહે, વસ્તુ અવસ્તુ અનલ્પ રે. સાહિબ! ૫

જે આકુટ્ટી પ્રમાદેં દર્પેં, પડિસેવા વલિ કલ્પ રે;
નવિ જાણે તે તાસ યથાસ્થિત, પાયચ્છિત્ત વિકલ્પ રે. સાહિબ! ૬

નયણ રહિત જિમ અનિપુણ દેશે, પંથ નટ્ઠ જિમ સત્થ રે;
જાણે હું ઠામે પહુંચાવું, પણ નહિં તેહ સમત્થ રે. સાહિબ! ૭

૧ ભગતેં ૨ સુણુયોરે ૩ હૃઠ ૪ અણખમતો

અગીતારથ તિમ જાણે ગરવે, હું ચલવું સવિ ગચ્છ રે;
પણ તસપાસે ગુણગણઆસે, હોઈ ગલાગલમચ્છ રે. સાહિબ! ૮

પચ્છિત્તે અતિમાત્ર દિએ જે, અપચ્છિત્તે પચ્છિત્ત રે;
આસાયણ તસ સૂત્રે બોલી, આસાયણ મિચ્છત્ત રે. સાહિબ! ૯

તપસી અબહુશ્રુત વિચરંતો, કરી દોષની[1] શ્રેણિ રે;
નવિ જાણે તે કારણ તેહને, કિમ વાધે ગુણશ્રેણિરે? સાહિબ! ૧૦

માર્ગમાત્ર જાણે જિમ પંથી, અલહી તાસ વિસેસ રે;
લિંગાચારમાત્ર તે[2] જાણે, પામે મૂઢ કિલેશ રે. સાહિબ! ૧૧

ભેદ લહ્યા વિણ નાનાપરિણતિ, મુનિ મનની ગતબોધ રે;
ખિણરાતા ખિણતાતા થાતા, અંતે ઉપાઈ વિરોધ રે સાહિબ! ૧૨

પત્થરસમ પામર આદરતાં, મણિસમ બુધ જન છોડિ રે;
ભેદ લહ્યા વિણ આગમથિતિનો, તે પામે બહુ ખોડિરે. સાહિબ! ૧૩

જ્ઞાનભગતિ ભાંજિ અણુલહતાં, જ્ઞાનતણો ઉપચાર રે;
આશાસારે મારગ લોપે, ચરણકરણનો સાર રે. સાહિબ! ૧૪

ઉત્કર્ષી તેહને દે શિક્ષા, ઉદાસીન જે સાર રે;
પરૂષવચન તેહને તે બોલે, અંગ કહે આચાર રે. સાહિબ! ૧૫

અમસરિખા હો તો તુમ જાણો, નહીં તો સ્યા તુમ બોલરે?
એમ ભાખી જાત્યાદિક દૂષણ, કાઢે તેહ નિટોલરે. સાહિબ! ૧૬

પાસત્થાદિક દૂષણ કાઢી, હીલે જ્ઞાની તેહ રે;
યથાછન્દતા વિણ ગુરૂઆણા, નવિ જાણે નિજરેહ રે. સાહિબ! ૧૭

૧ દોષ નવી ૨ તિમ

જ્ઞાનીથી તિમ અલગા રહેતા, હંસથકી જિમ કાક રે;
ભેદ વિનયના બાવન ભાખ્યા, ન લહે તસ પરિપાકરે. સાહિબ ! ૧૮

સર્વઉદ્યમે પણ તસ બહુ ફલ, પડે કષ્ટ અન્નાણ રે;
સૂત્ર અભિન્નતણે અનુસારે, ઉપદેશમાલા વાણુ રે. સાહિબ ! ૧૯

તે તો ઋજુભાવે એકાકી, ચાલે તેહને જુત્ત રે;
વાચ્ય કુવાસન જે અકુવાસન, દેશારાધક ઉત્તરે. સાહિબ ! ૨૦

અજ્ઞાની ગુરૂતણે નિયોગે, અથવા શુભપરિણામ રે;
કુરમપયડી સાખે સુદૃષ્ટિ, કહિયે એહનો ઠામ રે. સાહિબ ! ૨૧

જે તો હઠથી ગુરૂને છાંડી[2] ભમ્રચરણુપરિણામ રે;
સર્વઉદ્યમે પણ તસ નિશ્ચય[3], કાંઈ ન આવે ઠામ રે. સાહિબ ! ૨૨

આણારૂચિ વિણ ચરણ નિષેધેં, પંચાશકેં હરિભદ્ર ;
વ્યવહારે તો[4] થોડું લેખે, જેહ સહ્કારે[5] સદ્ રે. સાહિબ ! ૨૩

શિષ્ય કહે 'જો ગુરૂ અજ્ઞાની, ભજતાં ગુણુનિધિ જાણીરે;
જો સુવાસના[6] તો કિમ ત્યજતાં, તેને[7] અવગુણ જાણીરે ? સાહિબ !૨૪

ગુરૂ બોલે 'શુભ વાસન કહિયેં, પન્નવણિજ્જસ્વભાવ રે;
તે આયત્તપણે છે આદેં,[8] જસ મન[9] ભદ્રક ભાવરે. સાહિબ ! ૨૫

સૂધું માની સૂધું થાતા, ચઉભંગી આચાર રે;
ગુરૂ[10] કહણે તેહમાં ફલ જાણી, કહીયે સુજશ અપાર રે. સા૦ ૨૬

૧ એ ૨ છાંડે ૩ નિશ્ચે ૪ તે ૫ સહકારે ૬ સુણી વાસના ૭ તેહને ૮ આદે ૯ મતિ ૧૦ ગુણ.

## ઢાલ સાતમી

રાજગીતાની[1] અથવા સુરતિ મહિનાની દેશી

કોઈ કહે 'ગુરૂ ગચ્છ ગીતારથ સારથ શુદ્ધ,
માનું પણ નવિ દીસે જોતાં કોઈ વિશુદ્ધ[2];
નિપુણ સહાય વિના કહ્યો સૂત્રે એક વિહાર,
તેહથી એકાકી રહેતાં નહી દોષ લગાર.' ૧

અણદેખંતા આપમાં તે સવિ ગુણનો યોગ,
કિમ જાણે પરમાં વ્રત ગુણનો મૂલ વિયોગ?
છેદ દોષ તાંઇ નવિ કહ્યા પ્રવચને મુનિ દુઃશીલ;
દોષલવે, પણ થિરપરિણામી[3] બકુશકુશીલ. ૨

જ્ઞાનાદિક ગુણ ગુરૂઆદિક માંહે જોય,
સર્વપ્રકારે નિર્ગુણ નવિ આદરવો હોય;
તે છાંડે ગીતારથ જે જાણે વિધિ સર્વ,
ગ્લાનૌષધદૃષ્ટાંતે મૂઢ ધરે મન ગર્વ. ૩

તે કારણ ગીતારથને છે એક[4] વિહાર,
અગીતારથને સર્વપ્રકારે તે નહિ સાર;
પાપ વરજતો કામ અસજતો[5] ભાખ્યો જેહ,
ઉત્તરાધ્યયને ગીતારથ એકાકી તેહ. ૪

પાપ તણું પરિવર્જન ને વલિ કામ અસંગ,
અજ્ઞાનીને નવિ હુએ તે નવિ જાણે ભંગ;

૧ ભમરગીતાની ૨ વિબુધ ૩ પરિણામે ૪ એકલ ૫ અસંયત

અજ્ઞાની શું કરશે શું લહશે શુભ[1] પાપ,
દશવૈકાલિક વચણે પંચાશક આલાપ. ૫

એક વિહારે દેખો આચારે સંવાદ
બહુ ક્રોધાદિક દૂષણ વલી અજ્ઞાન પ્રમાદ;
વલિય વિશેષે વાર્યો છે અવ્યકત વિહાર,
પંખીપોત દૃષ્ટાંતે જાણો પ્રવચનસાર. ૬

એકાકીને સ્ત્રીરિપુશ્વાન તણો ઉપઘાત,
ભિક્ષાની નવી શુદ્ધિ મહાવ્રતનો પણ ઘાત;
એકાકી સચ્છંદપણે નવિ પામે ધર્મ,
નવિ પામે[2] પૃચ્છાદિક વિણ તે પ્રવચન-મર્મ. ૭

સુમતિ[3] ગુપતિ પણ ન ધરે એકાકી નિઃશંક,
ભાવ પરાવર્તે ધરે આલંબન સપંક;
જૂદા જૂદા થાતા થવિરકલ્પનો ભેદ,
ડોલાએ મન લોકનાં થાએ ધર્મ-ઉચ્છેદ. ૮

ટોલે પણ જો ભોલે અંધપ્રવાહ નિપાત,
આણા વિણ નવિ સંઘ છે અસ્થિતણો સંઘાત;
તો ગીતારથ ઉદ્ધરે જિમ હરિ જલથી વેદ,
અગીતારથ નવિ જાણે તે સવિ વિધિનો ભેદ. ૯

કારણથી એકાકીપણું પણ ભાખ્યું તાસ,
વિષમકાલમાં તો પણ રૂડો ભેલો વાસ;

૧ પુણ્ય ૨ જાણે ૩ સમિતિ

પંચકલ્પભાષ્યે ભણ્યું આતમરક્ષણ[1] એમ,
શાલિ[2] એરંડતણે ઇમ ભાંગે[3] લહિયે ખેમ. ૧૦

એકાકી પાસત્થો સચ્છંદો ગતયોગ,
ઠાણવાસી ઉસન્નો બહુદૂષણ સંયોગ,
ગચ્છવાસી અણુઓગી ગુરૂ-સેવી વલિ હોય,
અનિયતવાસી આઉત્તો બહુગુણ ઈમ જોય. ૧૧

દોષહાનિ ગુણવૃદ્ધિ જયણા ભાષે સુરિ,
તે શુભપરિવારેં હુઈ વિઘન ટલે સવિ દૂરિ;
દેવ ફલે જો આંગણે તુઝ કરૂણા સુરવેલિ,
શુભપરિવારે લહિયે તો સુખ **જસ** રંગરેલિ. ૧૨

## ઢાલ આઠમી.

પ્રભુ! ચિત ધરીને અવધારો મુઝ વાત અથવા ઝાંઝરીઆ મુનિવર!
ધનધન-એ દેશી.

કોઇ કહે સિદ્ધાન્તમાંજી, ધર્મ અહિંસારે સાર,
આદરિયે તે એકલીજી, ત્યજિયેં બહુ ઉપચાર;
મનમોહન જિનજી! તુજ વયણે મુજ રંગ. મન૦ ૧

નવિ જાણે તે સર્વ ત્યજીને, એક અહિંસા રંગ,
કેવલ લૌકિક નીતી[4] હોવે, લોકોત્તરપંથ ભંગ. મન૦ ૨

૧ આતમરક્ષા ૨ શાલ ૩ ભાગે ૪ નીતે

વનમાં વસતો[1] બાલતપસ્વી, ગુરુ નિશ્રા વિણુ સાધ;
એક અહિંસાયે તે રાચે,[2] ન લહે મર્મ અગાધ.     મન૦ ૩
જીવાદિક જિમ બાલતપસ્વી, અણુજાણુંતો મૂઢ;
ગુરુલઘુભાવ તથા અણુલહેતો, ગુરુવર્જિત મુનિ ગૂઢ     મન૦ ૪
ભવમોચક પરિણામ સરીખો, તેહનો શુભ ઉદ્દેશ;[3]
આણારહિતપણે જાણીજે, જોહ પદ ઉપદેશ.     મન૦ ૫
એક વચન ઝાલીને છાંડે, બીજા લૌકિકનીતિ;
સકલ વચન નિજ ઠામે જોડે, એ લોકોત્તર નીતિ     મન૦ ૬
જિનશાસન છે એકક્રિયામાં, અન્યક્રિયા સમ્બન્ધ;
જિમ ભાષીજે ત્રિવિધ અહિંસા, હેતુ–સ્વરૂપ–અનુબન્ધ. મન૦ ૭
હેતુઅહિંસા જયણારૂપે, જન્તુઅઘાત સ્વરૂપ;
ફલરૂપે જે તેહ પરિણામે,[4] તે અનુબન્ધસ્વરૂપ     મન૦ ૮
હેતુ સ્વરૂપઅહિંસા આપે, શુભફલ વિણુ અનુબન્ધ;
દૃઢઅજ્ઞાન થકી તે આપે, હિંસાનો અનુબન્ધ.     મન૦ ૯
નિહ્નવ પ્રમુખ તણી જિમ કિરિયા, જેહ[5] અહિંસારૂપ;
સુરદુરગતિ દેઇ તે પાડે, દુત્તર ભવજલકૂપ.     મન૦ ૧૦
દુર્બલ નગ્ન માસ ઉપવાસી, જો છે માયારંગ;
તો[6] પણ ગરભ અનન્તા લેશે,[7] બોલે બીજું અંગ. મન૦ ૧૧
નિન્દિત આચારે જિનશાસન, જેહને હીલે લોક;
માયા પહિલી તસ અજ્ઞાને, સર્વ અહિંસા ફોક. મન૦ ૧૨

૧ વસતાં ૨ રાચી ૩ ઉપદેશ ૪ પરિણમે. ૫ તેહ ૬ તે ૭ લહશે

સરખાવોઃ– માસે, માસે ય જો બાલો, કુસગ્ગેણ તુ ભુંજए ।
ન સો સુઅક્ખાય ધમ્મસ્સ કલં અગ્ઘइ સોલસિં ॥
શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર.

સ્વરૂપથી નિરવદ્ય તથા જે, છે કિરિયા સાવદ્ય;
જ્ઞાનશકિતથી તેહ અહિંસા, હિએ અનુબન્ધે સદ્ય. મન૦ ૧૩

જિનપૂજા અપવાદપદાદિક, શીલવ્રતાદિક જેમ;
પુણ્ય અનુત્તર મુનિને આપી, દિએ[1] શિવપદ બહુખેમ. મન૦ ૧૪
એહ ભેદ વિણ એક અહિંસા, નવિ હોવે થિર થંભ;
યાવત્ યોગક્રિયા છે તાવત્, બોલ્યો છે આરંભ. મન૦ ૧૫

લાગે પણ લગવે નહિ હિંસા, મુનિ એ માયા વાણી;
શુભ કિરિયા લાગી જે આવે, તેમાં તો નહિ હાણી, મન૦ ૧૬
હિંસા માત્ર વિના જો મુનિને, હોય અહિંસકભાવ;
સૂક્ષ્મએકેંદ્રિયનેં હોવે, તો તે શુદ્ધ સ્વભાવ. મન૦ ૧૭

ભાવેં જેહ અહિંસા માને, તે સવિ જોડે ઠામ;
ઉત્સર્ગે અપવાદે વાણી, જિનની જાણે જામ. મન૦ ૧૮
કોઇ કહે ઉત્સર્ગે આણા, છાંદો[2] છે અપવાદ;
તે મિથ્યા અણુપામે[3] અર્થે, સાધારણ વિધિવાદ. મન૦ ૧૯

મુખ્યપણે જિમ ભાવે આણા, તિમ તસ કારણ તેહ;
કાર્ય ઇચ્છતો કારણ ઇચ્છે, એ છે શુભમતિ રેહ. મન૦ ૨૦

કલ્પે વચન કહ્યું અપવાદે, તે આણાનું રે મૂલ;
મિશ્રપક્ષ તો મુનિને ન ઘટે, તેહ નહી અનુકૂલ. મન૦ ૨૧

અપુનર્બંધકથી માંડીને, જાવ ચરમ ગુણઠાણ;
ભાવઅપેક્ષાયે જિન આણા, મારગ ભાખેં જાણ. મન૦ ૨૨

---

૧ દે ૨ છંદો ૩ અણુપામ્યે

એક અહિંસામાં જે આણુા, ભાખે પૂરવ સૂરિ;
તે એકાંત મતિ નવિ ગ્રહિયે, તિહાં નયવિધિ છે ભૂરિ. મન૦ ૨૩

આતમભાવહિંસનથી હિંસા, સઘલા એ પાપસ્થાન;
તેહથકી વિપરીત અહિંસા, તાસ વિરહનું ધ્યાન. મન૦ ૨૪

તસ ઉપાય જે જે આગમમાં, બહુવિધ છે વ્યવહાર;
તે નિઃશેષ અહિંસા કહિયે, કારણ ફલ ઉપચાર. મન૦ ૨૫

જીવ અજીવ વિષય છે હિંસા, નૈગમનય મત જુત્ત;[1]
સંગ્રહવ્યવહારે ષટ્કાયે, પ્રતિજીવે ઋજુસુત્ત. મન૦ ૨૬

આતમરુપ શબ્દનય તીને, માને એમ અહિંસ;
ઓઘવૃત્તિ જોઇને લહિયે, સુખ જશ લીલ પ્રશંસ. મન૦ ૨૭

## ઢાલ નવમી.

•

હમીરાની, ચૈત્રી પૂનમ અનુક્રમે અથવા દેશ મનોહર માલવો—એ દેશી.

કોઇક સૂત્રજ આદરે, અર્થ ન માને સાર; જિનજી !
આપમતે અવલું કરે, ભૂલ્યા તેહ ગમાર;
જિનજી! તુઝ વયણે મન રાખીયે. જિનજી ! ૧

પ્રતિમા લોપે પાપીઆ, યોગ અને ઉપધાન; જિનજી !
ગુરુનો વાસ ન શિર ધરે, માયાવી અજ્ઞાન. જિનજી ! ૨

૧ યુત.

આચરણા તેહની નવી,[1] કેતી કહિયે દેવ ? જિનજી !
નિત્ય ત્રૂટે છે સાંધતાં, ગુરુ વિણુ તેહની ટેવ. જિનજી ! ૩

વૃત્તિપ્રમુખ જોઇ કરી ભાખે આગમ આપ; જિનજી !
તેહજ મૂઢા ઓલવે, જિમ કુપુત્ર નિજ બાપ. જિનજી ! ૪

વૃત્યાદિક અણુમાનતા, સૂત્ર વિરાધે દીન; જિનજી !
સૂત્ર-અરથ-તદુભયથકી, પ્રત્યનીક કહ્યા તીન. જિનજી ! ૫

અક્ષર અર્થજ એકલો, જો આદરતાં ખેમ; જિનજી !
ભગવઇઅંગે ભાખિયો, ત્રિવિધ અર્થ તો કેમ ? જિનજી ! ૬

સૂત્ર અરથ પહેલો બીજો, નિજજુત્તીય મીસ; જિનજી !
નિરવશેષ ત્રીજો વલી, ઇમ ભાખે જગદીશ. જિનજી ! ૭

છાયા નરચાલે ચલે, રહે થિતી તસ જેમ; જિનજી !
સૂત્ર અરથચાલે ચલે, રહે થિતી તસ તેમ. જિનજી ! ૮

અર્થ કહે વિધિ ધારણા, ઉભય સૂત્ર જિમ ઠાણુ; જિનજી !
તિમ પ્રમાણુ સામાન્યથી, નવિ પ્રમાણુ અપ્રમાણુ. જિનજી ! ૯

અંધ પંગુ જિમ બે મલે,[1] ચાલે[2] ઇચ્છિત ઠાણુ; જિનજી !
સૂત્ર અરથ તિમ જાણીયેં, કલ્પભાષ્યની વાણુ. જિનજી ! ૧૦

વિધિ-ઉદ્યમ-ભય-વર્ણના, ઉત્સર્ગહ-અપવાદ; જિનજી !
તદુભય અર્થે જાણીયે, સૂત્ર ભેદ અવિવાદ. જિનજી ! ૧૧

એહ ભેદ જાણ્યા વિના, કંખામોહ લહંત; જિનજી !
ભંગન્તરપ્રમુખે કરી, ભાખ્યું ભગવઇતન્ત, જિનજી ! ૧૨

૧ તેહવી નથી. ૨ મિલી ૩ ચલે.

પરિવાસિત વારી કરી, લેપન અશનઅશેષ; જિનજી !
કારણથી અતિ[1] આદરયાં, પંચકલ્પ ઉપદેશ. જિનજી ! ૧૩

વર્ષાગમન નિવારિઓ[2] કારણે ભાખ્યું તેહ. જિનજી !
ઠાણાંગે શ્રમણી તણું, અવલમ્બાદિક જેહ. જિનજી ! ૧૪

આધાકર્માદિક નહી, બન્ધ તણો એકન્ત; જિનજી !
સૂયગડે[3] તે કિમ ઘટે, વિણુ વૃત્યાદિક તન્ત? જિનજી ! ૧૫

વિહરમાન ગણધર પિતા, જિનજનકાદિક જેહ; જિનજી !
કેમ વલી આવશ્યક તણો, સૂત્ર માત્ર નહી તેહ. જિનજી ! ૧૬

અથ વિના કિમ પામિયે, ભાવ સકલ અનિબદ્ધ ? જિનજી !
ગુરુમુખ વાણી ધારતાં, હોવે સર્વ સુબદ્ધ. જિનજી ! ૧૭

પુસ્તક અર્થ પરમ્પરા, સઘલો જેહને હાથ; જિનજી !
તે સુવિહિત અણુમાનતાં, કિમ રહસે નિજ આથ ? જિનજી ! ૧૮

સદ્‌ગુરુ પાસે શીખતાં, અર્થ માંહિ ન વિરોધ; જિનજી !
હેતુવાદ આગમ પ્રતે, જાણે જેહ સુબોધ. જિનજી ! ૧૯

અર્થે મતભેદાદિકે, જેહ વિરોધ ગણુન્ત; જિનજી !
તે સૂત્રે પણ દેખશે, જો જોશે એકન્ત. જિનજી ! ૨૦

સંહરતાં જાણે નહી, વીર કહે ઈમ કલ્પ; જિનજી !
સંહરતાં પણ નાણુનો, પ્રથમ અંગ છે જલ્પ. જિનજી ! ૨૧

ઋષભકૂટ અડજોયણો, જંબૂપન્નત્તિ સાર; જિનજી !
બાર વલી પાઠાન્તરે, મૂલ કહે વિસ્તાર. જિનજી ! ૨૨

૧ તે ૨ નિવારિયું. ૩ સુયગડાંગે.

સત્તાવન સય મલ્લિને, મનનાણી સંમવાય; જિનજી !
આઠ સયાં જ્ઞાતા કહે, એ તો અવર ઉપાય. જિનજી ! ૨૩

ઉત્તરાધ્યયને સ્થિતિ કહી, અન્તરમુહૂર્ત[1] જઘન્ય; જિનજી !
વેદનીયની બાર તે, પન્નવણામાં અન્ય. જિનજી ! ૨૪

અનુયોગદ્વારે કહ્યા, જઘન નિક્ષેપા ચાર; જિનજી !
જીવાદિક તો નવિ ઘટે, દ્રવ્યભેદઆધાર. જિનજી ! ૨૫

ઇમ બહુવચન નયન્તરેં, કોઇ[2] વાચનાભેદ; જિનજી !
ઇમ અર્થે પણ જાણીયે, નવિ ધરીયે મન ખેદ. જિનજી ! ૨૬

અર્થકારથી આજના, અધિકા શુભમતિ કુણુ[3]? જિનજી !
તોલે અમિયતણે નહી, આવે કહિયે લુણુ ? જિનજી ! ૨૭

રાજાસરીખું સૂત્ર છે, મંત્રીસરિખો અર્થ; જિનજી !
એહમાં એકે હીલીઓ, દિયે સંસાર અનર્થ. જિનજી ! ૨૮

જે સમતોલે આચરે, સૂત્રઅર્થસું પ્રીતિ; જિનજી !
તે તુઝ કરુણાયે વરે, સુખજશ નિર્મલનીતિ. જિનજી ! ૨૯

## ઢાલ દશમી.

આપ છંદે છબિલા છલાવરે અથવા જીવ-જીવન પ્રભુ કિહા ગયારે-એ દેશી.

જ્ઞાન વિના જે જીવનેરે કિરિયામાં છે દોષરે;
કર્મબન્ધ છે તેહથીરે, નહી શમસુખ સન્તોષરે. ૧

૧ અંતમુહુત્ત ૨ કેઇ ૩ કુણ.

પ્રભુ! તુઝ વાણી મીઠડીરે, મુઝ મન સહેજ સુહાયરે;
અમીયસમી મન ધારતારે, પાપતાપ સવિ જાયરે.
પ્રભુ! તુઝ વાણી મીઠડીરે-એ આંકણી. ૨

લોકપતિ કિરિયા કરેરે, મનમેલે અન્નાણરે;
ભવ-ઈચ્છાના જોરથીરે, વિણ શિવસુખ વિન્નાણરે. પ્રભુ! ૩

કામકુમ્ભસમ ધર્મનુંરે, મૂલ કરી[1] ઈમ તુચ્છરે;
જનરંજન કેવલ લહેરે, ન લહે શિવતરૂગુચ્છરે. પ્રભુ! ૪

કરૂણા ન કરે હીનનીરે, વિણ પણિહાણ સનેહરે;
દ્વેષ ધરન્તા તેહશું રે, હેઠા આવે તેહરે. પ્રભુ! ૫

એક કાજમાં નવિ ધરેરે, વિણ પ્રવૃત્તિ થિર ભાવરે;
જીહાં તિહાં મોહોડું[2] ઘાલતાંરે, ધારે ઢોરસ્વભાવરે. પ્રભુ! ૬

વિના વિઘનજય સાધુનેરે, નવિ અવિછિન્ન પ્રયાણરે;
કિરિયાથી શિવપુરી હોયેરે[3] કિમ જાણે અન્નાણરે? પ્રભુ! ૭

શીતતાપમુખ[4] વિઘન છેરે, બાહિર અન્તર વ્યાધિરે;
મિથ્યાદર્શન એહનીરે, માત્રા મૃદુમધ્યાધિરે. પ્રભુ! ૮

આસનઅશનજયાદિકેરે, ગુરૂયોગે જય તાસરે;
વિઘનજોર એ નવિ ટલેરે, વિગર જ્ઞાનઅભ્યાસરે. પ્રભુ! ૯

વિનય અધિકગુણ સાધુનોરે, મધ્યમનો ઉપગારરે;
સિદ્ધિ વિના હોવે નહિરે, કૃપા હીનની સારરે. પ્રભુ! ૧૦

૧ કરે ૨ મુહું ૩ હોવેરે ૪ પ્રમુખ

વિણુ વિનિયોગ ન સમ્ભવેરે, પરને ધર્મ યોગરે,
તેહ વિના જનમાન્તરેરે, નહિ સંતતિસંયોગરે. પ્રભુ! ૧૧

કિરિયામાં ખેદે કરીરે, દઢતા મનની નાંહિરે;
મુખ્યહેતુ તે ધર્મનો[1], જિમ પાણી કૃષિ માંહિરે. પ્રભુ! ૧૨

એઠા પણુ જે ઉપજેરે, કિરિયામાં ઉદ્વેગરે;
યોગ-દ્વેષથી તે ક્રિયારે, રાજવેઠ સમ વેગરે. પ્રભુ! ૧૩

ભ્રમથી જેહ ન સાંભરેરે, કાંઈ અકૃત-કૃત-કાજરે;
તેહથી શુભક્રિયાથકીરે, અર્થવિરોધી[2] અકાજરે. પ્રભુ! ૧૪

શાન્તવાહિતા વિણુ હુએરે, જે યોગે ઉત્થાનરે;
ત્યાગયોગ છે તેહથીરે, અણુછંડાતુ ધ્યાનરે[3]. પ્રભુ! ૧૫

વિચે વિચે બીજા કાજમાંરે, જાએ મન તે ખેપરે;
ઊખણુતાં જિમ શાલિનુ રે, ફલ નહી તિહાં નિર્લેપરે. પ્રભુ! ૧૬

એકજ ઠામે રંગથીરે, કિરિયામાં આસંગરે;
તેહજ ગુણુઠાણે થિતિરે, તેહથી ફલ નહી ચંગરે. પ્રભુ! ૧૭

માંડી કિરિયા અવગણીરે, બીજે ઠામે હર્ષરે;
ઈષ્ટઅર્થમાં જાણિયેરે, અંગારાનો વર્ષરે. પ્રભુ! ૧૮

રોગ હોએ સમજણુ વિનારે, પીડા ભંગસ્વરૂપરે;
શુદ્ધક્રિયાઉચ્છેદથીરે, તેહ વન્ધ્યફલરૂપરે. પ્રભુ! ૧૯

માનહાનિથી દુઃખ દીએરે, અંગ વિના જિમ ભોગરે;
શાન્તોદાત્તપણા વિનારે, તિમ કિરિયાનો યોગરે. પ્રભુ! ૨૦

૧ ધર્મમાંરે ૨ અર્થવિરોધ ૩ અણુછંદાનું ધ્યાનરે

શાન્ત તે કષાય અભાવથીરે, જે ઉદાત્ત ગમ્ભીરરે;
કિરિયાદોષ લહી ત્યજેરે[1] તે સુખ જશભર ધીરરે. પ્રભુ! ૨૧

## ઢાલ અગીયારમી

દૂહા અથવા સુરતી મહીનાની દેશી.

એકવીસ ગુણ પરિણમેં, જાસ ચિત્ત નિતમેવ;
ધરમરતનની યોગ્યતા, તાસ કહે તૂં[2] દેવ! ૧

૧ ખુદ્દ નહિં ૨ વલી રુપનિધિ, ૩ સોમ્મ ૪ જનપ્રિયજ ધન્ય;
૫ ક્રૂર નહીં ૬ ભીરુ વલી, ૭ અસઠ ૮ સાર દક્ખિન્ન. ૨

૯ લજ્જાલુઓ ૧૦ દયાલુઓ, ૧૧ સોમદિટ્ઠિ મજ્ઝત્થ;
૧૨ ગુણરાગી ૧૩ સતકથ ૧૪ સુપકખ, ૧૫ દીરઘદરશી અત્થ. ૩

૧૬ વિશેષજ્ઞ ૧૭ વૃદ્ધાનુગત, ૧૮ વિનયવંત ૧૯ કૃતજાણ;
૨૦ પરહિતકારી ૨૧ લબ્ધલક્ખ, ગુણ એકવીસ પ્રમાણ. ૪

ખુદ્દ નહી તે જેહ મને, અતિગંભીર ઉદાર;
ન કરે જન ઉતાવલો, નિજપરનો ઉપગાર. ૫

શુભસંઘયણી રૂપનિધિ, પૂરણઅંગઉપંગ;
તે સમરથ સહજે ધરે[3], ધર્મપ્રભાવન ચંગ. ૬

પાપકર્મેં વરતે નહીં, પ્રકૃતિસોમ્ય જગમિત્ત;
સેવનીક હોવે સુખે, પરને પ્રશમનિમિત્ત. ૭

૧ લજી લહેરે ૨ તુમ ૩ કરે

જનવિરૂદ્ધ સેવે નહી, જનપ્રિય ધર્મે સૂર;
મલિનભાવ મનથી ત્યજી, કરી શકે અક્રૂર. ૮

ઈહપરલોક અપાયથી, બીહે ભીરૂ[1] જેહ;
અપયશથી વલી ધર્મનો, અધિકારી છે તેહ. ૯

અશઠ ન વંચે પર પ્રતેં, લહે કીર્તિ વિશ્વાસ;
ભાવસાર ઉદ્યમ કરે, ધર્મઠામ[4] તે ખાસ. ૧૦

નિજકાર્ય છાંડી કરી, કરે અન્યઉપકાર;
સુદક્ખિન્ન જન સર્વને, ઉપાદેય વ્યવહાર. ૧૧

અંગીકૃત ન ત્યજે ત્યજે, લજ્જાલુઓ અકાજ;
ધરે દયાલુ ધર્મની,[5] દયા મૂલની લાજ. ૧૨

ધર્મમર્મ અવિતથ લહે, સોમદિટ્ઠિ મજઝત્થ;
ગુણસંયોગ કરે સદા, વરજે દોષ અણુત્થ. ૧૩

ગુણરાગી ગુણ સંગ્રહે, દૂસે ન ગુણ અનંત;
ઉવેખે નિર્ગુણ સદા,[6] બહુમાને ગુણવંત. ૧૪

અશુભકથા કલુષિત મતિ, નાસે રતન વિવેક;
ધર્મોથી સત્કથ હુએ, ધર્મનિદાન વિવેક. ૧૫

ધર્મશીલ અનુકૂલ યશ, સદાચાર પરિવાર;
ધર્મસુપક્ખ વિઘન રહિત, કરી શકે તે સાર. ૧૬

માંડે સવિ પરિણામહિત, દીરઘદરશી કામ;
લહે દોષ ગુણ વસ્તુના, વિશેષજ્ઞ ગુણધામ. ૧૭

૧ તુમ ૨ કરે ૩ ભીરૂક ૪ ધર્મઠાણુ ૫ ધર્મને ૬ તથા

વૃદ્ધાનુગત સુસંગતે, હોવે પરિણતબુદ્ધિ;
વિનયવંત નિયમા કરે, જ્ઞાનાદિકની શુદ્ધિ.[1] ૧૮

ગુણ જોડે ગુરૂ આદરે, તત્ત્વબુદ્ધિ કૃતજાણ;
પરહિતકારી પર પ્રતે, થાપે માર્ગ સુજાણ. ૧૯

શીખે લખે સુખે સકલ, લબ્ધલક્ષ શુભકાજ;
ઇમ એકવીસ ગુણે વર્યો, લહે ધર્મનું રાજ. ૨૦

પૂરણગુણ ઉત્તમ કહ્યો, મધ્યમ પાદે હીન;
અર્દ્ધહીન જઘન્ય જન, અપર દરિદ્રી દીન. ૨૧

અરજે વરજી પાપને, એહ ધર્મ સામાન્ય;
પ્રભુ તુઝ ભક્તિ[2] જશ લહે, તેહ હોએ[3] જનમાન્ય. ૨૨

## ઢાલ બારમી

ચોપાઈની દેશી.

એકવીસ ગુણ જેણે લહ્યા, જે નિજમર્યાદામાં રહ્યા;
તેહ ભાવશ્રાવકતા[4] લહે, તસ લક્ષણ એ તૂં પ્રભુ! કહે. ૧

કૃતવ્રતકર્મા શીલાધાર, ગુણવન્તો ને ઋજુવ્યવહાર;
ગુરૂસેવી ને પ્રવચનદક્ષ, શ્રાવક ભાવે એ પ્રત્યક્ષ. ૨

શ્રવણ જાણણા ગ્રહણ ઉદાર, પડિસેવા એ ચાર પ્રકાર;
પ્રથમ ભેદના મન ધારીયે, અર્થ તાસ ઇમ અવતારીયે. ૩

૧ વૃદ્ધિ ૨ લગતે ૩ તે હોવે ૪ ભાવ શ્રાવકના

બહુમાણે નિસુણે ગીયત્થ, પાસે ભંગાદિક બહુ અત્થ;
જાણુ[1] ગુરૂ પાસે વ્રત ગ્રહે, પાલે ઉપસર્ગાદિક સહે. ૪

સેવે આયતણા ઉદ્દેશ, પરગૃહ તજે અણુબ્ભડ વેસ;
વચનવિકાર ત્યજે શિશુલીલ, મધુર ભણે એ ષટ્‌વિધ શીલ. ૫

આયતને સેવે ગુણપોષ, પરગૃહગમને વાધે દોષ;
ઉદ્‌ભટવેષ ન શોભા લાગ, વચનવિકારે જાગે રાગ. ૬

મોહતણો શિશુલીલા લિંગ, અનર્થદંડ અછે એ ચંગ;
કઠિનવચનનું જલ્પન જેહ, ધર્મિને નહિ સમ્મત તેહ. ૭

ઉદ્યમ કરે સદા સજઝાય, કરણ વિનયમાં સર્વ ઉપાય;
અનભિનિવેશી રૂચિ જિનઆણુ, ધરે પંચગુણ એહ પ્રમાણ. ૮

સજઝાયે ધારે વૈરાગ, તપ નિયમાદિક કરણે રાગ;
વિનય પ્રયુંજે ગુણનિધિતણો, જિમ મન વાધે આદર[2] ઘણો. ૯

અનભિનિવેશી અવિતથ ગણે, ગીતારથ ભાષિત જે સુણે.
સદ્દહણાયે સુણવા ચાહ, સમકિતનો મોટો ઉચ્છાહ. ૧૦

અવિતથકથન અવંચકક્રિયા, પાતિક[3]પ્રકટન મત્રીપ્રિયા;
બોધબીજ[4] સદ્‌ભાવેં સાર, ચાર ભેદ એ ઋજુવવહાર. ૧૧

ગુરૂસેવી[5] ચઉવિહ સેવણા, કારણ સમ્પાદન ભાવના;
સેવે અવસરે ગુરૂને તેહ, ધ્યાનયોગનો ન કરે છેહ. ૧૨

તિહાં પ્રવર્તાવે પર પ્રતેં, ગુરૂ ગુણ ભાષે નિજ પર છતેં;
સમ્પાદે[6] ઔષધસુખ[7] વલી, ગુરૂભાવેં ચાલે અવિચલી. ૧૩

૧ જાણે ૨ આદરવાધે ૩ પાતક ૪ બોધિ ૫ ગુરૂસેવા ૬ સમ્પદાએ ૭ પ્રમુખ.

સૂત્ર અર્થ ઉસ્સગ્ગવવાય, ભાવેં વ્યવહારેં સોપાય;
નિપુણપણું પામ્યો છે જેહ, પ્રવચનદક્ષ કહીજે તેહ. ૧૪

ઉચિત સૂત્ર ગુરૂ પાસેં ભણે, અર્થ સુતીર્થે તેહનો સુણે;
વિષયવિભાગ લહે અવિવાદ, વલી ઉત્સર્ગ તથા અપવાદ. ૧૫

પક્ષભાવ વિધિમાંહે ધરે, દેશકાલમુખ જિમ અનુસરે;
જાણે ગીતારથ[1] વ્યવહાર, તિમ સવિ પ્રવચનકુશલ ઉદાર. ૧૬

કિરિયાગત એ ષટ્વિધ લિંગ, ભાષે તું જિનરાજ અભંગ;
એ વિધિ શ્રાવક જે આચરે, સુખજશલીલા તે આદરે. ૧૭

## ઢાલ તેરમી

છઠ્ઠી ભાવના મન ધરો એ દેશી.

ભાવશ્રાવકનાં ભાવિયેં[2] હવે સત્તર ભાવગત તે હો રે;
નેહારે, પ્રભુ તુઝ વચને અવિચલ હોજો[3] એ. ૧

ઇત્થી ચંચલ ચિત્તથી, જે વાટ નરકની મોટીરે;
ખોટીરે, છાંડે એ ગુણ ધુરિ ગણો એ. ૨

×ઇંદ્રિયચપલતુરંગને, જે રૂંધે જ્ઞાનની રાશેરેં;
પાસેંરે, તે બીજો ગુણ શ્રાવક ધરે એ. ૩

૧ ગીતારથનો ૨ ભાષીએ ૩ હુયોરે

× સરખાવો. इंदियचवलतुरंगो, दुग्गइमग्गाणुधाविरे निच्चं,
भाविय भवस्सरूवो, रुभइ सन्नाणरस्सीहिं ॥ १ ॥
શ્રી ઇંદ્રિયપરાજયશતક:

ક્લેશતણું કારણ ઘણું, જે અર્થ અસારજ જાણેરે;
આણેરે, તે ત્રીજો ગુણ સંનિધિ એ. ૪

ભવ વિડંબનામય અછે, વલી દુઃખરૂપી દુઃખ હેતોરે;
ચેતોરે, ઈમ ચોથો ગુણ અંગીકરે એ. ૫

ખીણસુખ વિષય વિષોપમા, ઈમ જાણી નવી બહુ ઈહેરે;
બીહેરે, તેહથી પંચમગુણ વર્યો એ. ૬

તીવ્રારંભ ત્યજે સદા, ગુણ છટ્ઠાનો સંભાગીરે;
રાગીરે, નિરારંભજનનો ઘણું એ. ૭

માને સત્તમગુણ વર્યો, જન પાસસદૃશ ગૃહવાસોરે;
અભ્યાસોરે, મોહ જીતવાનો કરે એ. ૮

અટ્ઠમ દંસણ ગુણ ભર્યો, બહુભાંતે કરે ગુરૂભકિતરે;
શક્તિરે, નિજ સદ્દહણાની ફોરવે એ. ૯

લોકસન્ના સવિ પરિહરે, જાણે ગાડરિયો[1] પરવાહોરે;
લાહોરે, ઈમ નવમાગુણનો સંપજે એ. ૧૦

આગમને આગલ કરે, તે વિણ કુણ મારગ સાખીરે;
ભાખીરે, ઈમ કિરિયા દશમા ગુણ થકી એ. ૧૧

આપ અબાધાયેં કરે, દાનાદિક ચાર શકિતરે[2];
વ્યકિતરે[3] ઇમ આવે ગુણ ઈગ્યારમો એ. ૧૨

ચિંતામણિ સરિખો લહી, નવિ મુગ્ધ હસ્યો પણ લાજેરે;
ગાજેરે, નિજ[4] ધર્મે એ ગુણ બારમો એ. ૧૩

૧ ગડુરિઓ ૨ શકતેરે ૩ વ્યકતેરે ૪ જિન

ધનભવનાદિકભાવમાં, જે નવિ રાગી નવિ દ્વેષીરે;
સમપેષીરે, તે વિલસે ગુણ તેરમો એ. ૧૪

રાગદ્વેષમધ્યસ્થનો, સમગુણ ચઉદમે ન બાધેરે;
સાધેરે, તે હઠ છાંડી મારગ ભલો એ. ૧૫

ક્ષણભંગુરતા ભાવતો, ગુણ પન્નરમે સેવંતોરે;
સંતોરે, ન ધનાદિ સંગતિ કરે એ. ૧૬

ભાવવિરોત[1] સેવે મને, ભોગાદિક પર અનુરોધેરે;
બોધેરે, ઇમ ઉલ્લસે ગુણ સોલમે[2] એ. ૧૭

આજ કાલ એ છાંડિસુ, ઇમ વેશ્યા પરેં નિસનેહોરે;
ગેહોરે, પર માને ગુણ સત્તરમેં એ. ૧૮

એ ગુણવૃંદે જે ભર્યો, તે શ્રાવક કહિયે ભાવેરે;
પાવેરે, સુજશપૂર તુઝ ભક્તિથી એ. ૧૯

## ઢાળ ચઉદમી

તે ભાવસાધુપણું લહે, જે ભાવશ્રાવક સાર;
તેહનાં લક્ષણ સાત છે, સવિ જાણે હો તું ગુણભંડાર;
સાહિબજી ! સાચિ તાહરી વાણી. ૧

કિરિયા મારગ અનુસારિણી ૧, શ્રદ્ધા પ્રવર અવિવાદ ૨;
ઋજુભાવે પન્નવણિજ્જતા ૩, કિરિયામાં હો નિત્યેં અપ્રમાદ ૪. સા૦ ૨

૧ ભવવિરતિ ૨ સોલમોએ.

૪નિજ શકિત-સારૂ કાજનો, આરંભ ૫ ગુણઅનુરાગ ૬
આરાધના ગુરૂઆણની ૭, જેહથી લહિયે હો ભવજલતાગ. સા૦ ૩

માર્ગ તે સમયની થિતિ તથા, સંવિજ્ઞબુધની નીતિ;
એ દોઇ અનુસારે ક્રિયા, જે પાલે હો તે ન લહે ભીતિ. સા૦ ૪

સૂત્રે ભણ્યું પણ અન્યથા, જૂદૂંજ બહુગુણ જાણ;
સંવિજ્ઞવિબુધે આચર્યું, કાંઇ દીસે હો કાલાદિપ્રમાણ. સા૦ ૫

કલ્પનું ધરવું ઝોલિકા, ભાજને દવરકદાન;
તિથિ પજૂસણની પાલટી, ભોજનવિધિ હો ઇત્યાદિ પ્રમાણ. સા૦ ૬

વ્યવહાર પાંચે ભાખિયા, અનુક્રમે જેહ પ્રધાન;
આજ તો તેહમાં જીત છે, તે ત્યજિયે હો કિમ વિગર નિદાન? સા૦ ૭

શ્રાવક મમત્વ અશુદ્ધ વલી, ઉપકરણ વસતિ આહાર;
સુખશીલ જન જે આચરે, નવિ ધરિયે હો તે ચિત્ત લગાર. સા૦ ૮

વિધિસેવના-અવિતૃપ્તિ-શુભ, દેશના-ખલિતવિશુદ્ધિ;
શ્રદ્ધા ધર્મ ઇચ્છા ઘણી, ચઉભેદે હો ઇમ જાણે સુબુદ્ધિ. સા૦ ૯

દઢરાગ છે શુભભોજયમાં, જિમ સેવતાંયે વિરૂદ્ધ;
આપદામાંહિ રસ જાણને, તિમ મુનિને હો ચરણે તે શુદ્ધ. સા૦૧૦

જિમ તૃપ્તિ જગ પામે નહી, ધનહીન લેતો રત્ન;
તપ-વિનય-વેયાવચ્ચ પ્રમુખ તિમ, કરતો હો મુનિવર બહુયત્ન. ૧૧

ગુરુની અનુજ્ઞા લેઇને, જાણતો પાત્ર કુપાત્ર;
તિમ દેશના શુદ્ધી[1] દિએ, જિમ દીપે હો નિજ સંયમગાત્ર. સા૦૧૨

૧ સૂધી.

જે કદાચિત લાગે વ્રતે, અતિચારપંકકલંક;
આલોયણે તે શોધતાં, મુનિ ધરે હો શ્રદ્ધા નિઃશંક. સા૦ ૧૩

શ્રદ્ધા થકી જે સર્વ[1] લહે, ગંભીર આગમ ભાવ;
ગુરુવચને પન્નવણિજ્જ તે, આરાધક હો હોવે સરલસ્વભાવ. સા૦ ૧૪

ષટ્કાય ઘાત પ્રમત્તને, પડિલેહણાદિક યોગ;
જાણી પમાદી નવિ હુએ, કિરિયામાં હો મુનિ શુભસંયોગ સા૦ ૧૫

જિમ ગુરુ[2] આર્યમહાગિરિ, તિમ ઉજમે બલવંત;
બલ અવિષય નવિ ઉજમેં, શિવભૂતિ હો જિમ ગુરુ હીલંત. સા૦ ૧૬

ગુણવંતની સંગતિ કરે, ચિત્ત ધરત ગુણ-અનુરાગ;
ગુણલેશ પણ પરનો થુણે, નિજ દેખે હો અવગુણ વડભાગ. સા૦ ૧૭

ગુરુચરણસેવા રત્ત હોઈ, આરાધતો ગુરુઆણ;
આચાર સર્વના[3] મૂલ ગુરૂ, તે જાણે હો તે ચતુર સુજાણ. સા૦ ૧૮

એ સાત ગુણ લક્ષણ વર્યો, જે ભાવસાધુ ઉદાર,
તે વરે સુખજશસમ્પદા, તુજચરણે હો જસ ભક્તિ અપાર. સા૦ ૧૯

## ઢાલ પન્નરમી.

આજ મારે એકાદશી રે નણદલ ! મૌન કરી મુખ રહિયે-એ દેશી.

ધન[4] તે મુનિવરા રે, જે ચાલે સમભાવેં,
ભવસાયર લીલાએ ઉતરે, સંયમકિરિયાનાવેં. ધન૦ ૧

ભોગપંક ત્યજી ઉપર બેઠા, પંકજ પરેં જે ન્યારા;
સિંહપરેં[5] નિજવિક્રમ-શૂરા, ત્રિભુવનજન આધારા. ધન૦ ૨

૧ સવિ ૨ સુગુરૂ ૩ સવિનું. ૧ ધન્ય ૨ સીહ

જ્ઞાનવન્ત જ્ઞાનીશું મિળતાં, તનમનવચને સાચા;
દ્રવ્ય ભાવ સૂધા જે ભાખે, સાચી જિનની વાચા. ધન૦ ૩

મૂલ ઉત્તર ગુણ સંગ્રહ કરતા, તજતા[૧] ભિક્ષાદોષો;
પગ પગ વ્રતદૂષણ પરિહરતા, કરતાં સંયમપોષો. ધન૦ ૪

મોહ પ્રતેં હણતાં નિત્ય આગમ, ભણતાં સદ્‌ગુરૂ પાસે;
દૂષમકાલેં પણ ગુણવન્તા, વરતે શુભઅભ્યાસેં. ધન૦ ૫

છઠ્ઠું ગુણઠાણું ભવઅડવી, ઉલ્લંઘણ જેણે લહિઉં;
તસ સોભાગ સકલ સુખ એકે, કિમ કરિ જાએ કહિઉં ? ધન૦ ૬

ગુણઠાણાની પરિણતિ જેહની, ન છિપે ભવજંજાલે;
રહે શેલડી ઢાંકી રાખી, કેતો કાલ પરાલેં ? ધન૦ ૭

તેહવા ગુણ ધરવા અણધીરા, જો[૨] પણ સૂધું ભાખી;
જિનશાસન શોભાવે તે પણ, સુધા સંવેગપાખી. ધન૦ ૮

સદ્દહણા અનુમોદન કારણ, ગુણથી સંયમકિરિયા;
વ્યવહારેં રહિયા તે ફરસે, જે નિશ્ચયનયદરિયા. ધન૦ ૯

દુઃકરકારથકી પણ અધિકા, જ્ઞાનગુણે ઇમ તેહો;[૩]
ધર્મદાસગણિવચને લહિયે, જેહને પ્રવચનનેહો. ધન૦ ૧૦

સુવિહિત ગચ્છ કિરિયાનો ધોરી, શ્રીહરિભદ્ર કહાય;
એહ ભાવ ધરતો તે કારણ, મુઝ મન તેહ સુહાય. ધન૦ ૧૧

સંયમઠાણ વિચારી જોતાં, જો ન લહે નિજસાખેં;
તો જૂઠું બોલીને દુરમતિ, શું સાધે ગુણ પાખે ધન ૧૨

૧ સજતા ૨ જે ૩ એહો

નવિ માયા ધર્મેં નવિ કહેવું,[1] પરજનની અનુવૃત્તિ;
ધર્મવચન આગમમાં કહિયે, કપટ રહિત મનવૃત્તિ. ધન૦ ૧૩

સંયમ વિણુ સંયતતા થાપે, પાપશ્રમણુ તે ભાખ્યો;
ઉત્તરાધ્યયને સરલસ્વભાવે, શુદ્ધપ્રરૂપક દાખ્યો. ધન૦ ૧૪

એક બાલ પણુ કિરિયાનયે તે, જ્ઞાનનયે નવિ બાલા;
સેવા યોગ્ય સુસંયતને તે, બોલે ઉપદેશમાલા. ધન૦ ૧૫

કિરિયાનયે પણુ એક બાલ તે; જે લંગી મુનિરાગી;
જ્ઞાનયોગમાં જસ મન વરતે, તે કિરિયા સોભાગી. ધન૦ ૧૬

બાલાદિક અનુકૂલ ક્રિયાથી, આપે ઇચ્છાયોગી;
અધ્યાતમમુખ યોગ અભ્યાસે, કિમ નવિ કહિયેં યોગી? ધન૦ ૧૭

ઉચિતકિ[illegible] નજશક્તિ[2] છાંડી, જે અતિવેગે ચઢતો;
તે ભવથિતિપરિપાક થયા વિણુ, જગમાં દીસે પડતો. ધન૦ ૧૮

માચે મોટાઈમાં જે મુનિ, ચલવે ઠાકડમાલા,
શુદ્ધપ્રરૂપક[3] ગુણુ વિણુ ન ઘટે, તસ ભવઅરહટમાલા. ધન૦ ૧૯

નિજ ગણુ સંચે મન નવિ ખંચે, ગ્રંથ ભણ્યા જન વંચે;
લુંચે કેશ ન મુંચે માયા, તો વ્રત ન રહે પંચે. ધન૦ ૨૦

યોગગ્રંથના ભાવ ન જાણે, જાણે તો[4] ન પ્રકાશે;
ફોકટ મોટાઇ મન રાખે, તસ ગુણુ દૂરે નાસે. ધન૦ ૨૧

મેલે વેશેં મહીયલ મ્હાલે, બક પરેં નીચો ચાલે;
જ્ઞાન વિના જગ ધંધે ઘાલે, તે કિમ મારગ ચાલે? ધન૦ ૨૨

---

૧ કહવું ૨ નિજ શકતેં. ૩ શુદ્ધ પ્રરૂપણુ ૪ જાણંતો

પરપરિણુતિ પોતાની માને, વરતે આરતધ્યાને;
બન્ધમોક્ષ કારણ ન પીછાને, તે પહિલે ગુણઠાણે. ધન૦ ૨૩

કિરિયા લવ પણ જે જ્ઞાનીનો, દૃષ્ટિ થિરાદિક લાગે,
તેહથી **સુજશ** લહીજે સાહિબ, સીમંધર! તુજ રાગે. ધન૦ ૨૪
કુલ ૩૧૫.

## ઢાલ સોલમી.

•

સફલ સંસાર અવતાર હું એ ગણું એ દેશી.

સ્વામી સીમંધરા! તું ભલે ધ્યાઈયે,
આપણો આતમા જિમ પ્રગટ પાઈયે;
દ્રવ્યગુણપજ્જવા તુઝ યથા નિર્મલા,
તિમ મુઝ શક્તિથી જઈવિ ભવ[1] સામલા. ૧

ચાર છે ચેતનાની દશા અવિતથા,
બહુશયન-શયન-જાગરણ-ચોથી તથા;
મિચ્છ-અવિરત-સુયત તેરમે તેહની,
આદિ ગુણઠાણે નયચક્ર માંહે મુણી.[2] ૨

ભાવસંયોગજા કર્મઉદયાગતા,
કર્મ નવિ જીવ નવિ મૂલ તે નવિ છતા;
ખડીયથી ભિત્તિમાં[3] જિમ હોએ શ્વેતતા;
ભિત્તિ નવિ ખડીય નવિ તેહ ભ્રમસંગતા. ૩

૧ ભવિ ૨ મુણી ૩ ભીંતિમાં

દેહ નવિ વચન નવિ જીવ નવિ ચિત્ત છે,
કર્મ નવિ રાગ નવિ દ્વેષ નવિ ચિત્ત છે;
પુદ્‌ગલી ભાવ પુદ્‌ગલપણે પરિણમે,
દ્રવ્ય નવિ જૂઉ[1] જૂઉં એક હોવે કિમે ? ૪

પંથીજન લૂંટતાં ચોરને જિમ ભણે,
વાટ કો લૂંટીઇ તિમજ[2] મૂઢા ગિણે;
એકક્ષેત્રે મિલ્યા અણુતણી દેખતો,
વિકૃતિ એ જીવની પ્રકૃતિ ઉવેખતો. ૫

દેહકર્માદિ સવિ કાજ પુદ્‌ગલતણાં,
જીવનાં તેહ વ્યવહાર માને ઘણાં;
સયલગુણઠાણ જિઅઠાણસંયોગથી,
શુદ્ધપરિણામ વિણુ જીવકારય નથી. ૬

નાણુ-દંસણુ-ચરણુ શુદ્ધપરિણામ જે,
તત્ત્વ જોતાં ન છે જીવથી ભિન્ન તે;
રત્ન જિમ જ્યોતિથી કાજકારણપણે,
રહિત ઇમ એકતા સહજ નાણી મુણે. ૭

અંશ પણુ નવિ ઘટે પૂરણદ્રવ્યના,
દ્રવ્ય પણુ કિમ કહું દ્રવ્યના ગુણુ વિના ?
અકલ ને અલખ ઇમ જીવ અતિતન્તથી,[3]
પ્રથમઅંગે વદ્યું અપદને પદ નથી. ૮

૧ જૂજૂઓ. ૨ તિમ ૩ અતિતિતથી.

શુદ્ધતા ધ્યાન ઇમ નિશ્ચયેં આપનું,
તુઝ સમાપત્તિ ઔષધ સકલ પાપનું;
દ્રવ્ય અનુયોગ સંમતિ પ્રમુખથી લહી,
ભક્તિ વૈરાગ્ય ને જ્ઞાન ધરિયે સહી. ૯

જેહ અહંકાર-મમકારનું બંધનં,
શુદ્ધનય તે દહે દહન જિમ ઇંધનં;
શુદ્ધનય દીપિકા મુક્તિમારગ ભણી,
શુદ્ધ નય આથિ છે સાધુને આપણી. ૧૦

સકલ ગણિપિટકનું સાર જેણે લહ્યું,
તેહને પણ પરમસાર એહજ કહ્યું;
ઓઘનિર્યુક્તિમાં એહ વિણુ નવિ મિટે,
દુઃખ સવિ વચન એ પ્રથમ અંગે ઘટે. ૧૧

શુદ્ધનયધ્યાન તેહને સદા પરિણમે,
જેહને શુદ્ધવ્યવહાર હિયડે રમે.
મલિનવસ્ત્રે યથા રાગ કુંકુમતણો,
હીનવ્યવહાર ચિત્ત એહથી નવિ ગુણો. ૧૨

જેહ વ્યવહારસેઢી પ્રથમ છાંડતાં,
એક એ આદરે આપમત માંડતાં;
તાસ ઊતાવલે નવિ ટલે આપદા,
ક્ષુધિત ઇચ્છાયેં ઉંબર ન પાચે કદા. ૧૩

સાવલવ જેહ વ્યવહાર ગુણુથી ભલે,
શુદ્ધનયભાવના તેહથી નવિ ચલે;

શુદ્ધવ્યવહાર ગુરુયોગ પરિણતપણું,
તેહ વિણ શુદ્ધનયમાં નહિ તે ગણું.[1] ૧૪
કેઈ નવિ ભેદ જાણે અપરિણતમતિ,
શુદ્ધનય અતિહિ ગંભીર છે તે વતી;
ભેદલવ જાણતાં કેઈ મારગ ત્યજે,
હોય અતિપરિણતિ પરસમય સ્થિતિ ભજે. ૧૫
તેહ કારણ થકી સર્વ નય નવિ કહ્યા,
કાલિકશ્રુત માંહે તીન પ્રાયે લહ્યા;
દેખી આવશ્યકેં શુદ્ધનય ધુરિ ભણી,
જાણિયેં ઉલટી રીતિ બોટિકતણી. ૧૬
શુદ્ધવ્યવહાર છે ગચ્છકિરિયા થિતિ,
દુપ્પસહ જાવ તીરથ કહ્યું છે નીતિ;
તેહ સંવિજ્ઞગીતાર્થથી સંભવે,
અવર એરંડ સમ કોણ[2] જગ લેખવે. ૧૭
શાસ્ત્રઅનુસાર જે નવિ હઠેં તાણિયેં,
નીતિ તપગચ્છની તે ભલી જાણિયેં;
જીત દાખે જિહાં સમય-સારૂ બુધા,
નામ ને ઠામ કુમતે[3] નહી જસ સુધા, ૧૮
નામ નિર્ગ્રંથ છે પ્રથમ એહનું કહ્યું,
પ્રથમ અડપાટ લગે ગુરૂગુણે સંગ્રહ્યું;
મંત્ર કોટી જપી નવમપાટે યદા,[4]
તેહ કારણ થયું નામ કોટિક તદા. ૧૯

૧ ઘણું ૨ કુણ ૩ કુમત તે. ૪ યથા.

પનરમે પાટેં શ્રીચન્દ્રસૂરિ કર્યું,[1]
ચંદ્રગચ્છ નામ નિર્મલપણે વિસ્તર્યુ;
સોલમે પાટ વનવાસ નિર્મમમતિ,
નામ વનવાસી સામંતભદ્રો યતિ. ૨૦

પાટ છત્રીસમે સર્વદેવાભિધા,
સૂરિ વડગચ્છ તિહાં નામ શ્રવણે સુધા;
વડતલેં સૂરિપદ આપીઉં તે વતી,
વલીય તસ બહુગુણે તેહ વાધ્યા યતિ. ૨૧

સૂરિ જગચંદ જગ સમરસે ચન્દ્રમા,[2]
જેહ ગુરુ પાટે ચઉ અધિક ચાલીસમા;
તેહ પામ્યું તપા નામ બહુતપ કરી !
પ્રગટ આઘાટપુરિ વિજયકમલા વરી. ૨૨

એહ ષટ્ નામ ગુણઠામ તપગણ તણા,
શુદ્ધસદ્દહણ ગુણરયણ એહમાં ઘણા;
એહ અનુગત પરંપર ભણી સેવતા,
જ્ઞાનયોગી[3] વિબુધ પ્રગટ જગદેવતા. ૨૩

કોઇ કહે મુક્તિ છે વીણતાં ચીથરાં,
કોઇ કહે સહજ જમતાં ઘર દહિથરાં;
મૂઢ એ દોય તસ ભેદ જાણે નહી,
જ્ઞાનયોગે ક્રિયા સાધતાં તે સહી. ૨૪

૧ કહ્યું ૨સૂરિજગચંદ જગચંદ શમરમા ૩ જ્ઞાનયોગે

સરલભાવે પ્રભો! શુદ્ધ ઇમ જાણતાં,
　　હું લહું **સુજસ** તુઝ વચન મન આણતાં
પૂર્વ સુવિહિતતણા ગ્રંથ જાણી કરી,
　　મુઝ હોજો તુઝ કૃપા ભવ–પયોનિધિ–તરી. ૨૫

## ઢાલ સત્તરમી

### કડખાની દેશી

આજ જિનરાજ મુજ કાજ સિદ્ધાં સવે,
　　વીનતી માહરી ચિત્ત ધારી;
માર્ગ જો મેં લહ્યો તુઝ કૃપારસથકી,
　　તો હુઈ સમ્પદા પ્રગટ સારી. આજ૦ ૧

વેગલો મત હુજે દેવ! મુઝ મન થકી,
　　કમલના વનથકી જિમ પરાગો;
ચમકપાષાણ જિમ લોહને ખેંચસે[1],
　　મુક્તિને સહેજ તુઝ ભક્તિરાગો. આજ૦ ૨

તું વસે જો પ્રભો! હર્ષભર હીયડલે,
　　તો સકલપાપના બન્ધ તૂટે;
ઉગતે ગગન સૂરયતણે મણ્ડલે,
　　દહ દિશિ જિમ તિમિરપડલ ફૂટે. આજ૦ ૩

૧ ખંચસે ૨ તૂટે

સીંચજે તું સદા વિપુલકરુણારસેં,
મુઝ મને શુદ્ધમતિકલ્પવેલી;
નાણદંસણકુસુમ ચરણવરમંજરી,
મુક્તિફલ આપશે તે એકેલી. આજ૦ ૪

લોકસન્ના થકી લોક બહુ વાઉલો,[1]
રાઉલો દાસ તે સવિ ઉવેખે;
એક તુઝ આણસું જેહ રાતા રહે,
તેહને એહ નિજ મિત્ર દેખે. આજ૦ ૫

આણ જિનભાણ! તુઝ એક હુ શિર ધરું,
અવરની વાણિ નવિ કાને સુણિએ;
સર્વદર્શન તણું મૂલ તુઝ શાસનં[2]
તેણે તે એક સુવિવેક થુણિએ. આજ૦ ૬

તુઝ વચનરાગ સુખસાગર હું ગણું,
સકલસુરમનુજસુખ એક બિંદુ;
સાર કરજો સદા દેવ! સેવક તણી,
તું સુમતિકમલિનીવનદિણિંદુ. આજ૦ ૭

જ્ઞાનયોગે ધરી તૃપ્તિ નવિ લાજિયે,
ગાજિયે એક તુઝ વચનરાગેં;
શક્તિ ઉલ્લાસ અધિકો હુસે તુઝ થકી,
તું સદા સકલસુખહેત જાગે. આજ૦ ૮

૧ બાઉલો ૨ શાસન

વડતપાગચ્છનંદનવને સુરતરુ,
　　હીરવિજયો જયો સૂરિરાયા;
તાસ પાટે વિજયસેનસૂરિસરૂ,
　　નિત્ નમે નરપતિ જાસ પાયા. આજ૦ ૯

તાસ પાટે વિજયદેવ સૂરિસરૂ,
　　પાટ તસ ગુરુ વિજયસિંહ ધોરી;
જાસ હિતસીખથી માર્ગ એ અનુસર્યો,
　　જેહથી સવિ ટલી કુમતિચોરી. આજ૦ ૧૦

હીરગુરુ શીસ અવતંસ મોટો હુઓ,
　　વાચકાં રાજ કુલ્યાણવિજયો;
હેમગુરુ સમ વડે શબ્દઅનુશાસને,
　　શીસ તસ વિબુધવર લાભવિજયો. આજ૦ ૧૧

શીસ તસ જીતવિજયો જયો વિબુધવર,
　　નયવિજય વિબુધ તસ સુગુરુભાયા;[1]
રહિઅ[2] કાશીમઠે જેહથી મેં ભલે,
　　ન્યાયદર્શન વિપુલ ભાવ પાયા. આજ૦ ૧૨

જેહથી શુદ્ધ લહિયે સકલ નયનિપુણ,
　　સિદ્ધસેનાદિ કૃત શાસ્ત્રભાવા;
તેહ એ સુગુરુ-કરુણા-પ્રભો! તુઝ સુગુણ,
　　વયણરયણાયરિ[3] મુઝ નાવા. આજ૦ ૧૩

૧ ગુરુભાયા ૨ રહિઆ ૩ રયણાગરે

## કલસ

ઈમ સકલસુખકર દુરિતભયહર સ્વામિ સીમંધર તણી,
એ વીનતી જે સુણે ભાવે તે લહે લીલા ઘણી;
શ્રીનયવિજયબુધચરણસેવક જસવિજય બુધ આપણી,
રુચિ શક્તિ સારૂ પ્રગટ કીધી[1] શાસ્ત્રમર્યાદા ભણી. ૧



૧ રૂચિ પ્રગટ કીધી શક્તિ સારૂ.

ઇતિ મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી વિરચિત

શ્રી સીમંધરજિનવિજ્ઞપ્તિ

અપરનામ સાડી ત્રણસો ગાથાનું સ્તવન સંપૂર્ણ.



ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય

શ્રીમદ્ યશોવિજયજી વિરચિત

# ગૂર્જર સાહિત્ય સંગ્રહ

# સ્વાધ્યાય વિભાગ.

# શ્રીમદ્ યશોવિજયજી કૃત આનંદઘનજીની સ્તુતિરૂપ અષ્ટપદી

## પદ પહેલું

રાગ કાનડો

મારગ ચલત ચલત ગાત, **આનંદઘન** પ્યારે;
રહત આનંદ ભરપૂર મારગ૦
તાકો સરૂપ ભૂપ, ત્રિહું લોકથેં ન્યારો;
વરષત મુખપર નૂર. મારગ૦ ૧
સુમતિ સખિકે સંગ, નિતનિત દોરત
કબહુ ન હોતહી દૂર
**જશવિજય** કહે સુનો હો **આનંદઘન** !
હમ તુમ મિલે હજૂર. મારગ૦ ૨

## પદ બીજું.

**આનંદઘન**કો આનંદ, **સુજશ** હી ગાવત;
રહત આનંદ સુમતિ સંગ **આનંદ**૦
સુમતિ સખિ ઓર નવલ **આનંદઘન**;
મિલ રહે ગંગ તરંગ **આનંદ**૦ ૧
મન મંજન કરકે નિર્મલ કીયોહે ચિત્ત;
તા પર લગાયો હે અવિહડ રંગ,

જશવિજય કહે સુનતહી દેખો,
　　　　　　સુખ પાયો ખોત અભંગ　આનંદ૦ ૨

### પદ ત્રીજું

રાગ નાયકી તાલ ચંપક

આનંદ કોઉ નહીં પાવે,
　　　　જોઈ પાવે સોઇ આનંદઘન ધ્યાવે-આનંદ૦
આનંદ કોંન રૂપ? કોંન આનંદઘન?
　　　　　　આનંદ ગુણ કોન લખાવે?　આનંદ૦ ૧
સહજ સંતોષ આનંદ ગુણ પ્રગટત,
　　　　　　સબ દુવિધા મિટ જાવે,
જસ કહે સોહી આનંદઘન પાવત,
　　　　　　　　અંતરજયોત જગાવે. આનંદ૦ ૨

### પદ ચોથું

રાગ નાયકી તાલ ચંપક

આનંદ ઠોર ઠોર નહીં પાયા,
　　　　　　આનંદ આનંદમેં સમાયા. આનંદ૦
રતિ અરતિ દોઉ સંગ લીય વરજિત,
　　　　　　અરથને હાથ તપાયા. આનંદ૦ ૧
કોઉ આનંદઘન છિદ્રહી પેખત,
　　　　　　જસરાય સંગ ચડી આયા,
આનંદઘન આનંદ રસ ઝીલત;
　　　　　　દેખત હી જસ ગુણ ગાયા. આનંદ૦ ૨

## પદ પાંચમું

રાગ નાયકી

આનંદ કોઉ હમ દેખલાવો, આનંદ૦
કહાં ઢૂંઢત તૂં મૂરખ પંથી[1], આનંદ હાટન બેકાવો. આનંદ૦ ૧
એસી દશા આનંદ સમ પ્રગટત, તા સુખ અલખ લખાવો;
જોઈ પાવે સોઈ કછુ ન કહાવત,
સુજસ ગાવત તાકો વધાવો. આનંદ૦ ૨

## પદ છઠ્ઠું

રાગ કાનડો તાલ રૂપક.

આનંદકી ગત આનંદઘન જાને, આનંદકી૦
વાઈ સુખ સહજ અચલ અલખ પદ,
વા સુખ સુજસ બખાને. આનંદકી૦ ૧
સુજસ વિલાસ જબ પ્રગટે આનંદ રસ,
આનન્દ અક્ષય ખજાને, આનંદકી૦
એસી દશા જબ પ્રગટે ચિત્ત અંતર,
સોહિ આનંદઘન પિછાને. આનંદકી૦ ૨

## પદ સાતમું

એરી આજ આનંદ ભયો, મેરે તેરો મુખ નિરખ,
નિરખ રોમ રોમ શીતલ ભયો અંગોઅંગ. એરી૦
શુદ્ધ સમજણ સમતા–રસ ઝીલત,
આનંદઘન ભયો અનંતરંગ. એરી૦ ૧

૧ પંછી

એસી આનંદ દશા પ્રગટી ચિત્ત અંતર;
તાકો પ્રભાવ ચલત નિરમલ ગંગ,
વારી ગંગા સમતા દોઉ મિલ રહે;
જસવિજય ઝીલત તાકે સંગ-એરી૦ ૨

પદ આઠમું

રાગ કાનડો

આનંદઘનકે સંગ સુજસ હી મિલે જબ,
તબ આનંદ સમ ભયો સુજસ;
પારસ સંગ લોહા જો ફરસત,
કંચન હોત હી તાકે કસ, આનંદઘનકે૦ ૧
ખીર નીર જો મિલ રહે આનંદ,
જસ સુમતિ સખિ કે સંગ;
ભયો હે એકરસ, ભવ ખપાઈ સુજસ વિલાસ,
ભયે સિદ્ધસ્વરૂપ લિયે ધસમસ-આનંદઘનકે૦ ૨

ઇતિ શ્રી યશોવિજયજી કૃત આનંદઘનજીની

સ્તુતિરૂપ અષ્ટપદી સંપૂર્ણ.

# શ્રી ગણધર ભાસ

## ૧–ઇંદ્રભૂતિ ભાસ

ઢાલ–અહો મત વાલે સાહિબા

પહલો ગણધર વીરનો, વર ગોબર ગામ નિવાસી રે
સુત પૃથિવી વસુભૂતિનો, નામઈ ઈંદ્રભૂતિ સુવિલાસી રે
ભવિયાં ! વંદો ભાવસ્યૂં. (આંકણી) ૧

જ્યેષ્ઠા નક્ષત્રઈ જણ્યો, ગૃહવાસઇ વરસ પંચાસો રે;
ત્રીસ વરસ છદ્મસ્થતા, જિન બાર વરસ સુપ્રકાસો રે. ભ૦ ૨

સીસ પરિચ્છદ પાંચ સઈ, સર્વાયુ વરસ તે બાણું રે;
ગોતમ ગોત્રતણો ધણી, એતો સાચો હું સુરતરૂ જાણું રે. ભ૦ ૩

સુરતરૂ જાણી સેવિઓ, બીજા પરિહરિયા બાઉલિયા રે;
એ ગુરૂ થિર સાયર સમો, બિજા તુચ્છ વહઈ વાહુલિયા રે. ભ૦ ૪

લબધિ અઠાવીસઇં વરિઓ, જસ મસ્તકે નિજ કર થાપઇ રે;
અછતું પણિ એહ આપમાં, તેહનઈ વર કેવલ આપઇ રે. ભ૦ ૫

જ્ઞાન અહંકારઈ લહિઉં, રાગઈ કરિ જગગુરૂ–સેવા રે;
શોકઈ કેવલ પામિઉં, કારણ સર્વે ન કહેવા રે. ભ૦ ૬

વીરઇ શ્રુતિપદઇ બૂઝવ્યો, એતો જીવ તણો સંદેહી રે;
શ્રી નયવિજય સુસીસનઇ, ગુરૂ હોયો ધર્મસનેહી રે. ભ૦ ૭

## ૨ અગ્નિભૂતિ ભાસ

ઢાલ–લાછલદે માત મલ્હાર

ગોબર ગામ સમૃદ્ધ, અગનિભૂતિ સુપ્રસિદ્ધ;
આજ હો બીજો રે, ગણધર વર–મહિમા–મંદિરૂજી. ૧
પુથિવી તેહની માત, શ્રી વસુભુતિ તે જાત;
આજ હો સોહઈ રે, મન મોહઈ જનમિઓ કૃત્તિકાજી. ૨
ગૃહિપણુઇ વરસ છયાલ, બાર છઉમત્થનો કાલ;
આજ હો સોલઈ રે, રંગ રોલઈ જિન પદ ભોગવ્યુંજી. ૩
આયુ ચિહોત્તરી વર્ષ, પણુસય સીસ સહર્ષ;
આજ હો જેહનું રે, અતિ ઉત્તમ ગૌતમ ગોત્ર છઇજી. ૪
ભાજયો કર્મસંદેહ, વીરસ્યું નેહ અછેહ;
આજ હો તેહનઇ રે, સુખ દીઠઈ નીઠઇ દુખ સવેજી. ૫
ગગનઈ ઊગઇ ચંદ, કરઈ ચકોર આનંદ;
આજ હો દૂરઇ પણિ સુખ પૂરઈ, સુનજરિ તિમ ફલઈજી. ૬
દેખી ભગતિ પહૂર, રહો મુઝ ચિત્ત હજૂર;
આજ હો રાગઇ રે અથાગઇ વાચક જશ કહઈજી. ૭

## ૩–વાયુભૂતિ ભાસ.

નીંદલડી હો વઇરણુ હુઇ રહી એ દેશી.

ત્રીજો ગણધર મુઝ મનિ વસ્યો,
વાયુભૂતિ હો ગુણગણુ અભિરામ કે;
સુત પૃથિવી વસુભૂતિનો,
જાયો સ્વાતિ હો ગોબર વર ગ્રામકે. ત્રીજો૦ ૧

વરસ બઈંતાલીસ ગૃહીપણુઇં,
છઉમત્થો હો દસ વરસ પ્રમાણુ કે;
વરસ અઢારં તે કેવલી, સર્વાયુ હો સત્તરિ પરિણામકે. ત્રીજો૦ ૨
ગોતમ ગોત્ર સુહામણો,
જેહના સોહે હો પણ સય વર સીસકે;
જસ સંશય તે મજીવનો,
તે ટાલે હો યુગતેં જગદીસ કે. ત્રીજો૦ ૩
એહવા ગુરૂની ગોઠડી,
થોડિ પણિ હો સવિ જનમનો સારકે;
થોડું પણ ચંદન ભલું,
સ્યૂં કીજઇં હો બીજા કાઠનો ભાર કે? ત્રીજો૦ ૪
હેજ હઇઆનું ઉલ્લસે,
જો બાઝઇં હો ગુણવંતસ્યું ગોઠિકે;
નહીંતો મન માંહિં રહિં નવી,
આવે હો મત વાત તે હોઠિકે. ત્રીજો૦ ૫
ચતુર શિરોમણિ સુંદરૂ,
મુઝ મિલિઓ હો ગુરૂ શિવતરૂકંદકે;
મનહ મનોરથ સવિ ફલ્યા,
વલિ ટલિઆ હો દુઃખદોહગ–દંદકે. ત્રીજો૦ ૬
દૂર રહ્યા પણિ જાણીઇં,
ગુણવંતા હો નિજ ચિત્ત હજૂરકે;
શ્રી નયવિજય વિબુધ તણો,
ઇમ સેવક હો લહે સુખ–પડૂરકે. ત્રીજો૦ ૭

## ૪-વ્યક્ત ગણધર ભાસ.

ચોથો ગણધર વ્યક્ત તે વંદિઈં, મીઠો જસ ઉપદેશ,
શ્રવણ નક્ષત્રેરે ધનમિત્ર વારૂણી, જાયો કોલાગ સન્નિવેશ. ચોથો૦ ૧

ગૃહિ પર્યાયેરે વરસ પચાસ તે, વલી છઉમત્થોરે બાર;
કેવલી વરસ અઢાર અસી, મિલી સર્વાયુ નિરધાર. ચોથો૦ ૨

ભારદ્વાજ તે ગોત્ર સુહામણું, પણ સય સીસ ઉદાર,
ભૂત સંદેહિં રે વીરે બૂઝવ્યો, હુઓ જગ જન જયકાર. ચોથો૦ ૩

એહવા ગુરૂનોરે ગુણનો પ્રેમ તે, બાવના અખ્ખર સાર,
બાવના ચંદન તે હું ગણું, જગ-ચિત્ત-ઠારણહાર. ચોથો૦ ૪

જ્વર છ માસનોરે તે જગિ અપહરઇં, એહ તો જનમનો રોગ;
બાવના ચંદનથી પણિ તે ભણી, અધિકો સુગુરૂ સંયોગ. ચોથો૦ ૫

નહિ જગ ઉપમા રે સદ્‌ગુરૂ ગુણ તણી, જે વ્રત શીલ અભંગ;
વાચકજસ કહે તિહાં મુઝમન રમઈં,
જિમ માલતિવન ભૃંગ. ચોથો૦ ૬

## ૫-સુધર્માસ્વામી ભાસ.

આવો આવો ધરમના મિત્તાજી! નિરમલ ચિત્ત ધારી;
ગુરૂગુણ ગાઓ ઇક ચિત્તાજી!, નિરમલ ચિત્ત ધારી.

જિણે તાર્યાં નર નેં નારીજી, નિરમલ૦
તે સદ્દગુરૂની બલિહારીજી, નિરમલ૦ ૧
પંચમ ગણધર ભાવ! વંદોજી; નિરમલ૦
સોહમ મુખિ પુનિમચંદોજી, નિરમલ૦
ધંમ્મિલ ભદ્દિલા જાયોજી, નિરમલ૦
ઉત્તરફગ્ગુણિઇં સુહાયોજી, નિરમલ૦ ૨
પંચાસ આઠ બાયાલોજી, નિરમલ૦
ગૃહ કેવલી છઉમત્થોનો કાલોજી, નિરમલ૦
સરવાયુ વરસ શત જાણોજી, નિરમલ૦
પણ સય તસ સીસ વખાણોજી. નિરમલ૦ ૩
અંગિ વેસાયણ ગોત્ર નામોજી, નિરમલ૦
કોલ્લાગ સન્નિવેશ ગામોજી, નિરમલ૦
તારિ સંશય જિન મેટઈંજી, નિરમલ૦
તબ પ્રભુપદ ભાવિં ભેટઈજી. નિરમલ૦ ૪
સદ્દગુરૂ તે નાવ અછિદ્દાજી, નિરમલ૦
તારંઈ ભવજલધિ અનિદ્દાજી, નિરમલ૦
જે કુગુરૂ તે કાણી નાવાજી, નિરમલ૦
ન સકે ભવતીરેં જાવાજી. નિરમલ૦ ૫
નવિ વીસારૂં ગુરૂ પ્યારાજી, નિરમલ૦
જેહના મુઝ બહુ ઉપગારાજી, નિરમલ૦
ગુણ આણુપણઇં લિઇં સંતોજી, નિરમલ૦
નવિ લીઈં ખલ કોઇઇં તંતોજી. નિરમલ૦ ૬

શુદ્ધ સમતારસ ભરીઓજી, નિરમલ૦
ચિર પ્રતપો ગુણમણિ ભરીઓજી, નિરમલ૦
ગુરૂશ્રી નયવિજય સુસીસોજી, નિરમલ૦
ઇમ નિતિ નિતિ દિઈં આસીસોજી. નિરમલ૦ ૭

## સાધુ વંદના

[ રચ્યા સં. ૧૭૨૧ વિજયાદશમી ખંભાત ]

ઓ નમઃ શ્રી વીતરાગાય

પ્રણમું શ્રી રૂષભાદિ જિણેસર, ભુવણદિણેસર દેવ,
સુરવર કિન્નર નર વિદ્યાધર, જેહની સારઇ સેવ,
પુંડરીક પમુહા વલિ વંદું, ગણધર મહિમાગેહ,
જેહનું નામ ગોત્ર પણિ સુણતાં, લહિઈ સુખ અછેહ ૧
ભારત ભૂપતિ નિજ રૂપ વિલોકિત, દરપણ–ઘરમાંહિ સાર,
ઉત્તમ ગુણ–ઠાંણી સુહ–ઝાંણી પામ્યા ભવનો પાર;
એહવા મુનિ વઇરાગી ત્યાગી; સોભાગી વડભાગ,
ગુણ–રયણાગર સાગર ગિરૂઆ, પ્રણમું મનિ ધરિ રાગ. ૨
આઇચ્ચ જસ ઇણી પરિ મહાજસ, અતિબલ મહાબલ રાજ,
તેજવીરિય દંડવીરિય નમિઇ, જલવીરિય શુભ કાજ;
કિત્તિયવીરિય કેવલનાણી આરીસા ઘરી આઠ,
જંબુપન્નત્તી નઇં ઠાણાંગિં, એહનો પરગટ પાઠ. ૩

બંભી સુંદરીઇં પડિબોહિઉ, કેવલી બાહુબલીસ,
ઇમ અસંખ્ય મુનિવર પ્રહ ઉગ્યઈ, પ્રણમીજઈ નિસિદીસ;
સિદ્ધિદંડિકા વંદું વરતી, યાવત્ અજિતનો તાત,
સિદ્ધિ અણુત્તર સુર વિણ જિહાં નહિં, બીજી ગતિની વાત. ૪
અજિત તીર્થ નમિઇ મનરંગિ, નમિઇ સગર મુણિંદ,
મઘવા સનતકુમર વર ચક્રી, નમિય લહું આણંદ;
સંતિ કુંથૂ અર જિણવર ચક્રી, પઉમ અનઈ હરિસેણ,
નમિઇ ચક્કિ રુદ્ધિ જેણિ છંડી, તે મુણિવર જયસેણ. ૫
વિમલ તિત્થિ મહાબલ નૃપ છંડી, રાજ રમણિ ભંડાર,
ચઉદ પૂરવધર સંયમ પાલી, લહિઉ દેવ અવતાર;
પૂરવ ભવ સંભારી વીરઇં, આણ્યો વ્રત મનિ રંગ,
તેહ સુદર્શન સેઠિ નમિજઇં, જોઈ ભગવઈ અંગ. ૬
અચલ વિજય ભદ્દા બલદેવા, સુપભ સુંદસણ સેઠ,
આણંદો ણંદણ વલિ પઉમો, એ આઠઇ સુપ્રસિદ્ધ;
આપ રૂપ અપરાધ નિહાલી, ત્યજિય નયર નઇં ગામ,
તુંગિય ગિરિસેહરઈ હુઉ તપસી, તેહ નમૂં મુનિ રામ. ૭
પૂર્વમિત્ત શ્રી મલ્લિ જિણેસર, પડિબુદ્ધી ઇકખગ,
કાસી અધિપતિ શંખ કુણાલા, નૃપ રૂપી વડ ભાગ,
ચંદછાય અંગરાય અદીણ અદીણશત્રુ કુરૂરાય,
જિયસત્તુ પંચાલ દેશનો, અધિપતિ સકલ કહાઇ. ૮
મલ્લિ પાસિ હૂઆ સંયમધારી, પછઇ ઉગ્રવિહારી,
પરણ્યા સારી તે શિવનારી, સયલ જીવ ઉપગારી;
વિષ્ણુકુમાર મુણિંદો વંદો, ભવિ-મુખ-કઈરવિ ચંદો,
જેહથી શાસન ઉન્નતિ દેખી, પામ્યા ગુરુ આણંદો. ૯

અંતગડા એગૂણા ખંદગ, સીસ સયા વલિ પંચ,
સંભારીજઈ જેણઈ ટાલ્યો, સઘલો કર્મપ્રપંચ.
આઠ સહસ્સસૂં કત્તિયસેઠિ, મુણિસુવ્વય જિણ પાસઇ;
લેઇ દિક્ષા શિક્ષા અભ્યાસી, તસ જગ ઉલ્લાસઇ. ૧૦

## ઢાલ ૨

સાધુ સુકોસલ મન દઢ કરિ ખમ્યો, વાઘણિનુ ઉવસગ્ગ;
કીરતિધર મુનિ નીઆસિઉ ગયો મુગ્ગિલ ગિરિ અપવગ્ગ. ૧૧
એહવારે મુનિવર વલિ વલિ વંદિઈ,
ગૌતમ સમુદ્ર નઈ સાગર ગંભીરો, થિમિત અચલ નઈ અખોભ;
કપિલ પ્રસેનજિત વિષ્ણુકુમાર ભલો, એ દસ નિર્જિતલોભ. ૧૨
એહવા૦
ધારણિ અંધકવૃષ્ણિં સુતા ત્યજી, આઠ વધૂ ધન કોડિ;
ભિકખૂ પડિમારે બાર વહી લહ્યા, સેત્તુંજિ શિવ ભવ છોડિ. ૧૩
એહવા૦
અખોભ સમુદ્દ નઈ સાગર હિમવંતો, અચલ અનઈ અભિચંદ;
પૂરણ ધરણીરે આઠ કુમર જયા, વિષ્ણિ ધારણીરે નંદ. એહવા૦૧૪
અડ અડ કોડિ ત્યજી રમણી ભલી, નેમિ કન્હઈ વ્રત લિદ્ધ;
પાલી દીક્ષારે સોલ વરસ લગઈ, શ્રી વિમલાચલ સિદ્ધ. એહવા૦૧૫
અણિયસ કુમર અનંતસેનો ભલો, અજિયસેન ગુણ–ખાણિ;
અણિહયરિઉ દેવસેન સુહાવણો, શત્રુસેન મનિ આણિ. એહવા૦૧૬
દેવકી નંદન એ ખટ ગુણનિલા, કાજલ સામલ દેહ;
નાગઘરણિ સુલસા ઘરિ વાધિયા, સુર શકતિં સસનેહ. એહવા૦૧૭

કોડિ બત્રીસ બત્રીસ રમણિ ત્યજી, પામ્યા શિવપદ–વાસ;
ધારણિ વસુદેવાંગજ સારણુઈ, નારી ત્યજી પંચાસ. એહવાં૦૧૮
દેવકીનંદન સીસ અગનિ સહી, સીધા ગજસુકુમાલ;
પાપ આલોઈ રે રહનેમી લહ્યા, શિવપદ સુજસ વિશાલ. ૧૯
એહવા રે મુનિવર વલિ વલિ વંદિઇ.

## ઢાલ ૩

આઠમિં ઇ અંગઇં એ કહિયારે, લાલનાં
વલિ અનેક મુનિચંદરે, વઇરાગી લાલના;
સુમુખ દુમુખ કુરવા ભલારે લાલનાં,
વસુદેવ ધારણી નંદ રે, વઈરાગી લાલના. ૨૦
આઠમિં અંગઈં એ કહિયારે લાલનાં ॥ આંચલી ॥
અનાધિટ્ઠિત દારૂગ સુણીરે લાલનાં,
વસુદેવ ધારણીપુત્તરે વઇરાગી લાલનાં;
પંચાસ કોડિ રમણી ત્યજીરે લાલનાં,
સેતુંજિ સીધા સુમુત્તરે વઇરાગી લાલનાં. ૨૧ આઠમિં.
જાલિમયાલિ ઉવયાલિયારે લા. પુરિસસેણુ વારિસેણુ રે વઇ૦
વસુદેવ ધારણિ અંગજારે લી૦ પચાસ સ્ત્રી ત્યજી જેણિરે;
વઈરાગી૦ ૨૨ આઠમિ૦
પ્રદ્યુમ્ન હરિ–રૂકમણિ–સુતારે લા૦ જંબૂવતીનો સંબરે વઈ૦
વૈદરભી પ્રદ્યુમ્નોરે લા૦ અનિરુદ્ધ અપ્રતિબિંબરે. વઇ૦ ૨૩ આ૦
સમુદ્રવિજય શિવાદે સુતારે લા૦ સત્યનેમિ દઢનેમિરે વઈ૦
પંચાસ પંચાસ વધૂ ત્યજીરે લા૦ સીધા દીક્ષિત નેમિરે.વઇ૦ ૨૪આ૦
આઠમિં૦

પઉમાવઇ ગૌરી ભલીરે લા૦ ગંધારી લક્ષણી સુસીમરે વઇ૦
જંબુવઇ ભામા રૂકમણીરે લા૦ હરિ-વહુ અડ રૂચ્ચ સીમરે.વઇ૦ ૨૫
મૂલદત્તા સંબભામિનીરે લા૦ બીજી મૂલસરિ નામરે. વઇ૦
વીસ વરસ સંયમ ધરીરે લા૦ એ સવિ ગઇ સિવઠામિરે. વઇ૦ ૨૬
આઠમિં૦

મકાઇ કિંકિમ સંયમીરે લા૦ સોલ વરસ સુપ્રસિદ્ધરે વય૦
પરિસહ સહિ ખટમાસમાં રે લા૦ અર્જુનમાલી સિદ્ધ રે. વય૦ ૨૭
કાસવ ખેમ ધૃતિધર ભલારે લા૦ હરિચંદન કઇલાસેરે. વય૦
વારત સુદંસણ ગુણનિલારે લા૦
પૂરણભદ્દ સુમણભદ્દ ખાસરે. વય૦ ૨૮ આઠમિં૦
સુપઇઠ્ઠ મેહ મહાવ્રતી રે લા૦ બાલ મુની અઇમુત્તરે વય૦
અલકખ વીરસીસ શિવપુર લહઉ રે, લા૦
છઠ્ઠઈ વરગઇ વુત્તરે. વય૦ ૨૯ આઠમિં૦

નંદા નંદવતી સતી રે લા૦ નંદુત્તર મરુદેવિ રે વય૦
મરુતા સુમરુતા નઇં શિવારે લા૦
નંદિસેણિ પાસિવિરે ( ચાસતીરે ) વય૦ ૩૦ આઠમિં૦
ભદ્દ સુભદ્દ સુજયા સતીરે લા૦ સુમણા નઇં ભૂયદિન્ન રે વય૦
તેર શ્રેણિક અંતેઉરી રે લા૦ સિદ્ધિ ગઈ એ ધન્નરે. વય૦૩૧આઠમિં૦
બીજી દશ શ્રેણિક વધૂરે લા૦ પુહોતી શિવ સુવિશાલ રે વય૦
કાલી રયણાવલિ તપીરે લા૦ કનકાવલિ ચ સુકાલિરે. વય૦ ૩૨
આઠમિં૦

સીંહ નિઃક્રીડિત લઘુ તપીરે લા૦ મહકણ્હા ગંભીર. રે વય૦
મહાસિંહ નિઃક્રિડિત તપીરે લા૦ કણ્હા પુહુતી તીરરે વય૦ ૩૩
આઠમિં૦

સત્ત સત્તમિયાદિક વહીરે લા૦ પડિમા સુકણ્હા ચ્યાર રે. વય૦
સર્વતોભદ્ર લઘુ તપકરીરે લા૦ મહકણ્હા ગઇ પાર રે. વય૦ ૩૪
વીરકણ્હાઇં નિરવહિઉ રે લા૦ મહા સર્વતોભદ્રરે વય૦
ભદ્રોત્તર પ્રતિમા વહીરે લા૦ રામકણ્હા લહી ભદ્ર રે વય૦ ૩૫
પિઉસેણુકણ્હાઇં તપ તપિઉ રે લા૦ મુગતાવલી અનિદાનરે. વય૦
મહસેણુકણ્હા જસ વધ્યોરે લા૦ તપ આંબિલ વર્દ્ધમાન રે. વય૦ ૩૬
—આઠમિં અંગઇં એ કહિયા રે લાલનાં.

## ઢાલ ૪

પ્રથમ ગોવાલતણઇ ભવિં જી—એ ઢાલ.

નવમઇ અંગિ વખાણિયાજી, વંદુ ભત્તીભરેણુ;
જાલિ મયાલિ વયાલિયાજી પુરિસસેણુ વારિસેણુ ૩૭
નમો ભવિ સાધુ શિરોમણિ એહ.

દીહદંત લટ્ઠદંત ભલાજી, હલ્લકુમાર વેહાસ;
અભય અણુત્તર સુર હુયાજી, ક્રમ ઉતક્રમ દસ ખાસરે. નમો. ૩૮

વલી બીજા સેણિક સુઆજી, દીહસેણુ મહસેણ;
લટ્ઠ ગઢ સુદ્ધદંત ભલાજી, દુહલો દુમ દુમસેણુ. નમો. ૩૯

મહાદુમસેણુ સીહો ભલોજી, સીહસેણુ મહાસીહસેણુ;
પુણુસેણુ અણુત્તર ગતિ ગયાજી, દો દો દો દો પંચ કમેણુ. નમો. ૪૦

કાકંદી ધન્નો ભલોજી, ભદ્દાસુત વ્રત લેઇ;
વીર પ્રશંસિઉ સુર હુઉ જી, રમણિ બત્રિસ ત્યજેઇ. નમો. ૪૧

પેઢાલપુત્ત નઈ ચંદિમાજી, પોટ્ટિલ સાધુ વિહલ્લ;
કહિયા અણુત્તર સુર હૂયાજી, નવમઈ અંગિ નિસલ્લ. નમો. ૪૨
નેમિ જિણંદિ પ્રશંસિઓજી, દુક્કરકારી રે ચેહ;
મોદક ભૂરિઇં કેવલીજી, ધન ઢંઢણ રિસિ તેહ. નમો૦ ૪૩
સહસ પુરિસસિઉં સંયસી (મી)જી, ચઉદ પૂરવધર વીર;
કુમર થાવચ્ચો શિવ લહિઉજી, વિમલાચલ વડવીર. નમો૦ ૪૪
પાસ તીત્થિ પન્નર ભલાજી, વીરતીત્થિ દસ શુદ્ધ;
વીસ નેમિ-તિત્થઇ કહિયાજી, વંદુ પત્તેયબુદ્ધ. નમો૦ ૪૫
સહસ પુરુષશું શુકમુનિજી, સીધા સેત્તુંજિ સેલિ;
સેલક મુનિ શત પંચસ્યું જી, સેલગ સુત ઇણિ સેલિ. નમો૦ ૪૬
મેઘમુનિસર વાંદીઇજી, છંડિઉં જેણિ જરીર;
ઉજલગિરિ સુરપતિ નમિઉજી, સારણ કેવલિ ધીર. નમો૦ ૪૭
પોટિલ પડિબોહિઉ લહ્યોજી, તેતલિસુત શિવશર્મ;
સરવારથસિદ્ધિ ગયોજી, પુંડરીક દૃઢધર્મ. નમો૦ ૪૮
મંત્રી સુબુદ્ધિં બોહિઉજી, શ્રી જિતશત્રુ નરેશ;
ધર્મરૂચિં પાલી દયાજી, ટાલ્યા સર્વ કિલેશ. નમો૦ ૪૯
પાંડવ પાંચઇ પામિયાજી, સેત્તુંજગિરિ નિરવાણ;
તે પ્રણમી સુખ જસ લહુંજી, છઠ્ઠા અંગ પ્રમાણ. નમો૦ ૫૦

## ઢાલ ૫

હણિઉ પણિ દુર્યોધનઇ રે, થુણિયો પંડવિ જેહ
સુણિઉ સમતારસ ભરિઉરે, નમિઇ દમદંત તેહો રે. ૫૨
મુનિગુણ ગાઇઇ.

રામસૂઓ ફૂલવાલૂઉ રે, સુર મૂકયો જિન પાસ;
દ્વારા અગનિથી ઉદ્ધરી રે, પામ્યો શિવપુર-વાસોરે. મુનિ૦ ૫૩

રાય પએસી બોહિઉ રે, રાયપ્રસેણી પ્રમાણ;
વીરતિત્થ જેણિ પડિવજ્યુ રે, નમિઈ કેસી સુજાણોરે. મુનિ૦ ૫૪

કપિલ મહારુષિ કેવલિ રે, હરિકેસી ગુણવંત;
બ્રહ્મદત્ત પડિબોહવા રે, આવ્યા ચિત્ર મહંતો રે. મુનિ૦ ૫૫

કમલાવઈઈ બોહિઉ રે, વ્રત લિઈ નૃપ ઈષુકાર;
ભૃગુ બંભણ ઘરણી જસારે, તેહના બેઉ કુમારો રે. મુનિ૦ ૫૬

નૃપ સંજય મૃગયા ગયોરે, ગર્દભાલિ ગુરુ પાસિ;
વ્રત લેઇ ખત્તિય મુનિ મિલી રે, કીધો વિચાર ઉલ્લાસિ રે.મુનિ૦ ૫૭

દશાર્ણભદ્ર મુનિ વંદિઈ રે, જેણિ જીત્યો સુરનાથ;
સાધુ અનાથી સમરિઇ રે, મૃગાપુત્ર શિવ સાથો રે. મુનિ૦ ૫૮

નૃપ કરકંડુ કલિંગનો રે, દ્વિમુખ પંચાલ નરેશ;
મિથિલાનૃપ નગ્ગઈ રે, નૃપ ગંધાર વિસેસો રે. મુનિ૦ ૫૯

પ્રત્યેકબુદ્ધ એ મુનિ ભલા રે, સમુદપાલ સુપવિત્ત;
જયઘોષ વિજયઘોષ માહણા રે,ઉત્તરાધ્યયન ચરિત્રો રે.મુનિ૦ ૬૦

જન-મન-મોહન સંથુણું રે, કુમર સુબાહુ સુચંગ;
ભદ્દનંદિ સુખનંદ વલી રે, જોઈ ઇગ્યારમું અંગો રે. મુનિ૦ ૬૧

ખંદગ પરિવ્રાયક મુણી રે, કાલાવેસિય પુત્ત;
તપ સંજમ ફલ જેણિ કહિયાં રે, થેરી પાસ અપત્યો રે. મુનિ૦ ૬૨

કાલિયસુત મેહિલ મુણી રે, આણંદરક્ખિય થેર;
કાસવ મુનિવર પ્રણમતા રે, ટાલિજઈ ભવ ફેરો રે. મુનિ૦ ૬૩
દેવાણંદા માવડલી રે, રુષભદત્ત જિણ તાત;
વીર કન્હઈ વ્રત આદરિયાં રે, મોટા તસ અવદાતો રે. મુનિ૦ ૬૪
ઈંદિનાગ બહુ પિંડિઉ રે, શિવમુનિ ગલિય વિભંગ;
રાય ઉદાયન મુનિ નમું રે, પિંગલ વિજિત-અનંગો રે. મુનિ૦ ૬૫
વીર-જિનૌષધ દાયગો રે, ધનસીહો અણગાર;
તીસય કુરુદત્તા સુણ્યા રે, રોહા બુદ્ધિ અણગારો રે. મુનિ૦ ૬૬
સુનક્ખત્ત ગયો બારમઈ રે, આઠમઈ સર્વાનુભૂતિ;
ગંગેયો ભગવઈ કહિઉ રે, લહિઉ સુજસ અનુભૂતિ રે. મુનિ૦ ૬૭

## ઢાલ ૬

કપૂર હુઇ અતિ ઉજલઉ રે—એ ઢાલ.

બૂઝયો પ્રતિમા-દર્શનઈં રે, મુનિવર આર્દ્રકુમાર;
ઉદય પેઢાલો પણમિઇ રે, બીજા અંગ મઝારિ. ૬૮

સોભાગી મુનિ સંભારિઇ સુખ થાઈ.
એહનઈં પ્રણમ્યઈ પાપ પલાઇ,
સોભાગી મુનિ સંભારિઇ સુખ થાઈ. ॥ એ આંચલી ॥

મેતારય મહિમાનિલો રે, ઈલાપુત્ત સુહ ઝાંણ;
ધર્મરુચી અણુઉદ્દિઉ રે, ચિલાઇપુત્ત સુજાણ. સોભાગી૦ ૬૯

ગંગામાં હૂઆ કેવલી રે, અન્નિયસુત વ્રત ધીર;
તીર્થ પ્રયાગ થયું સુરઇંજી, અર્ચિઉં તાસ શરીર. સોભાગી૦ ૭૦

શીતલ સૂરિ હુયા કેવલીજી, વલિ તસ ચઉ ભાણેજ;
દેવિલાસુત્ત કર્માસુતોજી, નિરમલ કેવલ તેજ. સોભાગી૦ ૭૧

શીલિં સુદંસણ આકરો રે, સિદ્ધિ ગયો જયદેવ;
મુનિ સુજાત વલિ વંદિઈ રે, જસ ગુણ ગાઈ દેવ. સોભાગી૦ ૭૨

શરણ હુયો ભવજલ તરિયાજી, ચંડરુદ્દ તસ સીસ;
ધન શાલિભદ્દ મહા રિદ્ધિ ત્યજી રે, જેહની અધિક જગીસ. ૭૩

કુરગડૂ ગુણ-ગાડૂઉરે, તપસી તસ ચઉપાસ;
પન્નરસઇં તાપસ નમું રે, જસ સિરિ ગૌતમ વાસ. સોભાગી૦ ૭૪

વીર જિણિંદ વેયાવચી રે, ધન ધન મુનિ લોહિચ્ચ;
ખૂઝિઓ ગીત સુણી સુણી રે, ખડુગ પ્રણમું નિચ્ચ. સોભાગી૦ ૭૫

દઢપ્રહારિ મુનિ ગાઇઇ રે, વલ્કલચીરી ધીર;
પ્રસન્નચંદ્ર રુષિરાજીઓ રે, જસ ગુણ બોલઈ વીર સોભાગી૦ ૭૬

## ઢાલ ૭

વીર જિણેસર શાસનિં, ગણધર ધીર ઇગ્યારો રે;
ઇંદભૂઇ પમુહા નમું, જે પામ્યા ભવ પારો રે. ૭૭

ગાઈઈ મુનિગુણ ગહગહી. (આંકણી)

જંબૂકુમાર મહાવતી, સોભાગી સિરદારો રે;
અવર ન મુગતિ-વધૂ વરી, જે પામી ભવતારો રે. ગાઈઈ૦ ૭૮

પ્રભવ સિજ્જંભવ વંદિઇ, જસભદ્દો ભદ્દબાહૂ રે;
સંભૂતિવિજય વખાણિઇ, ચઉદ પૂરવધર સાહૂ રે. ગાઇઇ૦ ૭૯

સીત સહી સુરવર થયા, ભદ્દબાહુ ચઉસીસા રે;
આર્ય મહાગિરિ ગુણગુરુ જયા, જિનકલ્પઇં સુજગીસા રે.ગા૦ ૮૦

આર્ય સુહત્થિ સુહંકરો, નલિણીગુલમ અજ્ઝયણઇં રે.
અવંતિસુકુમાલ કારય સર્યો, જેણિ ગણિ શુભવયણિં રે. ગાઇઇ૦૮૧

સીહ ઘરિં ઇક મુનિ રહિઓ, અહિ–બિલિ બીજો સુસુદ્દો રે;
ત્રીજો રહિઓ કુવા ઉપરિં, કોસ ઘરિં થૂલભદ્દો રે. ગાઇઇ૦ ૮૨

જે ગુરુરાજિ બોલાવિઓ, દુક્કર દુક્કરકારી રે;
તે થૂલિભદ્ર મુની જયો, શાસન–ઉન્નતિકારી રે. ગાઇઇ૦ ૮૩

અગનિ–શિખામાંહિ નવિ ચલિઓ, કાજલમાં રહિઓ કોરો રે;
શકડાલ સુત નવિ વેધિઓ, વેસ વયણિ ગુણરાગો રે. ગાઇઇ૦ ૮૪

પન્નવણા જેણિ ઉદ્ધરી, તે શ્યામાચારય વંદું રે;
સીહગિરિ સુગુરુ જાઇસિરો, પ્રણમી પાપ નિકંદું રે. ગાઇઇ૦ ૮૫

ધણગિરિ થેર સમિય વલી, વઇર અરિહદિન નામા રે;
સીહગિરિ સીસ ઉત્તમ જયા, એ ચઉ શુભ પરિણામા રે. ૮૬

દીઠો સુપનમાંહિ હરિ વંદઇં, પય પડઘો જિણિ પીધો રે;
વઇર સમાગમ અવસરિં, ભદ્રગુપત તે પ્રસિદ્ધો રે. ગાઇઇ૦ ૮૭

પંચ મહાવ્રત–ધર હૂઉ, ખટમાસી જેહ બાલો રે;
પાલણડઇ પઉઢઉ શ્રુત ભણિઉ, સાંભલતાં તતકાલો રે. ગાઇઇ૦ ૮૮

ગગનવિદ્યા જેણિ ઉદ્ધરી, કન્યા ધનિં જે ન લૂધો રે;
માહેસરી નૃપ જેહના, અતિશયથી પડિબુદ્ધો રે. ગાઇઇ૦ ૮૯

પય અણુસારિ વેઉવ્વિયા, નહગમણી જસ લદ્ધી રે;
વંદિઈ તેહ જાઇસિરો, સામી વયર સુબુદ્ધિ રે. ગાઈઇ૦ ૯૦

તેહનો ક્ષુલ્લક વંદિયઈ, ઉત્તમ અરથ પયત્તો રે;
લોકપાલઇ રથઇ વંદિઉ, શૈલ હૂઓ રહાવત્તો રે. ગાઇઇ૦ ૯૧

વંદિઇ વઇરસિણો મુણી, જેહથી હૂઇ વઈરી શાખા રે;
અજ્જ રક્ખિય નમું જેણિ કરી, ચઉ અનુયોગ પરિભાષા રે. ૯૨

અજ્જ રક્ખિય સૂરિ જેણિ કરિયો, વાલઘડા સમરિત્તો રે;
તે નવ પૂરવી વંદિઈ, દુબ્બલિયા પૂસમિત્તો રે. ગાઇઇ૦ ૯૩

જેણઇં દુભિક્ખ ટલ્યઇં કરિઓ, મથુરામાં અનુયોગો રે;
ખંદિલ તે સૂરિ વંદતાં, નાસઈ ભવ ભય શોગો રે. ગાઈઇ૦ ૯૪

સૂત્ર અરથ ગુણ આદરૂ, શમ દમ સુખ જસ ભરિઉ રે;
દેવઢ્ઢિ ખમાસમણો નમું, આગમ જેણિ ઉદ્ધરિઉ રે. ગાઈઇ૦ ૯૫

## ઢાલ ૭

ફગ્ગુસિરિ સમણી નઈ નાઇલ, શ્રાવક શ્રાવિકા સારી રે,
સત્યસિરી પરિવારઈ વરિઉ, મૂલઉત્તર ગુણ ધારી રે;
ઉત્સર્પિણી અંતઇં જે હોસઇં, દૂપસહો ગણિરાયા રે,
ક્ષાયક સમકિત દર્શન ભૂષત, તેહના પ્રણમું પાયા રે. ૯૬

બીજા પણિ જે અતિત અનાગત, વર્તમાન મુનિ હીરા રે,
ભરતૈરવત વિદેહઇં પ્રણમું, તે સવિ ગુણ ગંભીરા રે;
બંભી સુંદરિ રાઇમઇ નઈ, ચંદનબાલા આદિ રે,
શ્રમણી પણિ જે હુઈ નઇ હોસ્યઇ, તે સમરૂં અપ્રમાદિ રે. ૯૭

અંભનયરેમાં રહિય ચઉમાસું, સાધુતણા ગુણ ગાયા રે,
સંવત સતર ઇકવીસા(૧૭૨૧)વરસઇં, વિજયદશમિ સુખ પાયા રે;
શ્રી વિજયપ્રભસૂરિ વિરાજઇ, તપગચ્છકેરા રાયા રે,
તસ રાજિં ભવિજન હિત કાજિં, કીધા એહ સઝાયા રે. ૯૮

શ્રી કલ્યાણવિજય વર વાચક, તપગચ્છ ગયણ-દિણિંદા રે,
તાસ સીસ શ્રી લાભવિજય બુધ, આગમ-કઇરવ-ચંદા રે;
તાસ સીસ શ્રી જીતવિજય બુધ, શ્રી નયવિજય મુણિંદા રે,
વાચક જસવિજયઇં તસ સીસઇં, ગણિયા સાધુ-ગુણ વૃંદા રે. ૯૯

જે ભાવઇં એ ભણસ્યઇ ગણસ્યઇ, તસ ઘરિ મંગલમાલા રે,
સુકુમાલા બાલા ગુણવિશાલા, મોટા મણિમય થાલા રે;
બેટા બેટી બંધુર સિંધુર, ધણ કણ કંચણ કોડી રે,
અનુક્રમિં શિવ-લચ્છી તે લહિસ્યઇ, સુકૃત સંપદા જોડી રે. ૧૦૦

॥ કલશ ॥

ઇમ આઠ ઢાલ રસાલ મંગલ, હુયા આઠ સુહામણાં,
વર નાણ દંસણ ચરણ શુચિ ગુણ, કિયાં મુનિ-ગુણ-ભામણાં;
જે એહ ભણસ્યઇ તાસ ફલસ્યઇ ત્રિદશ-તરુ ઘર-અંગણઇં;
શ્રી નયવિજય બુધ ચરણ સેવક, જસવિજય વાચક ભણઇ. ૧૦૧

## ॥ ઇતિ શ્રી મહોપાધ્યાય શ્રી પં. શ્રી જસવિજય ગણિ કૃત 'સાધુવંદના' સંપૂર્ણ ॥ ૭ ॥

સવત ૧૭૬૬ વર્ષે ભાદ્રવા વદ ૭ બુધવાસરે લિખિ.

[ પત્ર ૮ પંક્તિ ૯ દાબડી ૮૨ નં. ૧૭૬ ફોફલીયાવાડા, પાટણનો ભંડાર.]

સમસ્તપંડિતમુગુટમણિ મહોપાધ્યાય

## શ્રીમદ્ યશોવિજયજી ગણિવર વિરચિત

## સમ્યક્ત્વના સડસઠ બોલ સ્વાધ્યાય.

આ સ્વાધ્યાય સુવિહિત શિરોમણિ સમર્થ શાસ્ત્રકાર શ્રી. હરિભદ્રસૂરિશ્વર વિરચિત સમ્યક્ત્વ સપ્તતિકા (પ્રાકૃત) ગ્રંથનો સરળ અને સુમધુર અનુવાદ છે.

### પ્રસ્તાવ.

દૂહા.

સુકૃતવલ્લિ-કાદંબિની, સમરી સરસ્વતી માત;<br>
સમકિત સડસઠ બોલની, કહિશ્યું મધુરી વાત. ૧

સમકિતદાયક ગુરૂતણો, પચ્ચુવયાર ન થાય;<br>
ભવ કોડાકોડે કરી, કરતાં સર્વ ઉપાય. ૨

દાનાદિક કિરિયા ન દિયે, સમકિત વિણ શિવશર્મ;<br>
તે માટે સમકિત વડું, જાણો પ્રવચનમર્મ. ૩

દર્શનમોહવિનાશથી, જે નિર્મલ ગુણઠાણ;<br>
તે નિશ્ચય સમકિત કહ્યું, તેહનાં એ અહિઠાણ. ૪

## ઢાળ પહેલી.

### સમ્યક્ત્વ સડસઠ બોલ.

વીરજિનેશ્વર ઉપદિશે અથવા દિએ દિએ દર્શણુ આપણું-એ દેશી

ચઉ સદ્દહણા તિ લિંગ છે, દશવિધ વિનય વિચારોરે;
ત્રિણિ શુદ્ધિ પણ દૂષણાં, આઠ પ્રભાવક ધારો રે. ૫

ત્રુટક

પ્રભાવક અડ પંચ ભૂષણ, પંચ લક્ષણ જાણીએ;
ષટ્ જયણા ષટ્ આગાર ભાવના, છવ્વિહા મન આણીએ;
ષટ્ ઠાણ સમકિતતણા સડસઠ, ભેદ એહ ઉદાર એ,
એહનો તત્ત્વવિચાર કરતાં, લહીજે ભવપાર એ. ૬

ઢાળ.

ચાર સદ્દહણા.

ચઉવિહ સદ્દહણાં તિહાં, જીવાદિક પરમત્થો રે;
પ્રવચનમાંહિ જે ભાખિયા, લીજે તેહનો અત્થોરે. ૭

ત્રુટક

તેહનો અર્થ વિચારીએ, એ પ્રથમ સદ્દહણા ખરી;
બીજી સદ્દહણા તેહની જે, જાણે મુનિ ગુણ જવહરી;
સંવેગ રંગ-તરંગ ઝીલે, માર્ગ શુદ્ધ કહે બુધા,
તેહની સેવા કીજીએ જિમ, પીજીએ સમતા-સુધા. ૮

## ઢાળ ચાલુ

સમકિત જેણે ગ્રહી વમ્યું, નિન્હવ ને અહાછન્દા રે;
પાસત્થા ને કુશીલિયા, વેષવિડંબક મંદા રે. ૯

## ત્રુટક

મંદા અનાણી દૂર છંડો, ત્રીજી સદ્દહણા ગ્રહી,
પરદર્શનીનો સંગ ત્યજીએ, ચોથી સદ્દહણા કહી;
હીણાતણો જે સંગ ન ત્યજે, તેહનો ગુણ નવિ રહે,
જ્યું[1] જલધિ-જલમાં ભલ્યું ગંગા,-નીર લૂણપણું લહે. ૧૦

# ઢાળ બીજી

## ત્રણ લિંગ

જંબુદ્વીપના ભરતમાં રે અથવા કપૂર હોવે અતિ ઉજલો રે-એ દેશી.

ત્રિણ લિંગ સમકિતતણાં રે, પહિલું શ્રુત અભિલાષ;
જેહથી શ્રોતા રસ લહે રે, જેહવો સાકર દ્રાખ રે;
પ્રાણી ! ધરીએ સમકિત રંગ,
જિમ લહિએ સુખ અભંગ રે. પ્રાણી !૦એ આંકણી. ૧૧
તરૂણ સુખી સ્ત્રી પરિવર્યો રે, ચતુર સુણે સુરગીત;
તેહથી રાગે અતિઘણે રે, ધર્મ સુણ્યાની રીત રે.[2] પ્રાણી !૦૧૨

૧ જૂઓ. ૨ નીતિરે.

ભૂખ્યો અટવી ઉતર્યો રે, જિમ દ્વિજ ઘેબર ચંગ;
ઇચ્છે તિમ જે ધર્મને રે, તેહિજ બીજું લિંગ રે. પ્રાણી!૦૧૩
વૈયાવચ્ચ ગુરૂદેવનું રે, ત્રીજું લિંગ ઉદાર;
વિદ્યાસાધક પરિ કરે રે, આલસ નવિય લગાર રે. પ્રાણી ૦૧૪

## ઢાલ ત્રીજી

### દશ પ્રકારનો વિનય

સમકિતનું મૂલ જાણીએજી અથવા પ્રથમ ગોવાલા તણે ભવેજી—એ દેશી.

અરિહંત તે જિન વિચરતાજી, કર્મ ખપી હુઆ સિદ્ધ;
ચેઇય જિનપડિમા કહીજી, સૂત્ર[1] સિદ્ધાંત પ્રસિદ્ધ;
ચતુર નર! સમજો વિનયપ્રકાર,
જિમ લહીએ સમકિત સાર—ચતુર. એ આંકણી. ૧૫

ધર્મ ક્ષમાદિક[2] ભાખિઓજી, સાધુ તેહના રે ગેહ;
આચારજ આચારનાજી, દાયક નાયક જેહ. ચતુર૦ ૧૬

ઉપાધ્યાય તે શિષ્યનેજી, સૂત્ર ભણાવણહાર;
પ્રવચન સંઘ વખાણીએજી, દર્શન[3] સમકિત સાર. ચતુર૦ ૧૭

ભગતિ બાહ્ય પ્રતિપત્તિથીજી, હૃદયપ્રેમ બહુમાન;
ગુણથુતિ અવગુણ ઢાંકવાજી, આશાતનની હાણ. ચતુર૦ ૧૮

પાંચ ભેદ એ દશ તણોજી, વિનય કરે અનુકૂલ;
સીંચે તેહ સુધારસેજી, ધર્મવૃક્ષનું મૂલ. ચતુર૦ ૧૯

૧ શ્રુત. ૨ ખિમાદિક. ૩ દરિસણ.

## ઢાલ ચોથી

### ત્રણ શુદ્ધિ

ધોબીડા તું ધોજે મનનું ધોતીયું અથવા લ્યાવો રે માલિણી–એ દેશી.

ત્રિણ શુદ્ધિ સમકિત તણી રે, તિહાં પહિલી મન–શુદ્ધિ રે;
શ્રી જિન ને જિનમત વિના રે, જૂઠ સકળ એ બુદ્ધિ રે;
ચતુર! વિચારો ચિત્તમાં રે. એ આંકણી. ૨૦
જિનભગતેં જે નવિ થયું રે, તે બીજાથી કેમ થાય રે?
એવું જે મુખે ભાખીએ રે, તે વચન–શુદ્ધિ કહેવાય રે;ચતુરા૦૨૧
છેદ્યો ભેદ્યો વેદના રે; જેહ[1] સહેતો અનેક પ્રકાર રે;
જિન વિણ પર સુર નવિ નમે રે,તેહ ની કાયા–શુદ્ધિ ઉદાર રે.ચતુરા૦૨૨

## ઢાળ પાંચમી

### પાંચ દૂષણ

મુનિમારગ, અથવા કડવાં ફળ છે ક્રોધના એ દેશી.

સમકિત–દૂષણ પરિહરો, તેહમાં પહિલી છે શંકા રે;
તે જિનવચનમાં મત કરો, જેહને સમ નૃપ રંકા રે,
સમકિત–દૂષણ પરિહરો– એ આંકણી. ૨૩
કંખા કુમતિની વાંછના, બીજું દૂષણ ત્યજીએ;
પામી સુરતરૂ પરગડો, કિમ બાઉલ ભજીએ? સમકિત૦ ૨૪
સંશય ધર્મનાં ફલતણો, વિતિગિચ્છા નામે;
ત્રીજું દૂષણ પરિહરો, નિજ શુભ પરિણામે. સમકિત૦ ૨૫

૧ વલી.

મિથ્યામતિ-ગુણ-વર્ણના, ટાળો ચોથો દોષ;
ઉનમારગી થુણતાં હુવે, ઉનમારગ-પોષ.     સમકિત૦ ૨૬
પાંચમો દોષ મિથ્યામતિ,-પરિચય નવિ કીજે;
ઇમ શુભમતિ અરવિંદની, ભલી વાસના લીજે. સમકિત૦ ૨૭

## ઢાળ છઠ્ઠી.

### આઠ પ્રભાવક

અભિનંદન જિન દરિસણ તરસીએ અથવા ભોલુડારે હંસા
વિષય ન રાચીએ એ દેશી.

આઠ પ્રભાવક પ્રવચનના કહ્યા, પાવયણી ધુરિ જાણ;
વર્ત્તમાનશ્રુતના જેહ અર્થનો, પાર લહે ગુણખાણ,
ધન ધન શાસન-મંડન મુનિવરા  એ આંકણી.     ૨૮

ધર્મકથી[1] તે બીજો જાણીએ, નંદિષેણ પરિ જેહ;
નિજ ઉપદેશે રે રંજે લોકને, ભંજે હૃદયસંદેહ.   ધન૦ ૨૯

વાદી ત્રીજો રે તર્કનિપુણ ભણ્યો, મલ્લવાદી પરિ જેહ;
રાજદુવારે જયકમલા વરે, ગાજંતો જિમ મેહ.   ધન૦ ૩૦

ભદ્રબાહુ પરિ જેહ નિમિત્ત કહે, પરમત-જીપણ કાજ;
તેહ નિમિત્તીરે ચોથો જાણીએ, શ્રીજિનશાસનરાજિ. ધન૦ ૩૧

તપ ગુણ ઓપે રે રોપે[2] ધર્મને, ગોપે નવિ જિનઆણ;
આસ્રવ લોપેરે નવિ કોપે કદા, પંચમ તપસી તે જાણ. ધન૦ ૩૨

૧. કથક. ૨ પોષે.

છઠ્ઠો વિદ્યા રે મંત્રતણો બલિ,[1] જિમ શ્રી વયર મુણિંદ;
સિદ્ધ સાતમો રે અંજનયોગથી, જિમ કાલિક મુનિચંદ. ધન૦ ૩૩

કાવ્ય સુધારસ મધુર અર્થ ભર્યાં, ધર્મહેતુ કરે જેહ;
સિદ્ધસેન પરિ રાજા[2] રીઝવે, અઠ્ઠમ વર કવિ તેહ. ધન૦ ૩૪

જવ નવિ હોવે પ્રભાવક એહવા, તવ વિધિપૂર્વ અનેક;
જાત્રા પૂજાદિક કરણી કરે, તેહ પ્રભાવક છેક. ધન૦ ૩૫

## ઢાળ સાતમી.

### પાંચ ભૂષણ

સતીય સુભદ્રાની દેશી.

સોહે સમકિત જેહથી, સખિ! જિમ આભરણે દેહ;
ભૂષણ પાંચ તે મનિ વસ્યાં,
સખિ! મન વસ્યાં તેહમાં નહિ સંદેહ.
મુજ સમકિતરંગ અચળ હોજોરે એ આંકણી. ૩૬

પહિલું કુશલપણું તિહાં, સખિ! વંદન ને પચ્ચક્ખાણ;
કિરિયાનો વિધિ અતિ ઘણો,
સખિ! અતિ ઘણો આચરે જેહ સુજાણ. મુજ૦ ૩૭

બીજું તીરથસેવના, સખિ! તીરથ તારે જેહ;
તે ગીતારથ મુનિવરા, સખિ! તેહશ્યું તેહશ્યું કીજે નેહ. મુજ૦ ૩૮

૧ વલી ૨ નરપતિ.

ભગતિ કરે ગુરુદેવની, સખિ! ત્રીજું ભૂષણ હોય;
કિણુહિ ચલાવ્યો નવિ ચલે,
સખિ! ચોથું એ ચોથું તે ભૂષણ જોય. સુજ૦ ૩૯

જિનશાસન અનુમોદના, સખિ! જેહથી બહુ જન[1] હુંત,
કીજે તેહ પ્રભાવના, સખિ! પાંચમું પાંચમું [2]ભૂષણ ખંત. સુજ૦ ૪૦

## ઢાળ આઠમી.

### પાંચ લક્ષણ

ધર્મ નવિ કીજે હો, અથવા ધર્મ જિનેશ્વર ગાઉં રંગશું-એ દેશી.

લક્ષણ પાંચ કહ્યાં સમકિતતણાં,ધુરિ ઉપશમ અનુકૂળ, સુગુણ નર!
અપરાધીશ્યું પણ નવિ ચિત્તથકી,ચિંતવીએ પ્રતિકૂલ,
સુગુણ નર! શ્રી જિનભાષિત વચન વિચારીએ, એ આંકણી. ૪૧

સુરનરસુખ જે દુઃખ કરી લેખવે, વંછે શિવસુખ એક; સુ૦
બીજું લક્ષણ તે અંગીકરે, સાર સંવેગશું ટેક. સુ૦ શ્રી જિન૦ ૪૨

નારક ચારક સમ ભવઉભગ્યો, તારક જાણીને ધર્મ; સુગુણ નર!
ચાહે નિકલવું નિર્વેદ તે,[3] ત્રીજું લક્ષણ મર્મ. સુ૦ શ્રી જિન૦ ૪૩

૧ હિત ૨. તેહ પ્રભાવ મન ભાવતા, પાચમું પાચમું
૩ નિર્વેદથી.

દ્રવ્યથકી દુઃખિયાની જે દયા, ધર્મહીણાની રે ભાવ; સુ૦
ચોથું લક્ષણ અનુકંપા કહી, નિજ શકતેં મન લાવ. સુ૦ શ્રી જિન૦ ૪૪

જે જિનભાખ્યું[1] તે નહિ અન્યથા, એહવો જે દૃઢ રંગ; સુ૦
તે આસ્તિકતા લક્ષણ પાંચમું, કરે કુમતિનો એ ભંગ. સુ૦ શ્રી જિન૦ ૪૫

## ઢાલ નવમી.

છ યત્ના

જિન જિન પ્રતિમા વંદન દીસે અથવા ત્રીજે ભવ વરસ્થાનક તપ કરી—એ દેશી.

પરતીર્થી પરના સુર તેણે, ચૈત્ય ગ્રહ્યાં વળી જેહ,
વંદન પ્રમુખ તિહાં નવિ કરવૂ, તે જયણા ષટ્ ભેયરે;
ભવિકા! સમકિત યતના કીજે. એ આંકણી ૪૬
વંદન તે કરયોજન[2] કહિએ, નમન તે શીશ નમાડયે;
દાન ઇષ્ટ અન્નાદિક[3] દેવૂં, ગૌરવ ભગતિ દેખાડયેરે. ભવિકા !૦ ૪૭
અનુપ્રદાન તે તેહને કહીએ, વાર વાર જે દાન;
દોષ કુપાત્રે પાત્રમતિએ, નહિ અનુકંપા માનરે. ભવિકા !૦ ૪૮
અણબોલાયે જેહ બોલવૂં,[4] તે કહિએ આલાપ;
વાર વાર આલાપ જે કરવો, તે જાણો સંલાપ રે. ભવિકા !૦ ૪૯
એ જયણાથી સમકિત દીપે, વલી દીપે વ્યવહાર;
એહમાં પણ કારણથી જયણા, તેહના અનેક પ્રકારરે. ભવિકા !૦ ૫૦

૧ શ્રી જિનભાષિત ૨ કરજોડન ૩સુપાત્રે ૪ ભાખવૂં.

## ઢાળ દશમી.

### ૭ આગાર

લલનાની દેશી.

શુદ્ધ ધર્મથી નવિ ચલે, અતિ દૃઢ ગુણ આધાર લલના;
તો પણ જે નહિ એહવા, તેહને એ આગાર લલના. ૫૧
બોલ્યું તેહવું પાલીએ, દંતીદંત સમ બોલ લલના;
સજ્જન[1]ના દુર્જનતણા, કચ્છપ કોટિને તોલ લલના. બોલ્યું૦ ૫૨
રાજા નગરાદિક ધણી, તસ શાસન અભિયોગ લલના;
તેહથી કાર્ત્તિકની પરે, નહિ મિથ્યાત્વસંયોગ લલના. બો૦ ૫૩
મેલો જનનો ગણ કહ્યો, બલ ચોરાદિક જાણ લલના;
ક્ષેત્રપાલાદિક દેવતા, તાતાદિક ગુરુ ઠાણ[2] લલના. બોલ્યું૦ ૫૪
વૃત્તિ દુર્લભ આજીવિકા, તે ભીષણકાંતાર લલના;
તે હેતે દૂષણ નહી, કરતાં અન્ય આચાર લલના. બોલ્યું૦ ૫૫

## ઢાળ અગીયારમી.

### ૬ ભાવના

રાગ મલ્હાર.

પાચ પોથી રે ઠવણી પાઠાં વિંટણાં એ દેશી.

ભાવીજે રે સમકિત જેહથી રૂઅડું,
તે ભાવના રે ભાવો મન કરી પરવડું;

૧ સજ્જન ને ૨ જાણ

જો સમકિત રે તાજું સાજું મૂલ રે,
તો વ્રતતરૂ રે દીએ શિવફલ અનુકૂલ રે. ૫૬

ત્રૂટક

અનુકૂલ મૂલ રસાલ સમકિત, તેહ વિણુ મતિઅંધ રે;
જે કરે કિરિયા ગર્વભરિયા, તેહ જૂઠો ધંધ રે;
એ પ્રથમ ભાવના ગુણો[1] રૂઅડી, સુણો બીજી ભાવના;
બારણું સમકિતધર્મપુરનું, એહવી તે પાવના. ૫૭

ઢાળ ચાલુ

ત્રીજી ભાવના રે સમકિતપીઠ જો દૃઢ સહી,
તો મોટો રે ધર્મપ્રાસાદ ડગે નહી;
પાયે ખોટે રે મોટે મંડાણ ન શોભીએ,
તેણે કારણુ રે સમકિતશ્યું ચિત્ત થોભીએ. ૫૮

ત્રૂટક

થોભીએ ચિત્ત નિત એમ ભાવી, ચોથી ભાવના ભાવીએ;
સમકિત નિધાન સમસ્ત ગુણનું, એહવું મન લાવીએ;
તે વિના છૂટાં રત્નસરિખા, મૂલ ઉત્તર ગુણ સવે;
કિમ રહે? તાકે જેહ હરવા, ચોરજોર ભવોભવે. ૫૯

ઢાળ ચાલુ

ભાવો પંચમી રે ભાવના શમ દમ સારરે,
પૃથ્વી પરિ રે સમક્તિ તસ આધાર રે;
છઠ્ઠી ભાવના રે ભાજન સમકિત જો મિલે,
શ્રુત શીલનો રે તો રસ તેહમાંથી[2] નવિ ઢલે. ૬૦

૧ ગુણે ૨ તેહમાં

ત્રૂટક

નવિ ઢલે સમકિતભાવના રસ, અમિય સમ સંવરતણો;
ષટ્ ભાવના એ કહી એહમાં, કરો આદર અતિ ઘણો;
ઇમ ભાવતાં[1] પરમાર્થ જલનિધિ, હોય નિતુ[2] ઝકઝોલ એ;
ઘન પવન પુણ્ય પ્રમાણ પ્રકટે, ચિદાનંદ કલ્લોલ એ. ૬૧

## ઢાલ બારમી.

### ૭ સ્થાનક

પરવ પન્હોતું, જે મુનિ વેષ શકે નવિ છંડી, અથવા મંગળ આઠ કરી જસ આગળ—એ દેશી.

ઠરે જિહાં સમકિત તે થાનક, તેહનાં ષટ્વિધ કહીએ રે;
તિહાં પહિલું થાનક 'છે ચેતન,' લક્ષણ આતમ લહીએ રે;
ખીરનીરપરિ પુદ્ગલમિશ્રિત, પણ તેહથી છે અલગો રે;
અનુભવ હંસચંચૂ જો લાગે, તો નવિ દીસે વલગો રે. ૬૨
બીજું થાનક 'નિત્ય આતમા,' જે અનુભૂત સંભારે રે;
બાળકને સ્તનપાનવાસના, પૂરવ ભવ અનુસારે રે;
દેવ મનુજ નરકાદિક તેહના, છે અનિત્ય પર્યાયા રે;
દ્રવ્યથકી અવિચલિત અખંડિત, નિજ ગુણ આતમરાયા રે. ૬૩
ત્રીજું સ્થાનક 'ચેતન કર્ત્તા,' કર્મતણો છે યોગે[3] રે;
કુંભકાર જિમ કુંભતણો જગ,[4] દંડાદિકસંયોગે રે;

૧ ભાવના ૨ નનુ ૩ કર્મ તણો છે યોગરે ૪ જે.

નિશ્ચયથી નિજ ગુણનો કર્ત્તા, અનુપચરિત વ્યવહારે રે;
દ્રવ્યકર્મનો નગરાદિકનો, તે ઉપચાર પ્રકારે રે. ૬૪
ચોથું થાનક 'ચેતન ભોક્તા,'[1] પુણ્ય પાપ ફલકેરો રે;
વ્યવહારે નિશ્ચય નય દ્દષ્ટે, ભુંજે નિજ ગુણ નેરો રે;
પાંચમું થાનક 'છે પરમ પદ,' અચલ અનંત સુખવાસો રે;
આધિ વ્યાધિ તન મનથી લહિએ, તસ અભાવે સુખ ખાસો[2] રે. ૬૫
છઠ્ઠું થાનક 'મોક્ષતણો છે, સંજમ જ્ઞાન ઉપાયો'રે;
જો સહજે લહીએ તો સઘળે, કારણ નિષ્ફલ થાયો રે;
કહે જ્ઞાનનય જ્ઞાનજ સાચું, તે વિણ જૂઠી કિરિયા રે;
ન લહે રૂપું રૂપું જાણી, સીપ ભણી જે ફિરિયા રે. ૬૬
કહે ક્રિયા નય 'કરિયા વિણ જે, જ્ઞાન તેહ શું કરશ્યે રે?
જલ પેસી કર પદ ન હલાવે, તારૂ તે કિમ તરશ્યે રે?'
દૂષણ ભૂષણ છે ઇહાં બહુલાં, નય એકેકને વાદે રે;
સિદ્ધાંતી તે બિહુ નય સાધે, જ્ઞાનવંત અપ્રમાદે રે. ૬૭
ઇણિ પરિ સડસઠ બોલ વિચારી, જે સમકિત આરાહે રે;
રાગદ્વેષ ટાલી મન વાલી, તે શમ સુખ અવગાહે રે;
જેહનું મન સમકિતમાં નિશ્ચલ, કોઈ નહીં તસ તોલે રે;
શ્રીનયવિજય વિબુધપયસેવક, વાચક જસ ઇમ બોલે રે. ૬૮

ઇતિ શ્રી સમકિતના સડસઠ બોલની
સજ્ઝાય સંપૂર્ણ.
ઢાલ ૧૨ ગાથા ૬૮

૧ છે 'તે ભોક્તા' ૨ સુખવાસોરે ૩ પખ.

# મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજીકૃત
# આઠ યોગ-દૃષ્ટિની સ્વાધ્યાય.*

## ઢાળ પહેલી.

### પ્રથમ મિત્રા દૃષ્ટિ-વિચાર

શિવ સુખ કારણ ઉપદિશી, યોગ તણી અડ દિઠ્ઠી રે;
તે ગુણ થુણી જિન વીરનો, કરશું ધર્મની પુઠ્ઠી રે.
વીર જિણેસર દેશના. ૧

સઘન અઘન દિન રયણિમાં, બાલ વિકલ ને અનેરા રે;
અરથ જોયે જિમ જૂજૂઆ, ઓઘ નજરે તિમ ફેરા રે. વીર૦ ૨

દર્શન જે હૂઆં જૂજૂઆં, તે ઓઘ નજરને ફેરે રે;
ભેદ થિરાદિક દૃષ્ટિમાં, સમકિતદૃષ્ટિને હેરે રે. વીર૦ ૩

દર્શન સકલના નય ગ્રહે, આપ રહે નિજ ભાવે રે;
હિતકરે[1] જનને સંજીવની, ચારો તેહ ચરાવે રે. વીર૦ ૪

દૃષ્ટિ થિરાદિક ચારમાં, મુગતિ પ્રયાણ ન ભાજે રે;
રયણિ શયન જિમ શ્રમ હરે, સુરનર સુખ તિમ છાજે રે. વીર૦ ૫

* સમર્થ શાસ્ત્રકાર, ૧૪૪૪ ગ્રંથ રત્નોના પ્રણેતા, યાકિની મહત્તરાસૂનુ શ્રીમાન્ હરિભદ્ર સૂરીશ્વર પ્રણીત 'શ્રી યોગદૃષ્ટિ સમુચ્ચય' ગ્રંથના આધારે આ અપૂર્વ સ્વાધ્યાયની રચના ગ્રંથકાર મહર્ષિએ કરેલી છે. ૧ હિતકરી

એહ પ્રસંગથી મેં કહ્યું, પ્રથમ દૃષ્ટિ હવે કહિયે રે;
જિહાં મિત્રા તિહાં બોધ જે, તે તૃણ અગનિસ્યો લહિયે રે. વીર૦ ૬

વ્રત પણ યમ ઇહાં સંપજે, ખેદ નહિ શુભ કાજે રે;
દ્વેષ નહિ વલી અવરશ્યું, એહ ગુણ અંગે વિરાજે રે. વીર૦ ૭

યોગનાં બીજ ઇહાં ગ્રહે, જિનવર શુદ્ધ પ્રણામો રે;
ભાવાચારજ–સેવના, ભવ–ઉદ્વેગ સુઠામો રે. વીર૦ ૮

દ્રવ્ય અભિગ્રહ પાલવા, ઓષધ પ્રમુખને દાને રે;
આદર આગમ આસરી, લિખનાદિક બહુમાને રે. વીર૦ ૯

લેખન પૂજન આપવું, શ્રુતવાચન ઉદ્‌ગ્રાહો રે;
ભાવ વિસ્તાર સઝાયથી, ચિંતન ભાવન ચાહો રે. વીર૦ ૧૦

બીજ કથા ભલી સાંભલી, રોમાંચિત હુએ દેહ રે;
એહ અવંચક યોગથી, લહિયે ધરમ–સનેહ રે. વીર૦ ૧૧

સદ્‌ગુરૂ યોગ વંદન ક્રિયા, તેહથી ફલ હોએ જેહો રે;
યોગ–ક્રિયા–ફલ ભેદથી, ત્રિવિધ અવંચક એહો રે. વીર૦ ૧૨

ચાહે ચકોર તે ચંદને, મધુકર માલતી ભોગી રે;
તિમ ભવિ સહજ ગુણે હોયે, ઉત્તમ નિમિત્ત સંયોગી રે. વીર૦ ૧૩

એહ અવંચક યોગ તે, પ્રગટે ચરમાવર્તે રે;
સાધુને સિદ્ધ દશા સમું, બીજનું ચિત્ત પ્રવર્તે રે. વીર૦ ૧૪

કરણ અપૂર્વના નિકટથી, જે પહેલું ગુણઠાણું રે;
મુખ્યપણે તે ઇહાં હોએ, સુજસ વિલાસનું ટાણું રે. વીર૦ ૧૫

## ઢાલ બીજી.

### બીજી તારા દૃષ્ટિ-વિચાર

મન મોહન મેરે એ દેશી.

દર્શન **તારા** દૃષ્ટિમાં, મન મોહન મેરે; ગોમય-અગનિ સમાન. મ૦
શૌચ સંતોષ ને તપ ભલા, મ૦ સઝાય ઇશ્વરધ્યાન. મ૦ ૧
નિયમ પંચ ઇહાં સંપજે, મ૦ નહિ ક્રિયા-ઉદ્વેગ; મ૦
જિજ્ઞાસા ગુણતત્ત્વની, મ૦ પણ નહિ નિજ હઠ ટેગ. મ૦ ૨
એહ દૃષ્ટિ હોય વરતતાં, મ૦ યોગ કથા બહુ પ્રેમ; મ૦
અનુચિત તેહ ન આચરે, મ૦ વાલ્યો વલે જિમ હેમ. મ૦ ૩
વિનય અધિક ગુણીનો કરે, મ૦ દેખે નિજ ગુણ-હાણિ; મ૦
ત્રાસ ધરે ભવ ભય થકી, મ૦ ભવ માને દુઃખ-ખાણ. મ૦ ૪
શાસ્ત્ર ઘણાં મતિ થોડલી, મ૦ શિષ્ટ કહે તે પ્રમાણ; મ૦
**સુજસ** લહે એહ ભાવથી, મ૦ ન કરે જૂઠ ડફાણ. મ૦ ૫

## ઢાલ ત્રીજી.

### ત્રીજી બલા દૃષ્ટિ-વિચાર

પ્રથમ ગોવાલ તણે ભવેજી રે એ દેશી.

ત્રીજી દૃષ્ટિ **બલા** કહીજી, કાષ્ટ-અગનિ સમ બોધ;
ક્ષેપ નહિ આસન સધે જી, શ્રવણ સમીહા શોધ રે.

જિનજી ! ધન ધન તુજ[1] ઉપદેશ. ૧.
*તરૂણ સુખી સ્રી પરિવર્યોજી, જિમ ચાહે સુરગીત;
સાંભલવા તિમ તત્ત્વનેજી,
એ દૃષ્ટિ સુવિનીત રે. જિનજી ! ધ૦ ૨
સરિ એ બોધ-પ્રવાહનીજી, એ વિણ શ્રુત થલ કૂપ;
શ્રવણ સમીહા તે કિસીજી ?,
શયિત સુણે જિમ ભૂપ રે. જિ૦ ધ૦ ૩
મન રીઝે તનુ ઉલ્લસેજી, રીઝે બુઝે એક તાન;
તે ઈચ્છા વિણ ગુણ-કથાજી,
બહિરા આગલ ગાન રે. જિ૦ ધ૦ ૪
વિઘન ઈહાં પ્રાયે નહિજી, ધર્મ-હેતુ માંહિ કોય;
અનાચાર-પરિહારથીજી, **સુજસ** મહોદય હોય રે. જિ૦ ધ૦ ૫

## ઢાલ ચોથી.

### ચોથી દીપ્રા દૃષ્ટિ-વિચાર

ઝાંઝરીયા મુનિવર ! ધન ધન તુમ અવતાર એ દેશી.

યોગ દૃષ્ટિ ચોથી કહી જી, **દીપ્રા** તિહાં ન ઉત્થાન;
પ્રાણાયામ તે ભાવથી જી, દીપ-પ્રભાસમ જ્ઞાન.
મન મોહન જિનજી ! મીઠી તાહરી વાણિ. ૧

૧ તુમ્હ

* સરખાવોઃ તરૂણ સુખી સ્રી પરવર્યો રે, ચતુર સુણે સુરગીત
તેહથી રાગે અતિ ઘણે રે, ધર્મ સુણ્યાની રીત.
કર્ત્તાની સમ્યક્ત્વ ૬૭ બોલ સ્વાધ્યાય કડી ૧૨.

બાહ્ય ભાવ રેચક ઈહાંજી, પૂરક અંતર ભાવ;
કુંભક થિરતા ગુણે કરીજી, પ્રાણાયામ સ્વભાવ. મન૦ ૨

ધર્મ અરથે ઈહાં પ્રાણનેજી, છાંડે પણ નહિ ધર્મ;
પ્રાણ અરથે સંકટ પડેજી, જૂઓ એ દૃષ્ટિનો મર્મ. મન૦ ૩

તત્ત્વશ્રવણ મધુરોદકેજી, ઈહાં હોએ બીજ-પ્રરોહ;
ખાર ઉદકસમ ભવ ત્યજેજી, ગુરૂભગતિં અદ્રોહ, મન૦ ૪

સૂક્ષ્મ બોધ તો પણ ઇહાંજી, સમકિત વિણુ નવિ હોય;
વેદ્ય સંવેદ્યપદે કહ્યોજી, તે ન અવેદ્યેં જોય. મન૦ ૫

વેદ્ય બંધ શિવહેતુ છેજી, સંવેદન તસ નાણ;
નય-નિક્ષેપે અતિ ભલુંજી, વેદ્ય સંવેદ્ય પ્રમાણ. મન૦ ૬

તે પદ ગ્રંથિ વિભેદથીજી, છેહલી પાપ પ્રવૃત્તિ;
તપ્ત લોહ પદ ધૃતિ સમીજી, તિહાં હોએ અંતે નિવૃત્તિ. મન૦ ૭

એહ થકી વિપરીત છેજી, પદ જે અવેદ્ય સંવેદ્ય;
ભવ-અભિનંદી જીવનેજી, તે હોએ વજ્ર અભેદ્ય. મન૦ ૮

લોભી કૃપણ દયામણોજી, માયી મચ્છર ઠાણ;
ભવ-અભિનંદી ભયભર્યોજી, અફલ આરંભ અયાણ. મન૦ ૯

એહવા અવગુણવંતનુંજી, પદ જે[1] અવેદ્ય કઠોર;
સાધુ સંગ આગમ તણોજી, તે જીતે ધરિ જોર.[2] મન૦ ૧૦

૧ છે ૨ તે જીત્યો ધુરિધોર-ધુરંધોર.

તે જીતે સહજે ટલેજી, વિષમ કુતર્ક પ્રકાર;
દૂર નિકટ હાથી હણેજી, જિમ એ બઠર વિચાર. મન૦ ૧૧

'હું પામ્યો સંશય નહીજી', મૂરખ કરે એ વિચાર;
આલસુઆ ગુરૂ શિષ્યનાજી, તે તો વચન પ્રકાર. મન૦ ૧૨

ધીજે તે પતિઆવવુંજી, આપ-મતેં અનુમાન;
આગમને અનુમાનથીજી, સાચું લહે સુજ્ઞાન. મન૦ ૧૩

નહિ સર્વજ્ઞ તે જૂજૂઆજી, તેહના જે વલી દાસ;
ભગતિ દેવની પણ કહીજી, ચિત્ર અચિત્ર પ્રકાશ. મન૦ ૧૪

દેવ સંસારી અનેક છેજી, તેહની ભક્તિ વિચિત્ર;
એક રાગ પર દ્વેષથીજી, એક મુગતિની અચિત્ર. મન૦ ૧૫

ઇંદ્રિયાર્થગત બુદ્ધિ છેજી, જ્ઞાન છે[1] આગમ હેત;
અસંમોહ શુભ કૃતિ ગુણેજી, તેણે ફલ ભેદ સંકેત. મન૦ ૧૬

આદર ક્રિયા-રતિ ઘણીજી, વિઘન ટલે મિલે લચ્છિ;
જિજ્ઞાસા બુધ સેવનાજી, શુભ કૃતિ ચિન્હ પ્રત્યચ્છિ. મન૦ ૧૭

બુદ્ધિ ક્રિયા ભવ ફલ દિએ, જ્ઞાન ક્રિયા શિર અંગ;
અસંમોહ ક્રિયા દિએજી, શીઘ્ર મુગતિ ફલ ચંગ. મન૦ ૧૮

પુદ્ગલ રચના કારમીજી, તિહાં જસ ચિત્ત ન લીન;
એક માર્ગ તે શિવ તણોજી, ભેદ લહે જગ દીન. મન૦ ૧૯

શિષ્યભણી જિન દેશનાજી, કે[2] જન પરિણતિ ભિન્ન;
કે[3] મુનિની નય દેશનાજી, પરમાર્થથી અભિન્ન. મન૦ ૨૦

૧ તે ૨ કહે ૩ કહે

શબ્દભેદ-ઝઘડો કિસ્યોજી ?, પરમારથ જો એક;
કહો ગંગા કહો સુરનદીજી, વસ્તુ ફિરે નહિ છેક. મન૦ ૨૧

ધમ ક્ષમાદિક પણ મિટેજી, પ્રગટે ધર્મ-સંન્યાસ;
તો ઝઘડા ઝોંટા[1] તણોજી, મુનિને કવણ અભ્યાસ ? મન૦ ૨૨

અભિનિવેશ સઘલો ત્યજીજી, ચાર લહી જેણે દૃષ્ટિ;
તે લહશ્યે હવે પાંચમીજી, સુજસ અમૃત ઘન વૃષ્ટિ. મન૦ ૨૩

## ઢાલ પાંચમી.

### પાંચમી સ્થિરા દૃષ્ટિ-વિચાર

ધન ધન સંપ્રતિ સાચો રાજા-એ દેશી.

દૃષ્ટિ **થિરા** માંહે દર્શન નિત્યે, રત્ન-પ્રભા સમ જાણો રે;
ભ્રાંતિ નહિ વલી બોધ તે સૂક્ષ્મ, પ્રત્યાહાર વખાણો રે. ૧

એ ગુણ **વીર** તણો ન વિસારું, સંભારું દિન રાત રે;
પશુ ટાલી સુરરૂપ કરે જે, સમકિતને અવદાત રે.
એ ગુણ **વીર** તણો ન વિસારું-આંકણી. ૨

બાલ ધૂલિ ઘર લીલા સરિખી, ભવ-ચેષ્ટા ઇહાં ભાસે રે;
ઋદ્ધિ વૃદ્ધિ[2] ઘટમાં સવિ પ્રકટે,[3]
અષ્ટ મહા-સિદ્ધિ પાસે રે. એ ગુણ૦ ૩

૧ ઝાંટા. ૨ સિદ્ધિ. ૩ પેસે.

વિષય વિકારે ન ઇંદ્રિય જોડે, તે ઇહાં પ્રત્યાહારો રે;
કેવલ જ્યોતિ તે તત્ત્વ પ્રકાશે,
શેષ ઉપાય અસારોરે. એ ગુણ૦ ૪
શીતલ ચંદનથી પણ ઉપન્યો, અગનિ દહે જિમ વનને રે;
ધર્મ-જનિત પણ ભોગ ઇહાં તિમ,
લાગે અનિષ્ટ તે મનને રે. એ ગુણ૦ ૫
અંશે હોએ ઈહાં અવિનાશી, પુદ્ગલજાલ તમાસી રે;
ચિદાનંદઘન સુજસવિલાસી,
કિમ હોય જગનો આશી રે ? એ ગુણ૦ ૬

## ઢાલ છઠ્ઠી

### છઠ્ઠી કાંતા દૃષ્ટિ-વિચાર

ભોલીડા હંસારે વિષય ન રાચીયે-એ દેશી.

અચપલ રોગ રહિત નિષ્ઠુર નહિ, અલ્પ હોય દોય નીતિ;
ગંધ તે સારોરે કાંતિ પ્રસન્નતા, સુસ્વર પ્રથમ[1] પ્રવૃત્તિ.
ધન ધન શાસન શ્રી જિનવરતણું. એ આંકણી. ૧
ધીર પ્રભાવી રે આગલે યોગથી, મિત્રાદિક યુત ચિત્ત;
લાભ ઈષ્ટનો રે દ્વંદ્વ અધૃષ્યતા, જનપ્રિયતા હોય નિત્ય. ધન૦ ૨
નાશ દોષનો રે તૃપતિ પરમ લહે, સમતા ઉચિત સંયોગ;
નાશ વયરની રે બુદ્ધિ ઋતંભરા[2] એ નિષ્પન્નહ યોગ. ધન૦ ૩

૧ પ્રમુખ. ૨ ઋતંભરા.

ચિન્હ યોગનાં રે જે પરગ્રંથમાં, યોગાચારય દિઠ્ઠ;
પંચમ દૃષ્ટિ થકી સવિ જોડીયે, એહવા તેહ ગરિઠ્ઠ. ધ૦ ૪

છઠ્ઠિ દિઠ્ઠિ રે હવે કાંતા કહું, તિહાં તારાભ-પ્રકાશ;
તત્ત્વમીમાંસારે દૃઢ હોએ ધારણા, નહિ અન્ય શ્રુત વાસ. ધ૦ ૫

મન મહિલાનું રે વહાલા ઉપરે, બીજાં કામ કરંત;
તિમ શ્રુતધર્મેંરે એહમાં મન ધરે, જ્ઞાનાક્ષેપકવંત. ધ૦ ૬

એહવે જ્ઞાનેરે વિઘન-નિવારણે, ભોગ નહિ ભવ હેત;
નવિ ગુણ દોષ ન વિષય સ્વરૂપથી, મનગુણ અવગુણ ખેત. ધ૦ ૭

માયા પાણી રે જાણી તેહને, લંઘી જાએ અડોલ;
સાચું જાણી રે તે બીહતો રહે, ન ચલે ડામાડોલ. ધ૦ ૮

ભોગ તત્ત્વને રે ઇમ ભય નવિ ટલે, જૂઠા જાણે રે ભોગ;
તે એ દૃષ્ટિ રે ભવસાયર તરે, લહે વલી **સુજસ** સંયોગ. ધ૦ ૯

## ઢાલ સાતમી

### સાતમી પ્રભાદૃષ્ટિ-વિચાર

એ છિંડિ કિહાં રાખી-એ દેશી.

અર્ક-પ્રભાસમ બોધ **પ્રભામાં**, ધ્યાન-પ્રિયા એ દિઠ્ઠિ;
તત્વતણી પ્રતિપત્તિ ઇહાં વલી, રોગ નહી સુખ-પુઠ્ઠી રે.
ભવિકા ! **વીર**-વચન ચિત્તિ ધરિએ. એ આંકણી. ૧

સઘલું પરવશ તે દુઃખ લક્ષણ, નિજવશ તે સુખ લહિએ;
એ દૃષ્ટેં આતમગુણ પ્રગટે, કહો સુખ તે કુણ કહિએ રે ? ભ૦ ૨

નાગર-સુખ પામર નવિ જાણે, વલ્લભ-સુખ ન કુમારી;
અનુભવ વિણુ તિમ ધ્યાન તણું સુખ, કુણુ જાણે નર નારી રે? ભ૦ ૩

એહ દૃષ્ટિમાં નિર્મલ બોધે, ધ્યાન સદા હોએ સાચું;
દૂષણુ રહિત નિરંતર જ્યોતિએ, રતન તે દીપે જાચું રે. ભ૦ ૪

વિષભાગક્ષય શાંતવાહિતા, શિવમારગ ધ્રુવ નામ;
કહે અસંગ ક્રિયા ઇહાં યોગી, વિમલ સુજસ પરિણામ રે. ભ૦ ૫

## ઢાલ આઠમી.

### આઠમી પરા દૃષ્ટિ-વિચાર

રાગ પરજીઓ, ત્રિપદીની, આગે પૂર્વ વાર નવાણું, અથવા તુજ સાથે નહિ બોલું મારા વાલ્હા! વાલ્હા! તેં મુજને વિસારીજી એ દેશી.

દષ્ટિ આઠમી સાર સમાધિ, નામ **પરા** તસ જાણુંજી,
આપ સ્વભાવે પ્રવૃત્તિ પૂરણુ, શશિસમ બોધ વખાણુંજી;
નિરતિચારપદ એહમાં યોગી, કહિયે નહિ અતિચારીજી;
આરોહે આરૂઢે[1] ગિરિને, તિમ એહની ગતિ ન્યારીજી. ૧

ચંદન ગંધ સમાન ખિમા ઇહાં, વાસકને ન ગવેષેજી;
આસંગે વર્જિત વલી એહમાં, કિરિયા નિજ ગુણ લેખેજી;
શિક્ષાથી જિમ રતનનિયોજન, દૃષ્ટિ ભિન્ન તિમ એહોજી;
તાસ નિયોગે કરણુ અપૂર્વે, લહે મુનિ કેવલ-ગેહોજી. ૨

૧ આરૂઢન

ક્ષીણદોષ સર્વજ્ઞ મહામુનિ, સર્વ લબ્ધિ-ફલ ભોગેજી;
પર ઉપગાર કરી શિવસુખ તે, પામે યોગ અયોગેજી.
સર્વ શત્રુક્ષય સર્વ વ્યાધિલય, પૂરણ સર્વ સમીહાજી;
સર્વ અરથ યોગે સુખ તેહથી, અનંત ગુણહ નિરીહાજી. ૩

## ઉપસંહાર.

એ અડ દિટ્ઠિ કહી સંક્ષેપે, યોગશાસ્ત્ર સંકેતેજી,
કુલયોગી ને પ્રવૃત્તચક્ર જે, તેહ તણે હિત હેતેજી;
યોગી કુલે જાયા તસ ધર્મે, અનુગત તે 'કુલયોગી'જી;
અદ્વેષી ગુરૂ-દેવ-દ્વિજ-પ્રિય, દયાવંત ઉપયોગીજી. ૪

શુશ્રૂષાદિક (અડ) ગુણ સંપૂરણ, 'પ્રવૃત્તચક્ર' તે કહિયેજી;
યમદ્વય-લાભી પરદુગ અર્થી, આદ્ય અવંચક લહિયેજી;
ચાર અહિંસાદિક યમ ઇચ્છા, પ્રવૃત્તિ થિર સિદ્ધિ નામેજી;
શુદ્ધ રૂચે[1] પાલ્હે અતિચારહ, ટાલે[2] ફલ પરિણામેજી. ૫

કુલ-યોગી ને પ્રવૃત્તચક્રને, શ્રવણ શુદ્ધિ પક્ષપાતજી;
યોગદૃષ્ટિ ગ્રંથે હિત હોવે, તેણે કહી એ વાતજી;
શુદ્ધ ભાવ ને સૂની કિરિયા, બેહુમાં અંતર કેતોજી?
ઝલહલતો સૂરજ ને ખજૂઓ, તાસ તેજમાં જેતોજી. ૬

ગુહ્ય ભાવ એ તેહને કહિયે, જેહશું અંતર ભાંજેજી;
જેહશું ચિત્ત પટંતર હોવે, તેહશું ગુહ્ય ન છાજેજી;
યોગ્ય અયોગ્ય વિભાગ અલહતો, કહસ્યે મોટી વાતોજી;
ખમસ્યે તે પંડિત-પરષદમાં, મુષ્ટિ-પ્રહાર ને લાતોજી. ૭.

---

૧ શુદ્ધ રૂચિં ૨ ત્યાગેં.

સભા ત્રણ શ્રોતા ગુણ અવગુણ, **નંદી** સૂત્રે દીસેજી;
તે જાણી એ ગ્રંથ યોગ્યને, દેજો સુગુણ જગીશેજી;
લોક પૂરજો નિજ નિજ ઇચ્છા, યોગ ભાવ ગુણ રયણેજી;
**શ્રી નયવિજય** વિબુધ પય સેવક, વાચક **જસને** વયણેજી. ૮

ઇતિ શ્રી આત્મ પ્રબોધક જીપક સજ્ઝાય સંપૂર્ણ : ॥છા॥ સંવત્ ૧૭૩૬ વર્ષે વૈશાખ વદિ ૫ દિને શનિવાસરે ॥ મહોપાધ્યાય શ્રી શ્રી શ્રી ૨૧ શ્રી શ્રી શ્રી દેવવિજય ગણિ શિષ્ય પંડિત શ્રી ૧૯ શ્રી માનવિજયગણિ તચ્છિષ્ય પંડિત શ્રી ૫ શ્રી **પ્રીતિ**વિજય ગણિ તત્ સ્વશિષ્ય મુનિ કેશરવિજયેન લિપીકૃતં ॥ ૫–૧૩ પ્ર. શ્રી કાંતિવિજય પાસેની પ્રતિ.

**ઇતિ શ્રીમદ્ યશોવિજય વાચક વિરચિત**

**આઠ યોગદૃષ્ટિ ઉપર સજ્ઝાય સંપૂર્ણ**

# સકલ પંડિત શિરોમણિ મહોપાધ્યાય
# શ્રીમદ્ યશોવિજય વાચક વિરચિત
## અઢાર-પાપસ્થાનક સ્વાધ્યાય

### ૧. હિંસા પાપસ્થાનક સ્વાધ્યાય.

કપૂર હોએ અતિ ઉજલૂ રે—એ દેશી.

પાપસ્થાનક પહિલું કહ્યું રે, હિંસા નામે દુરંત;
મારે જે જગ-જીવને[1] રે, તે લહે મરણ અનંત રે. ૧

પ્રાણી ! જિનવાણી ધરો ચિત્ત. એ આંકણી.

માતપિતાદિ અનંતનાં રે, પામે વિયોગ તે મંદ;
દારિદ્ર દોહગ નવિ ટલે રે, મિલે ન વલ્લભ-વૃંદ રે. પ્રાણી ! ૨

હોએ વિપાકે દશગણું રે,[2] એક વાર કિયું[3] કર્મ;
શત સહસ્ર કોડિ ગમે રે, તીવ્ર ભાવના મર્મ રે. પ્રાણી ! ૩

'મર'[4] કહેતાં પણ દુઃખ હુવે રે, મારે કિમ નવિ હોય ?
હિંસા ભગિની અતિ બૂરી રે, વૈશ્વાનરની જોય રે. પ્રાણી ! ૪

તેહને જોરે જે હુઆ રે, રૌદ્ર—ધ્યાન—પ્રમત્ત;
નરક-અતિથિ તે નૃપ હુઆ રે, જિમ સુભૂમ બ્રહ્મદત્ત રે. પ્રાણી ! ૫

૧ નર જીવનેરે ૨ દશ ગણુારે ૩ કિયાં, કર્યાં. ૪ 'મેર'

+રાય વિવેક કન્યા ક્ષમારે,[૧] પરણાવે જસ સાય;[૨]
તેહ થકી દૂરે ટલે રે, હિંસા નામ બલાય રે. પ્રાણી ! ૬

## ૨. મૃષાવાદ પાપસ્થાનક સ્વાધ્યાય.

લાછલદે માત મલ્હાર.-એ દેશી.

બીજું પાપનું સ્થાન, મૃષાવાદ દુર્ધ્યાન;
આજહો છંડોરે ભવિ ! મંડો[૩] ધર્મશું પ્રીતડીજી. ૧

વૈર-ખેદ-અવિશ્વાસ, એહથી દોષ અભ્યાસ;
આજ હો થાયે રે, નવિ જાએ વ્યાધિ અપથ્યથીજી. ૨

રહિવું કાલિક સૂરિ, પરિજન વચન તે ભૂરિ;
આજ હો સહવું રે, નવિ કહવું જૂઠ ભયાદિકેજી. ૩

આસન ધરત આકાશ, વસુ નૃપ હુઓ સુપ્રકાશ;
આજ હો જૂઠે રે, સુર રૂઠે ઘાલ્યો રસાતલેજી. ૪

જે સત્ય વ્રત ધરે ચિત્ત, હોય જગમાંહિં પવિત્ત;
આજ હો તેહને રે, નવિ ભય સુર-વ્યંતર-યક્ષથીજી. ૫

જે નવિ ભાખે અલીક, બોલે ઠાવું ઠીક;
આજ હો ટેકેરે, સુવિવેકે **સુજસ** તે સુખ વરેજી. ૬

૧ ખિમારે ૨ સાઈ, સાંય. ૩ છાડોરે ભવિ માડો.

+ સરખાવોઃ- કવિકૃત વૈરાગ્યકલ્પલતા--તૃતીય સ્તબક શ્લોક ૪૧ ને તે પછીના.

## ૩. અદત્તા દાન પાપ સ્થાનક સ્વાધ્યાય.

નિંદરડી વેરણુ હુઇ રહી–એ દેશી.

ચોરી વ્યસન નિવારીયે, પાપસ્થાનક હો ત્રીજું કહ્યું ઘોર કે;
ઇહભવિ પરભવિ દુઃખ ઘણાં,
એહ વ્યસને હો પામે જગ ચોરકે.[1] ચોરી૦ ૧

ચોર તે પ્રાયે દરિદ્રી હુયે, ચોરીથી હો ધન ન ઠહરે નેટ કે;
ચોરનો કોઇ ધણી નહિ,
પ્રાયે ભૂખ્યું હો રહે ચોરનું પેટ કે.[2] ચોરી૦ ૨

જિમ જલમાંહે નાખીઓ, તલે આવે હો જલને અયગોલ કે;
ચોર કઠોર કરમ કરી,
જાયે નરકે હો તિમ નિપટ નિટોલ કે. ચોરી૦ ૩

નાઠું–પડયું–વલી વીસર્યું,–રહ્યું–રાખ્યું–હો થાપણ કર્યું જેહ કે;
તૃણ–તુસ માત્ર ન લીજીયે,
અણદીધું હો કિહાં કોઇનું તેહ કે. ચોરી૦ ૪

*દૂરે અનર્થ સકલ[3] ટલે, મિલે વાહલાહો સઘલે જસ થાય કે;
સુર સુખનાં હુએ ભેટણાં,
વ્રત ત્રીજું હો આવે જસ દાય કે[4] ચોરી૦ ૫

૧ ઇહભવ પરભવ દુઃખ હોએ, લહે પ્રાણીહો એહથી અતિ જોરકે ૨ પ્રાયે ભૂખ્યો હો હોય ચોરનો પેટ કે. ૩ સંકટ. ૪ જસવાઇ કે

* સરખાવો–"અનર્થાદૂરતો યાન્તિ, સાધુવાદઃ પ્રવર્તતે ।
સ્વર્ગસૌખ્યાનિ ઢૌકન્તે, સ્ફુટમસ્તેયચારિણામ્ ॥
–યોગશાસ્ત્ર.

ત્યજી ચોરપણું ચોરતાં, હુએ દેવતા હો રોહિણીયો જેમ કે;[1]
એહ વ્રતથી સુખ **જસ** લહે,[2]
વલી પ્રાણી હો વહે પુણ્યસ્યું પ્રેમ કે. ચોરી૦ ૬

## ૪. અબ્રહ્મચર્ય પાપસ્થાનક સજઝાય.

તુમ્હે બહુ મિત્રીરે સાહિબા !, અથવા કોઇ સુધ લાવો દીનાનાથની–
એ દેશી.

પાપસ્થાનક ચોથું[3] વર્જિએ, દુર્ગતિ મૂલ અબંભ;
જગ સવિ મૂંઝ્યો છે એહમાં, છાંડે[4] તેહ અચંભ. પાપ૦ ૧
રૂડું લાગે રે એ ધુરે, પરિણામે અતિ અતિ ક્રૂર;
ફલ કિંપાકની[5] સારિખું, વરજે સજ્જન દૂર. પાપ૦ ૨
અધર વિદ્રુમ સ્મિત ફૂલડાં, કુચ ફલ કઠિન વિશાલ,
રામા દેખી ન રાચિયે, એ વિષવેલિ[6] રસાલ. પાપ૦ ૩
પ્રબલ જ્વલિત અય–પૂતલી, આલિંગન ભલું તંત;
નરક–દુવાર નિતંબિની,–જઘન–સેવન તે દુરંત. પાપ૦ ૪
દાવાનલ ગુણ–વન તણો, કુલ–મશીકૂર્ચક એહ;
રાજધાની મોહરાયની, પાતક–કાનન–મેહ. પાપ૦ ૫
*પ્રભુતાયે હરિ સારિખો, રૂપે મયણ અવતાર;
સીતાએ રે **રાવણ** યથા, છાંડવો પરનર નારિ.[7] પાપ૦ ૬

૧ ત્યજી ચોરપણુ દેવતા, હોએ નિશ્ચલહો રોહિણીયો જેમ કે ૨ જશ સુખ ૩ ચોથો ૪ છોડે ૫ કિંપાક ૬ વેલ ૭ છાંડો તુમે પરનાર, છંડો તુમે નરનાર.

* સરખાવો:–" ઐશ્વર્યરાજરાજોऽपि, रूपमीनध्वजोऽपि च ।
सीतया रावण इव, त्याज्यो नार्या नरः परः ॥ "
–શ્રી યોગશાસ્ત્ર દ્વિતીય પ્રકાશ.

દશ શિર રજમાંહે રોલીયાં[1], રાવણ વિવશ અખંભ;
રામે ન્યાયે રે આપણો, રોપ્યો જગિ જય-થંભ. પાપ૦ ૭
પાપ બંધાએ રે અતિ ઘણાં, સુકૃત સકલ ક્ષય જાય;
અબ્રહ્મચારીનૂં ચિંતવ્યું, કદિય સફલ નવિ થાય. પાપ૦ ૮
મંત્ર ફલે જગિ જસ વધે, દેવ કરે રે સાનિધ;[2]
બ્રહ્મચર્ય ધરે જે નરા, તે પામે નવનિધ.[3] પાપ૦ ૯
શેઠ સુદર્શનને ટલી, શૂલિ સિંહાસન હોય;
ગુણ ગાયે ગગને દેવતા, મહિમા શીલનો જોય. પાપ૦ ૧૦
મૂલ ચારિત્રનું એ ભલું, સમકિત-વૃદ્ધિ-નિદાન;
શીલ સલિલ ધરે[4] જિકે, તસ હુએ સુજસ વખાણ. પાપ૦ ૧૧

## ૫. પરિગ્રહ પાપસ્થાનક સ્વાધ્યાય.

સુમતિ સદા દિલમાં ધરો-એ દેશી.

પરિગ્રહ મમતા પરિહરો, પરિગ્રહ દોષનું મૂલ; સલૂણે;
પરિગ્રહ જેહ ધરે ઘણો, તસ તપ-જપ પ્રતિકૂલ. સલૂણે. ૧
પરિગ્રહ મમતા પરિહરો૦ એ આંકણી
×નવિ પલટે મૂલ રાશિથી, માર્ગી કદિય ન હોય; સલૂણે,
પરિગ્રહ-ગ્રહ છે અભિનવો, સહુને દિએ દુઃખ સોય
સલૂણે, પરિગ્રહ૦ ૨

૧ રોલવ્યા ૨ સાનિધિ ૩ નવનિધિ ૪ ધટે.
× સરખાવો-" न परावर्तते राशे,-र्वक्रतां जातु नोज्झति ।
परिग्रहग्रहः कोऽयं, विडम्बितजगत्त्रयः ॥ "
સ્વકૃત જ્ઞાનસાર-પરિગ્રહાષ્ટક

+પરિગ્રહ મદ ગુરૂઅત્તણે, ભવ માંહિ પડે જંત; સલૂણે
યાનપાત્ર જિમ સાયરે, ભારાક્રાંત અત્યંત. સલૂણે પરિગ્રહ૦ ૩

*જ્ઞાન-ધ્યાન હય-ગયવરે, તપ-જપ-શ્રુત પરિતંત; સલૂણે
છોડે પ્રથમ પ્રભુતા લહે,[૧] મુનિ પણ પરિગ્રહવંત.
સલૂણે. પરિગ્રહ૦ ૪

×પરિગ્રહ-ગ્રહવશે લિંગિયા, લે કુમતિ રજ સીસ; સલૂણે
જિમ તિમ જગિ લવતા ફિરે, ઉનમત્ત હુઇ નિસદીસ.
સલૂણે પરિગ્રહ૦ ૫

તૃપતો ન જીવ પરિગ્રહે, ઇંધણુથી જિમ આગ; સલૂણે.
તૃષ્ણા-દાહ તે ઉપસમે, જલસમ જ્ઞાન વૈરાગ.
સલૂણે પરિગ્રહ૦ ૬

૧ છોડી પ્રશમ પ્રભુતા લહી.

+ "પરિગ્રહ મહત્વાદ્ધિ, મજ્જત્યેવ ભવામ્બુધૌ ।
મહાપોત ઇવ પ્રાણી, ત્યજેત્તસ્માત્પરિગ્રહમ્ ॥"
-શ્રીયોગશાસ્ત્ર-તૃતિય પ્રકાશ.

* તપઃશ્રુતપરિવારાં, શમસામ્રાજ્યસમ્પદમ્ ।
પરિગ્રહગ્રહગ્રસ્તા સ્ત્યજેયુર્યોગિનોઽપિહિ ॥
-શ્રી યોગશાસ્ત્ર દ્વિતીય પ્રકાશ.

× 'પરિગ્રહગ્રહાવેશાદ્, દુર્ભાષિતરજઃ કિરાન્ ।
શ્રૂયન્તે વિકૃતાઃ કિં ન ? પ્રલાપા લિંગિનામપિ ॥
-સ્વરચિત જ્ઞાનસાર-પરિગ્રહાષ્ટક

પરિગ્રહગ્રહ-વશ લિંગિયા, લેઇ કુમતિ રજ માથેરે.
નિજગુણ પર અવગુણ લવે, ઇંદ્રિય વૃષભ ન નાથેરે,
-સ્વકૃત સીમંધર સ્ત. ૭૧. પૃ. ૨૨૧

*આઠ શિખર ગિરિરાજ તણાં આડાં વલે,
નાવે વિમલાલોક તિહાં કિમ તમ ટલે? ૧

પ્રજ્ઞા-મદ તપ-મદ વલી ગોત્ર-મદે ભર્યા,
આજીવિકા-મદવંત ન મુક્તિ અંગી કર્યા;

ક્ષયોપશમ અનુસારે જો એહ ગુણ વહે,
શ્યો મદ કરવો એહમાં? નિર્મદ સુખ લહે. ૨

×ઉચ્ચ ભાવ દ્રગ દોષે[1] મદ-જ્વર આકરો;
હોય તેહનો પ્રતિકાર કહે મુનિવર ખરો;

પૂર્વ-પુરૂષ-સિંધુરથી લઘુતા ભાવવૂં,
શુદ્ધ-ભાવન તે પાવન શિવ-સાધન નવૂં. ૩

માને ખોયું રાજ્ય લંકાનું રાવણે,
નરનું માન હરે હરિ આવી ઐરાવણે;
સ્થૂલિભદ્ર શ્રુત-મદથી પામ્યા વિકાર એ,
માને જીવને આવે નરક અધિકાર એ. ૪

૧ દૃઢ દોષે.

* સરખાવોઃ—આઠ શિખર ગિરિરાજકે, કામે વિમલાલોક,
તો પ્રકાશ સુખ કયું લહે? વિષમ-માન-વશ લોક.
સમતા શતક ૨૮.

* સરખાવો-'उच्चत्वदृग्दिदोषोत्थ स्वोत्कर्षज्वरशांतकम् ।
पूर्वपुरुषसिंहेभ्यो, भृशं नीचत्वभावनम् ॥ "
-સ્વકૃત જ્ઞાનસાર અનાત્મશંસાષ્ટક

÷વિનય-શ્રુત-તપ-શીલ-ત્રિવર્ગ હણે સવે,
માન તે જ્ઞાનનો ભંજક હોવે ભવોભવે;
લૂંપક છેક વિવેક-નયનનો[1] માન છે,
એહ જે[2] છાંડે તાસ ન દુઃખ રહે પછે. ૫

માને બાહુબલિ વરસ લગે કાઉસ્સગ[3] રહ્યા,
નિર્મદ ચક્રી સેવક દોય મુનિ સમ કહ્યા;
સાવધાન ત્યજી માન જે ધ્યાન ધવલ ધરે,
પરમા સુજસ-રમા તસ આલિંગન કરે. ૬

## ૮. માયા પાપસ્થાનક સ્વાધ્યાય.

+ સ્વામી સ્વયંપ્રભ સાભલો, અરિહંતાજી-એ દેશી.

પાપસ્થાનક અઠમ કહ્યું,[4] સુણો સંતાજી!
છાંડો માયા મૂલ, ગુણવંતાજી!
કષ્ટ કરે વ્રત આદરે, સુણો૦ માયાએ તે પ્રતિકૂલ. ગુણ૦ ૧
×નગન માસ ઉપવાસીયા, સુણો૦ સીથ લીયે કૃશ અન્ન; ગુણ૦
ગર્ભ અનંતા પામશે, સુણો૦ જો છે માયા મન્ન. ગુણ૦ ૨

÷ સરખાવો-"विनयश्रुतशीलानां, त्रिवर्गस्य च घातकः ।
विवेकलोचनं लुम्पन्, मानोऽन्धकरणो नृणाम् ॥"
શ્રી યોગશાસ્ત્ર-ચતુર્થ પ્રકાશ

૧ રયણનો ૨ એહને ૩ અનશને ૪ આઠમું સુણો સંતાજી
+ વિનયવિજય ઉ.ની વીશીના સ્વયંપ્રભ સ્ત. ની પહેલી લીટી.

×તૃપતો સગર સુતેં નહિ, ગોધનથી કૂચીકર્ણ; સલૂણે
તિલક શેઠ વલી ધાન્યથી, કનકે નંદ સકર્ણ. સલૂણે. પરિગ્રહ૦ ૭

*અસંતુષ્ટ પરિગ્રહ ભર્યો, સુખીયા ન ઇંદ-નરિંદ; સલૂણે
સુખી એક અપરિગ્રહી, સાધુ સુજસ સમ-કંદ.
સલૂણે પરિગ્રહ૦ ૮

## ૬. ક્રોધ પાપસ્થાનક સ્વાધ્યાય.

ઋષભનો વંશ રયણાયરૂ-એ દેશી.

ક્રોધ તે બોધ-નિરોધ છે, ક્રોધ તે સંયમ-ઘાતીરે;
ક્રોધ તે નરકનું બારણું, ક્રોધ દુરિત-પક્ષપાતીરે. ૧

પાપસ્થાનક છઠું પરિહરો, મન ધરી ઉત્તમ ખંતી રે;
ક્રોધ-ભુજંગની જાંગુલી, એહ કહી જયવંતી રે. પાપ૦ ૨

પૂરવ કોડિ ચરણ-ગુણે, ભાવ્યો છે આતમા જેણે રે;
ક્રોધ વિવશ હુતાં દોય ઘડી, હારે સવિફલ તેણે રે. પાપ૦ ૩

× "તૃપ્તો ન પુત્રૈઃ સગરઃ, કૂચીકર્ણો ન ગોધનૈઃ ।
ન ધાન્યૈસ્તિલકઃ શ્રેષ્ઠી, ન નન્દઃ કનકોત્કરૈઃ ॥"
શ્રી યોગશાસ્ત્ર દ્વિતીય પ્રકાશ

* 'અસન્તોષવતઃ સૌખ્યં, ન શક્રસ્ય ન ચક્રિણઃ ।
જન્તોઃ સન્તોષભાજો યદભયસ્યેવ જાયતે ॥"
શ્રી યોગશાસ્ત્ર દ્વિતીય પ્રકાશ

+બાલે તે આશ્રમ આપણો, ભજનાં અન્યને દાહે રે;
ક્રોધ કૃશાનુ સમાન છે, ટાલે પ્રશમ પ્રવાહેં રે. પાપ૦ ૪

આક્રોશ-તર્જના-ઘાતના,-ધર્મભ્રંશને ભાવે રે;
અગ્રિમ અગ્રિમ વિરહથી, લાભ તે શુદ્ધ સ્વભાવે રે. પાપ૦ ૫

ન હોય, ને હોય તો ચિર નહિ, ચિર રહે તો ફલ-છેહો રે;
સજ્જન ક્રોધ તે એહવો, જેહવો દુરજન-નેહોરે. પાપ૦ ૬

ક્રોધી મુખે કટુ બોલણા, કંટકીઆ કુટ્ટ સાખી રે;
અદીઠ કલ્યાણકરા કહ્યા, દોષતરૂ શત શાખી રે. પાપ૦ ૭

કુરગડુ ચઉતપ-કરા, ચરિત સુણી શમ આણો રે;
ઉપશમ સાર છે પ્રવચને, સુજસ વચન એ પ્રમાણો રે. પાપ૦ ૮

## ૭. માન પાપસ્થાનક સ્વાધ્યાય.

પીઉજી પીઉજી નામ જપૂં દિન રાતીયાં, અથવા નદી યમુનાકે
તીર ઉડે દોય પંખીયાં—એ દેશી.

પાપસ્થાનક કહે સાતમું શ્રી જિનરાજ એ,
માન માનવને હોય દુરિત-શિરતાજ એ;

+ ઉત્પદ્યમાનઃ પ્રથમં, દહત્યેવ સ્વમાશ્રયમ્ ।
ક્રોધઃ કૃશાનુવત્પશ્ચાદન્યં દહતિ વા ન વા ॥"
શ્રી યોગશાસ્ત્ર-ચતુર્થ પ્રકાશ

*કેશ-લોચ મલ-ધારણા, સુણો૦ ભૂમિ-શય્યા વ્રત યાગ;[1] ગુણ૦
સુકર સકલ છે સાધુને, સુણો૦ દુષ્કર માયા ત્યાગ. ગુણ૦ ૩
+નયન-વચન-આકારનું, સુણો૦ ગોપન માયાવંત; ગુણ૦
જેહ કરે અસતીપરે, સુણો૦ તે નહિ હિતકર તંત. ગુણ૦ ૪
કુસુમપુરે ઘરે શેઠને, સુણો૦ હેઠે રહ્યો સંવિજ્ઞ; ગુણ૦
ઉપરિ તસ બીજો રહ્યો, સુણો૦ મુત્કલ પણ સુગુણજ્ઞ. ગુણ૦ ૫
*દંભી એક નિંદા કરે, સુણો૦ બીજો ધરે ગુણ રાગ; ગુણ૦
પહેલાને ભવ દુસ્તર કહે, સુણો૦ બીજાને કહે વલી તાગ. ગુણ૦ ૬
વિધિ નિષેધ નવિ ઉપદિશે, સુણો૦ એકાંતે ભગવંત; ગુણ૦
કારણે[2] નિઃકપટી હવું, સુણો૦ એ આણા છે તંત. ગુણ૦ ૭
માયાથી અલગા ટલો, સુણો૦ જિમ મિલો મુગતિસ્યું રંગ; ગુણ૦
સુજસ વિલાસ સુખી રહો, સુણો૦ લક્ષણ આવે અંગ. ગુણ૦ ૮

## ૯. લોભ પાપસ્થાનક સ્વાધ્યાય.

જનમ્યો જેસલમેર અથવા જીરે મારે જાગ્યો કુમર જામ-એ દેશી.
( ભીલી રાણી ! કુણ તમારી નાતિ, અથવા જીરેજી દેશી )

જીરે મારે, લોભ તે દોષ અથોભ, પાપસ્થાનક નવમું કહ્યું; જીરેજી.
જીરેમારે, સર્વ વિનાશનું મૂલ, એહથી કુણે ન સુખ લહ્યું.
જીરેજી. જી૦ ૧

---

૧ યોગ. ૨ કરણીએ, કારણી
* જૂઓ કર્તા કૃત શ્રી અધ્યાત્મસાર-દંભત્યાગાધિકાર.
+ સરખાવો-"અસ્થિરે હૃદયે ચિત્રા, વાઙ્નેત્રાકારગોપના ।
પુંશ્ચલ્યા ઇવ કલ્યાણ,-કારિણી ન પ્રકીર્તિતા ॥
સ્વકૃત જ્ઞાનસાર સ્થૈર્યાષ્ટક

,, સુણિએ બહુ લોભાંધ,[૧] ચક્રવર્તી હરિની કથા; જીરેજી.
,, પામ્યા કટુક વિપાક, પીવત રક્ત જ લો યથા. જીરેજી. ૨

,, ૦નિર્ધનને શત ચાહ, શત લહે સહસ લોભિએ;[૨] જીરેજી.
,, સહસ લહે લખ લોભ,[૩] લખ લાભ્યે[૪] મન કોડીએ. જીરેજી. ૩

,, કોટીશ્વર નૃપ ઋદ્ધિ, નૃપ ચાહે ચક્રીપણું; જીરેજી.
,, ચાહે ચક્રી સુરભોગ, સુર ચાહે સુરપતિપણું. જીરેજી. ૪

,, મૂલે લઘુપણે લોભ, વાધે સરાવ પરિ સહી; જીરેજી.
,, ઉત્તરાધ્યયને અનંત, ઇચ્છા આકાશ સમી કહી. જીરેજી. ૫

,, સ્વયંભૂરમણ સમુદ્ર, કોઇ જે[૫] અવગાહી શકે; જીરેજી.
,, તે પણ લોભ-સમુદ્ર, પાર ન પામે બલ થકે જીરેજી. ૬

,, કોઈક લોભને હેત, તપ-શ્રુત જે હારે જડા; જીરેજી.
,, કાગ-ઉડાવણ હેત, સુરમણિ નાંખે તે ખડા. જીરેજી. ૭

૧ લોભાર્ત. ૨ લોઢિએં. ૩ લાભ, લોભે. ૪ લાભ. ૫ કોઇજો.

૦જૂઓ ગાથા ૩-૪-૫ માટે શ્રી યોગશાસ્ત્ર ચતુર્થ પ્રકાશના નીચેના શ્લોક ૧૯-૨૦-૨૧.

"ધનહીનઃ શતમેકં, સહસ્રં શતવાનપિ ।
સહસ્રાધિપતિર્લક્ષં, કોટિં લક્ષેશ્વરોઽપિ ચ ॥"

*

"કોટીશ્વરો નરેન્દ્રત્વં, નરેન્દ્રશ્ચક્રવર્તિતામ્ ।
ચક્રવર્તી ચ દેવત્વં, દેવોઽપીન્દ્રત્વમિચ્છતિ ॥"

*

"ઇન્દ્રત્વેઽપિહિ સંપ્રાપ્તે, યદિચ્છા ન નિવર્તતે ।
મૂલે લઘીયાંસ્તલ્લોભઃ, શરાવ ઇવ વર્ધતે ॥"

„ લોભ ત્યજે જે ધીર, તસ સવિ સંપતિ કિંકરી; જીરેજી.
„ સુજસ સુપુણ્ય વિલાસ,[1] ગાવે તસ સુરસુંદરી. જીરેજી. ૮

## ૧૦. રાગ પાપસ્થાનક સ્વાધ્યાય.

×સ્વામિ યુગમધર સુણ સસનેહારે,
અથવા સુણ મોરી સજની ! રજની ન જાએ રે—એ દેશી.

પાપસ્થાનક દશમું કહ્યું રાગ રે, કુણહિ ન પામ્યો તેહનો તાગ રે;
રાગે વાહ્યા હરિ હર બંભા રે, રાચે નાચે કરે ય અચંભા રે. ૧

રાગ કેસરી છે વડરાજા રે, વિષયાભિલાષ તે મંત્રી તાજા રે;
જેહના[2] છોરૂ ઇંદ્રિય પ ચોરે,[3] તેહનો કીધો એ સકલ પ્રપંચો[4] રે.૨

જેહ સદાગમ વશ હુઇ જાશ્યે રે, તે અપ્રમત્તતા શિખરે વાશ્યે[5] રે!
ચરણધરમ–નૃપ શૈલ–વિવેકે રે, તેહશ્યું ન ચલે રાગી[6] ટેકે રે. ૩

બીજા તો સવિ રાગે વાહ્યા રે, એકાદશ ગુણઠાણે ઉમાહ્યા રે;
રાગે પાડયા તે પણુ ખૂતારે, નરક નિગોદે મહા દુઃખ જુત્તા રે.[7] ૪

રાગ–હરણ તપ–જપ શ્રુત ભાખ્યા રે, તેહથી પણિ જેણે ભવ–ફલ ચાખ્યા રે;
તેહનો કોઇ ન છે પ્રતિકારો રે, અમિય હુએ વિષ તિહાં શ્યો ચારો રે ? ૫

× વિનયવિજય ઉ૦ કૃત વીશીમાંના યુગમંધર જિનસ્તવનની પહેલી પંક્તિ.

૧ પુણ્ય સુવિલાસ. ૨ જેહને. ૩ પંચ. ૪ પ્રપંચ ૫ હાસ્યે રે. ૬ રાગેં.
૭ રાગે પડિયા તે નર ખૂતારે, નરય નિગોદ માહે દુઃખ જોતાં રે.

તપ બલેં છૂટા તરણું તાણી રે, કંચન કોડી આષાઢભૂતિ નાણી રે;
નંદિષેણ પણ રાગે નડિયા રે, શ્રુત-નિધિ પણ વેશ્યાવશ પડિયા રે. ૬
બાવીસ જિન પણ રહી[1] ઘરવાસે રે, વરત્યા પૂરવ રાગ-અભ્યાસે રે;
વજ્ર બંધ પણ જસ બલેં ત્રૂટે રે, નેહ-તંતુથી તેહ ન છૂટે રે. ૭
દેહ-ઉચ્ચાટન અગ્નિનું દહવું રે,[2] ઘણ-કુટ્ટન એ સવિ દુઃખ સહવું રે;
અતિ ઘણું રાતી જે હોય મજિઠરે, રાગ તણો ગુણ એહજ દિઠ્ઠ રે. ૮
રાગ ન કરજો કોઇ નર કિણશ્યુ રે,[3] નવિ રહેવાય તો કરજ્યો મુનિશ્યુ રે;
મણિ જિમ ફણિ-વિષનૂં તિમ તેહો રે, રાગનુ ભેષજ સુજસ સનેહો રે. ૯

## ૧૧. દ્વેષ પાપસ્થાનક સ્વાધ્યાય.

શેત્રૂંજે જઇઇ લાલણ ! શેત્રુજે જઇએ, અથવા લાલનની દેશી.

દ્વેષ ન ધરિયે લાલન ! દ્વેષ ન ધરિયે,
દ્વેષ તજયાથી લાલન ! શિવસુખ વરિયે.
લાલન ! શિવસુખ વરિયે.

પાપસ્થાનક એ ઇગ્યારમું કૂડું;
દ્વેષરહિત ચિત્ત, હોએ સવિ રૂડું.
લાલન ! હોય સવિ રૂડું. ૧

૧ રહ્યા. ૨ દેશ ઉચ્ચાટ અંગને દહવું રે. ૩ કુણસ્યું રે, કોઇસ્યું રે.

ચરણ કરણ ગુણ બની ચિત્રશાલી;
દ્વેષ ધૂમેં હોય, તે સવિ કાલી. લા૦ તે સવિ૦ ૨
દોષ બેતાલીસ શુદ્ધ-આહારો;
ધૂમ્ર દોષે હોય,[1] પ્રબલ વિકારો. લા૦ પ્રબલ૦ ૩
ઉગ્ર વિહાર ને તપ-જપ-કિરિયા;
કરતાં દ્વેષે તે, ભવ માહે ફિરિયા લા૦ ભવ૦ ૪
યોગનું અંગ અદ્વેષ છે પહિલું;
સાધન સવિ લહે, તેહથી વહેલું. લા૦ તેહથી૦ ૫
નિરગુણ તે ગુણવંત ન જાણે;
ગુણવંત તે ગુણ, દ્વેષમાં તાણે. લા૦ દ્વેષ૦ ૬
આપ ગુણી ને વલી ગુણરાગી;
જગમાંહે તેહની, કીરતિ જાગી. લા૦ કીરતિ૦ ૭
રાગ ધરીજે જિહાં ગુણ લહિયે;
નિરગુણ ઉપરે, સમચિત્ત રહિયે. લા૦ સમ૦ ૮
ભવ-થિતિ ચિંતન સુજસ વિલાસે;
ઉત્તમના ગુણ, એમ પ્રકાશે. લા૦ એમ૦ ૯

## ૧૨. કલહ પાપસ્થાનક સ્વાધ્યાય.

રાગ બંગાલો. કિસકે બે ચેલે કિસકે બે પૂત, અથવા રાગ જો મલે
-એ દેશી.

કલહ તે બારમું પાપનું સ્થાન,
દુર્ગતિ-વનનું મૂલ નિદાન; સાજન ! સાંભલો;
મ્હોટો રોગ કલહ કાચ કામલો એ આંકણી.

૧ તોય.

દંત-કલહ જે ઘર માંહે હોય,
લચ્છી-નિવાસ તિહાં નવિ જોય. સાજન ! ૧
'શું સુંદરી ! તૂં ન કરે સાર ?'
'ન કરે ના[૧]પે કાંઇ ગમાર ?' સાજન !
'ક્રોધ મુખી તૂં તુજને ધિક્કાર !'
'તુજથી અધિકો કુણુ કલિકાર'[૨] ? સાજન ! ૨
સાહસું બોલે પાપિણી નિત્ય,
'પાપી તુજ પિતા જુઓ ચિત્ત;' સાજન !
દંત-કલહ ઈમ જેહને થાય,
તે દંપતિને સુખ કુણ ઠાય ? સાજન ! ૩
કાંટે કાંટે થાયે વાડ, બોલે બોલે વાધે રાડ; સાજન !
જાણીને મૌન ધરે ગુણવંત,
તે સુખ પામે અતુલ અનંત. સાજન ! ૪
નિત્યે કલહણુ-કોહણુસીલ,
ભંડણુસીલ વિવાદ ન સીલ;[૩] સાજન !
ચિત્ત ઉતાપ ધરે જે એમ,
સંયમ કરે નિરર્થક તેમ. સાજન ! ૫
કલહ કરીને ખમાવે જેહ,
લઘુ ગુરૂ આરાધક હોય તેહ; સાજન !
કલહ સમાવે તે ધ..ા ધ..ા,
ઉપશમ સાર કહ્યું સામન્ન. સાજન ! ૬

૧ આપે ૨ કલિકાલ ૩ વિવાદ સલીલ

નારદ નારી નિર્દય-ચિત્ત,
કલહ ઉદીરે ત્રિણે નિત્ય; સાજન !
સજ્જન-સુજસ-સુશીલ[1] મહંત,
વારે કલહ સ્વભાવે સંત.[2] સાજન! ૭

## ૧૩. અભ્યાખ્યાન પાપસ્થાનક સ્વાધ્યાય.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી—એ દેશી.

પાપ સ્થાનક તે તેરમું છાંડીયે, અભ્યાખ્યાન દુરંતોજી;
અછતાં આલ જે પરનાં ઉચ્ચરે, દુઃખ પામે તે અનંતોજી. ૧
ધન ધન તે નર જે જિનમત ધરે.[3] એ આકણી.

અછતે દોષે રે અભ્યાખ્યાન જે, કરે ન પૂરે ઠાણોજી;
તે તે દોષે રે તેહને દુઃખ હોવે[4], ઇમ ભાંખે જિન-ભાણોજી.ધન૦૨

જે બહુ-મુખરીરે વળી ગુણ-મત્સરી,[5] અભ્યાખ્યાની હોયજી;
પાતક લાગેરે અણકીધાં સહી, તે કીધું સવિ ખોયજી. ધન૦ ૩

મિથ્યામતિનીરે દશ સંજ્ઞા જિકે, અભ્યાખ્યાનના ભેદોજી;
ગુણ અવગુણનોરે જે કરે પાલટો, તે પામે બહુ ખેદોજી. ધન૦ ૪

પરને દોષ[6] ન અછતાં દીજિયે, પીજીયે જો જિન-વાણીજી;
ઉપશમ-રસસ્યું રે[7] ચિત્તમાં ભીજીયે, કીજીયે સુજસ
કમાણીજી. ધન૦ ૫

૧ તે શીલ ૨ મહંત ૩ જિનમતે રમે ૪ દૂષિયે, ૫ મત્સર-ભર્યો ૬ આલ ૭ રસમારે

## ૧૪. પૈશુન્ય પાપસ્થાનક સ્વાધ્યાય.

શિરોહીનો સાલૂ હો કે ઉપરે જોધપુરી એ દેશી.

પાપસ્થાનક હો કે ચૌદમું આકરૂં,
પિશુનપણાનું હો કે વ્યસન છે અતિ બુરૂં:[1]
અશન માત્રનો હો કે શુનક કૃતજ્ઞ છે,
તેહથી ભૂંડો હો કે પિશુન લવે પછે. ૧
બહુ ઉપકરિયે હો કે પિશુનને પરિ પરિ,
કલહનો દાતા હો કે હોય તે ઉપરિ;
દૂધે ધોયો હો કે વાયસ ઉજલો,
કિમ હોય પ્રકૃતેં હો કે જે છે સામલો ? ૨
તિલહ તિલત્તણુ હો કે નેહ છે ત્યાં લગે,[2]
નેહ વિણુઠે હો કે ખલ કહીયે જગે;
ઇમ નિ:સ્નેહી હોકે નિરદય હૃદયથી,
પિશુનની વાર્તા હો કે નવિ જાયે કથી. ૩
ચાડી કરતાં હો કે વાડી ગુણ તણી,
સૂકે ચૂકે હો કે ખેતી[3] પુણ્ય તણી;
કોઈ નવિ દેખે હો કે વદન તે પિશુન તણું,
નિરમલ[4] કુલને હો કે દિયે તે કલંક ઘણું. ૪
જિમ સજ્જન ગુણ હો કે પિશુનને દૂષિયે,
તિમ તિણે સહજે હો કે ત્રિભુવન ભૂષિયે;

૧ એ ખરૂ ૨ તિલહતિ લક્ષણુ હો કે નેહ છે તિહાં લગે ૩ પાજ, ખ્યાતિ ૪ નિજ

ભસ્મે માંજ્યો હો કે દર્પણ હોય ભલો,
　　સુજસ સવાઇ હો કે સજ્જન સુકુલ[1]-તિલો. ૫

## ૧૫. રતિ-અરતિ પાપસ્થાનક સ્વાધ્યાય.

---

પ્રથમ ગોવાલા તણે ભવેજી--એ દેશી.

જિહાં રતિ કોઇક કારણેજી, અરતિ તિહાં પણ હોય;
પાપસ્થાનક તે પનરમુંજી, તિણે એ એકજ જોય.[2]　૧
　　સુગુણ નર ! સમજો ચિત્તમઝાર. એ આંકણી.
×ચિત્ત અરતિ-રતિ પાંખશ્યુંજી, ઉડે પંખીરે નિત્ત;[3]
પિંજર શુદ્ધ સમાધિમેંજી, રૂંધ્યો રહે તે મિત્ત. સુગુણ૦ ૨

૧ સુકુત ૨ હોય ૩ મિત્ત

×જૂઓ સ્વરચિત શ્રી વૈરાગ્ય કલ્પલતા પ્રથમ સ્તબકના નીચેના શ્લોક ૧૪૬-૧૪૭ તથા શ્રી અધ્યાત્મોપનિષદ્

" इतस्ततो नारतिवन्हियोगादुड्डीय गच्छेद्यदिचित्तसूतः।
समाधिसिद्धौषधिमूर्छितः सन्, कल्याणसिद्धेर्न तदा विलम्बः॥
इतस्ततो भ्राम्यति चित्तपक्षी, वितत्य यो रत्यरतिस्वपक्षौ।
स्वच्छंदतावारणहेतुरस्य, समाधिसत्पंजरयंत्रणैव ॥

જો ચિત્ત રૂપી પારો અરતિ રૂપી અગ્નિથી ઉડીને આમ તેમ ચાલ્યો ન જાય, અને સમાધિ રૂપી સિદ્ધ થયેલી ઔષધિથી જો તેને મૂર્ચ્છના અપાણી હોય તો કલ્યાણ ( પક્ષે સુવર્ણની ) સિદ્ધિ થવામાં વિલંબ ન થાય; ૧૪૬. જે ચિત્ત રૂપી પક્ષી રતિ અને અરતિ રૂપી પોતાની પાંખો વિસ્તારીને આમ તેમ ભમ્યાં કરે છે, તેના સ્વચ્છંદપણાને વારવાને સમાધિરૂપી ઉત્તમ પાંજરાની યંત્રણા જ એક હેતુભૂત છે. ૧૪૭.

મન-પારદ ઉડે નહિજી, પામી અરતિ-રતિ આગ;
તો હુયે સિદ્ધિ કલ્યાણુનીજી, ભાવઠ જાયે ભાગ. સુગુણ૦ ૩
રતિ વશે અરતિ કરીજી,[1] ભૂતારત[2] હોય જેહ;
તસ વિવેક આવે નહીજી, હોય ન દુઃખનો છેહ. સુગુણ૦ ૪
નહી રતિ-અરતિ છે વસ્તુથીજી, તે ઉપજે મન માંહિં;
અંગજ વલ્લભ સુત હુઓજી, યૂકાદિક નહિ કાંઇ. સુગુણ૦ ૫
મનકલ્પિત રતિ-અરતિ છેજી, નહિ સત્ય પર્યાય;
નહિ તો વેચી વસ્તુમાંજી, કિમ તે સવિ મિટિ જાય ? સુગુણ૦ ૬
*જેહ અરતિ-રતિ નવિ ગણેજી, સુખ દુઃખ હોય[3] સમાન;
તે પામે જસ સંપદાજી, વાધે જગિં તસ વાન. સુગુણ૦ ૭

## ૧૬. પર-પરિવાદ પાપસ્થાનક સ્વાધ્યાય.

સાહિબ બાહુ જિનેસર વીનવું
અથવા નણુદલ ચુઠલે યૌવન ઝલરહ્યો-એ દેશી.

સુંદર! પાપસ્થાનક તજો સોલમું-પર-નિંદા અસરાલ હો;
સુંદર! નિંદક જે મુખરી હુવે, તે ચોથો ચંડાલ હો. સુંદર! ૦૧

૧ પરવસિ અરતિ રતિ કરીજી ૨ ભૂતાર્ત ૩ હેતુ

*લાભેઽપ્યલાભેઽપિ ચ સુખે ચ દુઃખે ।
યે જીવિતવ્યે મરણે ચ તુલ્યાઃ
રત્યાપ્યરત્યાપ્યનિરસ્તભાવાઃ
સમાધિસિદ્ધા મુનયસ્ત એવ ॥ ૧૪૪
વૈરાગ્યકલ્પલતા પ્રથમ સ્ત.

સુ૰ જેહને નિંદાનો ઢાલ છે, તપ-કિરિયા તસ ફોક હો,
સુ૰ દેવ કિલ્બિષ તે ઉપજે, એહ ફલ રોકારોક હો. સુંદર! ૨

સુ૰ ક્રોધ અજીરણ તપતણું, જ્ઞાન તણું અહંકાર હો;
સુ૰ પરનિંદા કિરિયા તણું, વમન અજીર્ણ આહાર હો. સુ૰ ૩

સુ૰ નિંદકનો[2] જેહ સ્વભાવ છે, તાસ કથન નવિ નિંદ હો;
સુ૰ નામ ધરી જે નિંદા કરે, તેહ મહા મતિમંદ હો. સુ૰ ૪

સુ૰ રૂપ ન કોઇનું ધારીયે, દાખીયે નિજ નિજ રંગ હો;
સુ૰ તેહમાંહિ કોઈ નિંદા નહિ, બોલે બીજું અંગ હો સુ૰ ૫

સુ૰ 'એહ કુશીલને'[3] ઈમ કહે, 'કોપ હુઓ' જેહ ભાખે હો;
સુ૰ તેહ વચન નિંદકનો તણું, દશવૈકાલિક સાખે હો. સુ૰ ૬

સુ૰ દોષ-નજરથી નિંદા હુએ, ગુણ-નજરે હુએ રાગ હો;
સુ૰ જગ સવિ ચાલે માદલ-મઢયો, સર્વ-ગુણી વીતરાગ હો. સુ૰૭

સુ૰ નિજ મુખ કનક-કચોલડે, નિંદક પરિમલ[4] લેઈ હો;
સુ૰ જેહ ઘણા પર-ગુણ ગ્રહે, સંત તે વિરલા કોઈ હો. સુ૰ ૮

સુ૰ પર-પરિવાદ વ્યસન તજો, મ કરો નિજ-ઉત્કર્ષ હો;
સુ૰ પાપ-કરમ ઈમ સવિ ટલે, પામે સુજસ[5] તે હર્ષ હો. સુ૰ ૯

૧ આ દેશી સ્વકૃત વીશીના બાહુ જિનસ્તવનની પહેલી કડીની છે.
૨ નિંદાનો ૩ કુશીલણી ૪ પરમલ ૫ શુભ જસ

## ૧૭. માયા-મૃષાવાદ પાપસ્થાનક સ્વાધ્યાય.

-.ખિ ચતર મહિને ચાલ્યા;

અથવા ચૈત્રે ચતુરો કિમ રહસે ?– એ દેશી

સત્તરમું પાપનું ઠામ, પરિહરજો[1] સદ્‌ગુણ ધામ;
જિમ વાધે જગમાં મામ હો લાલ,
માયા-મોસ નવિ કીજીએ એ આંકણી.

એ તો વિષને વલીય વધાર્યું, એ તો શસ્ત્રને અવલું ધાર્યું;
એ તો વાઘનું બાલ વકાર્યું હો લાલ માયા૦ ૨.

એ તો માયી ને મોસાવાઈ, થઇ મોટા કરે ચ ઠગાઇ;
તસ હેઠે ગઇ ચતુરાઇ હો લાલ. માયા૦ ૩

બગલાં પરે પગલાં ભરતાં, થોડું બોલે જાણે મરતાં;
જગ ધંધે ઘાલે ફિરતાં હો લાલ. માયા૦ ૪

જે કપટી બોલે જૂઠું, તસ લાગે પાપ અપૂઠું;
પંડિતમાં હોય મુખ ભૂંઠું હો લાલ. માયા૦ ૫.

દંભીનુ જૂઠું મીઠુ, તે નારી-ચરિત્રે દીઠું;
પણ તે છે દુર્ગતિ-ચીઠું હો લાલ. માયા૦ ૬

જે જૂઠો દિએ ઉપદેશ, જનરંજને ધરે વેશ;
તેહનો જૂઠો સકલ ક્લેશ હો લાલ. માયા૦ ૭

૧ પરિહરયો ૨ ન

તેણે ત્રીજો મારગ ભાખ્યો, વેષ નિંદે દંભે રાખ્યો;
શુદ્ધ-ભાષકે શમ-સુખ ચાખ્યો હો લાલ.     માયા૦ ૮

જૂઠું બોલી ઉદર જે ભરવું, કપટીને વેષે ફરવું;
તે જમવારે સ્યુ કરવું ? હો લાલ.     માયા૦ ૯

પંડે જાણે તો પણ દંભે, માયા-મોસને અધિક અચંભે;
સમકિતદૃષ્ટિ મન થંભે હો લાલ.     માયા૦ ૧૦

શ્રુત-મર્યાદા નિરધારી, રહ્યા માયા-મોસ નિવારી;
શુદ્ધ-ભાષકની બલિહારી હો લાલ.     માયા૦ ૧૧

જે માયાએ જૂઠ ન બોલે, જગ નહિ કોઇ તેહને તોલે;
તે રાજે **સુજસ** અમોલે હો લાલ.     માયા૦ ૧૨

## ૧૮. મિથ્યાત્વશલ્ય પાપસ્થાનક સ્વાધ્યાય.

ઉત્સર્પિણી અવસર્પિણી આરા-એ દેશી; થોઇની દેશી.

અઢારમું જે પાપનું થાનક, તે મિથ્યાત્વ પરિહરીયેજી,
સત્તરથી પણ તે એક ભારી,[1] હોય તુલાયે જો ધરીયેજી;
કષ્ટ કરો પરિ પરિ દમો અપ્પા, ધર્મ અર્થે ધન ખરચોજી,
પણ મિથ્યાત્વ છતે તે જૂઠું, તિણે તેહથી તુમે વિરચોજી[2]. ૧

કિરિયા કરતો ત્યજતો પરિજન, દુઃખ સહતો મન રીઝેજી,
અંધ ન જીતે પરની સેના, તિમ મિથ્યાદૃષ્ટિ ન[3] સીઝેજી;

૧ ભારે ૨ વિરમોજી ૩ મિથ્યાત્વી નવિ

વીરસેન શુરસેન દૃષ્ટાંતે; સમકિતની નિર્યુકતેંજી,
જોઇને ભલી પરે મન ભાવો, એહ અરથ વર યુકતેંજી. ૨

ધમ્મે અધમ્મ-અધમ્મે ધમ્મહ, સન્ના મગ્ગે ઉમગ્ગાજી,
ઉન્માર્ગે મારગની સન્ના,-સાધુ અસાધુ સંલગ્ગાજી;
અસાધુમાં સાધુની સન્ના,[1] જીવે અજીવ અજીવે જીવ વેદોજી,
મુત્તે અમુત્ત અમુત્તે મુત્તિહ, સન્ના એ દશ ભેદોજી. ૩

અભિગ્રહિક નિજ નિજ મતે અભિગ્રહ,
અનભિગ્રહિક સહુ સરિખાજી;
અભિનિવેશી જાણતો કહે જુઠું, કરે ન તત્ત્વ પરિખ્ખાજી;
સંશય તે જિન-વચનની શંકા, અવ્યકતે અનાભોગાજી,
એ પણ પાચ ભેદ છે વિશ્રુત, જાણે સમજુ લોગાજી. ૪

લોક લોકોત્તર ભેદ એ ષડ્‌વિધ, દેવ ગુરૂ વલી પર્વજી,
સંગતિ[2] તિહાં લૌકિક ત્રિણ આદર, કરતાં પ્રથમ તે ગર્વજી;
લોકોત્તર દેવ માને નિયાણે, ગુરૂ જે લક્ષણ-હીણાજી,
પર્વ નિષ્ટે ઇહ લોકને કાજે; માને ગુરૂપદ-લીનાજી. ૫

ઇમ એકવીશ મિથ્યાત્વ ત્યજે જે, ભજે ચરણ ગુરૂ કેરાજી,
સજે ન પાપે રજે ન રાખે; મત્સર-દ્રોહ અનેરાજી;
સમકિત-ધારી શ્રુત-આચારી, તેહની જગ બલિહારીજી,
શાસન સમકિતને આધારે[3] તેહની કરો મનોહારીજી. ૬

મિથ્યાત્વ તે જગ પરમ રોગ છે, વલીય મહા અધકારોજી,
પરમ શત્રુને પરમ શસ્ત્ર તે, પરમ નરક સંચારોજી;

૧ મતિ ૨ શકતે ૩ આરાધે

પરમ દોહગ ને પરમ દરિદ્ર તે, પરમ સંકટ તે કહીયેજી,
પરમ કંતાર પરમ દુર્ભિક્ષ તે, તે છાંડે સુખ લહીયેજી. ૭
જે મિથ્યાત્વ લવલેશ ન રાખે, શૂધો મારગ ભાખેજી,
તે સમકિત-સુરતરૂ-ફલ ચાખે, રહે વલિ અણીયે આંખેજી;
મ્હોટાઇ શી હોય ગુણ પાખે ?, ગુણ પ્રભુ સમકિત દાખેજી,
શ્રી **નયવિજય** વિબુધપયસેવક, વાચક **જસ** ઇમ ભાખેજી.[1] ૮

ઇતિ સકલ પંડિત શિરોમણિ મહોપાધ્યાય શ્રી
યશોવિજય વાચક વિરચિત શ્રી અષ્ટાદશ
પાપસ્થાનક સ્વાધ્યાય સંપૂર્ણ.

૧ આખેજી

# શ્રી પ્રતિક્રમણ હેતુ ગર્ભિત સ્વાધ્યાય

ऐं નમઃ

## પ્રસ્તાવ

દૂહા

શ્રી જિનવર પ્રણમી કરી, પામી સુગુરૂ પસાય;
હેતુગર્ભ પડિક્કમણનો, કરશું સરસ સઝાય. ૧
સહજ-સિદ્ધ જિન વચન છે, હેતુ-રૂચિને હેતુ;
દેખાડે મન રીઝવા, જે છે પ્રવચન-કેતુ. ૨
જસ ગોઠેં હિત ઉલ્લસે, તિહા કહીજે 'હેતુ';
રીઝે નહિ બૂઝે નહિ, તિહાં હુઇ હેતુ 'અહેતુ'. ૩
હેતુ યુકિત સમજાવીએ, જે છોડી સવિ ધંધ;
તેહજ હિ[૧] તુએ જાણજો, આ અપવર્ગ સંબધ; ૪

પ્રતિક્રમણ અને તેના છ પ્રકાર

## ઢાલ પહેલી.

ઋષભનો વંશ રયણાયરો એ દેશી.

પડિક્કમણ તે આવશ્યક, રૂઢિ સામાન્ય પયત્થોરે;
સામાયિક-ચઉવીસત્થો, વંદન-પડિક્કમણત્થોરે. ૧

૧ દિત

શ્રુત રસ ભવિયાં! ચાખજો, રાખજો ગુરૂકુલ-વાસોરે;
ભાખજો સત્ય, અસત્યને નાખજો, હિત એ અભ્યાસોરે. ૨

શ્રુતરસ ભવિયાં! ચાખજો. એ આંકણી.

કાઉસ્સગ્ગ ને પચ્ચખાણ છે, એહમાં ષટ્ અધિકારો રે;
સાવદ્ય યોગથી વિરમવું, જિન-ગુણ-કીર્તન સારો રે. શ્રુત૦ ૩

ગુણવંતની પ્રતિપત્તિ તે, અતિક્રમ નિંદા ઘણેરી રે;
વ્રણ-ચિકિત્સા ગુણ-ધારણા, ધુરિ શુદ્ધિ ચારિત્ર કેરી રે. શ્રુત૦ ૪

બીજે દર્શનના આચારની, જ્ઞાનાદિક તણી ત્રીજે રે;
ચોથે અતિચાર અપનયનની, શેષ શુદ્ધિ પાંચમે લીજે રે. શ્રુત૦ ૫

છઠે શુદ્ધિ તપ-આચારની, વીર્યાચારની સર્વે રે,
અધ્યયને ઓગણત્રીશમે, ઉત્તરાધ્યયનને ગર્વે રે. શ્રુત૦ ૬

અરધ નિબુડ્ડ રવિ ગુરૂ, સૂત્ર કહે કાલ પૂરો રે;
દિવસનો રાતિનો જાણીયે, દસ પડિલેહણથી સૂરો રે. શ્રુત૦ ૭

મધ્યાન્હથી અધરાતિતાઈ, હુએ દેવસી અપવાદે રે;
અધરાત્રિથી મધ્યાન્હતાઈં, રાઇય યોગ-વૃત્તિ નાદે રે. શ્રુત૦ ૮

સફલ સકલ દેવ ગુરૂ નતિં, ઇતિ બારે અધિકારે રે;
દેવ વાંદી ગુરૂ વાંદીએ, વર ખમાસમણ તે ચ્યારે રે. શ્રુત૦ ૯

સિદ્ધિ લોકે પણ કાર્યની, નૃપ-સચિવાદિક ભકતેં રે;
ગુરૂ-સચિવાદિક થાનકે, નૃપ જિન **સુજસ** સુયુકતેં રે. શ્રુત૦ ૧૦

બાર અધિકાર.

## ઢાલ બીજી.

રાગ મારૂણી. ગિરિમાં ગિરૂઓ મેરૂ ગિરિવરૂરે–એ દેશી.

પઢમ અહિગારેં, વંદુ ભાવ-જિણેસરૂરે, બીજે દવ્વ-જિણંદ;
ત્રીજે રે ત્રીજે રે, ઇગ ચેઇઅ ઠવણા-જિણા રે. ૧

ચોથે નામ-જિણ, તિહુઅણ ઠવણ-જિના નમું રે, પંચમે છઠે તેમ;
વંદુ રે વંદુ રે, વિહરમાન જિન કેવલી રે. ૨

સત્તમ અધિકારે, સુય-નાણ વંદિએ રે, અઠમ થુઇ સિદ્ધાણ;
નવમેં રે નવમેં રે, થુઇ તિત્થાહિવ વીરની રે. ૩

દશમેં ઉજ્જયંત થુઇ, વલિય ઇગ્યારમેં રે, ચાર-આઠ-દસ-દોઈ;
વંદો રે વંદો રે, અષ્ટાપદ-જિન જિન કહ્યા 'રે. ૪

બારમેં સમ્યગ્દૃષ્ટિ, સુરની સમરણા રે, એ બારે અધિકાર;
ભાવો રે ભાવો રે, દેવ વાંદતાં ભવિજનાં ! રે. ૫

વાંદુ છું ઇચ્છકારી સમસ્ત શ્રાવકો રે,[1] ખમાસમણ ચઉ દેઇ;
શ્રાવક રે શ્રાવક રે, ભાવક,[2] સુજસ ઇસ્યું ભણે રે. ૬

૧ સમ સુશ્રાવકો રે. ૨ વાચક.

## અતિચાર-શુદ્ધિ અને પ્રતિક્રમણના આઠ પર્યાય.

## ઢાલ ત્રીજી.

સાહિબા રંગીલા હમારા　એ દેશી.

હવે અતિચારની શુદ્ધિ ઈચ્છાએ, અતિચાર-ભાર-ભરિત નત કાયે,
ઉદ્યમી ! ઉપયોગ સંભાલો, સંયમી ! સવિ પાતિક ટાલો,
' સવ્વસ્સવિ દેવસિય ઈચ્ચાઇ', પ્રતિક્રમણ બીજક મન લાઇ. ૧
ઉદ્યમી ! ઉપયોગ સંભાલો　એ આંકણી.

જ્ઞાનાદિક માંહે ચારિત્રસાર, તદાચાર શુદ્ધિ અર્થ ઉદાર ઉ૦
' કરેમિ ભંતે ' ઇત્યાદિક સૂત્ર, ભણી કાઉસ્સગ્ગ કરો પવિત્ર; ઉ૦ ૨

ચિંતવો અતિચાર તે પ્રાંત, પડિલેહણથી લાગા જે ભ્રાંત; ઉ૦
'સયણાસણ' ઇત્યાદિક ગાથા, ભાવજો તિહાં મત હોજો થાંથા. ઉ૦ ૩

ઈમ મનસા ચિંતન ગુરૂ-સાખે, આલોવા અર્થે ગુરૂ દાખે; ઉ૦
શ્રાદ્ધ ભણે અડગાથા અત્થો, કાઉસ્સગ્ગ પારી ચઉવિસત્થો. ઉ૦ ૪

સાંડા સાપડિલેહી બેસે, મુહપત્તિ તનુ પડિલેહે વિશેષે; ઉ૦
કાઉસ્સગ્ગ અવધારિત અતિચાર, આલોવા દે વંદન સાર. ઉ૦ ૫

અવગ્રહ માંહિ રહિઓ નત અંગ, આલોએ દેવસી જે ભંગ; ઉ૦
'સવ્વસ્સવિ દેવસિઅ ઈચ્ચાઈ', ઉચ્ચરતો ગુરૂ-સાખે અમાઇ. ઉ૦ ૬

મન-વચ-કાય સકલ અતિચાર, સંગ્રાહક એ છે સુવિચાર; ઉ૦
'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્!', પાયછિત્ત તસ માગે તપધન. ઉ૦ ૭

'પડિક્કમહ' ઇતિ ગુરૂ પણ ભાખે,
પડિક્કમણાખ્ય પાયચ્છિત્ત દાખે; ઉ૦
સ્વસ્થાનકથી જે બહિર્ગમણ, ફિરી આવે તે છે 'પડિક્કમણ' ઉ૦ ૮

પડિક્કમણ, પડિઅરણ, પવત્તિ, પરિહરણા, વારણા, નિવત્તિ; ઉ૦
નિંદા, ગરહા, સોહી અઠ, એ પર્યાય સુજસ સુગરીઠ. ઉ૦ ૯

## પ્રતિક્રમણ વિધિ

## ઢાલ ચોથી.

પ્રથમ ગોવાલા તણે ભવેજી એ દેશી.

બેસી 'નવકાર' કહી હવેજી, કહે 'સામાયિક' સુત્ત;
સફલ નવકારથી જીવનેજી, પડિક્કમવું સમચિત્ત.
મહાજસ ! ભાવો મનમાં રે હેત એ આંકણી ૧

'ચત્તારિ મંગલ'મિત્યાદિકેજી, મંગલ અર્થ કહેઇ;
'ઇચ્છામિ પડિક્કમિઉ' ઇત્યાદિકેજી,
દિન અતિચાર આલોઈ. મહાજસ !૦ ૨

'ઇરિયાવહિ' સુત્ત ભણેજી, વિભાગ આલોયણ અત્થ;
'તસ્સ ધમ્મસ્સ' લગે ભણેજી, શેષ વિશુદ્ધિ સમત્થ. મહાજસ !૦ ૩

શ્રાવક આચરણાદિકેજી, 'નવકાર' 'સામાયિક સૂત્ર;'
'ઇચ્છામિ પડિક્કમીઉ' કહી કહેજી, શ્રાદ્ધ સૂત્ર સુપવિત્ર. મહા૦ ૪

અતિચાર-ભાર-નિવૃત્તિથીજી, હલુઓ હોઇ ઉઠેઇ;
'અબ્ભુઠિઓ મિ' ઇત્યાદિકેંજી, સૂત્રમુનિ શેષ[1] કહેઈ. મહાજસ૦ ૫

અવગ્રહ ખમાસણ વંદણંજી, તીન ખમાવેરે દેઇ;
પંચાદિક મુનિ જો હુએજી, કાઉસ્સગ્ગાર્થં ક્રિરેઈ. મહાજસ૦ ૬

ભૂમિ પુંજી અવગ્રહ વહીજી, પાછે પગે નિસરેઇ;
આયરિય ઉવઝાય ભલે ભણેજી, અભિનય[2] સુજસ કહેઇ. મહા૦ ૭

## દેવસી પ્રતિક્રમણ વિધિ (ચાલુ)

## ઢાલ પાંચમી.

રસિયાની દેશી

આલોયણ પડિક્કમણે અશુદ્ધ જે, ચારિત્રાદિક અતિચાર; ચતુર નર !
કાઉસગ્ગ તેહની શુદ્ધિ અર્થે કહ્યો, પહિલો ચારિત્ર શુદ્ધિકાર.
ચતુર નર ! ૧

પરીક્ષક હો તો હેતુને પરખજો, હરખજો હિયડલા માંહિ; ચ૦
નિરખો રચના સદ્ગુરૂ કેરડી, વરષો સુરસ ઉછાહિ. ચતુર૦ ૨
પરીક્ષક હો તો હેતુને પરખજો એ આંકણી.

ચારિત્ર કષાય-વિરહથી શુદ્ધ હોએ, જાસ કષાય ઉદગ્ર; ચ૦
ઉચ્છુ પુષ્ફ પરિ નિઃફલ તેહનુ, માનું ચરણ સમગ્ર. ચ૦ પરી૦ ૩

તેણેં કષાયતણા ઉપશમ ભણી, આયરિય ઉવઝાય ઇત્યાદિ; ચ૦
ગાથાત્રય ભણી કાઉસ્સગ્ગ કરો, 'લોગરસ' દોઈ અપ્રમાદિ. ચ૦
પરી૦ ૪

---

૧ સૂત્રે નિઃશેષ ૨ અભિનમ

'કરેમિભંતે' ઈત્યાદિ ત્રય કહી, ચારિત્રનો એ ઉસ્સગ્ગ; ચ૦
'સામાયિક' ત્રય પાઠ તે જાણીએ, આદિ મધ્યાંત[1] સુહસગ્ગ.
ચ૦ પરીક્ષક૦ ૫

પારી 'ઉજ્જોય' ને 'સવ્વલોએ' કહી, દર્શનાચાર શુદ્ધિસટ્ઠ; ચ૦
એક 'ચઉવિસત્થા'નો કાઉસ્સગ્ગ કરે, પારી કહે 'પુખરવરદીવડ્ઢ'.
ચ૦ પરીક્ષક૦ ૬

'સુયસ્સ ભગવઓ' કહી 'ચઉવીસત્થય,' કાઉસ્સગ્ગે
કરિ પારે દંત; ચ૦
સકલાચાર ફલ સિદ્ધ તણી થૂઇ, 'સિદ્ધાણં બુદ્ધાણં' કહે
મહંત ચ૦ પરીક્ષક૦ ૭

તિત્થાધિપ વીરવંદન રૈવતમંડન, શ્રી નેમિ નતિ તિત્થસાર; ચ૦
અષ્ટાપદ નતિ કરી સુયદેવયા, કાઉસ્સગ્ગ નવકાર.
ચ૦ પરીક્ષક૦ ૮

ક્ષેત્રદેવતા કાઉસ્સગ્ગ ઇમ કરો, અવગ્રહ યાચન હેત; ચ૦
પંચ મંગલ કહી પુજી સંડાસગ, મુહપત્તિ વંદન હેત.
ચ૦ પરીક્ષક૦ ૯

'ઇચ્છામો અણુસહિ' કહી ભણે, સ્તુતિ ત્રય અર્થગંભીર; ચ૦
આજ્ઞા કરણ નિવેદન વંદન, ગુરૂ અનાદેશ શરીર. ચ૦ પરીક્ષક૦ ૧૦

દેવસિયે ગુરૂ ઇક 'શુતિ' જવ કહે, પકિખઆઇક કહે તીન; ચ૦
સાધુ શ્રાવક સહુ સાથે થુઇ કહે, સુજસ ઉચ્ચ સ્વર લીન.
ચ૦ પરીક્ષક ૧૧

૧ મધ્યતે

## દેવસી પ્રતિક્રમણ વિધિ (ચાલુ)

### ઢાલ છઠ્ઠી

નમસ્કાર સ્વકૃત જગન્નાથ જેતા શ્લોકની દેશી

શ્રાદ્ધી સુસાધ્વી તે કહે ઉચ્છાહા, 'સંસાર દાવાનલ' તીન ગાહા;
ન સંસ્કૃતે છે અધિકાર તાસ, કેહી કહે એકહી પૂર્વ ભાસ. ૧

અછે તીર્થ એ વીરનું તેણે હર્ષે,
પ્રતિક્રમણ નિર્વિઘ્ન ચુઇ તાસ કર્ષે;
કહી 'શક્રસ્તવ' એક જિન-સ્તવન ભાખે,
કૃતાંજલિ સુણઇ અપર 'વરકનક' ભાખે[1] ૨

'નમોર્હત્' થકી દેવ ગુરૂ ભજન એહ,
ધુરિ અંતે વલી સફલતા કર અછેહ;
યથા 'નમુત્થુણં' ધુરિ અંતે 'નમો જિણાણં'
જિણ વંદન ઇક[2] 'સક્કત્થય' દુગ પમાણં. ૩

દુબર્દ્ધ સુબર્દ્ધ તિ લોગસ્સ ચ્યાર, કાઉસ્સગ્ગ કરે દેવસી શુદ્ધિકાર;
પારી કહીય 'લોગસ્સ' મંગલ ઉપાય,
'ખમાસમણ' દોઇ દેઈ ને કરે સઝાય. ૪

જાવ પોરિસી મૂલવિધિ હોઈ સઝાય, ઉત્કૃષ્ટ તે દ્વાદશાંગી અધ્યાય;
પરિહાણિથી જાવ નમુક્કાર હોઈ, સામાચારિ વશ પંચ
ગાથા પલોઇ. ૫

૧ સાથે ૨ જિનવંદણે

કહી પડિક્કમણે પંચ આચાર સોહિ,
તિહાં દીસે એ તિણહુ દુણ્હહંણુ હોઇ;
ઇશ્યું પભણિ તપ વીર્ય આચાર શુદ્ધિ,
અવશ્યેં હુઇ જો હોઇ ત્રિક વિશુદ્ધિ. ૬

પ્રતિક્રમણ–પચ્ચખાણ ચઉવિહાર મુનિને,
યથાશકિત પચ્ચખાણ શ્રાવક સુમનને;
કાઉસ્સગ્ગ અંતરંગ તપનો આચાર,
વલિ વીર્યનો ફોરવે શક્તિસાર. ૭

પ્રતિક્રમણ પદથી ક્રિયા કર્તૃ કર્મ,
જણાએ તિહાં પ્રતિક્રમણ ક્રિયા મર્મ;
પ્રતિક્રમણ કર્ત્તા તે સાધ્વાદિ કહીએ,
સુદૃષ્ટિ સુઉપયુક્ત યતમાન લહિએ. ૮

પ્રતિક્રમ્ય તે કર્મ–ક્રોધાદિ જાણો, ટલે તેહ તો સર્વ લેખે પ્રમાણો;
મલે જો સુજનસંગ દૃઢરંગ પ્રાણી,
ફલે તો સકલ કજ્જ એ **સુજસ** વાણી. ૯

## રાયસી પ્રતિક્રમણ વિધિ

## ઢાલ સાતમી

બ્રહ્મચર્યના દશ કહ્યા અથવા જૂઓ જૂઓ અચરિજ અતિભલું–એ દેશી

દેવસી પડિક્કમણ વિધિ કહ્યો, કહિએ હવે રાઈનો તેહરે;
‘ઇરિય’ પડિક્કમિય ‘ખમાસમણ’સ્યું, ‘કુસુમિણ દુસુમિણ’ જેહરે ૧
ચતુર નર ! હેતુ મન ભાવજો–એ આંકણી.

તેહ ઉપશમ કાઉસ્સગ્ગ કરો, ચાર 'લોગસ્સ' મનિ પાઠરે;
'દિઠિ-વિપરિયાસ' સો ઉસ્સાસનો,
'ધી-વિપરિયાસ' શત આઠરે. ચતુર૦ ૨

'ચિઇવંદન' કરિય સઝાય મુખ, ધર્મવ્યાપાર કરે તાવરે;
જાવ પડિક્કમણ વેલા હુએ, ચઉ 'ખમાસમણ' દિએ ભાવરે.
ચતુર૦ ૩

'રાઇ પડિક્કમણ ઠાઉં' ઇમ કહી, 'સવ્વસ્સવિ રાઈ' કહેઇરે;
'સક્કત્થય' ભણી 'સામાયિક' કહી, 'ઉસ્સગ્ગ' એક ચિંતેઈરે.
ચતુર૦ ૪

બીજે એક દર્શનાચારનો, ત્રીજે અતિચાર ચિંતરે;
ચારિત્રનો તિહાં એક હેતુ છે, અલ્પ વ્યાપાર નિસિ ચિત્તરે.
ચતુર૦ ૫

પારી 'સિદ્ધસ્તવ' કહી પછે, જાવ કાઉસ્સગ્ગ વિહિ પુવ્વરે;
પ્રત્યેક કાઉસ્સગ્ગ પડિક્કમણથી, અશુદ્ધનો શોધ એ અપુવ્વરે.
ચતુર૦ ૬

ઇહાં વીર છમાસી તપ ચિંતવે, હે જીવ! તું કરી શકે તેહરે;
ન શકું એ ગાઈ ઇગુણતિસતાં, પંચ માસાદિ પણ જેહરે. ચતુર૦ ૭

એક માસ જાવતેર ઊણડો, પછે ચઉતિસ માંહિ હાણીરે;
જાવ ચઉથ આંબિલ-પોરિસિ,- નમુક્કારસી યોગ જાણીરે. ચતુર૦ ૮

શક્તિ તાંઇ ચિત્ત ધરી પારીએ, મુહપત્તિ વંદન પચ્ચખ્ખાણુરે;
'ઇચ્છામો અણુસઠિં' કહી તિગ થુઈ,-થય-ચિઇવંદણ સુહજાણુરે.

સાધુ વલી શ્રાદ્ધકૃત પૌષધો, માગે આદેશ ભગવન્નરે;
'બહુવેલ સંદિસાઉં' 'બહુવેલ કરૂં,' લઘુતર અનુમતિ મન્નરે.
ચતુર૦ ૧૦

ચઉ ખમાસમણ વંદે મુનિ, 'અઢ્ઢાઇજ્જેસુ' તે કહે સદ્દૂરે;
ક્રરેરે પડિલેહણ ભાવથી, સુજસ મુનિ વિદિત સુગુણદ્દૂ રે ચ૦ ૧૧

## પખી પ્રતિક્રમણ વિધિ

## ઢાલ આઠમી

મધુ બિંદુઆની, અથવા સરસતી ! મુઝરે માતા ! દિયો બહુમાન રે–એ દેશી.

હવે પખિયરે ચઉદસિ દિનસુધી પડિકકમે
પડિકમતાંરે નિત્ય, ન પર્વ અતિક્રમે;
ગૃહશોધ્યુંરે પ્રતિદિન તો પણ શોધીયે,
પખસંધિરે ઇમ મન ઇહાં અનુરોધિયે.

ત્રૂટક

અનુરોધિયે ગુરૂ ક્રમ વિશેષે, ઉત્તર કરણ એ જાણીએ,
જિમ ધૂપ લેપન વર વિભૂષણ, તૈલ ન્હાણે માણીએ;
મુહપત્તી વંદણ સંબુદ્ધ ખામણ, તીન પાંચ પાંચ શેષ એ,
પક્ખિ આલોયણ અતિચારા, લોચના સુવિશેષ એ. ૨

ઢાલ

'સવ્વસવિ'રે 'પક્ખિઅચસ્સ' ઇત્યાદિક ભણી,
પાયચ્છિત્તરે ઉપવાસાદિક પડીસુણી;[1]

[1] પણિ સુણી.

વંદણુ દેઈ રે પ્રત્યેક ખામણાં ખામીએ,
'દેવસિયં આલોઇયં' ઇત્યાદિક વિશ્રામિએ. ૩

ત્રૂટક

વિશ્રામિએ સામાયિક સૂત્રે, ખમાસમણ દેઈ કરી,
કહે એક પખ્ખી સૂત્ર બીજા, સુણે કાઉસ્સગ્ગ ધરી;
પાખી પડિક્કમણ સૂત્ર કહીને, સામાયિક ત્રિક ઉચ્ચરી,
'ઉઝ્ઝોઅ' બાર કરે કાઉસ્સગ્ગ, હર્ષ નિજ હિઅડે ધરી. ૪

ઢાલ.

મુહપત્તીરે પડિલેહી વંદણુ દિએ,
સમાપ્ત ખામણાં રે ખમાસમણ દેઇ ખામિએ;
ખમાસમણ ચ્યારે રે પાખી ખામણાં ખામજો,
'ઇચ્છામો અણુસટ્ઠિં' કહી દેવસી પરિણામજો. ૫

ત્રૂટક

પરિણામજો સવિ 'ભવનદેવી,' 'ક્ષેત્ર દેવી' મા ભલી;
તોપણ વિશેષે ઈહાં સંભારો, 'અજિત-શાંતિ સ્તવ'વલી.
ઈહાં જ્ઞાનાચારની શુદ્ધિ, વંદન 'સંબુદ્ધ ખામણે' જાણીયે;
દર્શનાચારની 'લોગસ્સ' પ્રગટે, કાઉસગ્ગ પ્રમાણીયે. ૬

ઢાલ

પ્રમાણેરે અતિચાર 'પ્રત્યેક ખામણે',
પાખી સૂત્ર હુગેં ચારિત્ર-શુદ્ધિ પાખી ખામણે;
કાઉસ્સગ્ગેરે તપ આચારની ભાખજો,
સઘલે આરાધ્યેં વીર્યાચારની દાખજો. ૭

## ચઉમાસી વરસી પ્રતિક્રમણ.

ત્રૂટક

દાખજો ચઉમાસ વરસી, પડિક્કમણુનો ભેદએ;
ચઉમાસ વીસ દુવીસ મંગલ, ઉસગ્ગ વરસિ નિવેદ એ;
પાખી ચોમાસી પંચ વરસે, સગ દુશેષે ખામીએ;
સઝાય ને શુરૂ શાંતિ વિધિસ્યુ, સુજસ લીલા પામીએ. ૮

## પ્રતિક્રમણુનો અર્થ

## ઢાલ નવમી.

મેરે લાલ અથવા લૂખો લલના વિષયનો—એ દેશી.

નિજ થાનકથી પર થાનકે, સુનિ[1] જાએ પ્રમાદે જેહ, મેરે લાલ;
ફિરિ પાછું થાનકે આવવું, 'પડિક્કમણું' કહિયે તેહ, મેરે લાલ. ૧

પડિક્કમજો આનંદ મોજમાં, ત્યજી ખેદાદિક અડ દોષ મેરેલાલ;
જિમ જિમ અધ્યાતમ જાગશે, તિમ તિમ હોસ્યે ગુણ. પોષ મે૦
પડિક્કમજો આનંદ મોજમાં એ આંકણી ૨

'પડિક્કમણું' મૂલ પદે કહ્યું, અણુકરવું પાપનું જેહ મેરે૦
અપવાદે તેહનું હેતુએ, અનુબંધ તે શમ–રસ–મેહ મે૦ પડિ૦ ૩

૧ મુનિ.

પ્રતિક્રમકને પ્રતિક્રમણે કરી, અઘ-પ્રતિ કર્તવ્ય અજ્ઞાણ મે૦
શબ્દાર્થ સામાન્યે જાણીએ, નિંદા સંવર પચ્ચખાણ મે૦ પડિ૦ ૪
પડિક્કમણું ને પચ્ચખાણ છે, ફલથી વર આતમ નાણ મે૦
તિહાં સાધ્ય-સાધન-વિધિ જાણજો,
ભગવઈ અંગ સુજસ પ્રમાણ મેરે લાલ પડિ૦ ૫

પ્રતિક્રમણનો બીજો પર્યાય પ્રતિકરણ.

## ઢાલ દશમી.

નંદલાલ વજાવે વાસલી અથવા તું મતવાલે સાજના—એ દેશી.

પડિક્કમણ પદારથ આસરી, કહું અધ્વતણો દિઠ્ઠંતો રે;
ઇક પુરે નૃપ છે તે બાહિરે, ઘર કરવાને સંભ્રંતો રે.[૧] ૧
તુમ્હે જોજોરે ભાવ સોહામણો, જે વેધક હુએ તે જાણે રે;
મૂરખ તે ઓષધ કાનનું, આંખે ઘાલી નિજમતિ તાણે રે. ૨
તુમ્હે જોજો રે ભાવ સોહામણો—એ આંકણી.
તિહાં બાંધ્યું સૂત્ર ભલે દિને, રખવાલા મેલ્યા સારા રે;
'હણવો તે જે ઈહાં પેસશે,' ઇસ્યા કીધા તેણે પૂકારા રે. તુમ્હે૦ ૩
'જે પાછે પગલે ઓસરે, રાખીજે તેહના પ્રાણ રે'
ઈમ કહી તે સજજ હુઈ રહ્યા, ધરી હાથમાં ધનુષ ને બાણરે.
તુમ્હે૦ ૪

૧ સંભૂતોરે.

તસ વ્યાસંગે કોઈ ગામડી, તિહાં પેઠા તેણે દીઠારે;
કહે 'કાં તુમ્હે પેઠા પાપીયા !' તિહાં એક કહે કરી મન ધીઠારે.
તુમ્હે૦ ૫

'ઈહાં પેઠાં શ્યો મુજ દોષ છે?', તેણે તે હણીયો બાણેરે;
પાછે પગલે બીજો ઓસર્યો, મૂંક્યો કહે 'પેઠો અનાણેરે'.
તુમ્હે૦ ૬

તે ભોગનો આભોગી હૂઓ, બીજે ન લહ્યો ભોગ-સંયોગરે;
એ દ્રવ્યે ભાવે જાણજો, ઈહાં ઉપનય ધરિ ઉપયોગ રે. તુમ્હે૦ ૭

રાજા તીર્થંકર તેણે કહ્યો, મારગ સંયમ રહો રાખીરે;
ચૂકયો તે રખવાલે હણ્યો, સુખ પામ્યો તે સત્ય-ભાષીરે. તુમ્હે૦ ૮

પ્રતિક્રમણ પ્રમાદ અતિક્રમે, ઈહાં રાગાદિક રખવાલારે;
તે જો રૂપ પ્રશસ્તે જોડીયે, તો હોવે **સુજસ** સુગાલારે. તુમ્હે૦ ૯

### સંવાદ ને દષ્ટાંતથી પ્રતિકરણપર વિવેચન.

## ઢાલ અગીયારમી

કાંઈ જાણું કબ ઘરે આવેલો ? અથવા પ્રીત પૂરવ પામીયે-એ દેશી.

**( પહેલાં મારવાડી ભાષાની છાંટ છે )**

'કાઇ જાણું કિઉં બની આવેલો ?
માહરા મોહનગારાશું સંગ હે મિત્ત !
માહારા પ્રાણ પિયારારા રંગ હો મિત્ત ! કાંઈ૦ ૧

નદિય હોએતો બાંધિએ, કાંઇ સમુદ્ર બાંધ્યો ન જાઇ હે મિત્ત !
લઘુ નગ હોએ તો આરોહિએ, મેરૂ આરોહ્યો ન જાઇ હે મિત્ત !
કાંઇ૦ ૨

બાથ શરીરે ઘાલીએ, નગને ન બાથ[1] ઘલાઈ હે મિત્ત !
સરોવર હોય તો તરી શકાં, સાહામી[2] ગંગ ન તરાઈ હે મિત્ત !
કાંઇ૦ ૩

વચન કાયા તે તો બાંધીએ, મન નવિ બાંધ્યો જાય હે મિત્ત !
મન બાંધ્યા વિણુ પ્રભુ ના મિલે, કિરિયા નિફ્લ થાય હે મિત્ત !
કાંઇ૦ ૪

એક સહજ મન પવનરો, જૂઠ કહે ગ્રંથકાર હે મિત્ત !
મનરી દોર તે દૂર છે, જિહાં નહિ પવન પચાર હે મિત્ત !
કાંઇ૦ ૫

મિત્ત કહે "મન ! ચલ સહી, તો પણુ બાંધ્યો જાય હે મિત્ત !
અભ્યાસ વૈરાગે કરી, આદર શ્રદ્ધા બનાય[3] હે મિત્ત ! ૬
હું જાણું ઇચું બની આવેલો. એ આંકણી.

કિણુહિ ન બાંધ્યો જલનિધિ, રામે બાંધ્યો સેત હે મિત્ત !
વાનર તેહી ઉપરિ ચલ્યા, મેરૂ-ગંભીરતા લેત હે મિત્ત !
હું જાણું૦ ૭

શુભયોગેં ભડ બાંધિએ, અનુભવે પાર લહાઈ હે મિત્ત !
પડિઅરણુા પડિક્કમણુનો, ઇમજ કહ્યો પરયાય હે મિત્ત !
હું જાણું૦ ૮

૧ બાથ ન ગગને ૨ નદી સાહામી ૩ શ્રદ્ધાવાન

પડિઅરણા ગતિ ગુણ તણી, અશુભથી તે પડિકંતિ હે મિત્ત !
તિહાં પ્રાસાદ દૃષ્ટાંત છે, સુણો ટાલી મન ભ્રાંતિ હે મિત્ત !
હું જાણું૦ ૯

કોઈ પુરે એક વણિક હુઓ, રતને પૂર્ણ પ્રાસાદ હે મિત્ત !
સોંપી ભાર્યાને તે ગયો, દિગયાત્રાયે અવિષાદ હે મિત્ત !
હું જાણું ૧૦

સ્નાન વિલેપન ભૂષણે, કેશ નિવેશ શ્રંગાર હે મિત્ત !
દર્પણ દર્શન વ્યગ્ર તે, લાગે બીજું અંગાર હે મિત્ત !
હું જાણું૦ ૧૧

પ્રાસાદ તેણીયે ન જોઈઓ,[1] ખૂણો પડિયો એક હે મિત્ત !
'દેશ પડિં રયુ એહને ?' સા કહે ધરી અવિવેક હે મિત્ત !
હું જાણું૦ ૧૨

ભીતેં પીંપલ અંકૂર હુઓ, તે પણ ન ગણે સાંઈ હે મિત્ત !
તેણે વધતે ઘર પાડીયુ, જિમ નદી–પૂરે વનરાઈ હે મિત્ત !
હું જાણું૦ ૧૩

દેસાઉરી આવ્યો ઘરધણી, તેણે દીઠો ભગ્ન પ્રાસાદ હે મિત્ત !
નીસારી ઘરથી ભામિની, તે પામીયો અતિહી વિષાદ હે મિત્ત !
હું જાણું૦ ૧૪

તેણે ફરી પ્રાસાદ નવીન કર્યો, આણી બીજી ઘરનાર હે મિત્ત !
કહે 'જો પ્રાસાદ એ વિણસશે, તો પહિલીની ગતિ ધાર' હે મિત્ત !
હું જાણું૦ ૧૫

૧ તેણે જોઇયો.

ફિરિ ગયો દેશાંતરે વાણીયો, તે ત્રિહું સંધ્યાએ જોઈ હે મિત્ત !
ભાગું કાંઇ હોય તે સમારતાં, પ્રાસાદ તો સુંદર હોય હે મિત્ત !
હું જાણું૦ ૧૬

ધણી આવ્યો દીઠો તેહવો, ઘર સ્વામીની કીધી તેહ હે મિત્ત !
બીજી હુઇ દુઃખ-આભોગિની, ઉપનય સુણજો ધરિ નેહ હે મિત્ત !
હું જાણું૦ ૧૭

આચારજ ગૃહ-પ્રભુ વાણીયો, પ્રાસાદ તે સંયમ રૂપ હે મિત્ત !
તેહને તે રાખવો ઉપદિશે, ન કરે તે થાએ વિરૂપ હે મિત્ત !
હું જાણું૦ ૧૮

પ્રાસાદ તે જેણે થિર કર્યો, તે પામ્યો સુજસ જગીશ હે મિત્ત !
ઈહાં પૃચ્છક કથક તે એક છે, નય રચનાએ ગુરૂ ને શિષ્ય હે મિત્ત !
હું જાણું૦ ૧૯

## પ્રતિક્રમણનો ત્રીજો પર્યાય પડિહરણા.

## ઢાલ બારમી.

બન્યોરે વિદ્યાજીરો કલ્પડો-એ દેશી.

હવે પડિહરણા-પડિક્કમણનો, પર્યાય સુણો ઇણી રીતિ,
હો મુણિંદ !
પરિહરણા સર્વથી વર્જના, અજ્ઞાનાદિકની સુનીતિ, હો મુણિંદ ! ૧
પડિક્કમણ તે અવિશદ યોગથી. એ આંકણી.

એક ગામે એક કુલપુત્રની, ભગિની દોઇ ગામે ઉઢ઼ હો મુણિંદ !
પુત્રી એક તસ દોઈ બહિનના, હુઆ સુત યુવ ભાવ પ્રરૂઢ,
હો મુણિંદ ! પડિ૦ ૨

પુત્રી અર્થે તે આવિયા, કહે સુવિવેકી કુલપુત્ર, હો મુણિંદ !
'તુમ સુત દોઈ મુજ એકજ સુતા, મોકલી દિઉ જે હોય પવિત્ર,
હો મુણિંદ ! પડિ૦ ૩

તે ગઈ સુત દોઇ તે મોકલ્યા, ઘટ આપી કહ્યો 'આણો દૂધ,'
હો મુણિંદ !
કાવડ ભરી દૂધ નિવર્ત્તિયા, તિહાં દોઇ મારગ અનુરૂદ્ધ,
હો મુણિંદ ! પડિ૦ ૪

એક નિકટ[1] તે અતિહિ વિષમ અછે, દૂરે તે સમ છે મગ્ગ,
હો મુણિંદ !
સમે આવ્યો એક વિષમ ત્યજી, બીજો નિકટથી વિષમતે મગ્ગ,[2]
હો મુણિંદ ! પડિ૦ ૫

ઘટ ભાગ્યે તસ ઈક પગ ખલ્યો, બીજો પણ પડતો તેણ,
હો મુણિંદ !
સમે આવ્યો તેણે પય રાખીયો, સુતા દીધી તેણ ગુણેણ,
હો મુણિંદ ! પડિ૦ ૬

'ગતિ ત્વરિતે આવજો' નવિ કહ્યું, 'પય લાવજો' મેં કહ્યું એમ,
હો મુણિંદ !
કુલપુત્રે વક્ર તિરસ્કર્યો; ધરો ભાવ એ ઉપનય પ્રેમ,
હો મુણિંદ ! પડિ૦ ૭

૧ વિકટ ૨ લગ્ગ.

તીર્થંકર તે કુલપુત્ર છે, ચારિત્ર તે પય અભિરામ, હો મુણિંદ !
તે રાખે ચારિત્ર કન્યકા, પરણાવે તે નિર્મલ ધામ,
હો મુણિંદ ! પડિ૦ ૮

ગોકુલ તે માનુષ્ય જન્મ છે, મારગ તે તપ-જપ રૂપ, હો મુણિંદ !
તે થિવિરને દૂર નજીક છે, જિનકલ્પીને તો અનૂપ,
હો મુણિંદ ! પડિ૦ ૯

નવિ અગીતાર્થ રાખી શકે, ચારિત્ર પય ઉગ્રવિહાર, હો મુણિંદ !
નિર્વૃત્તિ દુર્લભ છે તેહને, બીજો પામે વહેલો પાર હો,
હો મુણિંદ ! પડિ૦ ૧૦

દુગ્ધ-કાય દૃષ્ટાંત એ, દૂધ-કાવડ તસ્સ અત્થ હો મુણિંદ !
'પરિહરણા' પદ વર્ણવ્યું, ઈમ સુજસ સુહેતુ સમત્થ,
હો મુણિંદ ! પડિ૦ ૧૧

## પ્રતિક્રમણનો ચોથો પર્યાય વારણા

## ઢાલ તેરમી

આસણરારે યોગી એ દેશી.

વારણા તે પડિક્કમણ પ્રગટ છે, મુનિને તે પ્રમાદથી જાણોરે,
સુણો સંવરધારી !
ઇહાં વિષભુક્ત તલાવરો ભાખ્યો, દૃષ્ટાંત તે મન આણોરે.
સુણો સંવરધારી ! ૧

એક પુરે એક રાજે છે રાજા, તેણે જાણ્યું પરદલ આવ્યું રે; સુણો૦
ભક્ષ્ય ભોજને મીઠા જલમાં, ગામ ગામ વિષ ભાવ્યું રે. સુણો૦ ૨

પ્રતિ નૃપ પડહેં ઈમ ઘોષાવે, "જે ભક્ષ્ય ભોજય એ ખાશ્યે રે; સુણો૦
પીશ્યે મીઠા જલ હુઇ હોંશી, તે યમ–મંદિર જાશ્યે રે. સુણો૦૩

દૂરથી આણી ભોજ્ય જે જમશે, ખારાં પાણી પીશ્યેરે; સુણો૦
તે જીવી હોશ્યે સુખ લહેશ્યે, જય–લચ્છિ એ વરશ્યેરે." સુણો૦ ૪

જેણે નૃપ આણુ કરી તે જીવ્યા, બીજા નિધન લહંતરે; સુણો૦
દ્રવ્ય વારણાં એ ઇહાં ભાવો, ભાવે ઉપનય સંત રે! સુણો૦ ૫

જિનવર નૃપતિ વિષય વિષમિશ્રિત, ભવિને ભોજ્ય.
નિવારેરે; સુણો૦
ભવ ભમે રાગી ને તરે રે વૈરાગી, વાચક જસ તે સંભારેરે.
સુણો૦ ૬

## પ્રતિક્રમણનો પાંચમો પર્યાય નિવૃત્તિ

## ઢાલ ચૌદમી

માડી! માને પરદેશીડાને કા પરણાવ્યા રે અથવા ચંદ્રાવલાની દેશી.

પડિક્કમણુ નિવૃત્તિ પ્રમાદથીરે, રાય કન્યા[1] દિઠંત;
એક નગરે એક શાલાપતિ, ધૂર્ત સૂતા તસ રત,
માડી! માંને ભર યૌવનમાં કાંઈ ન દીધાં હે,
માડી! માંને મનમથ માચતે કાંઇ ન દીધાં હે;

૧ કની

માડી ! માંને અવસર છયલ છબીલાને કાંઈ ન દીધાં હે,
માડી ! માંને લાવણ્ય લહરેં જાતે કાંઇ ન દીધાં હે.
ભોલી માડલી ! ૧

તે કહે 'આપણ નાસિએરે,' સા કહે 'સખી ! મુઝ નૃપ-પુત્તિ;
સંકેત તિણસ્યું છે કિઓરે, તેડી લાવીસી ઝત્તિ'
માડી ! માને ભર૦ ૨

તેણેં ગીત પરભાતે સુણ્યુંરે, પાછી નિવર્ત્તિ તાસ;
'આણું કરંડીયો રત્નનો' ઇમ વચન ભાંખી સ્યામ
માડી ! માંને ભર૦ ૩

ફૂલ્યાં તો સ્યું કણિઆરડાં રે !, અહિમાસ વુઠે [1] અંબ;
તુજ ફૂલવું જુગતું નહિ, જો નીચ કરે વિડંબ.
માડી ! માંને ભર૦ ૪

કોલિક સુતા કણિઆરડી રે, હું લતા છું સહકાર;
અધિ માસ ઘોષણ ગીતએ, કાલ હરણ અશુભનું સાર.
માડી ! માંને ભર૦ ૫

તસ તાત શરણે આવીયો, નૃપ ગોત્ર એક પવિત્ર;
પરણાવી પટરાણી કરી, નિજ રાજ્ય આપે જૈત્ર.
માડી ! માંને ભર૦ ૬

કન્યા થાનક મુનિ વિષય તે, ધૂરત સુભાષિત ગીત;
નિવર્તે તે જસ ને સુખ લહે, બીજી ન એ છે રીત.
માડી ! માંને ભર૦ ૭

૧ વુઠે

## ઢાલ પંદરમી

જવહરિ ( ઝવેરી ) સાચોરે જગમાં જાણીયેરે એ દેશી.

બીજો પણ દૃષ્ટાંત છે રે, એક ગચ્છે એક છે સાધરે;
ગ્રહણ-ધારણ-ક્ષમ તેહને રે, આચાર્ય ભણાવે અગાધરે. ૧

ધારોરે ભાવ સોહામણો રે, તુહ્મે સારો રે આતમકાજરે;
વારોરે[1] તેહને પાપથી, સંભારો પામ્યું છે રાજરે.
ધારો રે ભાવ સોહામણોરે એ આંકણી.

પાપ કર્મ તસ અન્યદા હુઓરે, ઉદયાગત અતિ ઘોરરે;
નીકલ્યો ગચ્છથી એકલોરે, જાણે વિષય ભોગવું જોરરે. ધારોરે૦ ૨

કહે સુર[2] તરૂણ મંગલ તદારે, ઉપયોગે સાંભલે તેહરે;
જિમ તે ભટ પાછા ફિર્યા રે, તેણે કિધો ચારિત્રસ્યું નેહરે.
ધારોરે૦ ૩

ગાથા

तरियव्वा पइन्निया मरियव्वं वा समरे समत्थेणं ।
असरि सज्जणे उल्लावो नहु सहियव्वा कुलप्पसूएणं ॥

સાધુ ચિંતવેરે સારાંશમાંરે[3] પ્રવ્રજ્યા હું ભગ્નરે;
લોક હીલાથી નિવર્ત્તિઓરે, હુઓ સુજસ ગુરૂ-પય-લગ્નરે.
ધારોરે૦ ૫

૧ તારોરે ૨ સુત ૩ રણસમારે

## પ્રતિક્રમણનો છઠો પર્યાય નિંદા

# ઢાલ સોલમી

અહોમત વાલે સાહિબા એ દેશી.

નિંદા તે પડિક્કમણ છે, દૃષ્ટાંત ચિત્રકર–પુત્રીરે;
એક નગરે એક નૃપતિ છે, તે સભા કરાવે સચિત્રીરે.
ભવી[1] ! સુભાષિત રસ ગ્રહો. ૧ એ આંકણી

આપી ચિત્રકાર સર્વને, તેણે ચિત્રવા ભૂ સમ–ભાગેરે;
ચિત્રવા તે એકને દીવે[2] ભાત આણી પુત્રી રાગે રે. ભવિ૦ ૨

રાજા આવે વેગે હયેં, કષ્ટેં નાઠી તે આવે રે;
ભાત આણી તેમ તે રહી, તાત દેહ–ચિંતાયે જાવેરે. ભવિ૦ ૩

આલેખે શિખિ–પિચ્છ સા, વાને કરી કુટ્ટિમ દેશેરે;
ગત આગત કરતો તિહાં, નૃપ દેખે લલિત નિવેશેરે. ભવિ૦ ૪

તે ગ્રહવા કર વાહિયો, નખ ભાગા હસી સા બોલે રે;
'મૂર્ખ મંચ ત્રિક પાદથો, તું હુઓ ચોથાને તોલેરે.' ભવિ૦ ૫

નૃપ કહે 'કિમ'? તવ સા કહે, 'રાજ મારગે ઘોડો દોડાવેરે;
જીવી પુણ્યે હું તેહથી, એ પહેલો પાયો મનિ આવેરે. ભવિ૦ ૬

બીજો પાયો નરપતિ, સમભાગ સભા જેણે આપીરે;
વૃદ્ધ તરૂણ કોઇ નવિ ગણ્યો, ત્રીજો તાત તે[3]
જેણે મત થાપીરે. ભવિ૦ ૭

૧ ભાવે ૨ દિએ ૩ ન

દેહ ચિંતાયે તે ગયો, અન્ન ટાઢું થાયે તે ન જાણેરે;
ચોથો તૂં શિખિ-પિચ્છ કયાં ? કિમ સંભવે ઇણે ટાણે રે ?'
ભવિ૦ ૮

ચિત્ત ચમકયો રાજા ગયો, ઘરિ સા ગઈ બાપ જિમાડીરે;
સ્મર શર સમ[1] તાસ ગુણે હર્યું, નૃપ-ચિત્ત તે મૂકયું
ભગાડીરે. ભવિ૦ ૯

વેધક વયણેં મારકે, પારકે વશ કીધો રાજારે,
વિણ માશુક ને આસકી, કહો કિમ કરી રહેવે તાજારે ? ભવિ૦ ૧૦

હુઈ ત્રિયામા શત યામિની[2], તસ માત તે પ્રાત બોલાવીરે,
કહે ' તુમ્હ પુત્રી દીજીએ ' ' કિમ દારિદ્રે વાત એ થાવીરે ? '
ભવિ૦ ૧૧

રાજાએ ઘર તસ ધન ભરિઉં, મનોહરણી તે વિધિસ્યું પરણીરે;
દાસી કહે 'નૃપ જિહાં લગે, નાવે કથા કહો[3] એક વરણીરે. ભવિ૦૧૨

સા કહે ' એક પુત્રી તણા, સમકાલે ત્રણ વર આવ્યારે;
નિજ ઇચ્છાએ જૂઆ જૂઆ, માએ ભાઇએ બાપે વરાવ્યારે.
ભવિ૦ ૧૩

રાત્રે સા સાપે ડસી, તે સાથે બાલ્યો એકરે,
અણુસણુ એક કરી રહ્યો, સુર આરાધે એક સુવિવેકરે. ભવિ૦ ૧૪

આપે સંજીવિની મંત્ર તે, જીવાડયાં તે બિહુ તેણે રે;
ત્રણ્યે મિલિયા સામટા, કેહને દીજે કન્યા કેણે રે ? ભવિ૦ ૧૫

૧ સ્મર શરસ્યા ૨ શયયામસી ૩ કરો

દાસી કહે ' જાણું નહિ, તું કહે જે જાણે સાચું રે;'
સા કહે ' અબ નિદ્રાલૂ છું, કાલે કહેશ્યું જાણું જે જાચું રે.' ભવિ૦ ૧૬

રાજા પ્રચ્છન્ન તે સાંભલે, બીજે પણ દિન દિએ વારો રે;
ગુણે કરી વેચાતો લીએ[1], ચીતારી કહે ઉત્તર સારો રે. ભવિ૦ ૧૭

' સાથે જીંવ્યો તે ભ્રાતા હુઓ, જેણે જીવાડી તે તાતો રે;
અનશનીયાને દીજીયે, એતો પ્રાણનું પણ વિખ્યાતો રે. ભવિ૦ ૧૮

દાસી કહે ' બીજી કહો, ' સા કહે ' એક નૃપ તે સારો રે;
ઘડે આભરણ અંતેઉરે, ભોયરમાં[2] રહ્યા સોનારો રે. ભવિ૦ ૧૯

તિહાંથી નીકલવું નથી, પણિ દીપતણું અજુઆલું રે;
' કુણ વેલા '! એકે પૂછયું કહે, ' તે રાતિ, અંધારૂં
છે કાલું રે.' ભવિ૦ ૨૦

' કિમ જાણે '? દાસી કહે, ' જે સૂર્ય ચંદ્ર ન દેખે રે ';
' કાલે કહશ્યું આજે ઉંઘશ્યું, મોજમા કહિએ તે લેખે રે.' ભવિ૦ ૨૧

બીજે દિન સા તિમ વદે, ' રાત્ર્યંધ તે જાણે વેલા રે[3];'
અવર[4] કથા પૂછી કહે, "નૃપ એકને ચોર બે ભેલા રે. ભવિ૦ ૨૨

પેટીમાં ઘાલી સમુદ્રમાં, વહી સા તટ કિહાં લાગી રે;
કેણે ઉઘાડી દેખીયા, પૂછયું ' કેતે દિને ત્યાગી રે? ' ભવિ૦ ૨૩

' ચોથો દિન છે ' એક કહે, ' દાસી કહે ' તે કિમ જાણે રે ? '
બીજે દિને સા હસી કહે, ' તુર્યજ્વરને પરમાણે રે ' ભવિ૦ ૨૪

૧ લીએ ૨ ભૂધરમાં ૩ જાણ્યુચેટીરે ૪ અવસર

પૂછી કહે "દો શોક્ય છે, એક નગરે રત્નવતી પહેલીરે;
વિશ્વાસ બીજીનો નહિ કરે[1], ઘટે ઘાલે રતન તે વહેલીરે. ભવિ૦ ૨૫

લીંપી મુંદી ઘટ મુખ રહે, બીજી રતન લેઈ ઘટ મુંદે રે;
રતન ગયા તેણીએ[2] જાણીયા, દાસી કહે 'તે કિમ વિદે રે[3] ?'
ભવિ૦ ૨૬

બીજે દિન કહે 'ઘટ કાચનો, છતાં દીસે હરિયાં ન દીસેરે[4];'
પૂછી કહે બીજી કથા, 'ઈકિ નૃપ ને સેવક ચાર હીસેરે. ભવિ૦ ૨૭

સહસયોધી, વૈદ્ય, રથકરૂ, ચોથો નિમિત્તવેદી છે સારોરે;
પુત્રી એક છે મનહરૂ, કિહાં લઈ[5] ગયો ખેચર પ્યારોરે. ભવિ૦ ૨૮

જે આણે તસ નૃપ દિએ, ઇમ સુણી[6] નિમિત્તિયો દિશિ દાખે રે;
રથકાર તે રથ ખગ કરે, ચારે ચાલ્યા રથ આખેરે. ભવિ૦ ૨૯

સહસ્ત્રે ખેચર હણ્યો, તેણે મરતે, કન્યા મારીરે;
વૈદ્ય જીવાડે ઔષધે, ચારેને દિએ નૃપ અવિચારીરે. ભવિ૦ ૩૦

કન્યા કહે 'એક ચારની, નવિ થાઉં, જે પેસે આગેરે;
હું તેહની છું સ્રી' 'હવે[7] કહે પેસશે તિહાં કુણ રાગેરે ?'
ભવિ૦ ૩૧

દાસી કહે 'બીજો કુણ કહે ?' બીજે દિને કહે સા 'તે નિમિત્તીરે;
જે નિમિત્તે જાણે મરે નહિ, ચય સાથે પેઠો સુચિત્તરે. ભવિ૦ ૩૨

૧ નિઃસ્વા બીજી વિશ્વસે ૨ તેણે ૩ વદેરે ૪ છતા હરિયા કેમ ન દીસેરે ૫ હરી ૬ નિસુણી ૭ હલી.

રંગે સુરંગે નીકલી, અંગે સાજો પરણે કન્યા રે;'
બીજી કથા કહે 'એક સ્ત્રી, માગે હેમ-કટક દુગ ધન્યા રે.
ભવિ૦ ૩૩

મૂલ રૂપક દેઇ કોઈ દિએ, તેણે ઘાલ્યાં સુતાને હાથે રે;
પ્રૌઢ થઇ તે ન નીસરે, માગે મૂલ રૂપક સાથે રે. ભવિ૦ ૩૪

બીજા દીધાં વાંછે નહિ' 'શું કરવું?' કહે ઈહાં દાસી રે;
સા કહે 'અવર ન ચતુર છે, તું કહે ને કરે શું હાંસી રે?'
ભવિ૦ ૩૫

બીજે દિને કહે 'તેહ જો, રૂપક દીયે કટક તો દીજે રે;'
ભૂપ આખ્યાને એહવે, નિજ ઘરે ષટ્ માસ આણીજે રે. ભવિ૦ ૩૬

શોકય જૂવે છિદ્ર તેહનાં, ઓરડામાં રહી ચીતારી રે;
પહેરી વસ્ત્રાદિક મૂલગાં, જીવને કહે સંભારી રે. ભવિ૦ ૩૭

રાજવંશ પત્ની ઘણી, રાજાને તું સીકારૂં રે;
નૃપ માને જે પુણ્ય તે, બીજી મૂકી રૂપે વારૂ રે. ભવિ૦ ૩૮

ઈમ કરતી તે દેખી સદા, રાજાને શોકય જણાવે રે;
કામણ એ તુઝને કરે, રાખો જીવને જો ચિત્ત ભાવે રે. ભવિ૦ ૩૯

આત્મનિંદા કરતી નૃપે, દેખી કીધી સા પટરાણી રે;
દ્રવ્ય-નિંદા એ ભાવથી, કરે જે સંયત સુહ નાણી રે. ભવિ૦ ૪૦

દશ દૃષ્ટાંતે દોહિલો લહી, નરભવ ચારિત્ર જો લહિયું રે;
તો બહુશ્રુત મદ મત કરો, બુધ કહવું સુજસ તે કહિયું રે. ભવિ૦ ૪૧

## પ્રતિક્રમણનો સાતમો પર્યાય ગર્હા.

## ઢાલ સત્તરમી.

રાજાજી હો રાણાજી, અથવા રાણીજી હો જાતીરો[1] કારણ માહરે કોઇ નહિજી—એ દેશી.

ગર્હા તે નિંદા પરસાખિશ્યુંજી, તે પડિક્કમણ પરયાય;
દૃષ્ટાંત તિહાં પતિ–મારિકાજી, વર્ણવ્યો ચિત્ત સુહાય.
સાચલો[2] ભાવ મન ધારજોજી. ૧

કિહાં એક અધ્યાપક વિપ્ર છેજી, છેરે તરૂણી તસ ભજ્જ;
'કાક બલિ દેહિ પ્રિય!' ઇમ કહેજી, સા કહે 'બિહું હું અજ્જ.'
સાચલો૦ ૨

ભીરૂ તે જાણી રાખે ભલેજી, વારે વારે ઘણા છાત્ર;
ઉપાધ્યાયના રે આદેશથીજી, માન્ય છે તેહ ગુણપાત્ર. સાચલો૦ ૩

મહાઠગ તે ઠગને ઠગેજી, એક કહે 'મુગ્ધ ન એહ;
જોઉં હું ચરિત્ર સવિ એહનુંજી, સહજથી કપટ અછેહ.' સાચલો૦ ૪

નર્મદાના પર કૂલમાંજી, ગોપશ્યું સા નિશિ આય;[3]
અન્યદા નર્મદા ઉતરેજી, કુંભે સા ચોર–પણે જાય. સાચલો૦ ૫

ચોર એક ગ્રહ્યો રે જલજંતુએજી, રોઇ કહે સા દૃગ ઢાંકી;
'તીરથ મેલ્હીને મ ઉતરોજી, જાઈ કુતીર્થ તે વાંકી.' સાચ૦ ૬

૧ રત્ણાજી હો નાતરો ૨ સાંભલો ૩ ખાય.

જોઇ ઇમ છાત્ર પાછો વલ્યોજી, બીજે દિને બલિ દેત;
રાખતો છાત્ર ભલી પરે કહેજી, શ્લોક એક જાણ્યુ હેત. સાચ૦ ૭

શ્લોક. યતઃ

दिवा बिभेषि काकेभ्यो रात्रौ तरसि नर्मदां ।
कुतीर्थानि च जानासि जलजत्वक्षिरोधन ॥

ઢાલ પૂર્વલી.

સા કહે 'શું કરૂં ઉપવરેજી,[1] તુઝ સરિખા નવિ દક્ષ;'
તે કહે 'બીહું તુજ પતિ થકીજી,' હુઈ તે પતિ મારી વિલક્ષ. સાચ૦ ૮

પોટલે ઘાલી અટવી[2] ગઇજી, થંભે શિરવ્યંતરી તેહ;
વન ભમે માસ ઉપર લગેજી,[3] ભૂખ ને તૃષા રે અછેહ. સાચ૦ ૯

ઘરિ ઘરિ ઇમજ ભિક્ષા ભમેજી, પતિ મારીને દિયો ભિખ;
ઇમ ઘણે કાલે જાતે થકેજી, ચિત્તમાં લહિઅ સા દિકખ. સાચ૦ ૧૦

અન્યદા સંયતણી[4] વંદતાંજી, શિરથકી પડીયો તે ભાર;
વ્રત ગ્રહી તે હલુઇ થઇજી, ગર્હાએ સુજસ સુખકાર. સાચ૦ ૧૧

પ્રતિક્રમણનો આઠમો પર્યાય શુદ્ધિ-શોધન.

## ઢાલ અઢારમી.

તે તરિયા રે ભાઇ તે તરિયા, જે વિષય ન સેવે વિરૂઆરે-એ દેશી.

તે તરિયારે ભાઇ તે તરિયા, ક્રોધાદિકથી જે ઉતરીયારે;
સોહી-પડિક્કમણે આદરિયા, વસ્ત્ર દૃષ્ટાંત સાંભરીયા રે.
　　　　　　　　　　તે તરિયા૦ ૧ એ આંકણી

૧ ઉપચરેજી ૨ અટી ૩ મલેજી ૪ સંયતી.

વસ્ત્ર અમૂલ્ય રાજાદિક ધરિયા, મલિન જાણી પરિહરિયારે;
રજક લેઇ ગ્રંથિ બાંધિ ફરીયા, રાસભ ઉપરિ તે કરિયાં રે.
તે તરિયા૦ ૨

લેઈ જલે શિલકૂટે પાથરિયા, પગે મર્દી ઉધરિયા રે;[1]
ખાર દેઈ વર નીરે ઝરિયા, અગુરૂ–વાસ વિસ્તરિયારે. તે તરિયા૦૩

ભૂપતિને ભૂપતિ પીતરિયા, તસ શિર પરિ સંચરિયારે;
એમ જે રાગાદિક ગણ વરીયા, ભ્રષ્ટ થઇ નીસરિયારે.
તે તરિયા૦ ૪

મહિમા મૂકી હુઆ ઠીકરિયા,[2] વિરૂદ્ધ કર્મ આચરિયાંરે;
પ્રાયશ્ચિત્તે હુવા પાખરિયા, તે પણ ગુરૂ ઉદ્ધરિયા રે. તે તરિ૦ ૫

તે ફરિ હુઆ મહિમાના દરિયા, શિષ્ટ–જને આદરિયા રે;
પાલી જ્ઞાન સહિત વર કિરિયા, ભવવન તે નવિ ફરિયારે.
તે તરિયા૦ ૬

ભીત તણા હુઆ તે વિહરિયા,[3] ઘર રાખણ પીચરિયા રે;[4]
અનુભવ ગુણના તે જાહરિયા, મુનિ મનના માહરિયારે.
તે તરિયા૦ ૭

પાલે તેહ અચુઈ[5] જાગરિયા, બુદ્ધ સમા વાગરિયા રે;[6]
એમ શોધે બહુજન નિસ્તરિયા, **સુજસે** ગુણ ઉચ્ચરિયા રે.
તે તરિયા૦ ૮

૧ ઉવરિયારે ૨ ઠાકરીઆ ૩ વાહરિઆ ૪ પાહરીઆરે
૫ અછૂદ્ધ; અબુદ્ધ ૬ ચાગરિઆરે

## દોહા.

વલી આગે[1] દૃષ્ટાંત છે, શોધિ તણે અધિકાર;
પરદલેં પરપુર આવતે, અધિપતિ કરે વિચાર. ૧

વૈદ્ય તેડ્યા જલ નાશવા, વિષ દિયે જણ[2] એક;
ભૂંડું[3] દેખી નૃપ કોપિયો, દાખે વૈદ્ય વિવેક. ૨

સહસ્ર વેધિ એકોપિમાં, કરિને મૂર્છા દેઇ,
તે વિષ હુઓ તદ્ ભક્ષિઓ, એમ સહી શાતા ધરેઇ.[4] ૩

રાજા કહે છે 'ચાલના,[5]' વૈદ્ય કહે 'છે સાર;'
ઔષધ લવ દેઈ વિષ હરે, વ્યાપક જીવ[6] હજાર. ૪

અતિચાર વિષ જે હુઓ, ઓસરે તેથી સાધ;[7]
નિંદા અગદેં સુજસ ગુણ, સંવર અવ્યાબાધ. ૫

## ઢાલ ઓગણીશમી.

ટોડરમલ્લ જીત્યો રે–એ દેશી.

હેતુ–ગર્ભ પૂરો હુઓરે, પહોતા મનના કોડ;
વૈરાગ–બલ જીતીયું રે.[8]
દલિય તે દુર્જન દેખતાં રે, વિઘ્નની કોડાકોડ.
વૈરાગ–બલ જીતીયું રે.[8] ૧

૧ અગદ ૨ જવ મિત્ત એક ૩ થોડું ૪ ઇમ સહસતાંઈ ધરેઇ ૫ ચાલના ૬ જાવ ૭ ઓસરે તે સાધ; તેહની હુઇ સમાધિ. ૮ જીત્યો રે.

ગઇ આપદા સંપદારે આવી, હોડાહોડિ; વૈ૦
સજ્જન માંહે મલપતા રે, ચાલે મોડામોડિ. વ૦ ૨

જિમ જિન વરસીદાનમાં રે, નર કરે[1] ઓડાઓડિ; વૈ૦
તિમ સદ્‌ગુરૂ ઉપદેશમાંરે, વચન વિચારસું છોડી.[2] વૈ૦ ૩

લીયો લીયો ઘેરમાં મોહરાય રે,[3] હરંવ્યો[4] મુંછ મરોડિ. વૈ૦
અશુભ પ્રકૃતિ સેના દલી રે, શુભની તો નહિ ખોડિ. વૈ૦ ૪

કર્મ વિવર વર પોલિઓ રે, પોલિ[5] દિએ છે છોડી; વૈ૦
તખત વખત હવે પામસૂં રે, હુઇ રહી દોડાદોડી. વ૦ ૫

સૂરત ચોમાસું રહી રે, વાચક જસ કરી જોડી; વૈ૦
યુગ યુગ મુનિ વિધુ વત્સરે રે, દેજો મંગલ કોડી. વૈ૦ ૬

ઇતિ શ્રી ઉપાધ્યાય શ્રી યશોવિજય ગણિ
વિરચિત પ્રતિક્રમણ હેતુ ગર્ભિત સ્વાધ્યાય.
સંપૂર્ણ.

૧ ન કરે ૨ જોડી ૩ મોહરા રે ૪ હરાવ્યો ૫ પોલા.

# સકલ વાચક પુરંદર મહોપાધ્યાય ન્યાયાચાર્ય
# શ્રીમદ્ યશોવિજયજી કૃત
# અગિયાર અંગની સ્વાધ્યાય.

## પ્રથમ અંગશ્રી આચારંગ સૂત્રની સ્વાધ્યાય.

ક્રોધ લો પરવત ધૂંધલો રે લો–એ દેશી.

આચારાંગ પહિલું કહ્યું રે લો, અંગ ઇગ્યાર મઝાર રે; ચતુરનર!
અઢાર હજાર પદે જિહાં રે લો, દાખ્યો મુનિ–આચાર રે. ચ૦ ૧

ભાવ ધરીને સાંભલો રે લો, જિમ ભાજે ભવ–ભીતિ રે, ચતુરનર!
પૂજા ભક્તિ પ્રભાવના રે લો, સાચવીયે સવિ રીતિરે. ચતુર નર! ૨
ભાવ ધરીને સાંભલો રે લો એ આંકણી.

સુઅખંધ દોઈ સુહામણાં રે લો, અજજયણાં પણવીસ રે. ચ૦
શાશ્વતા અર્થ ઇહાં કહ્યા રે લો, જુગતે શ્રી જગદીશ રે. ચ૦ ભાવ૦ ૩

મીઠડે વયણે ગુરૂ કહે રે લો, 'મીઠડું અંગજ એહ રે, ચ૦
મીઠડી રીતે સાંભલ્યે રે લો, સુખ લહે મીઠડાં તેહ રે. ચ૦ ભાવ૦ ૩

સુરતરૂ–સુ રમણિ–સુરગવી રે લો, સુરઘટ પૂરે કામ રે; ચ૦
સાંભલવું સિદ્ધાંતનુ રે લો, તેહથી અતિ[1] અભિરામ રે.' ચ૦ ભા૦ ૪

૧ અધિક.

શ્રી નયવિજય વિબુધ તણો રે લો, વાચક જસ કહે સીસ રે ચ૦
તુમને પહિલા અંગનુ રે લો, શરણુ હોજો નિશદીસરે. ચ૦ ભાવ૦ ૫

## બીજા અંગ શ્રી સૂયગડાંગ સૂત્રની સ્વાધ્યાય.

કપૂર હોવે અતિ ઉજલો રે–એ દેશી.

સૂયગડાંગ હવે સાંભલોજી, બીજું મનને રંગ,
[1]શ્રોતાને આવે જે રૂચિજી, તેહજ લાગે અંગ,
ચતુર નર ! ધારો સમકિત ભાવ,
એ છે ભવસાયરમાં નાવ. ચતુર૦ એ આંકણી. ૧

સૂયખંધ દોય ઇહાં ભલાંજી, અજઝયણા તેવીસ;
તિસય તિસઠિ કુમતિ તણુંજી, સતખંડન સુજગીસ. ચતુર૦ ૨

કહિઓ દવિય–અણુઓગમાંજી, એહ પુહૂત અધિકાર;
સાધુ જવહીરીનો ભલોજી, જવહરનો વ્યાપાર. ચતુર૦ ૩

અર્ચક વર્ચકના ઇહાંજી, શ્રોતાના અંતર હોય;
ગુરૂ–ભકતા સુખ પામસેજી, અવર ભમે મતિ[2] ખોય. ચતુર૦ ૪

અંગ–પૂજા પ્રભાવનાજી, પુસ્તક–લેખન–દાન;
ગુરૂ ઉપકાર સંભારવોજી, આદર ભક્તિ નિદાન. ચતુર૦ ૫

૧ સાતમ ભાવે મન રૂચેજી, સાતમ આસ્યેં જે રૂચેજી.
૨ મન, મત.

વકતા એહવો કોઇ નહિજી, જિમ ભાંખે તુમ્હ ધર્મ;
વાચક જસ કહે હર્ષશુંજી, ઈસ તે વિનયનો મર્મ. ચતુર૦ ૬

## ત્રીજા અંગ શ્રી ઠાણાંગ સૂત્રની સજ્ઝાય.

હું વારી રે ગોડી ગામની–એ દેશી.

ત્રીજું અંગ હવે સાંભલો, જિહાં એકાદિક દસ ઠાણ; મોહન.
ઉદ્દેસા છે અતિ ઘણા, અર્થ અનંત પ્રમાણ. મોહન૦ ૧

વારી રે હું જિન વચનની, જેહના ગુણનો નહિ પાર. મોહન.
જેહ ક્રૂર અને બહુ લંપટી, તેહનો પણિ કરે ઉદ્ધાર.
મોહન૦ વારી૦ ૨

ગીતારથ મુખ સાંભલ્યે, લહિએ નય ભાવ[1] ઉલ્લાસ. મોહન.
તરણી કિરણ ફરસેં કરી, હુયે સરવર કમલ વિકાસ મો૦ વા૦ ૩

જે એહની દિએ શુભદેશના, તિમ હુઓ સદ્ગુરૂપૂર. મોહન.
તસ અંગ-વિલેપન કીજિયે, ચંદન–મૃગમદસું કપૂર. મોહન૦ ૪

જિમ ભમર કમલ–વને સુખ લહે, કોકિલ પામી સહકાર, મો૦
તિમ શ્રોતા વકતાને મિલે, પામે શ્રુત[2] અર્થનો પાર. મો૦ વા૦ ૫

ખાંડ ગલી સાકર ગલી, વલી અમૃત ગલ્યું કહિવાય, મોહન૦
માહરે તો મન શ્રુત આગલે, તે કોઇ ન આવે દાય. મો૦ વા૦ ૬

૧ નરભવ ૨ સૂત્ર

શ્રુતના ગુણ મન લાવીએ,[૧] વલી ભાવિયે મન વૈરાગ. મો૦
ઠાણુંગે પ્રેમ જગાવિયે, ઉપજાવિયે સુજસ સોભાગ. મો૦ વા૦ ૭

## ચોથા અંગ શ્રી સમવાયાંગ સૂત્રની સઝાય.

નીંદલડી વેરણ હુઇ રહી એ દેશી.

ચોથું સમવાયાંગ તે સાંભલો,
મૂકી આમલો રે, મનનો ધરિ ભાવકે;
એહના અર્થ અનોપમ અતિ ઘણા,
જગિ જાગેરે એહનો સુપ્રભાવ કે૧
ઉત્તમ ધરમે થિર રહો એ આંકણી.
સંખ્યા શત એગુણત્તરા,[૨] અણુગુત્તરા રે[૩] બીજી પણ જાણકે;
સરવાલો ગણિપિટકનો, એહમાં છે રે જૂઓ જુગતિ પ્રમાણ કે.
ઉત્તમ૦ ૨
ઇગ લખ પદ એહમાં કહ્યા, વલી ઉપરિરે ચુઆલ હજાર કે;
અપ્રસ્તના[૪] સંઘાતે દોષ જે, કરે સદગુરૂરે તેહનો પરિહાર કે.
ઉત્તમ૦ ૩
જિન-વયણે ન વિરોધ છે, તસ શાસ્રને રે મંદ-બુદ્ધિ જે હોઇ કે;
સદ્‌ગુરૂ વિરહે[૫] કલપતા, ગીતારથ હો ગુણગ્રાહક કોઇ કે.[૫]
ઉત્તમ. ૪
બલિહારી સદ્‌ગુરૂ તણી, જે દાખેરે શ્રુત અર્થ નિચોલકે,
કીજે કોડિ વધામણાં, લીજે ભામણાંરે નિત નિત રંગરોલકે,
ઉત્તમ૦ ૫

૧ ઇમ મ્હલાવીએ ૨ એગુત્તરા ૩ ગુણત્તરા રે ૪ પ્રભુ ૫ વલી અલપતા હો ગીતારથ હોઇકે (જોઇ કે).

સદ્‌ગુરૂ–મુખે જે સાંભલે, શ્રુત–ભકતેરે ઉજમણાં સારકે;
શ્રી નયવિજય વિબુધતણો, કહે સેવક હો તસ હુયે ભવપારકે.
ઉત્તમ૦ ૬

## પાંચમા અંગ શ્રી ભગવતી સૂત્રની સઝાય.

અહો મતવાલે સાજના એ દેશી.

અંગ પાંચમું સાંભલો તુમે, ભગવઈ નામે ચંગોરે;
પૂજા કરો ને પ્રભાવના, આણી મનમાંહિ દૃઢ રંગોરે. ૧

સુગુણ સનેહી સાજના! ,તુમે માનો ને બોલ અમારોરે;
હિતકારી જે હિત કહે, તે તો જાણીજે મન–પ્યારોરે સુગુણ૦ ૨

બ્રહ્મચારી ભૂંએ સુએ, કરે એકાસણું ત્રિવિહારોરે;
પડિકમણા દોઇ વારનાં, કરે સચ્ચિત્ત તણો પરિહારોરે. સુ૦ ૩

દેવ વાંદે ત્રિણ ટંકના,[1] વલિ કઠિણ વચન નવિ બોલેરે;
પાપસ્થાનક શકતે ત્યજે, ધર્મીશું હઇડું ખોલેરે. સુગુણ૦ ૪

કીજે સૂત્ર આરાધના,[2] કાઉસ્સગ્ગ લોગસ્સ પણવીસોરે,
જપીએ ભગવઇ નામની, નોકારવાલી વલી વીસોરે. સુગુણ૦ ૫

જે દિને એહ મંડાવિયે, ગુરૂભકિત તે દિવસવિશેષેરે;
કીજે વલી પૂરે થયે, ઉત્સવ જિમ બહુજન દેખેરે. સુગુણ૦ ૬

ભકિત સાધુ–સાહમી તણી, વલી રાતિજગા સુવિવેકોરે;
લખમી લાહો અતિ ઘણો, વલી ગૌતમ નામે અનેકોરે. સુ૦ ૭

૧ કાલના ૨ આરાધવા

ત્રિણુ નામ છે એહના, પહિલું તિહાં પંચમ અંગોરે;
વિવાહપન્નત્તી બીજું ભલુ, ત્રીજું ભગવઇ સૂત્ર સુરંગોરે. સુ૦ ૮

એક સુયખંધ એહના વલી, વલી ચ્યાલીસ શતક સુહાયારે;
ઉદ્દેશા તિહાં અતિઘણા, ગમ-ભંગ અનંત કહાયારે, સુગુણ૦ ૯

ગૌતમ પૂછે પ્રભુ કહે, 'તે તો નામ સુણ્યે[1] સુખ હોઇરે;
સહસ છત્તીસે તે નામની, પૂજા કીજે વિધિ જોઇરે.' સુગુણ૦ ૧૦

મંડપગિરિ વિવહારીયા, જયો ધન્ય સોની સંગ્રામરે;
જિણે સોનૈયે પૂજીયા, શ્રી ગુરૂ ગૌતમ નામરે. સુગુણ૦ ૧૧

પુસ્તક સોનાને[2] અક્ષરે, તે તો દીસે ઘણા ભંડારરે;
કલ્યાણે કલ્યાણના હોયે, અનુબંધ અતિ વિસ્તારરે. સુગુણ૦ ૧૨

સફળ મનોરથ જસ હોયે, તે પૂણ્યવંતમાં પૂરોરે;
ઉમાહી અલગો રહે, તો તો પૂણ્ય થકી અધૂરોરે.[3] સુગુણ૦ ૧૩

સૂત્ર સાંભલીયે ભગવતિ[4], લીજે લખમીનો લાહોરે;
ભાવ ભૂષણુંમાં ધારીયે, સદ્દહણા ઉચ્છાહોરે. સુગુણ૦ ૧૪

ઉત્કૃષ્ટી આરાધના, ભગવઇ સુણતાં શિવ લહિયેરે;
ત્રીજે ભવ વાચક જસ કહે, ઇમ ભાખ્યું[5] તે સદ્દહિયેરે
સુગુણ૦ ૧૫

૧ સુણે, સુણ્યા ૨ સોનૈયે; સોનેરી ૩ તે તો માણુસ નહિ ઢોરોરે; તે તો વિણુસિંગ ઢોરરે ૪ માનવ ભવ પામી કરી બીજાધાને કરી જન તારો

# છઠા અંગ શ્રી જ્ઞાતાધર્મ્મ કથાની સજ્ઝાય.

પ્યારો પ્યારો કરતી હો લાલ એ દેશી.

**જ્ઞાતાધર્મકથા** છઠુ અંગ, સાંભલીયે મન ધરિ રંગ;
સુઅખંધ દોઇ ઇહાં છે સારા, સુણી સફલ કરો અવતારા
હો લાલ૦ ૧

પ્યારી જિનવર વાણી, લાગે મીઠી સાકર સમાણી હો લાલ;
પ્યારી જિનવર વાણી—એ આંકણી

પહિલામાં કથા ઓગણીસ, દસ વગ્ગ બીજે સુજગીસ;
અઉઠકોડી કથા ઇહાં સારી, છઠા અંગની જાઉં બલિહારી
હો લાલ. પ્યારી૦ ૨

ઉત્સવ આનંદ અવધારો પ્રમાદથી આતમ વારો;[1]
રોમાંચિત હુઇ શ્રુત[2] ધારો, સમકિત–પર્યાય વધારો
હો લાલ. પ્યારી૦ ૩

સાહાય્ય[3] કરે શ્રુત સુણતાં, તે સુખ પામે મનગમતાં;
જે વિઘન કરે હુઈ આડો, તે તો માણુસ નહિ પણ પાડો.
હો લાલ. પ્યારી૦ ૪

વાચક જસ કહે સુણો લોગ!, શ્રુત ટાલે વિઘન ને શોગ;
કહિયે શ્રુત–ભક્તિ નવિ ત્યજીયે,[4] ગુરૂચરણકમલ નિત્ય
ભજીયે, હો લાલ. પ્યારી૦ ૫

૧ બીજા ધ્યાને મન વારો. ૨ ચિત્ત ૩ સાહાજ્ય કરે; સામાયિક કરે. ૪ ભવિ શ્રુત ભક્તિ સજીયે.

## સાતમા અંગ શ્રી ઉપાસક દશાંગની સજ્ઝાય.

ચોપાઇની દેશી.

સાતમું અંગ ઉપાસક દસા, તે સાંભલવા મન ઉલ્લસ્યા,
ટોલે મિલી મનોહર ભાવ, પામ્યો[1] ધર્મ-કથા-પ્રસ્તાવ. ૧

શ્રાવક ધર્મ પ્રભાવક[2] જયા, આણંદાદિક જે દૃઢ થયા;
તેહનાં એહમાં સરસ ચરિત્ર, સાભલી કરિયે જન્મ પવિત્ર. ૨

શ્રાવક જિમ ઉપસર્ગ ખમેઈ, તેહી મુનિને વીર કહેઈ;
ગૃહીને ખમવું ઇમ ચિત્ત વસ્યું, શ્રુત પાખે[3] તુમ કહેવું કીશ્યું ? ૩

જિમ જિમ રીઝે ચિત્ત શ્રુત સુણી, તિમ તિમ શ્રોતા હોય
બહુગુણી;
રોમાંચિત હુયે કાયા સદ્ય, જાયે નાઠા સકલ અવદ્ય. ૪

જિન વાણી જેહને મનિ રૂચિ, તે સત્યવાદી તેહિજ શુચી;
ધર્મ્મ-ગોઠિ તેહશું કીજિયે, વાચક જસ કહે ગુણે રીઝિયે. ૫

## આઠમા અંગ શ્રી અંતગડ દશાંગ સૂત્રની સજ્ઝાય.

સાહેલડીયાની દેશી.

આઠમું અંગ અંતગડ દશા, સાહેલડીયાં,
સુણજો[4] ધરિય વિવેક, ગુણ-વેલડીયાં;
બોલ્યા બોલ તે પાલિયે સા૦ નવિ ત્યજિયે ગુણટેક[5] ગુ૦ ૧

૧ પામો ૨ પ્રભાવે ૩ શ્રુતપાઠી ૪ સાભલો, સાંભલયો
૫ ગુણ છેક

એક સુઅ-ખંધ છે એહનો સા૦ મોટો છે અડવગ્ગ; ગુ૦
ચરિત્ર સુણી બહુ **વીર**નાં સા૦ રોમાંચિત હૂએ અંગ. ગુ૦ ૨

ધરમ તે સોવન-ઘટ સમો, સા૦ ભાંગે પિણ નવિ જાય; ગુ૦
ઘાટ ઘડામણ જો ગયું, સા૦ વસ્તુનું મૂલ લહાય. ગુ૦ ૩

નિતનિત રાચિયે માચિયે, સા૦ યાચિયે એકજ મુક્તિ; ગુ૦
પુણ્યની પ્રકૃતિ નિકાચીયે, સા૦ ધર્મરંગ એહ યુક્તિ. ગુ૦ ૪

શ્રી નયવિજય વિબુધ તણો, સા૦ વાચક **જસ** કહે શીસ ગુ૦
મુજને જિનવાણી તણો, સા૦ નેહ હોજો[1] નિશદીસ. ગુ૦ ૫

(૯)

## નવમા અંગ શ્રી અણુત્તરોવવાઈ સૂત્રની સજ્ઝાય

રસિયાની દેશી.

નવમું અંગ હવે ભવિ ! સાંભલો,
અણુત્તરોઈવવાઇ નામ, સોભાગી !
સુણતાં રે સકલ પ્રમાદને[2] પરિહરો,
જિમ હોયે સમ પરિણામ, વૈરાગી !
નવમું૦ એ આંકણી. ૧

બુઝે રીઝેરે શ્રોતા જો[3] સુણી, તો સીઝે સવિ કામ સો૦
વાધે રંગ તે શ્રુત-વકતા તણો, બિહું ચિત્તે બહુ ધામ.[4]
નવમું૦ ૨

૧ હૂઓ ૨ સુણતા સકલ પ્રમાદ તે ૩ જે ૪ બિહુ પ્રીતિ બહુધર્મ

અંધા આગેરે દરપણ દાખવો, બહિરા આગેરે ગાન; સો૦
ધર્મ-રહસ્ય-કથા જડ આગલે, ત્રણે એહ સમાન, વૈ૦
નવમું૦ ૩

જે જે હોય તે સમજે તિસ્યું, નિઃસ્પૃહ કહેસ્યેરે સાચ; સો૦
ધર્મ-ગોઠ ધર્મીસ્યું બાઝશે, બીજું મોરનું નાચ; વૈ૦ નવમું૦ ૪

ધર્મ કરી જે અનુત્તર સુર હુઆ, તેહના ઈહાં અવદાત; સો૦
વાચક જસ કહે જે એહ સાંભલે, ધન તસ માત ને તાત.
વૈ૦ નવમું૦ ૫

## દશમા અંગ શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્રની સજ્ઝાય.

મોતીડાની દેશી.

પ્રશ્ન વ્યાકરણ અંગ તે દશમું, સાંભલતાં કાંઈ ન હુએ વિસમું;
ભાવિયા પ્રવચનના રંગી, આવિયા સુવિહિતના સંગી. ૧

આશ્રવ પંચ ને સંવર પંચ, દશ અધ્યયને ઈહા સુપ્રપંચ.
ભાવિયા૦ ટેક.

એહજ હિત જાણીને ધાર્યા, અતિશય હુંતા તેહ ઉતાર્યા; ભા૦
જેહ અપુષ્ટાલંબન-સેવી, તેહને વિદ્યા સબલ[1] ન દેવી. ભા૦ ૨

નાગકુમાર સુપર્ણકુમાર, વર દિયે પણ નવિ લયે અણગાર. ભા૦
એહવા ઇહાં અક્ષર સંયોગ, નંદી સૂત્રનો દિયો ઉપયોગ. ભા૦ ૩

૧ સફલ

સર્વ સૂત્ર મહામંત્રની વાણી, લબ્ધિ અઠાવીશ ગુણની ખાણી ભા૦
પણુ એ જગમાંહિ અધિક ગવાણી, પાઠસિદ્ધ અતિશય
સપરાણી. ભાવી૦ ૪

ગુરૂ-ભકતા ને પ્રવચન-રાગી, સુવિહિત સંગ[1] સદા સોભાગી ભા૦
વાચક **જસ** કહે પાતિક દહશ્યે, શ્રુત સાંભલતાં તે સુખ
લહશ્યે. ભાવી૦ ૫

-

## અગીયારમા અંગ શ્રી વિપાક સૂત્રની સજઝાય.

તે તરીયા રે ભાઇ તે તરીઆ-એ દેશી.

અંગ અગીયારમું સાંભલો, હવે વર વિપાક શ્રુત[2] નામ રે;
અશુભ વિપાક છેદશે એ, વલી દશ વિપાક શુભ ધામ રે. ૧
અંગ અગીયારમું સાંભલો એ આંકણી.

અશુભ કર્મ તે છાંડીયે, વલી આદરિયે શુભ કર્મ રે;
સમજી લેજો રે ભવિયા ! ; એ સાંભલ્યા કેરો મર્મ રે. અંગ૦ ૨

મર્મ ન જાણે મૂલગો, કંઠશોષ કરાવે ફોક રે;
તેહને હિત કિણિપરે હુયે ?, ફલ લીયે તે[3] રોકારોક રે. અંગ૦ ૩

મત કોઇ જાણો રે ઉલટું, અમ્હે પ્રવચનના છું રાગી રે;
શાસનની ઉન્નતિ કરે, તે શ્રોતાને કહું સોભાગી રે. અંગ૦ ૪

ચેઈ-કુલ-ગણ-સંઘનો, આચારજ-પ્રવચન-શ્રુતનો રે;
વૈયાવચ્ચ તેહનો નિત કરશું[4], જેહનો મન છે તપ સંયમનો રે. અ૦ ૫

૧ સંઘ ૨ શુભ ૩ લહીએ ૪ વેયાવચ્ચ તણે નિત કર્યું

પણ વ્યવહારે શોભીયે,[1] વ્યવહાર તે ભક્તિ સાચો રે;
કૃપણપણે જે વંચીયે, તેહને ભાવ તે જાણો કાચો રે. અંગ૦ ૬

જે ઉદાર આગમ-ગુણ રસિયા, કદિય નહિ આલસીયા રે;
સાધુવચન સુણવા ઉલ્લસિયા, તે શ્રોતા ચોકસિયા રે, અંગ૦ ૭

એહવાને તુમ્હે અંગ સુણાવો,[2] ધરિય[3] ધર્મસનેહા રે;
ધર્મગોઠ એહવાશું છાજે[4], જે એક જીવ દોઇ દેહા રે. અંગ૦ ૮

ધન્ય તેહ વર અંગ ઉપંગે, જેહનું લાગું મન્ન રે;
વાચક જસ કહે તસ ગુણ ગાવા, કીજે કોડી જતન્ન રે. અંગ૦ ૯

## કલશ.

ટોડરમલ જીતિયો રે–એ દેશી.

અંગ અગિયારે સાંભલ્યાં રે, પુહતા મનના કોડિ;
ટોડરમલ્લ જીતિયો રે.
ગઈ આપદા સંપદા મિલી એ, આવી હોડાહોડિ. ટોડરમલ્લ૦ ૧

દલિયે તે દુર્જન દેખતાં રે, વિઘનની કોડાકોડિ; ટો૦
સજ્જન માંહિ મલપતા રે, ચાલે મોડામોડિ. ટો૦ ૨

જિમ જિન વરસી દાનમાં રે, ન કરે ઓડાઓડિ; ટો૦
તિમ સદ્‌ગુરૂ ઉપદેશમાં રે, વચન વિચાર શું ઠોડિ. ટો૦ ૩

૧ પણ વ્યવહાર તે સાચવે ૨ એહવાને અમ્હો અંગ સુણાવું ૩ ધરિએ. ૪ બાઝે.

કર્મ વિવર વર પોલીયો રે, પોલિ દિયે છે છોડિ;     ટો૦
તખત વખત બલ પામસ્યું રે, હુઇ રહ્યા[1] દોડાદોડિ.     ટો૦ ૪

સાત બકાઇ[2] સંગલ પિતારે, રૂપચંદભાઈ ઉદાર;     ટો૦
માણકશાયે કાંઇ[3] સાંભલ્યા રે, વિધિસ્યું અંગ ઇગ્યાર.  ટો૦ ૫

યુગ-યુગ-મુનિ-વિધુ વચ્છરે રે, શ્રી જસવિજય ઉવઝાય; ટો૦
સુરત ચોમાસું રહી રે, કીધો એ સુપસાય.     ટો૦ ૬

ઇતિ મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી
વિરચિત એકાદશાંગ સજ્ઝાય
સંપૂર્ણ.

૧ હવે ૨ બગોઇ ૩ માણિક શ્રાવિકાઈ.

# ૪૫ આગમનાં નામની સજઝાય.

## ચોપઈ

અંગ ઇગ્યાર ને બાર ઉપાંગ, છ છેદ દસ પયન્ના ચંગ,
નંદી અનુયોગદ્વાર, મૂલ ચ્યાર પણયાલ વિચાર. ૧
આચારંગ પહિલો મન ધરો, શ્રી સુગડાંગ બીજું આદરો,
સમરૂં ત્રીજું શ્રી ઠાણુંગ, ચોથું સુંદર સમવાયંગ. ૨
પંચમ ભગવઈ કહે જગદીસ, પ્રશ્ન ઉત્તર જિહાં સહસ છત્રીસ,
જ્ઞાતાધર્મકથા અભિધાન, છઠું અંગ છે અર્થનિધાન. ૩
સાતમું અંગ ઉપાસક દશા, આઠમું સમરો અંતગડ દશા,
અણુત્તરોવવાઈ શુભ નામ, નવમું અંગ સયલ-સુખ-ધામ. ૪
દશમું પ્રશ્નવ્યાકરણ હું નમું, વિપાકસૂત્ર તે ઇગ્યારમું,
એહની જે સંપ્રતિ વાચના, તે પ્રણામ કીજે ઇકમના. ૫
ઉવાઉ રાયપસેણી સાર, જીવાભિગમ પન્નવણા ઉદાર,
જંબૂદીવ-પન્નતી ચંગ, ચંદ-સુર પન્નતી અભગ. ૬
નિરયાવલી ને પુપ્ફીઆ, કપ્પવડિંસગ ગુણ ગુંથીઆ,
પુપ્ફવડિંસગ વહ્નિ દશા, ધ્યાઉં બાર એ મન ઉલ્લસા. ૭
બૃહત કલ્પ વ્યવહાર નિશીથ, પંચકલ્પ ને મહાનિશીથ,
વલી વ્યવહાર[1] તે મન આણીએ, છેદ ગ્રંથ એ ષટ જાણીએ. ૮

૧ જીતકલ્પ.

**ચઉસરણ આઉર પચખાંણ**, **વીરસ્તવ** ને **ભત્ત-પચખાંણ**,
**તંદુલવેયાલી** ગુણગેહ, **ચંદાવિજય** અરથ અછેહ. ૯
ગણીવિજ્જા ને **મરણસમાધિ**, **દેવેંદ્રસ્તવ** ટાલેં વ્યાધિ,
દસમું **સંથારગ** પયન્ન, જે માને તેણે ભવજલ તિન્ન. ૧૦
પેટી રતન તણી જે સૂત્ર, તે જંત્રીત છે અર્થ વિચિત્ર,
**નંદી** ને **અનુયોગદુવાર**, કૂંચી તસ ઉઘાડણહાર. ૧૧
દસવૈકાલિક નિર્યુક્તિ **ઓઘ**, **આવશ્યક** બહુયુક્તિ અમોઘ.
ઉત્તરાધ્યયન મહા ગંભીર, મૂલ સૂત્ર એ ભવ-દવ-નીર. ૧૨
આગમ પણયાલીસહ તણાં, નામ કહ્યાં અતિ સોહામણાં,
જે એહની સદ્દહણા ધરે, વાચક **યશ** કહે તે શિવ વરે. ૧૩

ઈતિશ્રી પિસ્તાલીસ આગમોની સઝાય
સમાપ્ત.

# શ્રીમદ્ યશોવિજયજી કૃત સુગુરૂની સઝાય.

## ઢાલ પહેલી.

રૂષભનો વંશ રયણાયરૂ—એ દેશી.

સદ્‌ગુરૂ એહવા સેવિયે, જે સંયમ ગુણ રાતા રે;
નિજ સમ જગ જન જાણતા, વીર વચનને ધ્યાતા રે.
સદ્‌ગુરૂ એહવા સેવિયે—એ આંકણી. ૧
ચાર કષાયને પરિહરે, સાચું શુભમતિ ભાખે રે;
સંજમવંત અકિંચના, સંનિધિ કાંઇ ન રાખે રે. સ૦ ૨
આણિય ભોજન સૂજતું, સાહમીને દેઈ ભુંજે રે;
કલહ—કથા સવિ પરિહરે, શ્રુત સઝાય પ્રયુંજે રે. સ૦ ૩
કંટક ગ્રામ નગર તણા, સમ સુખ દુઃખ અહિઆસે રે;
નિરભય હૃદય સદા કરે, બહુવિધ તપ સુવિલાસે રે. સ૦ ૪
મેહ મેદિની પરિ સવિ સહે, કાઉસગ્ગે પરિતાપો રે;
અસિય પરિસહ ઉદ્ધરે, જાતિ મરણ ભય વ્યાપો રે. સ૦ ૫
કરે ક્રમ વચન સુસંયતા, અધ્યાતમ ગુણ લીનારે;
વિષય વિભૂતિ ન અભિલખે, સૂત્ર અરથ રસ પીનારે. સ૦ ૬
'એહ કુશીલ' ન ઇમ કહે, જેહથી પરજન રૂંસે રે;
જાતિ મદાદિક પરિહરી, ધર્મધ્યાન વિભૂસે રે. સ૦ ૭
આપ રહી વ્રત ધર્મમાં, પરને ધર્મમાં થાપે રે;
સર્વ કુશીલ લક્ષણ ત્યજી, બંધન ભવતણા કાપે રે. સ૦ ૮

અધ્યયનિ કહિયા ગુણ ઘણા, દશવૈકાલિક દશમે રે;
કંચન પરિ તેહ પરખિયે, એ કાલિ પણિ વિસમે રે. સ૦ ૯

## ઢાલ બીજી.

ચોપાઇની દેશી.

ઉત્તરાધ્યયને કહિયો તે તણો, મારગ તે હવે ભવિયણ! સુણો;
હિંસા અલિય અદત્ત અબંભ, છાંડે પુન[1] પરિગ્રહ આરંભ. ૧૦

ધૂપ પુષ્પ વાસિત ઘર ચિત્ર, મને ન વંછે પરમ પવિત્ર;
જિહાં રહે ત્યાં ઇંદ્રિય સવિકાર, કામ હેતુ હોવે ઇણિ વાર. ૧૧

સ્ત્રી-પશુ-પંડક વર્જિત તામ,[2] પ્રાસુક વાસ કરે અભિરામ;
ઘર ન કરે કરાવે સદા, ત્રસ થાવર વધ જિહાં છે સદા. ૧૨

અન્ન પાન ન પચાવે પચે, પચતું દેખી નવી મન રૂચે;
ધાન-નીર-પૃથ્વી-તૃણ પાત, નિશ્ચિત જીવ તણો જિહાં ઘાત. ૧૩

દીપ અગની દીપાવે નહિ, શસ્ત્ર ષટ્ ધારૂ[3] તે સહી;
કંચન તૃણ સમવડિ મન ધરે, ક્રય વિક્રય કહિયે[4] નવિ કરે. ૧૪

ખરીદદાર ક્રય કરતો કહિઉ, વિક્રય કરતો વલિ વાણિઉ;
ક્રય વિક્રયમાં વર્તે જેહ, ભિક્ષુભાવ નવિ પાલે તેહ. ૧૫

ક્રય વિક્રયમાં બહુલી હાણિ, ભિક્ષા વૃત્તિ મહા ગુણ ખાણિ;
ઇમ જાણી આગમ અનુસરી, મુનિ સમુદાન કરે ગોચરી. ૧૬

૧ પુણ્ય ૨ ધામ ૩ સર્વધારૂ ૪ કદીયે.

રસ લાલચિ ન કરે ગુણવંત, રસ અર્થે નવિ ભુંજે દંત;
સંયમ જીવિત-રક્ષા હેત, સંતોષી મુનિ ભોજન લેત. ૧૭
અર્ચન-રચના પ્રજા-નતિ, નવિ વંછે શુભધ્યાની યતિ;
કરી મહાવ્રત-આરાધના, કેવલજ્ઞાન લહે શુભ મના. ૧૮

## ઢાલ ત્રીજી.

શ્રી સીમંધર જિન ત્રિભુવનભાણ-એ દેશી.

મારગ સાધુતણો છે ભાવે, દર્શન જ્ઞાન ચારિત્ર સ્વભાવે;
ચરકાદિક આચાર કુપંથ, પાસત્થાદિકનો નિજ યૂથ. ૧૯
આધાકર્માદિક જે સેવે, કાલહાનિ મુખ દૂષણ દેવે;
જિનમારગ છોડી ભવકામી, થાપે કુમત કુમારગગામી. ૨૦
મારગ એક અહિંસા રૂપ, જેહથી ઉતરીયે ભવ કૂપ;
સર્વ યુક્તિથી એહજ જાણો, એહજ સાર સમય મન આણો. ૨૧
ઉરધ-અધ-ત્રિચ્છા જે પ્રાણી, ત્રસ-થાવર તે ન હણે નાણી:
એષણ દોષ ત્યજે ઉદ્દેશી, કીધું અન્ન ન લિયે શુભ-લેશી. ૨૨
આધાકર્માદિક અવિશુદ્ધ, અવયવ મિશ્રિત જે છે અશુદ્ધ;
તે પણ પોતે[૧] દોષથી ટાલે, એ મારગે સંયમ અજુઆલે. ૨૩
હણુતાને નવિ મુનિ અનુમોદે, કૂપાદિક ન વખાણે પ્રમોદે;
પુણ્ય પાપ તિહાં પુછે કોઈ, મૌન ધરે જિન આગમ જોઈ. ૨૪

૧ પૂતિ.

પુણ્ય કહે તો પાતક પોષે, પાપ કહે જન-વૃત્તિ વિશેષે;
કેઇ ભાખે 'નિરદોષ આહાર, સૂઝે અમ્હને ઇહાં અધિકાર. ૨૫

મુક્તિ કાજે સવિ કિરિયા કરતો, પૂરણ મારગ ભાખે નિરતો;
ભવજલ વહતા જનને જેહ, દીપ સમાન કરે દુઃખ છેહ.' ૨૬

એહ ધરમ ન લહે અજ્ઞાની, વલિય અપંડિત પંડિત માની;
બીજ ઉદક ઉદ્દેશિકનું જી, ધ્યાન ધરે અસમાધિ પ્રયુંજી. ૨૭

માછાં ભક્ષણ ધ્યાયે પંખી, ઢંકાદિક જિમ આમિષ કંખી;
વિષય-પ્રાપ્તિ ધ્યાયે તિમ પાપી, બહુલારંભ પરિગ્રહ થાપી. ૨૮

વિષય તણાં સુખ વંછે પ્રાણી, પરિગ્રહવંત ન તે સુહઝાણી;
તે હિંસાના દોષ ન દાખે, નિજમતિ કલ્પિત કારણ ભાખે ૨૯

અંધ ચલાવે કાણી નાવા, તેહ સમર્થ ન તીરે જાવા;
મિથ્યાદષ્ટિ ભવજલ પડિયા, પાર ન પામે તિમ દુઃખ નડિયા. ૩૦

જેહ અતીત અનાગત નાણી, વર્ત્તમાન તસ એક કહાણી;
દયા મૂલ સમતામય સાર, ધર્મ તેહનો પરમાધાર. ૩૧

ધર્મ લહી ઉપસર્ગ-નિપાતે, મુનિ ન ચલે જિમ ગિરિ ઘનવાતે;
ઇગ્યારસું અધ્યયન સંભારો, બીજે અંગે ઇમ સન ધારો. ૩૨

## ઢાલ ચોથી.

ધણિ પુરિ કંબલ કોઇ ન લેસી—એ દેશી.

તે મુનિને ભામણડે જઇયે, જે વ્રત કિરિયા પાલે રે;
સૂધું ભાષી જે વલી જગમા, જિન-મારગ અજુઆલે રે· ૩૩
તે મુનિને ભામણડે જઇયે, એ આંકણી.

જે સૂધો મારગ પાલે તે, શુદ્ધ કહિયે નિરધારી રે;
બીજો શુદ્ધ કહે ભજનાયે, કહ્યું ભાષ્ય વ્યવહારે રે. તે૦ ૩૪

દ્વિવિધ બાલ તે શુદ્ધ ન ભાખે, ભાખે સંવેગ-પાખી રે;
એ ભજનાનો ભાવ વિચારો, ઠાણાંગાદિક સાખી રે. તે૦ ૩૫

કુગુરૂ-વાસના-પાસ-પડિયાને, નિજ બલથી જે છોડે રે.
શુદ્ધકથક તે ગુણ-મણિ-ભરિયા, માર્ગ મુક્તિને જોડે રે. તે૦ ૩૬

બહુલ અસંયતની જે પૂજા, એ દશમું અછેરૂં રે;
અષ્ટિશતકે ભાખ્યું ઠાણાંગે, કલિલક્ષણ અધિકેરૂ રે. તે૦ ૩૭

એહમાં પણ જિનશાસન બલથી, જે મુનિ પૂજ ચલાવે રે,
તેહ વિશુદ્ધ-કથક બુધ જનના, સુરપતિ પણ ગુણ ગાવે રે. તે૦ ૩૮

કરતો અતિ દુ:કર પણ પડિયો, અગીતાર્થ જંજાલે રે;
શુદ્ધ-કથન હીણો પણ સુંદર, બોલે[1] ઉપદેશમાલે રે. તે૦ ૩૯

શુદ્ધપ્રરૂપક સાધુ નમીજે, શરણ તેહનું કીજે રે;
તાસ વચન અનુસારે રહી, ચિદાનંદ ફલ લીજે રે તે૦ ૪૦

### ગાથા

સિરિ णयविजय गुरुणं, पसायमासज्ज सयलकम्मकरं।
भणिया गुणा गुरुणं, साहुण जससिसेण ॰ए ॥ १ ॥

## ઇતિ શ્રી સુગુરૂની સઝાય.

૧ બોલ્યું.

# પાંચ કુગુરૂની સઝાય

## [ અથવા પાસત્થા-વિચાર ભાસ ]

### ઢાલ પહેલી.

ચોપાઈની દેશી.

સેવો સદ્ગુરૂ ગુણ નિરધારી, ઈહ ભવિ પર ભવિ જે ઉપગારી;
વર્જો કુગુરૂ સમય અનુસારે, પાસત્થાદિક પંચ પ્રકારે. ૧

નિજ શ્રાવકને જે બલ સારે, સુવિહિત-સંગતિ કરતાં વારે;
કુલ-થિતિ ભુંગે ભય દેખાડે, મુગધલોકને ભામે પાડે. ૨

જ્ઞાનાદિક ગુણ આપ ન રાખે, સૂધો મારગ મુખે નવિ ભાખે;
કરે સાધુ-નિંદા વિસ્તારે, પાસત્થો તે સર્વ પ્રકારે. ૩

દેશથકી સજ્યાતરપિંડ, નિત્યપિંડ ભુંજે નૃપ-પિંડ;
અગ્રપિંડ નિઃકારણ સેવે, સાહમું આણ્યું ભોજન લેવે. ૪

દેશ નગર કુલ મમતા માંડે, થાપિત કુલમર્યાદા છાંડે;
[1] વિવાહ ઉચ્છવ જોવે ફિરતો, ન રહે જનનો પરિચય કરતો. ૫

જેહ મહાવ્રત-ભારે જૂતો, છાંડી તેહ પ્રમાદે ખૂતો;
કર્મ-પાસમાં રહતો કહિયે, પાસત્થો જિન-વચને લહિયે. ૬

૧ વિનોદ

## ઢાલ બીજી

ગલિયા બલદતણી પરેરે, જેહ ન વહે વ્રત-ભાર;
તે ઉસન્નો જાણીયેરે, સર્વ દેશ બિહું પ્રકારોરે. ૧
ભવિજન ! સાંભલો-એ આંકણી.

પાટ પાટલા વાવરે રે, શેષે કાલે રે જેહ;
થાપિત પિંડ જિમે સદા રે, સર્વ-ઉસન્નો તેહોરે. ભવિ૦ ૨

ઓછાં અધિકાં જે કરેરે, પડિકમણાદિક ઠાણ;
સુગુરૂ-વચન નવિ જાલવેરે, દેશ-ઉસન્નો તે જાણોરે. ભવિ૦ ૩

રાય-વેઠ સમ ભય થકીરે, કિરિયા વિણ ઉપયોગ;
જેહ કરે તે નવિ લહેરે, પરભવ ચારિત્ર-યોગરે. ભવિ૦ ૪

જેહ કિરિયા શિથિલ કરેરે, દીક્ષિત શીસ અનેક;
ભવસાયર અધિકો પડે રે, એ ઉસન્નો અવિવેક રે. ભવિ૦ ૫

## ઢાલ ત્રીજી

વીરમાતા પ્રીતિકારણી એ દેશી.

નાણ દંસણ ચરણ ભેદથી, કહ્યું ત્રિવિધ કુશીલ;
નાણથી નાણ આચારનો, કરે ભંગ દુઃશીલ.
વીર-વાણી હૃદયે ધારિયે. ૧

દર્શનાચાર દર્શન થકી, વિરાધે સવિ પાપી;
ઓલિયે ચરણ કુશીલના, હવે લક્ષણ વ્યાપી. વીર૦ ૨

રનાન સોભાગ અર્થે કરે, જ્વર ઔષધ આપે;
પ્રશ્ન વિદ્યાદિ બલથી[1] કહે, નિમિત્તાદિક થાપે. વીર૦ ૩
જાતિ કુલ પ્રમુખ આજીવિકા, કરે કેલવે માયા;
સ્ત્રી પ્રમુખ અંગ લક્ષણ કહે, વહે મંત્રની છાયા.[2] વીર૦ ૪
ઇમ અનાચાર મલ યોગથી, કરે કુત્સિત શીલ;
ઘર ત્યજી અધિક માયા ભર્યો, કહ્યો તેણે 'કુશીલ.' વીર૦ ૫

## ઢાલ ચોથી

મુનિજન મારગ ચાલતાં એ દેશી.

સંસત્તો જિહાં જિહાં[3] મિલે, તિહાં તેહવો હોવે;
નટ જિમ બહુરૂપી ફિરે, મુનિવેષ વિગોવે.
આગમ-અર્થ વિચારીએ એ આંકણી. ૧

બિહું ભેદે તે જાણિયે, શુભ અશુભ પ્રકાર;
મૂલઉત્તર ગુણ દોષને, યોગેં શુભસાર. આગમ૦ ૨

પાસત્થાદિકશું મિલ્યો, તે થાયે અધર્મી;[4]
સંવેગી સાથે મલ્યો, પ્રાયે થાયે ધર્મી.[5] આગમ૦ ૩

પંચાસ્રવ-રત ગારવી, સ્ત્રીજનશું રત્તો;
જે મોહે માતો રહે, તે અશુભ સંસત્તો. આગમ૦ ૪

ઇમ અનવસ્થિત દોષ તે, સંગતિથી પાવે;
નિંબ રાંગથી અંબમાં, જિમ કટુતા આવે. આગમ૦ ૫

૧ પ્રશ્નવિદ્યા લબધી ૨ કહે મંત્રવી છાયા ૩ જઈ ૪ અધમ્મી
૫ ધમ્મી

## ઢાલ પાંચમી

કુમતિ ! એ છીંડી કિહા રાખી ?–એ દેશી

ચાલે સૂત્ર વિરૂદ્ધાચારે, ભાખે સૂત્ર–વિરૂદ્ધ;
યથાછંદ ઈચ્છાએ ચાલે, તે નહિ મનમાં શુદ્ધરે. ૧
પ્રાણી ! વીર–વચન ચિત્ત ધારો એ આંકણી.

સૂત્ર–પરંપરસ્યું જે ન મિલે, તે ઉત્સૂત્ર વિચારો,
અંધ–પરંપર ચાલ્યું આવ્યું, તે પણ તિમ નિરધારોરે. પ્રાણી ! ૨

નિજમતિ કલ્પિત જનને ભાખે, ગારવ રસમાં માચે;
યથાછંદ ગૃહિકાજ કરંતો, નવ નવ રૂપે નાચેરે. પ્રાણી ! ૩

એક પ્રરૂપણ તેહની ચરણે, બીજી ગમને ખોટી;
'પડિલેહણ મુહપત્તિયે કરસ્યુ, કિસી ચરવલી મોટીરે ? પ્રાણી ! ૪

માત્રકવિધિ પાત્રકથી હોસ્યે, પડલાં કાજ ચલોટે;
લેપે દોષ ઘણો ઇત્યાદિક, ચરણ મૃષા–મલિ લોટેરે. પ્રાણી ! ૫

ચોમાસે જો મેહ ન વરસે, તો હીંડયે શ્યો દોષ; ?
રાજવિરૂદ્ધ–ગમન સિઉં વારીયું ?, મુનિને શ્યો તનુ પોષરે ?
પ્રાણી ! ૬

વર્ષાકાલે વસ્ત્ર વિહરતાં[1], ખપ કરતાં નહિ હાણી;
નિત્ય–વાસમાં કાંઈ ન દૂષણ, સાહસું હુએ નાણીરે.' પ્રાણી ! ૭

૧ વહોરતા; વિહિરતાં

ઇમ ગતિ વિષય-પ્રરૂપણ ખોટી, એ સવિ છે વિસ્તારે;
આગમ-અરથી જોઇ લેજો, ભાષ્ય સહિત વ્યવહારેરે.
પ્રાણી ! ૮

## ઢાલ છઠ્ઠી

સુર સુંદરી કહે શિર નામી એ દેશી

ઇમ પાંચે કુગુરૂ પ્રકાશ્યા, આવશ્યકમાં જિમ ભાખ્યા;
સમકિત-પ્રકરણ બહુ ભાખિ, યોગબિંદુ પ્રમુખ ઇહાં સાખિ. ૧

એ થાનક સર્વ અશક્તિ, જો સેવે કારણ વ્યક્તિ[1]
તો મુનિ-ગુણની નહિ હાણી, એ ઉપદેશમાલા-વાણી. ૨

જસ પરિગ્રહ પ્રમુખ અકાજ, ઉન્માર્ગ કહિયે નવિ લાજ;
તે તો બોલ્યો બિમણો બાલ, જૂઓ પહિલો[2] અંગ વિશાલ. ૩

આધાકર્માદિક થાપે, યતિ નામ ધરાવે આપે;
તે પાપશ્રમણ જાણીજે, ઉત્તરાધ્યયને મન દીજે. ૪

જે કુગુરૂ હોએ ગચ્છનાથ, નવિ લીજે તેહનો સાથ;
અજ્ઞાથી જે ગચ્છધારી, તે બોલ્યો અનંત સંસારી. ૫

ભાવાચારય જિન સરિખો, બીજા નવિ લેખે પરિખો;
પૂછે ગૌતમ કહે વીર, મધ્ય મહાનિશીથ ગંભીર. ૬

જે જ્ઞાન-ક્રિયાનો દરિયો, તે સદ્ગુરૂ ગુણ-મણિ ભરિયો;
જે શુદ્ધ-પ્રરૂપક નાણી, તે પણ ઉત્તમ-ગુણ-ખાણી. ૭

૧ વિગતિ ૨ ઉપ (દિશ્યુ)

'ઉસન્નો પણ રજ ટાલે, જે જિન મારગ અજુઆલે;'
ઇમ બોલે ગચ્છાચાર, ગુરૂજ્ઞાની જગદાધાર. ૮

જ્ઞાની છે કેવલી-કલ્પ, એ કલ્પભાષ્યનો જલ્પ;
જે શુદ્ધ-કથક ગુણધારી, તે સદ્ગુરૂની બલિહારી. ૯

અંત ગાથા

ચસો કુગુરુસજ્ઝાઓ, જિનવયણાઉ ફુડં ભણિઓ ।
સિરિ ણયવિજયમુણીણં, સીસેણ જણાણ વોહટ્ઠા ॥ ૧ ॥

આ કુગુરૂપરની સજ્ઝાય શ્રી નયવિજયમુનિના શિષ્યે લોકના બોધ અર્થે શ્રી જિન વચન થકી સ્ફુટપણે કહી છે.

॥ अर्हम् ॥

न्यायाचार्यश्रीयशोविजयोपाध्यायविरचितं

## श्री विजयप्रभसूरेः स्वाध्यायाम् ।

श्रीविजयदेवसूरीशपट्टाम्बरे,
जयति विजयप्रभसूरिरर्कः ।
येन वैशिष्टयसिद्धिप्रसङ्गादिना,
निजगृहे योगसमवायतर्कः ॥ श्रीविजय० १ ॥
ज्ञानमेकं भैवद् विश्वकृत् केवलं,
दृष्टबाधा तु कर्तरि समाना ।

१ निपूर्वकस्य गृह्णातेर्धातोः परोक्षारूपम् । २ "भवतु विं–" प्रत्यन्तरे।

इति जगत्कर्तृलोकोत्तरे सङ्गते,[३]

सङ्गता यस्य धीः सावधाना ॥ श्रीविजय० २ ॥

ये किलापोहशक्तिं सुगतसूनवो,

जातिशक्तिं च मीमांसका ये ।

संगिरन्ते गिरं ते यदीयां नय-

द्वैतपूतां प्रसह्य श्रयन्ते ॥ श्रीविजय० ३ ॥

कारणं प्रकृतिरङ्गीकृता कापिलैः

कापि नैवाऽऽत्मनः काऽपि शक्तिः ।

बन्धमोक्षव्यवस्था तदा दुर्घटे-

त्यत्र जागर्ति यत्प्रौढशक्तिः ॥ श्रीविजय० ४ ॥

शाब्दिकाः स्फोटसंसाधने तत्परा

ब्रह्मसिद्धौ च वेदान्तनिष्ठाः ।

सम्मतिप्रोक्तसंग्रहरहस्यान्तरे

यस्य वाचा जितास्ते निविष्टाः ॥ श्रीविजय० ५ ॥

ध्रौव्यमुत्पत्तिविध्वंसकिर्मीरितं

द्रव्यपर्यायपरिणतिविशुद्धम् ।

विस्रसायोगसङ्घातभेदाहितं

स्वसमयस्थापितं येन शुद्धम् ॥ श्रीविजय० ६ ॥

३ "कर्तृवादोत्तरे" प्रत्यन्तरे ॥ १ "-व्युक्ति" प्रत्यन्तरे ।

इति नुतः श्रीविजयप्रभो भक्तित-
स्तर्कयुक्त्या मया गच्छनेता ।
श्रीयशोविजयसम्पत्करः कृतधिया-
मस्तु विघ्नापहः शत्रुजेता ॥ श्रीविजय० ७ ॥

समाप्तमिदं श्री विजयप्रभसूरेः स्वाध्यायम् ॥

॥ अर्हम् ॥

## श्री यशोविजयोपाध्यायविरचितं

## शत्रुञ्जयमण्डनश्रीऋषभदेवस्तवनम् ।

आदिजिनं वन्दे गुणसदनं, सदनन्तामलबोधम् ।
बोधकतागुणविस्तृतकीर्तिं, कीर्तितपथमविरोधम् ॥ आदि० ॥ १ ॥

रोधरहितविस्फुरदुपयोगं, योगं दधतमभङ्गम् ।
भङ्गनयव्रजपेशलवाचं, वाचंयमसुखसङ्गम् ॥ आदि० ॥ २ ॥

सङ्गतपदशुचिवचनतरङ्गं, रङ्गं जगति ददानम् ।
दानसुरद्रुममञ्जुलहृदयं, हृदयङ्गमगुणभानम् ॥ आदि० ॥ ३ ॥

भानन्दितसुरवरपुन्नागं, नागरमानसहंसम् ।
हंसगतिं पञ्चमगतिवासं, वासवविहितांशंसम् ॥ आदि० ॥ ४ ॥

२ "-त्रुनेता" प्रत्यन्तरे ॥

શંસન્તં નયવચનમનવમં, નવમઙ્ગલદાતારમ્ ।
તારસ્વરમઘઘનપવમાનં, માનસુભટજેતારમ્ ॥ આદિ૦ ॥ ૫ ॥

ઇત્થં સ્તુતઃ પ્રથમતીર્થપતિઃ પ્રમોદા-
શ્રીમદ્યશોવિજયવાચકપુઙ્ગવેન ।
શ્રીપુણ્ડરીકગિરિરાજવિરાજમાનો,
માનોન્મુખાનિ વિતનોતુ સતાં સુખાનિ ॥ ૬ ॥

॥ સમાપ્તમિદં શ્રીઋષભદેવસ્તવનમ્ ॥

## શ્રીમદ્ યશોવિજય કૃત-
## ચડયા-પડયાની સજ્ઝાય-હિતશિક્ષા સ્વાધ્યાય.

રે કુમતિ! કાં પ્રતિમા ઉત્થાપી ? એ દેશી.

ચડયા પડયાનો અંતર સમજી, સમ પરિણામે રહીઇંરે;
થોડા પણિ જિહાં ગુણ દેખીજે, તિહાં અતિહિં ગહગહીઇંરે;
×લોકો ! ભોલવીયા મત ભૂલો. એ આંકણી. ૧
અંતર્મુહૂર્ત અછે ગુણ-વૃદ્ધિ, અંતર્મુહૂર્ત્ત હાણિ;
ચડવૂં પડવૂં તિહાંતાંઇં[1] મલવૂ[2], તે ગત કિણહિ ન જાણી રે;
લોકો ! ૨
બાહ્ય કષ્ટથી ઉંચું ચઢવૂં, તેતો જડના ભામા;
સંયમ-શ્રેણિ-શિખરે ચઢવૂં,[3] અંતરંગ[4] પરિણામા રે; લોકો ! ૩
તિહાં નિમિત્ત છે બાહિર કરિયા, તે જો સૂત્રેં સાચી;
નહિતો દુઃખદાયક પગ સાહમું, મોર જૂએ જિમ નાચી રે;
લોકો ! ૪

× લોકા ! ૧ તે, ચી. ૨ મળાયું, મુનિને. ૩ ચઢાવે. ૪ અંતરગત

પાસત્થાદિક સરિખે વેષે, જૂઠાં કારણ દાખે;
ઇકવીસ પાણીનો ખપ ન કરે,[1] મીઠા પાણી ચાખે રે; લોકો ! ૫

પરિચિત ઘરની ભિક્ષા લેવે, ન કરે તે સમુદાણી;
વસતિ–દોષ ન તજે ક્રીતાદિક, જિન–આણા મનિ આણી રે; લોકો !૬

વસ્ત્ર–પાત્ર–દૂષણ નવિ ટાલે, કરે પતિતનો સંગો;
કલહ વૈરની વાત ઉદીરે, મન માન્યું તિહાં રંગો રે; લોકો ! ૭

હીણો નિજ પરિવાર બઢાવે,[2] આપ કષ્ટ બહુ દાખી;
ચઢિયો તેહને કિણીપરે કહીઇં ?, સૂત્ર નહિ જિહાં સાખી રે;
લોકો ! ૮

ન ગણે ઉત્તર ગુણની હાણી, સૂત્ર–ક્રિયા માંહી પંગુ;
દુઃખ સહસે જિમ ઉપદેશમાલે, બોલ્યો મથુરા મંગુ રે;[3]
લોકો ! ૯

એક[4] મૂલ કારણ ચિંતવતા, આવે મોટું હાંસું;
પંચ મહાવ્રત કિહાં ઉચ્ચરિયાં ?, સેવું કેહનું પાસું રે
લોકો ૧૦

પહેલાં જે વ્રત જૂઠ ઉચ્ચરિયાં, તે તો નાવે લેખે;
ફેરીને હવે તે ઉચ્ચરીઇં,[5] પંચ લોક જિમ દેખે રે; લોકો ! ૧૧

મુનિને તે સઘળું સાચવવૂં, વાત ઘટે નવિ કૂડી;
શુદ્ધ–પ્રરૂપકની જે જે યતના, તે તે જાણો રૂડી રે; લોકો ! ૧૨

૧ ઇકવીસ પાણી ખપ નવિ કરતા, ૨ ટબાવે, પઢાઇ, વદાવે ૩ જુઓ ઉપદેશમાલા ગાથા ૧૯૪ અને ત્યાર પછીની ગાથાઓ, ૪ એકનું. ૫ ઉચ્ચરીઇ મુકોઃ ઉચ્ચરીઇ મુંડો.

અહિલાં મૂલ ગુણેથી હીણો, ફિરી દિક્ષા તે લેવે;
ચરણ અંશ હોઈ તે તપ છેદે, ઉદ્યમ મારગ[1] સેવે રે; લોકો !૧૩

એહવું ભાષ્ય કહ્યું વ્યવહારે, ક્રિયામૂઢ નવિ જાણે;[2]
[3]અધિકાઇ દાખી કોઈ ફેરે, મતવાલો મત તાણે રે; લોકો ! ૧૪

શુદ્ધ-કથકને કહે અજ્ઞાની, ઘણી ઉપધિ જે ધારે;
દ્વિવિધ બાલ તે મારગ લોપે, ભાખ્યું અંગ આચારે રે.
લોકો ! ૧૫

પાસત્થાદિક જાતિ ન તજીઇ, તો કિમ ઉંચા ચઢિઈ ?
જ્ઞાનાધિક-આણાઈ રહીઇ, તે સાથે નવિ વઢિઈ રે; લોકો ! ૧૬

પાસત્થો પણિ તેહને કહીઈ, જે વ્રત લેઈ વિરાધે;
મુરથી જેણે વ્રત નવિ લીધાં, તે શ્યો મારગ સાધે રે ?
લોકો ! ૧૭

સર્વ શુદ્ધિ વિણ પણિ વ્રત યતના, શુદ્ધ-કથકને છાજે;
ઇચ્છાયોગી આપ હીનતા,[4] કહેતો તે નવિ લાજે રે, લોકો ! ૧૮

કુસુમપુરે એક શેઠ તણે ઘરિ, હેઠિ રહ્યો સંવેગી;
ઉપરિ ઈક સંવર ગુણ-હીણો, પણિ ગુણ-નિધિ ગુણરંગી રે.
લોકો ! ૧૯

સંવેગી કહે 'ઉપરિ છે તે, મહા મોકલો પાપી;'
ગુણરંગી કહે 'જે વ્રત પાલે, તસ કીરતી જગ વ્યાપી રે.
લોકો ! ૨૦

૧ ઉદ્દમ ગારવ સેવે. ૨ તે તો મર્મ ન જાણે. ૩ અધિકાઈ બાહિર દેખાડી. ૪ દીનતા.

સંવેગીના બાહ્ય કષ્ટથી; થયા લોક બહુ રાગી;
કોઇક શુદ્ધકથકનાં[1] પણિ મતિ, જેહની જ્ઞાને લાગી રે;
લોકો ! ૨૧

ચોમાસું પુરી બિહું વિચરીયા, તિહાં આવ્યા ઇક નાણી;
'બિહુંમાં અલ્પ અધિક ભવ કુણના ? [2] ?'
પૂછે ઇમ બહુ પ્રાણી રે; લોકો ! ૨૨

જ્ઞાની કહે ' સંવેગી નિંદાઈ, ઘણા ભવ રઝલશ્યે;
શુદ્ધ–કથક વહિલો શિવ–સુખમાં, પાપ ખમાવી× ભલશ્યે રે;
લોકો ! ૨૩

સુણી એહવું બહુ જન સમજ્યા, ભાવ–માર્ગ–રૂચિ જાગી;
એ ઉપદેશપદે સવિ જોયો, જો તુચ્ચે ગુણના રાગી રે. લોકો ! ૨૪

શુદ્ધ ચારિત્ર+ કલિ માંહિ વિરલા, શુદ્ધ–કથક પણિ થોડા;
ઇચ્છાચારી[3] બહુલા દીસે, જાણે વાંકા ઘોડા રે; લોકો ! ૨૫

પાસત્થાદિકને પણ સંયમ,–ઠાણુ કહ્યો જે હીણો,[4]
શુદ્ધ–પ્રરૂપક પવયણે શાસન, કહિએ[5] ન હોએ ખીણો ! રે;
લોકો ૨૬

જિન વિણ અછતું ચરણ ન કરીએ, હોય તેતો ઉદ્ધરીએ
નવો મારગ જન આગે ભાખે, કહો કિણિ પરિ નિસ્તારીએ રે ?
લોકો ! ૨૭

× પખાલી + કરે તે

૧ શુદ્ધકથકથી. ૨ કેહના ૩ હીણાચારી ૪ પાસત્થાદિકમા પણ સંયમ થાનક કહિઉં કોઇ હીણું ૫ કહિઇ

સંજમ-ઠાણુ વિચારી જોતાં, જો ન લહે નિજ[1] સાખે;
તો જુઠું બોલીને દુર્મતિ !, સ્યું સાધે ગુણ પાખે રે ? લોકો ! ૨૮

સંયમ વિણુ સંયતતા થાપે, પાપ-શ્રમણુ તે ભાખ્યો;
ઉત્તરાધ્યયનેં સરલ સ્વભાવે, શુદ્ધ-પ્રરૂપક દાખ્યો રે. લોકો ! ૨૯

સુવિહિત ગચ્છ ક્રિયાનો ધોરી, શ્રી હરિભદ્ર કહાએ;
એહ ભાવ ધરે[2] તે કારણે, મુજ મન તેહ સુહાએ રે. લોકો ! ૩૦

શુદ્ધ દ્રવ્ય-સંયત તે ઇણિ પરિ, ભાવ-ચરણુ પણિ પાવે;
પ્રવચન-વચન-પ્રભાવે[3] તેહના, સુરપતિ પણિ ગુણ ગાવે રે;
લોકો ! ૩૧

શુદ્ધ-કથક-વચનેં જે ચાલે, મૂલ ઉત્તર ગુણ ધારી;
વચન ક્ષમાદિક રંગે લીના, તે મુનિની બલિહારી રે; લોકો ! ૩૨

પૂજનિક જ્ઞાને જ્ઞાનાધિક, સંજત ચરણ વિલાસે;
એકે નહિ જેહને બિહુ માંહે, કિમ જઈએ તસ પાસે રે ?
લોકો ! ૩૩

જિમ જિમ પ્રવચન-જ્ઞાનેં ઝીલે, તિમ સંવેગ તરંગી;
એ આવશ્યક-વચન વિચારી, હોજો જ્ઞાનનો રંગી રે. લોકો ! ૩૪

જ્ઞાનાધિકના ગુણ જે દૂષે, કષ્ટ કરે અભિમાની;
પ્રાયે ગંઠી લગે નવિ આવ્યા, તે ખુતા અજ્ઞાનેં રે; લોકો ! ૩૫

તેહની કષ્ટ-ક્રિયા અનુમોદે, ઉનમારગ થિર થાવે;
તેહથી દુરગતિના દુઃખ લહીએ, એ પંચાસક કહાવે રે;
લોકો ! ૩૬

૧ જિન ૨ ધરતો ૩ પ્રભાવક.

કુલ ગણુ સંઘ તણી જે લજ્જા, [1]તે આપ-છંદે ટાલી;
પાપભીરૂ ગુરૂ-આણા-કારી, જિન મારગ અજુઆલી રે;
લોકો ! ૩૭

જ્ઞાનાધિકની દીક્ષા લેખે,[2] કરે તસ વયણું પરખી;
બીજાની પોડશકે ભાખી, હોલી-નૃપને[3] સરિખી રે, લોકો ! ૩૮

જ્ઞાનાધિકનો વિનય વિરાધે, શ્રી જિનવર દુહવાએ;
વિનય-ભેદ સમજીને કિંકર, જ્ઞાનવંતનો થાએરે. લોકો ! ૩૯

તે માટે જ્ઞાનાધિક-વયણે, રહી ક્રિયા જે કરસ્યે;
આધ્યાતમ-પરિણુતિ-પરિપાકે, તે ભવસાયર તરશ્યે રે. લોકો ! ૪૦

વાચક જસવિજયે ઈમ દાખી, શીખ સર્વનઈ સાચી;
પણિ પરિણમશ્યે તેહ તણે મનિ, જેહની મતિ નવિ કાચી રે,
લોકો ! ૪૧

ઇતિ શ્રી સંવિજ્ઞ-પક્ષીય-વદન-ચપેટા
સ્વાધ્યાય સમાપ્ત.
ઇતિ શ્રી હિતોપદેશ સ્વાધ્યાય:

૧ આપછંદતા ટાલી ૨ લેવે ૩ નૃપરિખિ-

# અમૃતવેલિની -ાની સજઝાય.

ચેતન! જ્ઞાન અજુઆલજે, ટાલજે મોહ સંતાપ રે,
દુરિત નિજ સંચિત ગાલજે, પાલજે આદર્યું આપ રે;
ચેતન ! જ્ઞાન અજુઆલજે. ૧

ખલ તણી સંગતિ પરિહરે, મત કરે કોઈસ્યૂં ક્રોધ રે;
શુદ્ધ સિદ્ધાંત સંભારજે, ધારજે મતિ પ્રતિબોધ રે. ચેતન ! ૨

હરખ મત આણજે તૂસંગ્યો, દૂહંગ્યો મત ધરે ખેદ રે;
રાગ દ્વેષાદિ સધિ(સંધે)રહે, મનિ વહે ચારૂ નિર્વેદ રે. ચેતન ! ૩

પ્રથમ ઉપકાર મત અવગણે, તું ગણે ગુરૂ ગુણ શુદ્ધ રે;
જિહાં તિહાં મત ફરે ફૂલતો, ઝૂલતો મમ રહે સુદ્ધ રે. ચેતન ! ૪

સમકિત-રાગ ચિત્ત રંજજે, અંજજે નેત્ર વિવેક રે;
ચિત્ત મમકાર મત લાવજે, ભાવજે આતમ એક રે. ચેતન ! ૫

ગારવ-પંકમાં મમ લુલે, મત ભલે સચ્છર ભાવ રે;
પ્રીતિ મ ત્યજે ગુણવંતની, સંતની પંતિમાં આહિ રે. ચેતન ! ૬

બાહ્ય ક્રિયા કપટ તું મત કરે, પરિહરે આર્ત્તધ્યાન રે;
મીઠડો વદને મને મેલડો, ઇમ કિમ તું શુભજ્ઞાન રે ? ચેતન ૭

ચાલતો આપછંદે રખે, મત ભખે પુંઠનો મંસ રે;
કથન ગુરૂનું સદા ભાવજે, આપ શોભાવજે વંશ રે. ચેતન ! ૮

હઠ પડયો બોલ મત તાણજે, આણજે ચિત્તમાં સાંન રે;
વિનયથી દુ:ખ નવિ બાંધસ્યે, વાધસ્યે જગતમાં માંન રે. ચેતન ! ૯

કોઈકવારે તુઝ ભોલવ્યે઼, ઓલવે ધર્મનો પંથ રે;
ગુરૂ–વચન–દીપ તો કરિ ધરે, અનુસરે પ્રથમ નિર્ગ્રંથ રે. ચેતન ! ૧૦

ધારજે ધ્યાનની ધારણા, અમૃતરસ પારણા પ્રાય રે;
આલસ અંગનુ પરિહરે, તપ કરી ભૂષજે કાય રે. ચેતન ! ૧૧

કલિ–ચરિત દેખિ મત ભડકજે, અડકજે મત શુભ યોગ રે;
સૂખડી નવમ રસ પાવના, ભાવના આણુજે ભોગ રે. ચેતન ! ૧૨

લોકભયથી મન ગોપવે, રોપવે તૂં મહાદોષ રે;
અવર સુકૃત કીધા વિના, તુઝ દિન જંતિ શુભ શોષરે. ચેતન ! ૧૩

લોક સન્નાવમાં ચતુર તું, કાઈ અછતું નવિ બોલ રે;
ઈમ તુઝ મુગતિસ્યુ બાઝસ્યે, વાસસ્યે જિમ ગ્રહી
(ગૃહી) મોલ રે. ચેતન ૧૪

જ્ઞાન–દર્શન ચરણ ગુણ તણા, અતિ ઘણો ધરે પ્રતિબંધ રે;
તન મન વચન સાચો રહે, તૂ વહે સાચલી સંધ રે. ચેતન ! ૧૫

પોપટ જિમ પડ્યો પાંજરે, મનિ ધરે સબલ સંતાપ રે;
તિમ પડે મત પ્રતિબંધ તૂં, સંધિ સંભાલજે આપ રે. ચેતન ! ૧૬

મન રમાડે શુભ ગ્રંથમાં, મત ભમાડે ભ્રમ–પાશ રે;
અનુભવ રસવતી ચાખજે, રાખજે સુગુરૂની આશ રે. ચેતન ! ૧૭

આપ સમ સકલ જગ લેખવે, શીખવે લોકને તત્ત્વ રે.
માર્ગ કહેતો મત હારજે, ધારજે તૂં દૃઢ સત્ત્વ રે. ચેતન ! ૧૮

શ્રી નયવિજય ગુરૂ સીસની, સીખડી અમૃતવેલ રે;
સાંભલી જેહ એ અનુસરે, તે લહે જસ રંગરેલ રે. ચેતન ! ૧૯

# શ્રી અમૃતવેલિની મોટી સજઝાય.+

ચેતન ! જ્ઞાન અજુઆલીએ, ટાલીએ મોહ-સંતાપ રે;
ચિત્ત ડમડોલતું વાલીએ, પાલીએ સહજ ગુણ આપરે. ચે૦ ૧

ઉપશમ અમૃત-રસ પીજીએ, કીજીએ સાધુ-ગુણ-ગાન રે;
અધમ વયણે નવિ ખીજીએ, દીજીએ સજ્જનને માનરે.[1] ચે૦ ૨

ક્રોધ-અનુબંધ નવિ રાખીએ, ભાંખીએ વયણ મુખે સાચ રે;
સમકિત-રત્નરૂચિ જોડીએ, છોડીએ કુમતિ મતિ[2] કાચ રે. ચે૦ ૩

શુદ્ધ પરિણામને કારણે, ચારનાં શરણ ધરે ચિત્ત રે;
પ્રથમ તિહાં શરણ અરિહંતનું, જેહ જગદીશ જગ-મિત્ત રે. ચે૦ ૪

જે સમોસરણમાં રાજતા, ભાંજતા ભવિક-સંદેહ રે;
ધર્મનાં વચન વરસે સદા, પુષ્કરાવર્ત્ત જિમ મેહ રે. ચે૦ ૫

શરણ બીજું ભજે સિદ્ધનું, જે કરે કર્મ ચકચૂર રે;
ભોગવે રાજ શિવ-નગરનું, જ્ઞાન આનંદ ભરપૂરરે. ચે૦ ૬

સાધુનું શરણ ત્રીજું ધરે, જેહ સાધે શિવ-પંથ રે;
મૂલ ઉત્તર ગુણે જે વર્યા, ભવ તર્યા ભાવ-નિગ્રંથરે. ચે૦ ૭

શરણ ચોથું કરે ધર્મનું, જેહમાં વર દયા-ભાવ રે;
જેહ સુખ-હેતુ જિનવર કહ્યું, પાપજલ તારવા નાવરે. ચે૦ ૮

ચારનાં શરણ એ પડિવજે, વલી ભજે ભાવના શુદ્ધ રે;
દુરિત સવિ આપણાં નિંદિએ, જિમ હોયે સંવર વૃદ્ધરે. ચે૦ ૯

+ એક પ્રતમા લખ્યું છે કે 'અથ વૃદ્ધ અમૃતવેલ વખ્યતે.'
૧ સજ્જન બહુમાનરે ૨ મન.

ઇહભવ પરભવ આચર્યાં, પાપ-અધિકરણ મિથ્યાત રે;
જે જિનાશાતનાદિક ઘણા, નિંદિએ તેહ[1] ગુણ-ઘાતરે. ચે૦ ૧૦

ગુરૂ તણાં વચન તે અવગુણી, ગુંથિયા આપ મત-જાલ રે;
બહુ પરે લોકને ભોલવ્યા, નિંદિએ તેહ જંજાલ રે. ચે૦ ૧૧
જેહ હિંસા કરી આકરી, જેહ બોલ્યા મૃષાવાદ રે;
જેહ પરધન હરિ હરખિયા, કીધલો કામ-ઉનમાદરે. ચે૦ ૧૨

જેહ ધન ધાન્ય મૂર્છા ધરી, સેવિયા ચાર કષાય રે;
રાગને દ્વેષને વશ હુવા, જે કીયા કલહ-ઉપાય રે. ચે૦ ૧૩

જૂઠ જે આલ પરને દિયાં, જે કર્યાં પિશુનતા પાપ રે;
રતિ અરતિ નિંદ માયા મૃષા, વલિય મિથ્યાત્વ-સંતાપરે. ચે૦ ૧૪
પાપ જે એહવાં સેવીયાં, તેહ નિંદિએ ત્રિહું કાલરે;
સુકૃત અનુમોદના કીજિએ, જિમ હોયે કર્મ વિસરાલ રે. ચે૦ ૧૫
વિશ્વ ઉપકાર જે જિન કરે, સાર જિન નામ સંયોગ રે;
તેહ ગુણ તાસ અનુમોદિએ, પુણ્ય-અનુબંધ શુભ યોગરે. ચે૦ ૧૬

સિદ્ધની સિદ્ધતા કર્મના, ક્ષય થકી ઊપની જેહ રે;
જેહ આચાર આચાર્યનો, ચરણવન સિંચવા મેહરે. ચે૦ ૧૭

જેહ ઉવઝાયનો ગુણ ભલો, સૂત્ર સજઝાય પરિણામ રે;
સાધુની જેહ વલી સાધુતા, મૂલ ઉત્તર ગુણ-ધામરે. ચે૦ ૧૮
જેહ વિરતિ દેશ શ્રાવક તણી, જે સમકિત સદાચાર રે;
સમકિત દૃષ્ટિ સુરનર તણો, તેહ અનુમોદિએ સાર રે. ચે૦ ૧૯
અન્યમા પણ દયાદિક ગુણો, જેહ જિન-વચન અનુસાર રે;
સર્વ તે ચિત્ત અનુમોદિએ, સમકિત-બીજ નિરધારરે. ચે૦ ૨૦

૧ જેહ.

# શ્રી અમૃતવેલિની મોટી સજઝાય +

ચેતન ! જ્ઞાન અજુઆલીએ, ટાલીએ મોહ-સંતાપ રે;
ચિત્ત ડમડોલતું વાલીએ, પાલીએ સહજ ગુણ આપરે. ચે૦ ૧

ઉપશમ અમૃત-રસ પીજીએ, કીજીએ સાધુ-ગુણ-ગાન રે;
અધમ વયણે નવિ ખીજીએ, દીજીએ સજ્જનને માનરે.[1] ચે૦ ૨

ક્રોધ-અનુબંધ નવિ રાખીએ, ભાંખીએ વયણ મુખે સાચ રે;
સમકિત-રત્નરૂચિ જોડીએ, છોડીએ કુમતિ મતિ[2] કાચ રે. ચે૦ ૩

શુદ્ધ પરિણામને કારણે, ચારનાં શરણ ધરે ચિત્ત રે;
પ્રથમ તિહાં શરણ અરિહંતનું, જેહ જગદીશ જગ-મિત્ત રે. ચે૦ ૪

જે સમોસરણમાં રાજતા, ભાંજતા ભવિક-સંદેહ રે;
ધર્મનાં વચન વરસે સદા, પુષ્કરાવર્ત્ત જિમ મેહ રે. ચે૦ ૫

શરણ બીજું ભજે સિદ્ધનું, જે કરે કર્મ ચકચૂર રે;
ભોગવે રાજ શિવ-નગરનું, જ્ઞાન આનંદ ભરપૂરરે. ચે૦ ૬

સાધુનું શરણ ત્રીજું ધરે, જેહ સાધે શિવ-પંથ રે;
મૂલ ઉત્તર ગુણે જે વર્યા, ભવ તર્યા ભાવ-નિર્ગ્રંથરે. ચે૦ ૭

શરણ ચોથું કરે ધર્મનું, જેહમાં વર દયા-ભાવ રે;
જેહ સુખ-હેતુ જિનવર કહ્યું, પાપજલ તારવા નાવરે. ચે૦ ૮

ચારનાં શરણ એ પડિવજે, વલી ભજે ભાવના શુદ્ધ રે;
દુરિત સવિ આપણાં નિંદિએ, જિમ હોયે સંવર વૃદ્ધરે. ચે૦ ૯

+ એક પ્રતમા લખ્યું છે કે 'અથ વૃદ્ધ અમૃતવેલ વખ્નાતે'
૧ સજ્જન બહુમાનરે ૨ મન.

# જિન પ્રતિમા સ્થાપન સ્વાધ્યાયો

૧

જિનજીની પ્રતિમા વંદન દીસે, સમકિતને આલાવે;
અંગોપાંગ પ્રગટ અરથ એ, મૂરખ મનમાં નાવેરે.
કુમતિ ! કાં પ્રતિમા ઉથાપી ?
એ મતિ શુભમતિ કાપીરે–કુમતિ ! કાં પ્રતિમા ઉથાપી ?
મારગ લોપે પાપીરે, કુમતિ ! કાં પ્રતિમા ઉથાપી ?
એહ અરથ અંબડ અધિકારે, જુઓ ઉપાંગ ઉવાઇ
એ સમકિતનો મારગ મરડી, કહે દયા સી માઇરે–કુમતિ ! ૨
સમકિત વિણુ સુર દુરગતિ પામે, અરસ વિરસ આહારે;
જુઓ જમાલી દયાયે ન તરીઓ, હુઓ બહુલસંસારી. કુ૦ ! ૩
ચારણુ મુનિ જિન પ્રતિમા વંદે, ભાખિઉં ભગવઈ અંગે;
ચૈત્ય સાખિ આલોયણુ ભાખે, વ્યવહારેં મનરંગે.–કુમતિ ! ૪
પ્રતિમા–નતિ ફલ કાઉસ્સગ્ગે, આવશ્યકમાં ભાખ્યુ;
ચૈત્ય અર્થ વૈયાવચ મુનિનેં, દસમે અંગે દાખ્યું રે. કુમતિ ! ૫
સૂરીયાભ સૂરિં પ્રતિમા પૂજી, રાયપસેણીમાહિં;
સમકિત વિણુ ભવજલમાં પડતાં, દયા ન સાહે બાંહિરે. કુ૦ ! ૬
દ્રૌપદીએ જિન–પ્રતિમા પૂજી, છઠે અંગે વાચે;
તો સું એક દયા પોકારી, આણુા વિણુ તું માચે રે ? કુમતિ ! ૭

પાપ નવિ તીવ્ર ભાવે કરે, જેહને નવિ ભવ-રાગ રે;
ઉચિત સ્થિતિ જેહ સેવે સદા, તેહ અનુમોદવા લાગરે. ચે૦ ૨૧
થોડલો પણ ગુણ પરતણો, સાંભલી હર્ષ મન આણ રે;
દોષ લવ પણ નિજ દેખતાં, નિજ ગુણ નિજાતમા જાણરે. ચે૦ ૨૨
ઉચિત વ્યવહાર અવલંબને, ઇમ કરી સ્થિર[1] પરિણામ રે,
ભાવિયે શુદ્ધ નય ભાવના, પાવનાશય તણું ઠામરે. ચે૦ ૨૩
દેહ મન વચન પુદ્ગલ થકી, કર્મથી ભિન્ન તુજ રૂપ રે;
અક્ષય અકલંક છે જીવનું, જ્ઞાન આનંદ સરૂપ રે; ચે૦ ૨૪
કર્મથી કલ્પના ઉપજે, પવનથી જેમ જલધિ-વેલ રે;
રૂપ પ્રગટે સહજ આપણું, દેખતાં દૃષ્ટિ સ્થિર મેલરે. ચે૦ ૨૫
ધારતાં ધર્મની ધારણા, મારતાં મોહ વડચોર રે;
જ્ઞાન રૂચિ વેલ વિસ્તારતાં, વારતાં કર્મનું જોરરે ચે૦ ૨૬
રાગ વિષ દોષ ઊતારતાં, જારતાં દ્વેષ રસ શેષ રે;
પૂર્વ મુનિ વચન સંભારતાં, વારતાં કર્મ નિ:શેષ રે. ચે૦ ૨૭
દેખિયે માર્ગ શિવ-નગરનો, જે ઉદાસીન પરિણામ રે;
તેહ અણ છોડતાં ચાલિયે, પામિએ જિમ પરમ ધામ રે. ચે૦ ૨૮
શ્રી નયવિજય ગુરૂ શિષ્યની, શીખડી અમૃત-વેલ રે:
એહ જે ચતુર નર આદરે, તે લહે સુજસ રંગ રેલરે. ચે૦ ૨૯

## ઇતિ શ્રી હિતશિક્ષા સઝાય સમાપ્ત.

૧ સુથિર.

# જિન પ્રતિમા સ્થાપન સ્વાધ્યાયો

૧

જિનજીની પ્રતિમા વંદન દીસે, સમકિતને આલાવે;
અંગોપાંગ પ્રગટ અરથ એ, મૂરખ મનમાં નાવેરે.
કુમતિ ! કાં પ્રતિમા ઉથાપી ?

એ મતિ શુભમતિ કાપીરે–કુમતિ ! કાં પ્રતિમા ઉથાપી ?
મારગ લોપે પાપીરે, કુમતિ ! કાં પ્રતિમા ઉથાપી ?

એહ અરથ અંબડ અધિકારે, જુઓ ઉપાંગ ઉવાઇ
એ સમકિતનો મારગ મરડી, કહે દયા સી માઇરે–કુમતિ ! ૨

સમકિત વિણ સુર દુરગતિ પામે, અરસ વિરસ આહારે;
જુઓ જમાલી દયાયે ન તરીઓ, હુઓ બહુલસંસારી. કુ૦ ! ૩

ચારણ મુનિ જિન પ્રતિમા વંદે, ભાખિઉં ભગવઈ અંગે,
ચૈત્ય સાખિ આલોયણ ભાખે, વ્યવહારેં મનરંગે.–કુમતિ ! ૪

પ્રતિમા–નતિ ફલ કાઉસ્સગ્ગે, આવશ્યકમાં ભાખ્યું;
ચૈત્ય અર્થ વૈયાવચ્ચ મુનિનેં, દસમે અંગે દાખ્યુ રે. કુમતિ ! ૫

સૂરીયાભ સૂરિં પ્રતિમા પૂજી, રાયપસેણીમાહિં;
સમકિત વિણ ભવજલમાં પડતાં, દયા ન સાહે બાંહિરે. કુ૦ ! ૬

દ્રૌપદીએ જિન–પ્રતિમા પૂજી, છઠે અંગે વાચે;
તો સું એક દયા પોકારી, આણા વિણ તું માચે રે ? કુમતિ ! ૭

એક જિન-પ્રતિમા-વંદન-દ્વેષે, સૂત્ર ઘણાં તું લોપે;
નંદીસાં જે આગમ સંખ્યા, આપમતી કાં ગોપે? કુમતિ! ૮

જિનપૂજા ફલદાનાદિક સમ, મહાનિસીથે લહિએ;
અંધ પરંપર કુમતિવાસના, તો કિમ મનમાં વહિએ રે? કુ૦ !૯

સિદ્ધારથ રાયઈ જિન પૂજ્યા, કલપસૂત્રમાં દેખો;
આણાશુદ્ધ દયા મન ધરતાં, મિલે સૂત્રનો લેખો રે. કુમતિ! ૧૦

થાવર હિંસા જિન-પૂજામાં, જો તું દેખી ધૂજે;
તો પાપી તે દૂર દેશથી, જે તુઝ આવી પૂજે રે. કુમતિ! ૧૧

પડિક્કમણે મુનિદાન વિહારે, હિંસા દોષ વિશેષ;
લાભાલાભ વિચારી જોતાં, પ્રતિમામાં સ્યો દ્વેષ રે? કુમતિ! ૧૨

ટીકા ચૂર્ણિ ભાષ્ય ઉવેખ્યાં, ઊવેખી નિર્યુક્તિ;
પ્રતિમા કારણ સૂત્ર ઉવેખ્યાં, દૂર રહી તુઝ મુગતિ રે. કુ૦! ૧૩

શુદ્ધ પરંપર ચાલિ આવી, પ્રતિમા-વંદન વાણી;
સમૂર્ચ્છિમ જે એ મૂઢ ન માને, તેહ અદીઠ કલ્યાણ રે. કુ૦ ! ૧૪

જિન-પ્રતિમા જિન સરિખી જાણે, પંચાંગીના જાણ;
કવિ જસવિજય કહે તે ગિરૂઆ, કીજે તાસ વખાણ રે. કુ૦! ૧૫

૨

સતરભેદ પૂજા સાંભલી, સ્યું કુમતિ! જગ ધંધે રે;
શુદ્ધ પરંપર સૂત્ર ન માને, ઘાલિ અંધો અંધે રે. સતર૦ ૧

જિન પ્રાસાદ કરાવ્યાનું ફલ, મહાનિસીથ વખાણ્યું રે;
દાન શીલ તવ ભાવના સરીખું, તો સ્યું તેં નવી જાણ્યું રે?
સતર૦ ૨

જિન-પ્રતિમા જિન-દાઢા પૂજા, નિતિ હિતકરણ ભાખીરે;
સૂરિઆભ સુરનેં ઇહાં જોયો, રાયપસેણી સાખીરે. સતર૦ ૩
મોક્ષતણું કારણ જિનપૂજા, બહુવિધ ભગતિ કીધીરે;
સમકિતદૃષ્ટિ સુરનર વંદે, આગમવાત પ્રસિદ્ધીરે. સતર૦ ૪
પુપ્ફારોહણાદિક વિધિ સૂત્રે, દેખી પણ કાંઇ ભૂલે રે ?
હિંસા દાખી સૂત્ર ઉથાપી, ફલ પામિ ફૂલ મૂલે રે ? સતર૦ ૫
જિન-પૂજામાં દોષ ન દાખ્યો, આધાકર્મિક ભાંતિરે;
જિનઆણા વિણ કુમતિ ! પડિ તું, કુગુરૂતણી સ્યું વાતેં રે ?
સતર૦ ૬
નાગભુત જક્ષાદિ કહે તે, પૂજા હિંસા લહીએ રે;
શુગડાંગમાં નવિ જિન હેતેં, તે કિમ હિંસા કહીએ રે ? સ૦ ૭
મિથ્યાદૃષ્ટિ હરી હર પૂજે, જૈન જિનેસ્વર પૂજેરે;
તૂં તો એમાં એક ન પૂજે, કુમતિ પડિઓ ધ્રુજેરે. સતર૦ ૮
સાર સૂત્રનું સમઝી જિનની, પૂજા જે મન ધારેરે;
જસવિજય કહે તે ગિરૂઆ, તેહ તર્યા ને તારે રે. સતર૦ ૯

૩

પંચ મહાવ્રત તણિ રે ચારિ, ત્રિવિધ ત્રિવિધ જે ભાખી;
આણા ફ્રેટ નદી ઉતરતા, એહ છીંડી કિહાં રાખીરે.
કુમતિ ! એહ છીંડી કિહાં રાખીરે ? ૧
નદીય તણા જીવ ઘણું અજપો કારિં, કાં માથિં પગ મુંકો ?
મુગતિ મારગ રખવાલાં થઇને, ચોર થઇ કાં ચુકો રે ? કુ૦ ! ૨
એક ગુરૂ વંદન આણી હેતે, નદી પાપ આચરતા;
કર્મ વિશોધિને જન વિમલા, ફ્લ અંતર કુણ કરતા ? કુ૦ ! ૩

જીવહિંસાના થાન જાણી, જિન-પ્રતિમા ઉથાપી;
સંજમ કાજે નદીય તરતાં, કે ધરમી કે પાપી રે ? કુમતિ૦ ! ૪

બત્રીસ સૂત્રમાંહિ જિન-પ્રતિમા, સુર માનવ એ પૂજી;
ભવ્ય હુઇ તે કહો કિમપિં, તારી મત કાં સુંજી રે ? કુ૦ ! ૫

જિન જનમે સહુ સુરપતિ આવે, નીરે કલસ ભરાવે;
એઠ કોડી સાઠિ લખિં નવરાવે, કહો તે સું ફલ પાવેરે ?
કુમતિ૦ ! ૬

દયા દયા મુખ પર પોકારે, દયા મરમ નવી જાણે;
સકલ જંતુ જેણે સરણુ રાખ્યા, નદીય મહિર કાં નાણે રે ?
કુમતિ ! ૭

( જે પ્રતમાંથી આ સ્વાધ્યાય લીધી છે તે પ્રતમા બધી યશોવિજયજીની કૃતિઓ છે તેથી જો કે આમા છેવટે તેમના નામનો ઉલ્લેખ નથી તો પણ આ તેમનીજ કૃતિ લાગે છે. )

## સ્થાપના કલ્પ સ્વાધ્યાય

( હસ્તિનાપુર વર ભલું-એ પાંડવની સજઝાયની દેશી )

પૂરવ નવમથી ઉદ્ધરી, જિમ ભાખઇ શ્રી ભદ્રબાહુ રે;
થાપના કલ્પ અમ્હ કહું, તિમ સાંભલયો સહુ સાહુરે. ૧

તિમ સાંભલયો સહુ સાહૂ પરમગુરૂ,-વયણુડે મનિ દીજઈરે;
મનિ દીજઇ પરમગુરૂ-વયણુડે, તો શિવસુરલતાફલ લીજઇરે.
આંકણી

લાલ વરણ જેહ થાપના, માંહિ રેખા શ્યામ તે જોઇ રે;
આયુ જ્ઞાન બહુ સુર વદી, તેતો નીલકંઠ સમ હોઇ રે- ૨
તેતો નીલકંઠ

પીત વરણુ જેહ થાપના, માંહિ દીસઈ બિંદુ તે શ્વેતરે;
તેહ પખાલી પાઈઇ, સવિ રોગ-વિલયનો હેતરે. સવિ૦ ૩

શ્વેતવરણુ જેહ થાપના, માંહિ પીતબિંદુ તસ નીર રે,
નયન રોગ છાંટિં ટલઈ, પીતાં ટલઇ શૂલ શરીરરે. પીતાં૦ ૪

નીલવરણુ જેહ થાપના, માંહિ પીલા બિંદુ તે સારરે;
તેહ પખાલી પાઇઇ, હોઈ અહિ-વિષનો ઉત્તારરે. હોઈ૦ ૫

ટાલઈ રોગ વિસૂચિકા, ધૃત લાભ દીઈ ધૃત વન્નરે;
રક્ત વરણ પાસઇ રહ્યો, મોહઈ માનિનિ કેરાં મન્નરે. મોહઈ૦ ૬

શુદ્ધ શ્વેત જે થાપના, માંહિ દીસઇ રાતી રેખરે;
ડંક થકી વિષ ઉતરઇ, વલી સીઝઇ કાર્ય અશેષરે; વલી૦ ૭

અર્ધ્ધ રકત જે થાપના વલી અર્ધ્ધ પીત પરિપુષ્ટરે;
તેહ પખાલિ છાંટિઇ, હરઇ અક્ષિરોગ નઇ કુષ્ટરે. હરઇ. ૮

જંબૂ વરણુ જેહ થાપના, માંહિ સર્વ વર્ણના બિંદુરે;
સર્વ સિદ્ધિ તેહથી હોઇ, મોહઇ નરનારીના વૃંદરે. મોહઇ. ૯

જાતિ પુષ્પ સમ થાપના, સુત વંશ વધારઇ તેહરે;
મોર પિચ્છ સમ થાપના, વંછિત દિઈ નવિ સંદેહરે. વંછિત. ૧૦

સિદ્ધિ કરઈ ભય અપહરઈં, પારદ સમ બિંદુ તે શ્યામરે;
મૂષક સમ જેહ થાપના, તે ટાલઇં અહિવિષ ઠામરે. તે ટાલઈં ૧૧

એક આવર્ત્તઇં બલ દિઈ, ચિહું આવર્ત્તઇં સુખાભંગરે,
ત્રિહું આવર્ત્તઇં માન દિઇં, ચિહુ આવર્તઇંનહી રંગરે. ચિહું ૧૨

પંચ આવર્ત્તઇં ભય હરઇં, છહિં આવર્ત્તઈં દિઇ રોગરે;
સાત આવર્ત્તઇં સુખ કરઇં, વલિ ટાલઇં સઘલા સોગરે. વલિ ૧૩

વિષમાવર્ત્તઇં ફલ ભલું, સમ આવર્તઇં ફલ હીનરે;
ધર્મનાશ હોઇ છેદથી, ઈમ ભાખઇં તત્વ-પ્રવીન રે. ઇમ ૧૪

જેહ વસ્તુ થાપિઇં, દક્ષિણ આવર્ત્તઇં તેહરે;
તે અખૂટ સઘલું હોઇં, ઈમ જાણીજઇં ગુણગેહરે.
કહઇં વાચક જસ ગુણ ગેહરે. ૧૫

## તપાગચ્છાચાર્યની સજ્ઝાય

નિંદરડી વેરણ હુઈ એ દેશી

શ્રી વિજયધર્મસૂરીશ્વરજી×, ગચ્છપતિના હો ગુણગણ અભિરામ કે,
તપગચ્છપતિ વિરાજતા, રૂપે સુંદર હો જાણું નૃપ કામ કે, શ્રી ૧

તુમે ધર્મધુરંધર વીરના, શાસન માંહે કરૂણાના સિંધુ કે
દ્યો અમિય સમાણી દેશના, નિષ્કારણ ગુરૂ જગના બંધુ કે–શ્રી૦ ૨

એહુવા ગુરૂની ગોઠડી, થોડી પણ હો સવિ જનમનો સાર કે,
થોડું પણ ચંદન ભલું, શું કીજે હો બીજો કાઠનો ભાર કે,શ્રી૦ ૩

હેજ હૈયાનો ઉલ્લસે, જો બાઝે હો ગુણવંતશું ગોઠ કે
નહિ તો મનમાંહે રહે, નવિ આવે હો તસ વાત તે હોઠ કે–શ્રી૦ ૪

મર્યાદા ચરણ ગુણે ભર્યાં, મુજ મલિયા હો સૂરિરાજ સુરીંદ કે
મનના મનોરથ સહુ ફળ્યા,વળી ટળીયાહોદુઃખદોહગ દૂર કેશ્રી૦૫

દૂર રહ્યા કિમ જાણીએ, ગુણવંત હો નિજ ચિત્ત હજૂર કે
વાચકજસ કવિ ગુણ તણો,ઈમ સેવક હો લહે સુખ પંડુર કે–શ્રી૦ ૬

## સમકીત સુખલડીની સજ્ઝાય

ચાખો નર સમકીત સુખડલી, દુઃખ ભૂખડલી ભાજેરે,
ચાર સદ્દહણા લાડુ સેવઈયા, ત્રિણ લિંગ ફેણા છાજેરે–ચાખો ૧

× શ્રી વિજયધર્મસૂરીશ્વરજીને બદલે શ્રી વિજયદેવસુરીશ્વરજી–અથવા શ્રી વિજયપ્રભસુરીશ્વરજીનું નામ સભવે છે.

દશ વિનયના દહુઠા ? (દહીથરા) મીઠા, ત્રિણ શુદ્ધિ સખર સુહાળીરે
આઠ પ્રભાવક જતને રાખી, પણ દૂષણ તે ગાળીરે–ચા૦ ૨

ભૂષણ પાંચ જલેબી કુંપલી (કુમળી), છહ વિધ જયણા ખાજારે
લખણ પાંચ મનોહર ઘેબર, છ ઠાણુ ગુંદવડા તાજારે–ચા૦ ૩

છ આગાર નાગોરી પીંડા, છ ભાવના પણ પૂરીરે
સડસઠિ ભેદે નવ નવ વાની, સમકીત સુખડી રૂડીરે ચા૦ ૪

શ્રી જિનશાસન ચઉહટે દીઠી, સિદ્ધાંત થાલે સારીરે
એ ચાખે અજરામર હોવે મુનિ દરશમે પ્યારી રે–ચા૦ ૫

એ નિશ્ચે જીવ અણાહારી, સંતુષ્ટ પુદ્ગલ વીવહારી રે
વાચક જશ કહે આગમ માને (મા તે)વાત પ્રમાણે પ્રકાશીરે–ચા૦૬

## ગુણસ્થાનક સજ્જાય

[ દેશી–કડવા ફળ છે ક્રોધના. ]

હોયે મિથ્યાત્વ અભવ્યને, કાળ અનાદિ અનંતોરે;
તેહ અનાદિ શાંત છે, પ્રાણી ભવ્યને સંતોરે.
શ્રી જિનવચન વિચારીએ ૧

આવલી ષટ સાસાયણે, ચોથું અયર તે ભીસોરે;
મનુજભવાદિક સુરભવે, ઈમ ભાખે જગદીશોરે. શ્રી જિન૦ ૨

પૂરવ કોડી છે પાંચમો, તેરસું દેશથી ઉણોરે;
કાલ અવર ગુણ જાણવો; અંતર્મુહૂર્ત પ્રહુનોરે. શ્રી જિન૦ ૩

સાધુ છઠે અને સાતમે, મીલી રહે પૂરવ કોડીરે;
અધિક વધે હોય કેવલી, કઠીન કર્મદલ મોડીરે. શ્રી જિન૦ ૪

જે જેના વ્યવહારમાં, તેહને તેહ કહેવાયરે;
નિશ્ચયથી ગુણઠાણુએ. અંતર ગતિ પલટાયરે. શ્રી જિન૦ ૫

ઉચીત ક્રિયા અધિગમથકે, અછતો પણુ ગુણુ આવેરે;
છતો હોય તે થિર રહે, જો જિનવચન સુહાવેરે. શ્રી જિન૦ ૬

જે ગુરૂચરણુ ઉપાસતે, ઈમ ગુણુઠાણુ વિચારરે;
તે લહે **સુજશ** સંપદા, નિશ્ચય ને વ્યવહારરે. શ્રી જિન૦ ૭

## તુંબડાની સજઝાય

સાધુજીને તુંબડું વહોરાવીયુંજી. કરમે હલાહલ થાયરે;
વિપરીત આહાર વહોરાવીઓજી, વધાર્યો અનંત સંસારરે;
સાધુજીને તુંબડું વહોરાવીયુજી–એ આંકણી

આહાર લેઇ મુનિ પાછા વલ્યાજી, આવ્યા ગુરૂજીની પાસરે;
ભાત પાણી આલોવીયાજી, 'એ આહાર નહી તુજ લાગરે; સાધુ૦૨

નિરવદ્ય ઠામે જઇને પરઠવોજી, તુમે છો દયાના જાણરે;
બીજો આહાર આણી કરીજી, તુમે કરો નિરધારરે;' સાધુ૦ ૩

ગુરૂ–વચન શ્રવણે સુણીજી, પહોંચ્યા વન મોઝારરે;
એકજ બિંદુ તિહાં પરઠવ્યોજી, દીઠા દીઠા જીવના સંહારરે;સાધુ૪

જીવદયા મનમાં વસીજી, આવી કરૂણા સારરે;
માસખમણુને પારણેજી, પડીવજ્યાં શરણાં ચારરે; સાધુ૦૫

સંથારે બેસી મુની આહાર કર્યોજી, ઉપજી ઉપજી દાહ જવાળરે;
કાળ કરી સર્વાર્થસિધ્ધેજી પહોંચ્યા પહોંચ્યા સ્વર્ગ મોઝારરે;સાધુ૦૬

દુઃખણી દોભાગણી બ્રાહ્મણીજી, તુંબડા તણે અનુસારરે;
કાળ અનંતા તે ભમીજી, રૂલિ રૂલિ તિર્યંચ મોઝારરે; સાધુ૦ ૭

સાતે નરકે તે ભમીજી, પામી પામી મનુષ્યની દેહરે;
ચારિત્ર લઈ તપસ્યા કરીજી, બાંધ્યું નિયાણું તેહરે, સાધુ૦ ૮

દ્રુપદ રાજા ઘરે ઉપજીજી, પામી પામી યૌવન વેષરે;
પાંચ પાંડવે તે વરીજી, હુઈ હુઈ દ્રૌપદી એષરે; સાધુ૦ ૯

તે મનુષ્ય જન્મ પામી કરીજી, લેશે લેશે ચારિત્ર નિરધારરે;
કેવળ જ્ઞાન પામી કરીજી, જશ કહે જાશે જાશે મુક્તિ
મોઝારરે; સાધુ૦ ૧૦

## ચાર આહારની સજ્ઝાય.

### અથવા

### આહાર- અણાહારની સજ્ઝાય.

અરીહંત પદ ધ્યાતો થકો–એ દેશી.

સમરૂં ભગવતી ભારતી, પ્રણમી ગુરૂ ગુણવંતોરે.
સ્વાદિમ જેહ દુવિહારમાં, સૂઝે તે કહું કંતોરે. ૧

શ્રી જિનવચન વિચારીએ, કીજીએ ધર્મનિઃસંગોરે;
મત પચ્ચખાણ ન ખંડીએ, ધરીએ સંવર[1] રંગોરે. શ્રી જિન૦ ૨

પીંપર સુંઠ તીખા ભલા, હરડે જીરૂ તે સારરે;
જાવંત્રી–જાયફલ–એલચી, સ્વાદિમ ઇમ નીરધારરે; શ્રી જિન૦ ૩

૧ સુંદર.

કાઠ-કુલંજર-કુમઠા-ચણીકબાવા-કચૂરોરે;
મોથ ને કંટાસેલિયો, પોહોકર-મૂલ કપૂરોરે. શ્રી જિન૦ ૪

હીંગલા અષ્ટક-બાપચી, બૂકી-હિંગુ ત્રેવીસોરે,
અલવણ સંચલ સૂજતાં,[1] સંભારો નિસદિસોરે. શ્રી જિન૦ ૫

હરડાં-બેહડાં વખાણીયે, કાથો-પાન-સોપા[2]રીરે:
અજ-અજમોદ-અજમો ભલો, ખેરવડિ નિરધારોરે. શ્રી જિન૦ ૬

તજ ને તમાલ લવીંગસું, જેઠીમધ ગણો ભેલારે;
પાન વલી તુલસી તણાં, દુવિહારે લેજ્યો હેલારે. શ્રી જિન૦ ૭

મૂલ જવાસના જાણીએ, વાવડિંગ કસેલોરે;
પીપલીમૂલ જોઈ લીજીએ, રાખજ્યો વ્રત-વેલોરે. શ્રી જિન૦ ૮

આવલ ખેર ને ખેજડો, છાલી ધવાદિક જાણોરે;
કુસુમ સુગંધ સુવાસિયો, વાસી પૂનિતસ્યો[3] પાણીરે; શ્રી જિન૦ ૯

એહવા ભેદ અનેક છે, ખાદિમ નીતિ માંહિરે;
જીરૂ સ્વાદિમ કહ્યુ ભાષ્યમાં, ખાદીમમા બીજે ઠામેરે. શ્રી જિન૦ ૧૦

મધૂ ગોલ પ્રમુખ જે ગ્રંથમા, સ્વાદિમ જાતિમાં ભાખ્યોરે:
તે પણ તૃપ્તિને કારણે, આવરણાએ નવિ રાખ્યોરે; શ્રી જિન ૧૧

હવે અણાહાર તે વર્ણવું, જે ચૌવિહારમાં સૂજેરે;
લીંબ-પંચાંગ ગલો-કડું, જેહથી મતિ નવી મૂઝેરે; શ્રી જિન ૧૨

રાખ ધમાસો ને રોહણી, સુખડ ત્રીફલાં વખાણોરે;
કીરયાતો અતિવિષ એલીયો, રીંગણી પણ તિમ જાણોરે;
શ્રી જિન૦ ૧૩

૧ સુજાત ૨ સુપારીરે ૩ પૂનીતર્યો

આછી આસંધ-ચીતરો, ગૂગલ હરડાં દાલોરે;
બોણુ કહી અણહારમાં, વળી મજીઠ નિહાલોરે. શ્રી જિન૦ ૧૪

કણેરનાં મૂલ પુવાડીયા, બોલબીયો તે જાણોરે;
હલદર સૂઝે ચોવિહારમાં, વળી ઉપલેટ વખાણોરે. શ્રી જિન૦ ૧૫

ચોપચીની વજ જાણીએ, બોરડી મૂલ કંથેરીરે;
ગાય ગોમૂત્ર વખાણીયે, વલી કુંવાર અનેરીરે. શ્રી જિન૦ ૧૬

કંદરૂ વડકુડા ભલા, તે અણહારમાં કહીએરે;
એહવા ભેદ અનેક છે, પ્રવચનથી સવી લહીએરે. શ્રી જિન૦ ૧૭

વસ્તુ અનિષ્ટ ઇચ્છા વિના, તે મુખમાં ધરીજેરે;
ચાર આહારથી બહિરો, તે અણહાર કહિજેરે. શ્રી જિન૦ ૧૮

એહ જુગત શું જે લહી, વ્રત પચ્ચખાણ ન ખંડેરે.
તેહશું ગુણ-અનુરાગીણી, શિવ-લચ્છિ રતિ મંડેરે. શ્રી જિન૦ ૧૯

શ્રી નયવિજય સુગુરૂતણા, લેઈ પસાય ઉદારરે;
વાચક જસવિજય કહ્યો[1], એહ વિશેષ વિચારરે. શ્રી જિન૦ ૨૦

૧ વાચક જસ સિજ્ઝાય રચી, એ સેવક સુવિચારરે.
કોઇક પ્રતોમા નીચેની એક વધુ ગાથા મલે છે.

" તપગચ્છ-ગયણ-દિવાકરૂ, શ્રી પરવ (પ્રભ) સૂરિરાજયેરે;
એ સજ્ઝાય રચ્યો ભલો, ભવિયણને હિત કાજેરે. ૨૧ "

# શ્રી સંયમ શ્રેણિ વિચાર સજ્ઝાય

પ્રણમી શ્રી ગુરૂના ચરણામ્બુજ, સમરી સારદ માત,
સંયમ-શ્રેણી-વિચાર કહેશ્યૂ, સુણજો તે અવદાત;[1]
ભાવ ગંભીર ઘણા જે શ્રુતમાં, તે સુણતાં ભવિ પ્રાણી,
સદ્દહણા અનુમોદન ગુણથી, લહે મુગતિ પટરાણી. ૧
સર્વાકાશ પ્રદેશ થકી પણ, અનંત ગુણ અવિભાગ[2],
સર્વ જઘન્ય સયમ સ્થાનકમાં, દેખે શ્રી વીતરાગ;
બીજું ઠાણું[3] અનંતે ભાગે, હોય પ્રથમથી વૃદ્ધ,
અંગુલ ક્ષેત્ર અસંખ્ય ભાગ-ગત, અંસ સમાંને સિદ્ધ. ૨
તેતા થાનક કંડક કહીએ, બીજે કંડકે ઠાણી,
પહિલે વૃદ્ધિ અસંખ્ય ભાગની, ચરણ અંશની જાણી;
આગે કંડક માન અનતે, ભાગે વૃદ્ધિ કહીજે,
વલતું બીજું ઠાણુ અસંખ્યે, ભાગે વૃદ્ધિ લહીજે. ૩
ભાગ અનંત વૃદ્ધિ કંડક જે,[4] અંતરિ કડક માન,
એમ અસંખ્ય ભાગે જે વાધ્યા, તે કહે વરજ્ઞાન;
ચરમ અસખ્ય ભાગ કંડકથી, અનંતે ભાગે વૃદ્ધિ,
કંડક માત્ર ગએ અસંપ્રયાતે, ભાગે વૃદ્ધિ ઇક લદ્ધ. ૪
વલતું મૂલ થકી જે સંજમ, ઠાણુ સર્વ તે ભાખો,
ઠાણભાગ સંખ્યાતે વાધ્યું, બીજું મન માંહિ રાખો;

૧ અધિકાર ૨ ચારિત્ર પર્યાય ૩ ઠાણુ ૪ કંડકને

બીજી વૃદ્ધિ કહિ ઇમ કંડક, માણુ ઠાણુસ્યૂં પુરી.
ત્રીજી વૃદ્ધિ સંખ્યાત ભાગની, ધારો સંયમ ચૂરી,     ૫

થયાં થયાં તે થાનક અંતર, ચઉથી પંચમી છઠ્ઠી,
કંડક માણુઠાણુ થયે પૂરે, વુઢ્ઢિ જિણુવર દિઠી;
છેહલે કંડક પૂર્ણું થએ વલી, પંચ વૃદ્ધિનાં થાન,
મૂલ થકી કહિએ નહિ બીજું, પૂર્ણું થયાં ષટ્ સ્થાન.   ૬

ઉપરિ પણ* ષટ્ સ્થાનક ઓછેં,[1] અસંખ્ય લોકાકાશ,
અંસ પ્રમાણુ સમગ્ર[2] તે કહીએ, સંયમ-શ્રેણી પ્રકાશ;
એહમાંહી જે વરતે સંયત, વંદનીક તે હોઈ,
બીજો વંદનીક ભજનાએ, ભાષ્ય કલ્પનું જોઇ.     ૭

ઢાલ.

હવે ઠાણુ[3] પરૂવણા, કહું સુણજ્યો તુમ્હે શ્રોતા રે!
પ્રથમ નિરંતર માર્ગણા, મત ભૂલો તુમ્હે જોતા રે;
આગમ વચનમાં થિર રહો—આંચલી ૧

આદિ અસંખ્ય અંશ વૃદ્ધિથી, વૃદ્ધિ અનંત અંસ કેતાં રે;
હેઠે થાનક ઇમ પૂછતાં, કહીએ કંડક તેતા રે.   આગમ૦ ૨

ઉત્તર ઉત્તર વુઢ્ઢિના, ધુરથી હેઠલાં ઠાણો રે;
ઇમ નિરંતર માર્ગણાએ, કડક માત્ર તે જાણોરે. આગમ૦ ૩

*( કવિના સમયની પ્રતના હાસિયામા જણાવ્યુ છે કે: )
અનંત ભાગ વૃદ્ધિ, અસંખ્યાત ભાગ વૃદ્ધિ, સંખ્યાત ભાગ વૃદ્ધિ, સંખ્યાત ગુણ વૃદ્ધિ, અસંખ્યાત ગુણ વૃદ્ધિ, અનંત ગુણ વૃદ્ધિ એ ષટ્ સ્થાનક.

૧ ઓઠેં ૨ સમય, ૩ અહિઠાણ

અંશ સંખ્યાતે[1] જે વૃદ્ધિ છે, પહેલું થાનક તેહથીરે,
ભાગ અનંત વૃદ્ધિ કેતલાં, હેઠે થાનક કહો મુહથીરે. આગમ૦ ૪

×કંડક વર્ગ તે ભાખીએ, ઉપરે કંડક એકોરે;
એમ એકાન્તર માર્ગણા, આગલ પણ સુવિવેકોરે. આગમ૦ ૫

દ્વયંતરિતાદિક માર્ગણા, ઇમ નિજ બુદ્ધિ વિચારોરે;
પર્યવસાનની માર્ગણા, ષટ્ સ્થાનક થયે ધારોરે. આગમ૦ ૬

એહ સંયમ-શ્રેણી પડિવજે, કોઇ ઉપર કોઈ હેઠોરે;
હેઠલથી ચઢે જેહ તે, નિશ્ચય શિવ-ગૃહ પેઠોરે આગમ૦ ૭

ભરત ભૂપતિ જિમ કેવલી, ધુરથી સંયમ ફરસીરે;
ઉપરિ મધ્યમિ જે ચડિયો,[2] નિયમા હેઠિ ઉતરસીરે. આગમ૦ ૮

અંતર્મુહૂર્તની જાણવી, વુદ્ધિ ને વલી હાણીરે;
એહ પ્રરૂપણા ગુરૂ કહી, વૃદ્ધિ દુવારની જાણીરે. આગમ૦ ૯

ઢાલ.

મેં થુણિઓ રે પ્રભુ ! તું સુરપતિ યું થુણિઓ-એ દેશી.

પાયો પાયો રે, ભલે મેં જિન-શાસન પાયો. એ ટેક.

૧ અસંખ્યાતે. ૨ ચઢયો.

× एकांतर मार्गणायां कंडकवर्गः कंडकं च द्व्यंतरमार्गणायां कंडकवर्ग वर्गः कंडकवर्गः कंडकं च त्र्यंतर-मार्गणायां कंडक वर्गवर्गवर्गः कंडकवर्गवर्गः कंडकवर्गः कंडकं च चतुरंतरमार्गणायां कंडकवर्गवर्गवर्गवर्गः कंडकवर्गवर्गवर्गः कंडकवर्गवर्गः कंडकवर्गः कंडकं च. આ પાઠ નોંધ શ્રી યશોવિજયે ખુદ સ્વહસ્તે લખેલી મારી પાસેની એક પ્રતમાં છે. મો. દ. દે.

અલ્પ-બહુત્વ દુવારે સંયમ,-શ્રેણિ-વિચાર સુહાયો;
શોવાસંખ ગુણા ઉતક્રમથી,[1] થાનક ષટ્ એહ ન્યાયોરે.× ભલે૦ ૧

ઉત્તર ઉત્તર થકી અનંત, અસંખ ગુણહ વઢાયો;
તે કંડક સંમિત ગુણકારે, અધિક કંડક એક આયોરે. ભલે૦ ૧

જીવ પદ પ્રતિબદ્ધ માર્ગણા, તે પ્રકાર ન કહાયો;
દૃષ્ટિવાદ છે વિસ્તાર તેહનો, હવડાં નહિ સંપ્રદાયોરે. ભલે૦ ૩

મંદબુદ્ધિને સુક્ષ્મ વિચારે, ચિત્ત ન ચમકો થાયો;
ગીતારથ વચને રહેવું, સમકિત શુદ્ધ ઉપાયોરે. ભલે૦ ૪

વીતરાગ આણા સિંહાસન, પુણ્ય પ્રકૃતિનો પાયો;
વાચક જશવિજયે એ અર્થહ, ધર્મ ધ્યાનમાં ધ્યાયોરે. ભલે૦ ૫

પાયો પાયોરે ભલે મેં જિનશાસન પાયો

૧ ઉત્કૃષ્ટથી.

× અનંત ગુણ વૃદ્ધિ થકી અસંખ્યાત ગુણ વૃદ્ધિ ના થાનક અસંખ્યાત ગુણા જાણવા ઇમ ઊતરતાં ઊતરતાં જાવત અનંત ભાગ વૃદ્ધિ સુધી જાણવા. ( આમ કવિના સમયની પ્રતના હાસિયામાં જણાવેલ છે. )

# શ્રી યતિધર્મ બત્રીશી–સંજમ બત્રીશી.

( દોહા )

ભાવ-યતિ તેહને કહો, જિહાં દશવિધ યતિધર્મ;
કપટ ક્રિયામાં માહાલતા, મહીયા બાંધે કર્મ. ૧

લૌકિક લોકોત્તર ક્ષમા, દુવિધ કહી ભગવંત;
તેહમાં લોકોત્તર ક્ષમા, પ્રથમ ધર્મ એ તંત. ૨

વચન ધર્મ નામે કથ્યો, તેહના પણ બિહું ભેદ;
આગમ-વચણે જે ક્ષમા, પ્રથમ ભેદ અપખેદ, ૩

ધર્મ ક્ષમા નિજ સહેજથી, ચંદન-ગંધ પ્રકાર;
નિરતિચારપણે જાણીએ, પ્રથમ સૂક્ષ્મ અતિચાર. ૪

ઉપકારે અપકારથી, લૌકિક વળી વિભાગ;
બહુ અતિચાર ભરી ક્ષમા, નહિ સંજમને લાગ. ૫

બાર કષાય ક્ષય કરી, જે મુનિ-ધર્મ લહાય;
વચન ધર્મ નામે ક્ષમા, તે બહુ તિહાં કહાય. ૬

---

૧ खंती य मद्दवऽज्जव मुत्ती तव संजमे य वोद्धव्वे ।
सच्चं सोय आकिंचणं च बंभं च जइधम्मो ॥

–ક્ષાન્તિ–ક્ષમા, માર્દવ–મૃદુતા–કોમળતા, આર્જવ–ઋજુતા સરલતા, મુક્તિ–લોભત્યાગ, તપ, સંયમ, સત્ય, શૌચ–નિરતિચારતા, અકિંચનતા, અને બ્રહ્મચર્ય એ (દશ) યતિધર્મ છે–પ્રવચન સારોદ્ધાર ગાથા. ૫૫૪.

મદ્દવ, અજ્જવ, મુત્તિ, તવ, પંચ ભેદ ઇમ જાણુ;
તિહાં પણ ભાવ-નિયંઠને, ચરમ ભેદ પ્રમાણુ. ૭

ઇહ લોકાદિક કામના, વિણુ અણસણુ સુખ જોગ;
શુદ્ધ નિર્જરા ફલ કહ્યો, તપ શિવ સુખ સંજોગ. ૮

આશ્રવ દ્વારને રૂંધીએ, ઇંદ્રિય દંડ કષાય;
સત્તર ભેદ **સંજમ**[1] કહ્યો, એહજ મોક્ષ ઉપાય. ૯

**સત્ય** સૂત્ર અવિરૂદ્ધ જે, વચન વિવેક વિશુદ્ધ;
આલોયણ જલ શુદ્ધતા, **શૌચ** ધર્મ અવિરૂદ્ધ. ૧૦

ખગ ઉપાય મનમેં ધરો, ધર્મોપગરણ જેહ;
વરજીત ઉપધિ ન આદરે, ભાવ **અકિંચન** તેહ. ૧૧

શીલ વિષય મનવૃત્તિ જે, **બંભ** તેહ સુપવિત્ત;
હોય અનુત્તર દેવને, વિષય-ત્યાગનું ચિત્ત. ૧૨

એહ દશ વિધ યતિ-ધર્મ જે, આરાધે નિત્યમેવ;
મૂલ ઉત્તર ગુણ જતનથી. કીજે તેહની સેવ. ૧૩

અંતર-જતના વિણુ કિસ્યો, વામ ક્રિયાનો લાગ ?
કેવલ કંચુક પરિહરે, નિરવિષ ન હુવે નાગ. ૧૪

દોષરહિત આહાર લિયે, મનમાં ગારવ રાખ;
તે કેવલ આજીવિકા, સૂયગડાંગની સાખ. ૧૫

૧ પંચાસવા-વિરમણં પંચિંદિયનિગ્ગહો કસાયજઓ.
દંડત્તયસ્સ વિરઇ સત્તર સહા સંજમો હોઇ-ગાથા ૫૫૫

નામ ધરાવે ચરણનું, વગર ચરણ ગુણ ખાણ,
પાપ-શ્રમણ તે જાણીયે, ઉત્તરાધ્યયન પ્રમાણ.× ૧૬

શુદ્ધ ક્રિયા ન કરી શકે, તો તું શુદ્ધ ભાખ;
શુદ્ધ-પ્રરૂપક હુંએ કરી, જિન-શાસન-થિતિ રાખ. ૧૭

ઉસન્નો પણ કર્મ-રજ, ટાલે પાલે બોધ;
ચરણ કરણ અનુમોદતાં, ગચ્છાચારે[1] શોધ. ૧૮

હીણો પણ જ્ઞાને અધિક, સુંદર સુરુચિ વિશાલ;
અલ્પાગમ મુનિ નહિ ભલો, બોલે+ ઉપદેશમાલ.× ૧૯

જ્ઞાનવંત ને કેવલી, દ્રવ્યાદિક અહિનાણ;
બૃહત્ કલ્પ ભાષે વલી, સરખા ભાખ્યા જાણ. ૨૦

જ્ઞાનાદિક-ગુણ-મચ્છરી, કષ્ટ કરે તે ફોક;
ગ્રંથિ-ભેદ પણ તસ નહિ, ભૂલે ભોલા લોક. ૨૧

જોડયો હાર જવેહરી, જ્ઞાને જ્ઞાની તેમ;
હીણાધિક જાણે ચતુર, મૂરખ જાણે કેમ? ૨૨

આદર કીધે તેહને, ઉન્મારગ થિર હોય;
આદ્ય ક્રિયા મત રાચજો, પંચાશક અવલોય. ૨૩

જેહથી મારગ પામીયો, તેહની સામો થાય;
કૃતઘ્નિ[2] તે પાપીયો, નિશ્ચય નરકે જાય. ૨૪

સુંદર-બુદ્ધિપણે કથ્યો, સુંદર શ્રવણ થાય;
જ્ઞાનાદિક વચને કરી, મારગ ચાલ્યો જાય. ૨૫

× જુઓ તેનું ૧૭મું પાપશ્રમણીય અધ્યયન.
+ જુઓ તેની ગાથા ૪૧૨ થી ૪૧૫.
૧ જ્ઞાનાચારે ૨ પ્રત્યનીક.

જ્ઞાનાદિક વચને રહ્યા[1], સાધે જે શિવ પંથ;
આતમ-જ્ઞાને ઉજલો, તેહ ભાવ-નિર્ગ્રંથ. ૨૬

નિંદક નિશ્ચે નાટકી, બાહ્યરૂચિ મતિ-અંધ;
આતમ-જ્ઞાને[2] જે રમે, તેહને તો નહિ બંધ. ૨૭

આતમ-સાખે ધર્મ જે, તિહાં જનનું શું કામ ?
જન-મન-રંજન-ધર્મનું, મૂલ ન એક બદામ, ૨૮

જગમાં જન છે બહુ રૂચિ[3], રૂચિ નહિ કોએક;
નિજ હિત હોય તિમ કીજીયે, ગ્રહી પ્રતિજ્ઞા ટેક. ૨૯

દૂર રહીજે વિષયથી, કીજે શ્રુત અભ્યાસ;
સંગતિ કીજે સંતની, હુઈએ તેહના દાસ. ૩૦

સમતાસેં લય લાઇયે, ધરી અધ્યાતમ રંગ,
નિંદા તજીયે પરતણી, ભજીયે સંજમ ચંગ.[4] ૩૧

વાચક **જસવિજયે** કહી, એહ મુનિ-હિત વાત;
એહ ભાવ જે મુનિ[5] ધરે, તે પામે શિવ સાથ.[6] ૩૨

૧ શ્રદ્ધા ૨ આતમરામે ૩ સુખી ૪ અંગ ૫ મન ૬ સાત



# સમતા શતક.

॥ દોહા ॥

સમતા-ગંગા-મગનતા, ઉદાસીનતા જાત;
ચિદાનંદ જયવંત હો, કેવલ ભાનુ પ્રભાત. ૧
સકલ કલામેં સાર લય, રહો દુર સ્થિતિ એહ;
અકલ[1] યોગમેંભી સકલ, લય દે બ્રહ્મ વિદેહ. ૨
ચિદાનંદ-વિધુકી કલા, અમૃત-બીજ અનપાય[2];
જાનિ કેવલ અનુભવિ, કિનહિ કહી ન જાય. ૩
તોભી આશ્રવ-તાપકે, ઉપશમ-કારણુ-નિદાન;
બરષતહું તાકે બચન, અમૃત-બિંદુ અનુમાન ૪
ઉદાસીનતા પરિનયન, જ્ઞાન ધ્યાન રંગરોલ;
અષ્ટ અંગ મુનિયોગકો, એહી અમૃત નિચોલ. ૫
અનાસંગ મતિ વિષયમેં, રાગદ્વેષકો છેદ;
સહુજ ભાવમેં લીનતા, ઉદાસીનતા ભેદ. ૬
તાકો કારણુ અમમતા, તામેં મન વિશ્રામ;
કરે સાધુ **આનંદઘન**, હોવત આતમરામ. ૭
મમતા થિર-સુખ-શાકિની, નિર્મમતા સુખમૂલ;
મમતા શિવ-પ્રતિકૂલ હૈ, નિર્મમતા[3] અનુકૂલ. ૮
મમતા-વિષ-મૂર્છિત ભયે, અંતરંગ[4] ગુણુ-વૃંદ;
જાગે ભાવ-નિરાગતા, લગત અમૃતકે બુંદ; ૯

૧ સકલ ૨ નિપાય ૩ સમતા હૈ. ૪ અંગ અંગ.

પરિણુતિ–વિષય–વિરાગતા, ભવતરૂ–મૂલ–કુઠાર;
તા આગે કર્યું કરિ રહે?, મમતા–વેલિ–પ્રચાર. ૧૦
હાહા મોહકી વાસના, બુધકુ ભી પ્રતિકૂલ;
યા કેવલ શ્રુત–અંધતા, અહંકારકો મૂલ. ૧૧
મોહ–તિમિર મનમેં જગે, યાકે ઉદય અછેહ;
અંધકાર પરિણામ હે, શ્રુતકે નામેં તેહ. ૧૨
કરે મૂઢ મતિ પુરૂષકુ. શ્રુતભી મદ ભય રોષ;
જ્યું રોગીકે ખીર ઘૃત, સન્નિપાતકો પોષ. ૧૩
ટાલે દાહ તૃષા હરે, ગાલે મમતા–પંક;
લહરી ભાવ–વૈરાગકી, તાકું ભજો નિઃશંક. ૧૪
રાગ–ભુજંગમ–વિષહરન, ધારો મંત્ર વિવેક;
ભવ–વન–મૂલ–ઉચ્છેદકું, વિલસે યાકી ટેક. ૧૫
રવિ દૂજો તીજો નયન, અંતર–ભાવ–પ્રકાશ;[1]
કરો ધંધ સબ પરિહરી, એક વિવેક–અભ્યાસ. ૧૬
પ્રથમ પુષ્કરાવર્તકે, બરષત હરખ વિશાલ;
દ્વેષ હુતાશ બુઝાઇએ, ચિંતા–જાલ જ ટાલ. ૧૭
કિનકે વશ ભવવાસના, હોવે વેશ્યા ધૂત?
મુનિભી જિનકે વશ ભયે, હાવભાવ અવધૂત. ૧૮
જબલો[2] ભવકી વાસના, જાગે મોહ નિદાન;
તબલો[3] રૂચે ન લોકકું, નિર્મમ[4] ભાવ–પ્રધાન. ૧૯
વિષમ[5] તાપ ભવ–વાસના, ત્રિવિધ દોષકો જોર;
પ્રકટે યાકી પ્રબળતા, ક્વાથ કષાયેં ઘોર. ૨૦

૧ અંતર બાંઝિ પ્રકાશ ૨ જબલું, જ્યું લ્યું ૩ તબલું, ત્યું લ્યું ૪ નિર્મલ ૫ વિષય.

તાતેં દુષ્ટ કષાયકે, છેદે હિત નિજ ચિત્ત;
ધરો એહ શુભ ભાવના, સહજ ભાવમેં મિત્ત![1] ૨૧
સિદ્ધ ઔષધિ ઇક ક્ષમા. તાકો કરો પ્રયોગ;
જ્યું મિટિ જાયે મોહઘર, વિષમ ક્રોધ જ્વર રોગ. ૨૨
ચેતનકું કોમલ લલિત, ચિદાનંદમય દેહ;
સૂક ભૂક જુરજાત હે,[2] ક્રોધ લૂંકતે તેહ. ૨૩
ક્ષમા-સાર-ચંદન-રસે, સીંચો ચિત્ત પવિત્ત;
દયા-વેલ-મંડપ તલે, રહો લહો સુખ મિત્ત! ૨૪
યાકો ભાસે[3] શમ વધુ, ક્ષમા સહજમેં જોર;
ક્રોધ યોધ ક્યું કરી કરે, સો અપનો બલ સોર? ૨૫
હેત ખેદ-વર્જિત ક્ષમા, ખેદ-રહિત સુખરાજ;
ઇનમેં નહિ સંદેહ કછુ, કારન સરિખો કાજ. ૨૬
પર્વત ગર્વ શિખરે ચડ્યો, ગુરૂકું ભી લઘુ રૂપ;
કહે તિહાં અચરજ કિશ્યો?, કથન જ્ઞાન-અનુરૂપ. ૨૭
આઠ શિખર ગિરિરાજકે, ઠામેં વિમલાલોક;
તો પ્રકાશ સુખ ક્યું લહે?, વિષમ-માન-વશ લોક. ૨૮
માન મહીધર છેદ તું, કર મૃદુતા-પવિ-ઘાત;
જ્યું સુખ મારગ સરલતા, હોવે ચિત વિખ્યાત ૨૯
મૃદુતા કોમલ કમલથેં. વજ્ર-સાર અહંકાર;
છેદત હે ઇક પલકમેં, અચરિજ એહ અપાર, ૩૦
વિકસિત માયા-વેલિ ઘરિ, ભવ-અટવીકે બીચ;
સોવત હે નિત મૂઢ નર, નયન જ્ઞાનકે મીચ. ૩૧

૧ ચિત્ત ૨ સુરજાત હે, સુરજાત હ. ૩ ભાજે

કોમલતા બાહિર ધરત, કરત વક્ર ગતિ ચાર;
માયા સાપિણી જગ ડસે, ગ્રસે સકલ ગુણ સાર. ૩૨
તાકે નિગ્રહ કરનકૂં, કરો જ્યું[1] ચિત્ત વિચાર;
સમરો ઋજુતા જાંગુલી, પાઠસિદ્ધ નિરધાર; ૩૩
લોભ-મહાતરૂ શિર ચઢી, બઢી જ્યું તૃષ્ણા-વેલિ;
ખેદ-કુસુમ વિકસિત ભઇ, ફલે દુઃખઋતુ મેલી. ૩૪
આગર સબહી દોષકો, ગુન-ધનકો બડ ચોર;
વ્યસન-વેલિકો કંદ હે, લોભ-પાસ ચિહું ઓર. ૩૫
લોભ-મેઘ ઉન્નત ભયે, પાપ-પંક બહુ હોત;
ધર્મ-હંસ રતિ નહુ લહૈ, ચાહે ન જ્ઞાન ઉદ્યોત[2] ૩૬
કોઉ સ્વયંભુરમનકો, જે નર પાવે પાર;
સોભી લોભ-સમુદ્રકો, લહે ન મધ્ય પ્રચાર. ૩૭
મન-સંતોષ અગસ્તિકું, તાકે શોષ-નિમિત્ત,
નિતુ સેવો જિનિ સો કિયો, નિજ જલ અંજલિ મિત્ત! ૩૮
યા લાલચમેં તું ફીરે, ચિંતે તું ડમડોલ;
તા લાલચ મિટિ જાત ઘટ, પ્રકટે સુખ રંગરોલ. ૩૯
ધન માનત ગિરિ-મૃત્તિકા, ફિરત મૂઢ દુર્ધ્યાન;
અખય ખજાનો જ્ઞાનકો, લખે ન સુખ-નિદાન. ૪૦
હોત ન વિજય કષાયકો, બિન ઇદ્રિય વશ કીન;
તાતેં ઇંદ્રિય વશ કરે, સાધુ સહજ ગુણ-લીન. ૪૧
આપ કાજ પર સુખ હરે, ધરે ન કોસું પ્રીતિ;
ઇદ્રિય દુર્જન પરિ દહે, વહે ન ધર્મ ન નીતિ. ૪૨
અથવા દુર્જનથેં બુરે[3], ઇહ પરભવ દુઃખકાર
ઇન્દ્રિય; દુર્જન દેતુ હે, ઈહભવ દુઃખ ઇકવાર. ૪૩

૧ જો ૨ રહે ન માન ઉદ્યોત ૩ બુરે.

નયન ફરસ જનુ તનુ લગે, દહે દ્રષ્ટિ-વિષ સાપ;
તિનસુંભી પાપી વિષે, સુમરે કરે સંતાપ. ૪૪
ઇચ્છાચારી વિષયમેં, ફિરતે ઇન્દ્રિય-ગ્રામ;
વશ કીજે પગમેં ધરી, યંત્ર જ્ઞાન પરિણામ. ૪૫
ઉન્મારગગામી અબસ, ઇંદ્રિય ચપલ તુરંગ;
ખેંચી નરક-અરણ્યમેં, લેઈ જાય નિજ સંગ. ૪૬
જે નજીક હે શ્રમ રહિત, આપહીમેં સુખરાજ;
બાધત હૈ તાકું કરન, આપ અરથકે કાજ, ૪૭
અંતરંગ રિપુ કટક ભટ, સેનાની બલવંત;
ઈંદ્રિય ક્ષણમેં હરત હૈ, શ્રુત-બલ અતુલ અનંત. ૪૮
અનિયત ચંચલ કરણ હય, પદ પ્રવાહ રજપૂર;
આશા છાદક[1] કરતુ હૈં, તત્વદૃષ્ટિ-બલ દૂર. ૪૯
પંચબાણ ઇદ્રિય કરી, કામ સુભટ જગ જીતિ;
સબકે શીર પદ દેતુ હે, ગણે ન કોઉં ભીતિ. ૫૦
વીર[2] પંચ ઈદ્રિય લહી, કામ નૃપતિ બલવંત;
કરે ન સંખ્યા પૂરણી, સુભટ સેણીકો તંત. ૫૧
દુઃખ સબહિ સુખ વિષયકો, કર્મ વ્યાધિ પ્રતિકાર;
તાકું મન્મથ સુખ કહે, ધૂર્ત જગત દુઃખકાર. ૫૨
ઠગે કામકે સુખ ગિને, પાઇ વિષયકી ભીખ;
સહજ રાજ પાવત નહિ, લગી ન સદ્ગુરૂ-શીખ. ૫૩
અપ્રમાદ પવિ-દંડથેં, કરી મોહ ચકચુર;
જ્ઞાની આતમ-પદ લહેં, ચિદાનંદ ભરપૂર. ૫૪

૧ બાહક, છાહક ૨ તીર

જાકે રાજ વિચારમેં, અબલા એક પ્રધાન;
સો ચાહત હે જ્ઞાન જય, કૈસે કામ અયાન. ૫૫
ઔર ભ્રાંતિ મિટિ જાત હે, પ્રકટત જ્ઞાન-ઉદ્યોત;
જ્ઞાનીકું ભિ વિષય-ભ્રમ, દિશા મોહ સમ હોત. ૫૬
દાખે આપ વિલાસ કરિ, જૂઠેકું ભી સાચ;
ઇંદ્રજાલ પરેં કામિની, તાસું તૂં મત રાચ. ૫૭
હસિત ફુલ પલ્લવ અધર, કુચ ફલ કઠિન વિશાલ;
પ્રિયા દેખી મત રાચ તું, યા વિષવેલિ રસાલ. ૫૮
ચર્મ-મઢિત હે કામિની, ભાજન મૂત પૂરીખ;
કામ-કીટ-આકુલ સદા, પરિહર સુનિ ગુરૂ શીખ. ૫૯
વિષય તજે સો સબ તજે, પાતક દોષ વિતાન;
જલધિ તરત, નવિ કયું તરે, તટિની ગંગ સમાન? ૬૦
ચાટે નિજ લાલા મિલિત, શુષ્ક હાડ જ્યું શ્વાન;
તેસેં રાચે વિષયમેં, જડ નિજ રૂચિ અનુમાન. ૬૧
ભૂષન બહુત બનાવતેં, ચંદન ચરચત દેહ;
વંચત આપહી આપકું, જડ! ધરિ પુદ્ગલ-નેહ. ૬૨
દુર્દમનકે જય કિયે, ઇંદ્રિય જન-સુખ[1] હોત;
તાતેં મન-જય કરનકું, કરો વિચાર-ઉદ્યોત. ૬૩
વિષય-ગ્રામકી સીમમેં, ઇચ્છાચારી ચરંત;
જિન-આણા-અંકુશ ધરી,[2] મન-ગજ વશ કરો સંત. ૬૪
એક ભાવ-મન પૌનકો, જૂઠ કહે ગ્રંથકાર;
યાતેં પવનહિતેં અધિક, હોત ચિત્તકો ચાર. ૬૫
જામેં રાચે તાહિમેં, વિરચે કરિ ચિત્ત ચાર;

૧ જગ સુખ ૨ કરી

ઇષ્ટ અનિષ્ટ ન વિષયકો, યૂં નિશ્ચય નિરધાર. ૬૬
કેવલ તામેં કર્મકો, રાગ-દ્વેષતેં બંધ;
પરમેં નિજ અભિમાન ધરિ, કયા ફિરત? હો અંધ! ૬૭
જેસે લલના લલિતમેં, ભાવ ધરતુ હે સાર;
તેસે મૈત્રી પ્રમુખમેં, ચિત્ત ધરિ કરિ[1] સુવિચાર. ૬૮
બાહિર બહુરી[2] કહા ફિરે ?, આપહિમેં હિત દેખ[3];
મૃગ-તૃષ્ણા સમ વિષયકો, સુખ સબજાતિ ઉવેખ[4]. ૬૯
પ્રિય અપ્રિય વ્યવહાર નિજ, રૂચિરસ સાચો નાહિ;
અંગજ વલ્લભ સુત ભયો, યૂકાદિક નહિ કાહિ. ૭૦
હોવત સુખ નૃપ રંકકું, નોબત સુનત સમાન;
ઈક ભોગે ઇક નાહિ સો, બઢયો ચિત્ત અભિમાન. ૭૧
ભવકો સુખ સંકલ્પ ભવ, કૃત્રિમ જિસો કપૂર;
રંજત હે જન સુગધકું, વર્જિત જ્ઞાન-અંકુર. ૭૨
ગુન મમકાર ન વસ્તુકો, સો વાસના નિમિત્ત;
માને સુતમેં સુત અધિક; દોરત હે હિત[5] ચિત્ત. ૭૩
મન-કૃત મમતા જૂઠ હે, નહિ વસ્તુ-પરજાય;
નહિ તો વસ્તુ બિકાયથેં, કયું મમતા મિટિ જાય?. ૭૪
જન જનેકી રૂચિ ભિન્ન હે, ભોજન કૂર કપૂર;
ભોગવંતકું જો રૂચે, કરભ કરે સો દૂર ૭૫
કરભ હસે નૃપ ભોગકું, હસે કરભકું ભૂપ;
ઉદાસીનતા બિનું નહિ, દોનુંકું રતિ રૂપ. ૭૬
પરમેં રાચે પર રૂચિ, નિજ રૂચિ નિજ ગુણ માંહિ;
ખેલે પ્રભુ આનંદઘન, ધરિ સમતા ગલે[6] બાંહિ ૭૭

૧ કર ૨ બહુર ૩ દેખિ ૪ જાનિ ઉવેખિ ૫ તસ ૬ મમ ગલિ

માયા–મય જગકો કહ્યો, જહાં સબહિ વિસ્તાર;
જ્ઞાનીકું હોવત કહાં, તહાં શોકકો ચાર? ૭૮

શોચત નહિ અનિત્યમતિ, હોવત માલ મલાન;
ભાંડેભી શોચત ભગે, ધરત નિત્ય અભિમાન. ૭૯

કૂટ વાસના મઢિત[1] હૈ, આશા–તંતુ–વિતાન;
છેદે તાકું શુભમતિ, કર ધરિ બોધ–કૃપાન. ૮૦

જનની મોહ–અંધારકી, માયા–રજની કૂર;
જ્ઞાન–ભાનુ–આલોકતેં, તાકો કીજે દૂર. ૮૧

ઉદાસીનતા મગન હુઈ, અધ્યાતમ–રસ–કૂપ;
દેખે નહિ કછુ ઓર જબ,[2] તબ દેખે નિજરૂપ. ૮૨

આગે કરી નિઃસંગતા, સમતા સેવત જેહુ[3];
રમે પરમ આનંદ રસ, સત્ય–યોગમેં તેહુ. ૮૩

દંભહી જનિત અસંગતા, ઇહ ભવકે સુખ દેત;
દંભ રહિત નિઃસંગતા, કોન દૂર સુખ હેત[4]. ૮૪

મત હો સંગ નિવૃત્તકું, પ્રેમ પરમ ગતિ પાઈ;
તાકો સમતા–રંગ પુનિ, કિનહી કહ્યો ન જાય. ૮૫

તિસના વિદ્રુમ વલ્લિ ઘન વિષય ઘુમર બહુ જોર;
ભીમ ભયંકર ખેદ જલ, ભવસાગર ચિહું ઓર. ૮૬

ચાહે તાકો પાર તો, સજ કર સમતા નાઉ;
શીલ–અંગ દૃઢ પાટીએ, સહસ અઢાર બનાઉ. ૮૭

[5]કૂઆ–થંભ શુભ યોગ પરિ, બેઠે માલિમ જ્ઞાન;
અધ્યાતમ સઢ ખલેં ચલે, સંયમ પવન પ્રમાણ. ૮૮

---

૧ ગઢિત ૨ જન ૩ સમ સેવત હે જેહુ ૪ દેત ૫ ક્રિયા.

યોગી જબહુ[1] તપ કરે, ખાઈ જુરે તરૂપાત;
ઉદાસીનતા બિનુ ભસમ, હુતિમેં સોભિ જાત. ૮૯

છુટે ભવકે જાલથેં, જિનહિ તપ કરિ લોક;
સોભી મોહે કાહુકું, દેત જનમકો શોક. ૯૦

વિષય ઉપદ્રવ સબ મિટયો, હોવત સુખ સંતોષ;
તાતે વિષયાતીત હે, દેત શાંત રસ પોષ. ૯૧

બિનુ લાલચ બશ હોત હે, વસા[2] બાત યહ સાચ;
યાતે કરે નિરીહકે, આગે સમ-રતિ નાચ. ૯૨

દે પરીમલ સમતા લતા, વચન અગોચર સાર;
નિત્ય વૈરિભી[3] જિહાં વસે, લહતુ પ્રેમ મહકાર. ૯૩

સેના રાખસ મોહકી, જીપે સુખે પ્રબુદ્ધ;
બ્રહ્મ બાનિ ઈક[4] લેઇકે, સમતા અંતર શુદ્ધ. ૯૪

કવિ-મુખ-કલ્પિત અમૃતકે, રસમેં મુઝત કાંહિ?
ભજો એક સમતા સુધા, રતિ ધરિ શિવપદ માંહિ. ૯૫

યોગ ગ્રંથ જલનિધિ મથો, મન કરિ મેરૂ મથાન;
સમતા અમૃત પાઇકે, હો અનુભવ રસ જાન. ૯૬

ઉદાસીન મતિ પુરૂષ જો, સમતા નિધિ શુભ વેષ;
છોરત તાકું ક્રોધકી ધું, આપ કર્મ અશેષ. ૯૭

શુદ્ધ યોગ શ્રદ્ધાન ધરિ, નિત્ય કરમકો ત્યાગ;
પ્રથમ કરે જો મૂઢ સો, ઉભય ભ્રષ્ટ નિભાંગ. ૯૮

૧ જે બહુ ૨ બશા ૩ બહિરિભી ૪ બાત ૪ક.

ક્રિયા–મૂઢ જુઠી ક્રિયા, કરે ન થાપે જ્ઞાન;
ક્રિયા–ભ્રષ્ટ એક જ્ઞાન મતિ, છેદે ક્રિયા અજ્ઞાન.[1]    ૯૯

તે દોનુથે દૂરિ શિવ, જે નિજ બલ અનુસાર;
યોગ° રૂચિ મારગ ગહે, સો શિવ સાધનહાર.    ૧૦૦

નિવૃત્તિ લલનાકું સહજ, અચિરજકારી કોઉ ?
જો નર યાકું રૂચત હે, યાકું દેખે સોઉ.    ૧૦૧

મન પારદ મૂર્છિત ભયો, સમતા ઔષધિ આઈ;[2]
સહજ વેધ રસ પરમ ગુન, સોવન–સિદ્ધિ કમાઇ.    ૧૦૨

બહુત ગ્રંથ નય દેખિકે, મહા પુરૂષ કૃત સાર;
વિજયસિંહ સૂરિ કીઓ, **સમતા શતક** ઉદાર.[3]    ૧૦૩

ભાવત જાકું તત્વ મન, હો સમતા–રસ–લીન;
જ્યું પ્રગટે તુજ સહજ સુખ, અનુભવ–ગમ્ય અહીન.    ૧૦૪

કવિ **જશવિજય** સુશિખ એ, આપ આપકું દેત;
**સામ્ય–શતક** ઉદ્ધાર કરી, હેમવિજય મુનિ હેત.    ૧૦૫

૧ અયાન, અણ્પાન ૨ પાઇ ૩ સમતા શતકો હાર.

# સમાધિશતક.

( દૂહા )

સમરી ભગવતી ભારતી, પ્રણમી જિન જગ-બંધુ;
કેવળ આતમ-બોધકો, કરશું સરસ પ્રબંધ. ૧

કેવલ આતમ-બોધ હૈ, પરમારથ શિવ-પંથ;
તામેં જિનકું મગનતા, સોઇ ભાવ-નિર્ગ્રંથ. ૨

ભોગ જ્ઞાન જ્યું બાલકો, બાહ્ય જ્ઞાનકી દોર;
તરૂણ ભોગ અનુભવ જિસ્યો, મગન-ભાવ કછુ ઓર. ૩

આતમ-જ્ઞાને મગન જો, સો સબ પુદ્ગલ ખેલ;
ઈંદ્રજાલ કરિ લેખવે, મિલે ન તિહાં મન-મેલ. ૪

જ્ઞાન બિના વ્યવહારકો, કહા બનાવત નાચ?
રત્ન કહો કોઉ કાચકું, અંત કાચ સો કાચ. ૫

રાચે સાચે ધ્યાનમેં યાચે વિષય ન કોઇ;
નાચે માચે મુગતિ-રસ, 'આતમ-જ્ઞાની' સોઈ. ૬

બહિર અંતર પરમ એ, આતમ-પરિણુતિ તીન;
દેહાદિક આતમ-ભરમ, બહિરાતમ બહુ દીન. ૭

ચિત્તદોષ આતમ-ભરમ, અંતર આતમ ખેલ;
અતિ નિર્મલ પરમાતમા, નાહિ કર્મકો ભેલ. ૮

નરદેહાદિક દેખકે, આતમ-જ્ઞાને હીન;
ઇંદ્રિય બલ બહિરાતમા, અહંકાર મન[1] લીન. ૯

અલખ નિરંજન અકલ ગતિ, વ્યાપી રહ્યો શરીર;
[2] લખ સુજ્ઞાને આતમા, ખીર લીન જ્યું નીર. ૧૦

અરિ મિત્રાદિક કલ્પના, દેહાતમ અભિમાન;
નિજ પર તનુ સંબંધ મતિ, તાકો હોત નિદાન. ૧૧

દેહાદિક આતમ-ભ્રમેં, કલ્પે નિજ પર ભાવ;
આતમ-જ્ઞાની જગ લહે[3], કેવલ શુદ્ધ સ્વભાવ. ૧૨

સ્વ પર વિકલ્પે વાસના, હોત અવિદ્યારૂપ;
તાતેં બહુરી વિકલ્પમય[4], ભરમ-જાલ અંધકૂપ. ૧૩

પુત્રાદિકકી કલ્પના, દેહાતમ-ભ્રમ ભૂલ[5];
તાકું જડ સંપત્તિ કહે, હહા મોહ પ્રતિકૂલ. ૧૪

યા ભ્રમ-મતિ અબ છાંડિ દો, દેખો અંતર-દૃષ્ટિ;
મોહ-દૃષ્ટિ જો છોડિએ, પ્રગટે નિજ-ગુણ-સૃષ્ટિ. ૧૫

રૂપાદિકકો દેખવો,[6] કહન[7] કહાવન કૂટ;
ઇંદ્રિય યોગાદિક બલે, એ સબ લૂટાલૂટ. ૧૬

પરપદ આતમ દ્રવ્યકું, કહન સુનન કછુ નાંહિ;
ચિદાનંદ-ઘન ખેલહી, નિજપદ તો નિજ માંહિ. ૧૭

ગ્રહણ અયોગ્ય ગ્રહે નહિ, ગ્રહ્યો ન છોડે જેહ;
જાણે સર્વ સ્વભાવતેં,[8] સ્વપર-પ્રકાશક તેહ. ૧૮

૧ મતિ ૨ લખ લે (લખે) સો જ્ઞાનાતમા, ૩ લખે ૪ વિકલ્પ ઇમ ૫ મૂલ ૬ દેખનો ૭ કહઉ ૮ સ્વભાવને.

ચોકે ભ્રમ સીપમેં, જ્યું જડ કરે પ્રયાસ;
દેહાતમ-ભ્રમતેં ભયો, ત્યું તુજ કૂટ અભ્યાસ. ૧૯
મિટે રજત-ભ્રમ સીપમેં, જન-પ્રવૃતિ જિમ નાંહિ;
ન રમેં આતમ-ભ્રમ મિટે, ત્યું દેહાદિકમાંહિ. ૨૦

ફિરે અબોધે કંઠગત, ચામીકરકે ન્યાય;
જ્ઞાન-પ્રકાશે મુગતિ તુજ, સહજ સિદ્ધિ નિરૂપાય. ૨૧
યા બિન તૂં સૂતો, સદા, યોગે જાગે[1] જેણ;
રૂપ અતીંદ્રિય તુઝ તે[2], કહી શકે કહો કેણ? ૨૨

દેખે ભાખે ઓર કરે, જ્ઞાની સબહિ અચંભ;
વ્યવહારે વ્યવહારસ્યું, નિશ્ચયમેં થિર થંભ. ૨૩
જગ જાણે ઉન્મત્ત ઓ, ઓ જાણે જગ અંધ;
જ્ઞાનીકું જગમેં રહ્યો યું નહિ કોઈ સંબંધ. ૨૪

યા પર છાંહિ જ્ઞાનકી, વ્યવહારે જ્યું કહાઈ;
નિર્વિકલ્પ તુજ રૂપમેં, દ્વિધા ભાવ ન સુહાઇ. ૨૫
યું બહિરાતમ છાંડિકે, અંતર-આતમ હોઇ;
પરમાતમ મતિ[3] ભાવિએ, જિહાં વિકલ્પ ન કોઇ. ૨૬

સોમેં યા દ્રઢ વાસના, પરમાતમ પદ હેત;
ઈલિકા ભ્રમરી ધ્યાન ગતિ, જિન-મતિ જિન પદ દેત. ૨૭
ભારે ભય પદ સોઇ હે, જિહાં જડકો વિશ્વાસ;
જિનસૂં ઓ ડરતો ફિરે, સોઇ અભય પદ તાસ, ૨૮
ઇંદ્રિય-વૃત્તિ-નિરોધ કરી, જો ખિનુ ગલિત વિભાવ;
દેખે અંતર આતમા, સો પરમાતમ-ભાવ. ૨૯

૧ ભોગે, જાગ્યે ૨ તૂં છતે; તૂં સતે ૩ ગતિ.

દેહાદિકતેં ભિન્ન મેં, મોથેં ન્યારે તેહુ;
પરમાતમ-પથ-દીપિકા, શુદ્ધ ભાવના એહુ. ૩૦

ક્રિયા કષ્ટભી નહુ લહે, ભેદ-જ્ઞાન-સુખવંત;
યાબિન બહુવિધિ તપ કરે, તોભિ નહિ ભવઅંત. ૩૧
અભિનિવેશ પુદ્ગલ વિષય, જ્ઞાનીકું કહાં હોત?
ગુણકો ભી મદ મિટ ગયો, પ્રકટત સહજ ઉદ્યોત. ૩૨

ધર્મ ક્ષમાદિક ભી મિટે, પ્રકટત ધર્મ-સન્યાસ;
તો કલ્પિત ભવ-ભાવમેં, ક્યું નહિ હોત ઉદાસ? ૩૩
રજ્જુ અવિદ્યા-જનિત અહિ, મિટે રજ્જુકે જ્ઞાન;
આતમજ્ઞાને ત્યું મિટે, ભાવ-અબોધ નિદાન. ૩૪

ધર્મ અરૂપી દ્રવ્યકે, નહિ રૂપી પર હેત;
અપરમ ગુન રાચે નહીં, યું જ્ઞાની મતિ દેત. ૩૫
નૈગમ નયકી કલ્પના, અપરમ-ભાવ વિશેષ;
પરમ-ભાવમેં મગનતા, અતિ વિશુદ્ધ નયરેખ. ૩૬

રાગાદિક જબ પરિહરી, કરે સહજ ગુણ-ખોજ;
ઘટમેં ભી પ્રગટે તદા, ચિદાનંદકી મોજ. ૩૭
રાગાદિક પરિણામ-યુત, મનહિ અનંત સંસાર;
તેહિજ રાગાદિક રહિત, જાને પરમ પદ સાર. ૩૮

ભવ પ્રપંચ મન-જાલકી, બાજી જૂઠી મૂલ;
ચાર પાંચ દિન ખુશ લગે, અંત ધૂલકી ધૂલ. ૩૯
મોહ બાગુરી[1] જાલ મન, તામેં મૃગ મત હોઉ;
યામેં જે મુનિ નહિ પરે, તાકું અસુખ ન કોઉ. ૪૦

૧ વાગુરી, વાગરી ૨ ચિંતવે.

જબ નિજ મન સન્મુખ હુએ, ચિંતે[1] ન પર ગુણ દોષ;
તબ બહુરાઈ લગાઇએ, જ્ઞાન ધ્યાન રસ પોષ. ૪૧
અહંકાર પરસેં ધરત, ન લહે નિજ ગુણ ગંધ;
અહંજ્ઞાન નિજ ગુણ લગે, છૂટે પરહિ સંબંધ. ૪૨

અર્થ ત્રિલિંગી પદ લહે, સો નહિ આતમરૂપ;
તો પદ કરી કયું પાઇએ? અનુભવ-ગમ્ય સ્વરૂપ. ૪૩
[ દિસિ દાખી નવિ ડગ ભરે, નય પ્રમાણ પદ કોડિ;
સંગ ચલે શિવપુર લગેં, અનુભવ આતમ જોડિ.] ૪૪

આતમ-ગુણ અનુભવતણી, દેહાદિકતેં ભિન્ન;
ભૂલે વિભ્રમ-વાસના, જોરેં ફિરે ન ખિન્ન. ૪૫
દેખે સો ચેતન નહિ, ચેતન નાહિં દિખાય;
રોષ તોષ કિનસું કરે? આપહિ આપ બુઝાય. ૪૬

ત્યાગ ગ્રહણ બાહિર કરે, મૂઢ કુશલ અંતરંગ;[2]
બાહિર અંતર સિદ્ધકું, નહિ ત્યાગ અરૂ સંગ. ૪૭

આતમજ્ઞાને મન ધરે, વચન-કાય-રતિ છોડ;
તો પ્રકટે શુભ વાસના, ગુણ અનુભવકી જોડ. ૪૮
યોગારંભીકું અસુખ અંતર, બાહિર સુખ;
સિદ્ધ-યોગકું સુખ હે અંતર, બાહિર દુઃખ. ૪૯
સો કહીએ સો પૂછીએ, તામેં ધરિયે રંગ;
યાતેં મિટે અબોધતા, બોધરૂપ હુઇ[3] ચંગ. ૫૦
નહિ કછુ ઇંદ્રિય વિષયમેં, ચેતનકું હિતકાર;
તોભી જન તામેં રમેં, અંધો મોહ-અંધાર. ૫૧

૧ ચિંતવે ૨ અતિરંગ ૩ વ્હે

મૂઢાતમશું તે પ્રબલ, મોહે છાંડિ શુદ્ધિ;
જાગત હે મમતા ભરે, પુદ્‌ગલમેં નિજ બુદ્ધિ. ૫૨

તાકું બોધન-શ્રમ અફલ, જાકું નહિ શુભ યોગ;
આપ આપકું બૂઝવે, નિશ્ચય અનુભવ ભોગ[1]. ૫૩
પરકો કિસ્યો બુઝાવનો ? તૂં પર-ગ્રહણ ન લાગ;
ચાહે જેમેં બુઝનો; સો નહિ તુઝ ગુણ ભાગ. ૫૪

જબલોં પ્રાની નિજ મતેં, ગ્રહે વચન મન કાય;
તબલોં હિ સંસાર થિર, ભેદ-જ્ઞાન મિટિ જાય. ૫૫
સૂક્ષ્મ[2] ઘન જીરન નવે, જ્યું કપરે ત્યું દેહ;
તાતેં બુધ માને નહિ, અપની પરિણતિ તેહ. ૫૬

[ હાનિ વૃદ્ધિ ઉજવલ મલિન, જ્યું કપરે ત્યું દેહ;
તાતેં બુધ માનેં નહી, અપની પરિણતિ તેહ. ] ૫૭

જૈસે નાશ ન આપકો, હોત વસ્ત્રકો નાશ;
તૈસે તનુકે નાશતેં, ચેતન અચલ અનાશ ૫૮
જંગમ જગ થાવર પરે, જાકું ભાસે નિત્ત;
સો ચાખે સમતા-સુધા, અવર નહિ જડ-ચિત્ત. ૫૯
મુગતિ દૂર તાકૂં નહિ, જાકું સ્થિર સંતોષ;
દૂર મુગતિ તાકૂં સદા, જાકૂ અવિરતિ-પોષ; ૬૦
હોત વચન મન ચપલતા, જનકે સંગ નિમિત્ત;
જન-સંગી હોવે નહિ, તાતેં મુનિ જગ-મિત્ત. ૬૧
વાસ નગર વનકે વિષે, માને દુવિધ અબુદ્ધ,
આતમ-દર્શીકું વસતિ, કેવલ આતમ શુદ્ધ. ૬૨

૧ જોગ ૨ સુખમ, સુખિમ.

આપ ભાવના દેહમેં, દેહાંતર ગતિ હેત;
આપ-બુદ્ધિ જો આપમેં, સો 'વિદેહ' પદ દેત ૬૩
ભવિ શિવપદ દિઈ આપકું, આપહિ સન્મુખ હોઇ;
તાતેં ગુરૂ હે આતમા, અપનો ઓર ન કોઇ. ૬૪
સોવત હે નિજ ભાવમેં, જાગે તે વ્યવહાર;
સુતો આતમ-ભાવમેં, સદા સ્વરૂપાધાર[1] ૬૫
અંતર ચેતન દેખકે, બાહિર દેહ સ્વભાવ;
તાકે[2] અંતર-જ્ઞાનતેં, હોઈ અચલ દ્રઢ ભાવ. ૬૬

ભાસે આતમજ્ઞાન[3] ધુરિ, જગ ઉન્મત્ત સમાન;
આગે દ્રઢ અભ્યાસતેં, પથ્થર તૃણ અનુમાન.
ભિન્ન દેહતેં ભાવિયે, ત્યું આપહીમેં આપ;
જ્યું સ્વપ્નહીમેં નહિ હુએ, દેહાતમ-ભ્રમ-તાપ. ૬૮

પુણ્ય પાપ વ્રત અવ્રત, મુગતિ દોઉકે ત્યાગ;
અવ્રત પરે વ્રત ભી ત્યજે, તાતેં ધરિ શિવ-રાગ. ૬૯
પરમ-ભાવ-પ્રાપ્તિ લગે, વ્રત ધાર અવ્રત છોડિ;
પરમ-ભાવ-રતિ પાયકે, વ્રતભી ઇનમેં જોડિ. ૭૦

દહન સમે જ્યું તૃણ દહે, ત્યું વ્રત અવ્રત છેદિ;
ક્રિયા શકિત ઇનમેં નહિ, યા ગતિ નિશ્ચય ભેદ. ૭૧
વ્રત ગુણ ધારત અવ્રતિ, વ્રતિ જ્ઞાન ગુન દોઈ;
પરમાતમકે જ્ઞાનતેં, પરમ-આતમા હોઇ. ૭૨

લિંગ દેહ આશ્રિત રહે, ભવકો કારણ દેહ;
તાતેં ભવ છેદે નહિ, લિંગ-પક્ષ-રત જેહ. ૭૩

૧ સ્વરૂપ અધાર ૨ તાતેં ૩ આતમગુણ.

જાતિ દેહ આશ્રિત રહે, ભવકો કારણ દેહ;
તાતેં ભવ છેદે નહિ, જાતિ-પક્ષ-રત જેહ. ૭૪

જાતિ લિંગકે પક્ષમેં જિનકું હૈ દૃઢ-રાગ;
મોહ-જાલમેં સો પરે, ન લહે શિવ-સુખ ભાગ. ૭૫

લિંગ દ્રવ્ય ગુન આદરે, નિશ્ચય મુખ[1] વ્યવહાર;
બાહ્ય લિંગ હઠ નય મતિ, કરે મૂઢ અવિચાર. ૭૬

ભાવ લિંગ જાતેં ભયે, સિદ્ધા પનરસ ભેદ;
તાતેં આતમકું નહિ, લિંગ ન જાતિ ન વેદ. ૭૭

પંગુ દૃષ્ટિ જ્યું અંધમેં, દૃષ્ટિ-ભેદ નહુ દેત;
આતમ-દૃષ્ટિ શરીરમેં, ત્યું ન ધરે ગુન હેત. ૭૮

સ્વપ્ન વિકલતાદિક દશા, ભ્રમ માને વ્યવહાર;
નિશ્ચય નયમેં દોષ-ક્ષય, વિના સદા ભ્રમચાર. ૭૯

છૂટે નહિ બહિરાતમા, જાગતભી પઢિ ગ્રંથ;
છૂટે ભવથેં અનુભવી, સુપન-વિકલ નિર્ગ્રંથ. ૮૦

પઢિ પાર કહાં પાવનો ?, મિટયો ન મનકો ચાર;
જ્યું કોલ્હુકે બેલકૂં, ઘરહી કોસ હજાર. ૮૧

જિહાં બુદ્ધિ થિર પુરૂષકી, તિહાં રૂચિ તિહાં મન લીન;
આતમ-મતિ આતમ-રૂચિ, કાહુ કૌન આધીન ? ૮૨

સેવત પરમ પરમાતમા, લહે ભવિક તસ રૂપ;
બતિયાં સેવત જ્યોતિકું, હોવત જ્યોતિ-સરૂપ ૮૩

આપ આપમેં સ્થિત હુએ,[2] તરૂથેં અગ્નિ-ઉદ્યોત;
સેવત આપહિ આપકું, ત્યું પરમાતમ હોત. ૮૪

૧ સુખ ૨ આપહિ આપ મથન હુઈ.

ચાહિ પરમ પદ ભાવિયે, વચન અગોચર સાર;
સહજ જ્યોતિ તો પાઈયે, ફિર નહિ ભવ-અવતાર. ૮૫
જ્ઞાનીકું દુઃખ કછુ નહિ, સહજ સિદ્ધ નિર્વાણ;
સુખ પ્રકાશ અનુભવ ભએ, સબહિ ઠોર કલ્યાણ. ૮૬
સુપન-દૃષ્ટિ સુખ-નાશતેં, જ્યું દુઃખ ન લહે લોક;
જાગર દૃષ્ટ વિનષ્ટમેં, ત્યું બુધકું નહિ શોક. ૮૭
સુખ શાવિત દુઃખ પાયકે, ક્ષય પાવે જગજ્ઞાન
ન રહે સો બહુ તાપમેં, કોમલ ફૂલ સમાન. ૮૮
દુઃખ-પરિતાપેં નવિ ગલે, દુઃખ-ભાવિત મુનિ-જ્ઞાન;
વજ્ર ગલે નવિ દહનમેં, કંચનકે અનુમાન, ૮૯
તાતેં દુઃખસું ભાવિએ, આપ શકિત અનુસાર;
તો દૃઢતર હુઇ ઉલ્લસે, જ્ઞાન ચરણ આચાર[1] ૯૦
રનમેં લરતે સુભટ જ્યું, ગિને ન બાન-પ્રહાર;
પ્રભુ-રંજનકે હેત ત્યું, જ્ઞાની અસુખ-પ્રચાર. ૯૧
વ્યાપારી વ્યાપારમેં, સુખ કરિ માને દુંખ;
ક્રિયા-કષ્ટ સુખમેં ગિને, ત્યું વંછિત મુનિ-મુખ્ય.[2] ૯૨
ક્રિયા યોગ અભ્યાસ હે, ફલ હે જ્ઞાન અબંધ;
દોનુંકું જ્ઞાની ભજે, એક-મતિ મતિ-અંધ[3] ૯૩
ઇચ્છા શાસ્ત્ર સમર્થતા, ત્રિવિધ યોગ હે સાર;
ઇચ્છા નિજ શકતેં કરી, વિકલ યોગ વ્યવહાર. ૯૪
શાસ્ત્ર-યોગ ગુન-ઠાણકો, પૂરન વિધિ આચાર;
પદ અતીત અનુભવ કહ્યો, યોગ તૃતીય વિચાર. ૯૫

૧ આધાર ૨ મુનિ સુખ ૩ તે અંધ.

રહે યથા બલ યોગમેં, ગ્રહે સકલ નય સાર;
ભાવ-જૈનતા સો લહે, વહે[1] ન મિથ્યાચાર. ૯૬

મારગ-અનુસારી ક્રિયા, છેદે સો મતિહીન;
કપટ-ક્રિયા-બલ જગ ઠગે, સોભી ભવજલ-મીન. ૯૭

નિજ નિજ મતમેં લરિ પરે, નયવાદી બહુ રંગ;
ઉદાસીનતા પરિણમે, જ્ઞાનીકું સરવંગ. ૯૮

દોઉ લરે તિહાં ઈક પરે, દેખનમેં દુઃખ નાંહિ;
ઉદાસીનતા સુખ-સદન, પર પ્રવૃત્તિ દુઃખ છાંહિ. ૯૯

ઉદાસીનતા સરલતા, સમતારસફલ ચાખ;
પર-પેખનમેં[2] મત પરે, નિજ ગુણ નિજમેં રાખ. ૧૦૦

ઉદાસીનના જ્ઞાન-ફલ, પર-પ્રવૃત્તિ હે મોહ;
શુભ જાનો સો આદરો, ઉદિત[3] વિવેક-પ્રરોહ. ૧૦૧

દોધક શતકેં ઉદ્ધર્યું, **તંત્ર સમાધિ** વિચાર;
ધરો એહ બુધ! કંઠમેં, ભાવ-રતનકો હાર ૧૦૨

જ્ઞાન વિમાન ચારિત્ર પવિ, નંદન સહજ-સમાધિ;
મુનિ સુરપતિ સમતા શચી, રંગે રમે અગાધિ. ૧૦૩

કવિ **જશવિજયે** એ રચ્યો, દોધક શતક-પ્રમાણ;
એહ ભાવ જો મન ધરે, સો પાવે કલ્યાણ. ૧૦૪

**ઇતિ શ્રી સમાધિતંત્ર દોધક સંપૂર્ણ :**

૧ ચહે ૨ પરકથનીમેં ૩ ઉચિત.

[ આ શતકમા ૪૪ અને ૫૭ નંબરનો કૌંસમાં એક એક દૂહો મૂકેલ છે તે મુંબઈ ગોડી પાર્શ્વનાથના ઉપાશ્રયના ભંડારની ૭ પત્રની પ્રત નં. ૯૭૭ માથી લીધેલ છે.

# શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી કૃત
# સમુદ્ર-વહાણ સંવાદ.
[ સં. ૧૭૧૭માં ઘોઘા બંદરમાં રચેલો ]

## દુહા

શ્રી નવખંડ અખંડ ગુણ, નમી પાસ ભગવન્ત;
કરસ્યૂં કૌતક કારણે, વાહણ-સમુદ્ર વૃત્તાંત. ૧
એહમાં વાહણ સમુદ્રનાં, વાદ-વચન-વિસ્તાર,
સાંભળતાં મન ઉલ્લસે, જિમ વસંત સહકાર. ૨
મોટા નાના સાભળો, મત કોઇ કરો ગુમાન;
ગર્વ કર્યો રયણાયરે, ટાળ્યો વાહણે નિદાન, ૩
વાદ હુઓ કિમ એહને. માંહો માંહે અપાર;
સાવધાન થઇ સાંભળો, તે સવિ કહું વિચાર. ૪

## ઢાલ ૧.

રાગની;-થાહરાં મોહલાં ઉપર મેહ ઝરોખે વીજળી રે કે વીજળી એ દેશી.

શ્રી નવખંડ જિનેશ્વર, કેસર કુસુમસ્યૂ રે, કે કેસર કુસુમસ્યૂં રે.
મંગલ કારણ પૂજિએ, પ્રણમી પ્રેમસ્યૂં રે, કે પ્રણમી પ્રેમસ્યૂં રે

પ્રભુ પાય લાગી માગી, શકુન વધામણાંરે કે શકુન૦
વ્યવહારિ શ્રી પાસના, લેતા ભામણાંરે કે લેતા૦ ૧

શ્રીફલ પ્રમુખે વધાવી, રયણાયર ઘણાંરે કે રયણાયર૦
વહાણ હકારીને ચાલિયા, તે સવી આપણારે કે તે સવિ૦
પદ્મમિનિ દિએ આસીસ, કહે 'વહિલા આવજોરે' કે વહિલા૦
હીર ચીર પટફૂલ, કયાણાં લાવજોરે કે કયાણાં૦ ૨

પવન વેગ હવે ચાલ્યાં, વહાણ સમુદ્રમાંરે કે વહાણ૦
સઢ તાણ્યા શ્રી કેરા, ડેરા તેગમાંરે કે ડેરા૦
તૂરહિ વાજે ગાજે, મણિ-રૂચિ વિજલીરે કે મણિ૦
માનુ કે અંબર ડંબર, મેઘ-ઘટા મલિરે કે મેઘ૦ ૩

કે પર્વત પંખાલા, કે પુર ચાલતારે કે પુર૦
ઉદધિકુમાર વિમાન, કે જલમાંહિ માલતારે કે જલ૦
કે ગ્રહ-મંડલ ઉતર્યા, થોક મિલી સહૂરે કે થોક૦
ઈમ તે દેખી શકે, અંબરે સુર બહૂરે કે અંબરે૦ ૪

આટુએ જલ અવગાહતાં, ચાલ્યાં તે જલેરે કે ચાલ્યાં૦
સાહી દિએ જિમ સજ્જન, તિમ બેહુ મિલેરે કે તિમ૦
કરતરંગ વિસ્તારી, સાયર તે મલિરે કે સાયર૦
જાલ પ્રવાલ છલે હુઓ, રોમાંચિત વલીરે કે રોમાં૦ ૫

ભર મધ્યે તે આવ્યાં, જિહાં જલ ઉચ્છલેરે કે જિહાં૦
સાયર માંહિ ન માયે, ગર્વ તિણું બલેરે કે ગર્વ૦
ગાજે ભાજે નાચતો, અંગ તરંગસ્યૂંરે કે અંગ૦
મતવાલો કરે ચાલો, નિજ મન રંગસ્યુંરે કે નિજ૦ ૬

ગર્વે જાણે મુઝ સમ, જગમાં કો નહિરે કે જગમાં૦
ગર્વે ચઢાવે પર્વત, જનને કરગ્રહીરે કે જનને૦
ગર્વે નિજગુણ બોલે, ન સુણે પર-કહ્યોરે કે ન સુણે૦
રસ નવિ દિએ તે નારી, કુચ જિમ નિજ ગ્રહ્યોરે કે કુચ૦ ૭

એ અસમંજસ દેખી, દૃષ્ટિં આકરૂંરે કે દૃષ્ટિ૦
એક વાહણુ ન રહી સકયું, બોલ્યું તે ખરૂંરે કે બોલ્યું૦
મુખ નવિ રાખે ભાખે, સાચું વાગીઆરે કે સાચું૦
રાજકાજ નિર્વાહે, તે નવિ હાજિયારે કે તે નવિ૦ ૮

'દરિયા ! તુમે છો ભરિયા, નવિ તરિયા કુણેરે ? કે નવિ૦
તુમે કોઈથી નવી ડરિયા, પરવરિયા ગુણેરે કે પર૦
તો પિણ ગુણ-મદ કરવો, તુમને નવી ઘટેરે કે તુમને૦
વુઠાની વાત કહેસ્યે, ખટાઉ જે અટેરે કે ખટાઉ૦ ૯

જે નિજ ગુણ-સ્તુતિ સાભલિ, શિર નીચું ધરેરે કે શિર૦
તસ ગુણ જાયે ઉંચા, સુરવરને ઘરેરે કે સુર૦
જે નિજ ગુણ મુખિ બોલે, ઉંચી કરી કંધરારે કે ઉંચી૦
તસ ગુણ નીચા પેસે, બેસે તલે ધરારે કે બેસે તલે૦' ૧૦

## દુહા.

એહ વચન સાયર સુણી, બોલે હલુઆ બોલ;
'સી તુજને ચીંતા પડી ?, જાનું નિગુણ નિટોલ. ૧

આપકાજ વિણ જે કરે, મુખરી પરની તાતિ;
પર અવગુણ વ્યસને હુએ, તે દુખિયા દિનરાતિ.' ૨

વાહણુ કહે 'સાયર! સુણો, જે જગ ચતુર સુજાતિ;
તે દાખે હિત–સીખડી, તે મત જાણે તાતિ. ૩

જો પણિ પરની દ્રાખ ખર, ચરતાં હાણિ ન કોય;
અસમંજસ દેખી કરી, તો પિણુ મનિ દુઃખ હોય. ૪

## ઢાળ ૨.

સૂરતી મહિનાની; યા ભમરગીતાની દેશી, અથવા વિજય કરી ધરી આવિયા, બંદિ કરે જયકાર–એ દેશી.

સિંધુ કહે 'હવે સિંધુર, બંધુર નાદ વિનોદ,
ઘટતો રે ગર્વ કરૂં છું પામું છું ચિત્તિ પ્રમોદ;
મોટાઈ રે માહરી, સારે જગત પ્રસિદ્ધ,
સિદ્ધ અમર વિદ્યાધર, મુજ ગુણ ગાઈ સમૃદ્ધિ. ૧

રજત સુવર્ણના આગર, મુજ છે અંતરદ્વીપ,
દીપ જિહાં બહુ ઔષધિ જિમ રજની મુખ દીપ;
જિહાં દેખી નરનારી, સારી વિવિધ પ્રકાર,
જાણીએ જગ સવી જોઇઉં, કૌતુકનો નહિ પાર. ૨

તાજીરે મુજ વનરાજિ, જિહાં છે તાલ તમાલ,
જાતિફલ દલ કોમલ, લલિત લવિંગ રસાલ;
પૂગી શ્રીફલ એલા, ભેલા નાગ પૂનાગ,
સેવા જેહવા જોઇયે, તેહવા મુજ મધ્ય ભાગ. ૩

ચંપક કેતકી માલતિ, આલતિ પરિમલ વૃંદ,
બકુલ મુકુલ વલિ અલિકુલ, મુખર સફર મચકુંદ;

દમણો મરૂઓ મોગરો, પાડલ ને અરવિંદ,
કુંદ જાતિ મુજ ઉપવને, દિએ જનને આનંદ. ૪

મુજ એક શરણે રાતા, રાતી વિદ્રુમ વેલિ,
દાખી રાખી તેહમાં, મેં સાચી[1] મોહણ વેલિ;
જપ માલા જપકારણે, તસ ફલ મુનિવર લિંત,
વનિતા અધરની ઉપમા તે પુણ્યે લાભંત.[2] ૫

નવગ્રહ જેણેરે બલે, બાંધ્યા ખાટને પાય,
લોકપાલ જસ કિંકર, જેણે જિત્યો સુરરાય;
કિઓરે ત્રિલોકી કંટક, રાવણ લંકા-રાજ,
મુજ પસાયે તેણે કંચન, ગઢમઢ મંદિર સાજ. ૬

પક્ષ લક્ષ જબ તક્ષતો, પર્વત ઉપરિ ધાઇ,
કોપાટોપ કરી[3] ઘણો, વજ્ર લેઇ સુરરાય;
તડફડિ પડિયા રે તે સવિ, એક ગ્રહે મુજ પક્ષ,
તબ મેનાક રહિઓ, તે સુખિઓ અક્ષતપક્ષ. ૭

જગ સચરાચર જસ તનુ, માયા પીલે ચીર,
તે લક્ષ્મીનારાયણ, ગોવર્દ્ધન-ધરધીર;
મુજમાંહે પોઢ્યા હેજે, સેજ કરી અહિરાજ,
હોડ કરે કુણ માહરી?, હું તિહુઅણ-સિરતાજ. ૮

વાહણ! પાહણ પણિ મુજથી, ભારે તૂં કહેવાય,
હલુઓ પવન ઝકોલે, ડોલે ગડથલાં ખાય;
તો હલુઆ તુઝ બોલડા, હલુઓ છે તુજ પેટ,
મુજ મોટાઈ ન જાણે, તાણે નિજ મતિ નેટ. ૯

૧ શુચિ, ૨ તેજત ૩ ધરી.

ગિરૂયાના ગુણ જાણે, જે હૂઇ ગિરૂઆ લોક,
હલુઆને મનિ તેહના, ગુણ સવી લાગે ફોક;
વાંઝિ ન જાણેરે વેદના, જે હુઈ પ્રસવતાં પુત્ર,
મૂઢ ન જાણે પરિશ્રમ, જે હુઇ ભણતાં સૂત્ર.' ૧૦

## દુહા

સાયર જબ ઇમ કહિ રહ્યો, વાહણ વદે તબ વાચ;
'મા આગલિ મોસાલનૂં, એ સવિ વર્ણન સાચ. ૧
વાણીને જિમ ગ્રંથગતિ, સુર-થિતિ હરિને જિમ;
કાંઇ અજાણી મુજ નહી, તુઝ મોટાઈ તેમ. ૨
વિસ્તારૂં છું ગુણ અમ્હે, ઢાકું છું તુઝ દોષ;
તો એવડું। શ્યું ફૂલવું ?, સ્યો કરવો કંઠ-સોષ ? ૩
મેલો પિણ મૃગ ચંદલે, જિમ કીજે સુપ્રકાશ;
તિમ અવગુણના ગુણ કરે, સજ્જનનો સહવાસ. ૪
ગુણ કરતાં અવગુણ કરે, તેતો દુર્જન કૂર;
નાલિકેર-જલ મરણ દિયે, જો ભેલિયે કપૂર. ૫
હિત કરતાં જાણે અહિત, તે છાંડીજે દૂર;
જિમ રવિ ઊગ્યો તમ હરે, ઘૂક-નયન તમ-પૂર. ૬

## ઢાળ ૩.

મરકલડાની-દેશી.

હલુઆ પિણ અમ્હે તારૂજી,  સાયર ! સાંભલો,
બહુ જનને પાર ઉતારૂજી  સાયર ! સાંભલો,

સ્યું કિજે તુહ્મ મોટાઇજી ? સાયર !૦
જે બોલે લોગ લોગાઈજી. સાયર !૦

તુહ્મે નામ ધરાવો છો મોટાજી; સાયર !૦
પણિ કામની વેલાંઇ ખોટાજી; સાયર !૦
તુહ્મે કેવલ જાણ્યું વાધ્યાજી, સાયર !૦
નવિ જાણ્યું પરહિત સાધ્યાજી. સાયર !૦

તુ મોટાઈ મત રાચોજી, સાયર !૦
હીરો નાનો પણિ હોઈ જાચોજી; સાયર !૦
વાધે ઊકરડો ઘણુ માટોજી, સાયર !૦
તિહાં જઈએ લેઇ લોટોજી. સાયર !૦

અંધારૂ મોટું નાસેજી, સાયર !૦
જો નાન્હો દીપ પ્રકાશેજી; સાયર !૦
આકાશ મોટો પિણ કાલોજી, સાયર !૦
નાન્હો ચંદ્ર કરે અજુઆલોજી. સાયર !૦

આંખિ મોટી અંધનેં ફિકીજી, સાયર !૦
તિહાં તેજવંત તે નાન્હી કીકીજી; સાયર !૦
નાની ચિત્રાવેલિ વિરાજેજી, સાયર !૦
મોટો એરંડો નવિ છાજેજી. સાયર !૦

નાનો પંચજન્ય હરિ પૂજેજી, સાયર !૦
તસ નાદે ત્રિભુવન ધ્રુજેજી; સાયર !૦
નાન્હો સિંહ મહાગજ મારેજી, સાયર !૦
નાનૂં વજ્ર તે શૈલ વિદારેજી. સાયર !૦

નાન્હી ઓષધિ જો હોઇ પાસેજી, સાયર !૦
તો ભૂત પ્રેત સવિ નાસેજી; સાયર !૦
નાન્હે અક્ષરે ગ્રંથ લિખાએજી, સાયર !૦
તેહનો અર્થ તે મોટો થાએજી. સાયર !૦ ૭

મોટા નાન્હાનો સ્યો વહરોજી? સાયર !૦
ઈહાં સાર અસારનો વહરોજી; સાયર !૦
તુહ્મે મોટાઇ નાંખી ઢોલીજી, સાયર !૦
નિજ મુખે નિજ ગુણ રસ ઘોલીજી[1]. સાયર !૦ ૮

તુમે રાવણનું બલ પોષ્યુંજી, સાયર !૦
પિણ નીતિશાસ્ત્ર નવિ ગોખ્યુંજી; સાયર !૦
ચોર-સંગી તુહ્મને જાણીજી, સાયર !૦
રામચંદ્રે બાંધ્યા તાણીજી. સાયર !૦ ૯

વન દ્વીપાદિકની સોહાજી, સાયર !૦
એ ભૂમિના ગુણ-સંદોહાજી; સાયર !૦
તે દેખી મદ મત વહિયોજી[2], સાયર !૦
મદ છાંડિને છાના રહયોજી[3]. સાયર !૦" ૧૦

દૂહા

એહ વચન શ્રવણે સુણી, પામ્યો સાયર ખેદ;
કહે 'તુજસ્યું હું બોલતાં, પામૂં છું નિર્વેદ. ૧
જેહથી લક્ષ્મી ઉપની, પરણી દેવ મોરાર;
ક્ષીર સિંધુ તે જિહાં હૂઓ, તે અહ્મ કુલ નિરધાર. ૨

૧ બોલીજી ૨ વહજોજી ૩ રહજોજી

તાહરૂં તો કુલ કાઠનું, જે પોલાં ઘુણ ખાય;
તુજ મુજ વિચ જે અંતરો, તે મુખ કહ્યો ન જાય.' ૩

વાહણ કહે 'કુલ-ગર્વ શ્યો ? માહરૂં પણિ કુલ સાર;
સુરતરૂ જેહમાં ઉપનો, વંચ્છિત ફલ-દાતાર. ૪

પશુ પંખી મૃગ પથિકને, જે છાયા સુખ દેત;
તે તરૂવર અહ્મ કુલ-તિલો, પર ઉપગાર ફલંત. ૫

હું લક્ષ્મી દેઉ પુરૂષને, એ ગુણ મુજમાં સર્વ,
મુજ તુજ વચિ વિવાદ છઈ, તિહાં કુલનો સ્યો ગર્વ ? ૬

## ઢાળ ૪

વિછીઆની દેશી

કુલ-ગર્વ ન કીજેરે સર્વથા, હુઓ રૂડે કુલિ અવતારરે;
ગુણહીણો જો નર દેખિએ, તો કહિએ કુલ-અંગારરે. કુલ૦ ૧

જો નિજ ગુણે જગ ઉજવલ કરિઓ, તો કુલ-મદનું સ્યૂં કાજરે ?
જો દોષે નિજ કાયા ભરી, તો કુલ-મદથી કુલ-લાજરે. કુલ૦ ૨

કચરાથી પંકજ ઊપનૂં, હુઓ કમલાનું કુલ-ગેહરે;
કહો કુલ મોટું કે ગુણ વડા ?, એ ભાંજો મન-સંદેહરે. કુલ૦ ૩

મુરખને હઠ છે કુલ તણો, પંડિતને ગુણનો રંગરે;
ફણિ-મણિ લેઈ રાણા રાજવિ, શિર ધારે જિમ હરિ ગંગરે.[1] કુલ૦ ૪

૧ જિમ અંગરે.

ખોટો કુલ-મદ મૂરખ કરે, પિણ ગુણ વિણ નિસવાદરે;
ખોટો સિંહ બનાવ્યો કુતરો, પિણ કુણ કરસ્યે સિંહનાદરે ? કુલ૦ ૫

નામ ઠામ નેં કુલ નવિ પૂછિએ, જે જગમાંહિ સુગુણ-ગરિઠરે;
રવિ ચંદ પયોધર પ્રમુખના, કુલ કુણે જાણ્યા કુણ દીઠરે. કુલ૦ ૬

શ્યો નિજ કુલ શ્યો પારકો ? ત્યજિ અવગુણ કરિ ગુણ મૂલરે;
છાંડિજે મલતનુ ઊપનો, શિર ધરિએ વનનૂં ફૂલરે કુલ૦ ૭

ઇમ જાણિને કુલ-મદ છંડિએ, કીજે ગુણનો અભ્યાસરે;
ગુણથી **જસ** કીર્તિ પામિએ, લહિએ જગિ લીલ વિલાસરે. કુલ૦' ૮

## દૂહા

વચન સુણી એ વાહાણનાં, ભાખે જલનિધિ બોલ;
'હું રયણાયર જગતમાં, વાજે મુજ ગુણ-ઢોલ. ૧

જગ-જનના દાલિદ્ર હરે, રયણ તણી મુજ રાશિ;
હોડ કરે શી માહરી ? એ ગુણ નહિ તુજ પાસ.' ૨

## ઢાળ ૫

ખંભાયતી ઢાલ, જગતગુરૂ હીરજીરે-એ દેશી

વાહણ કહે 'સાયર ! સુણો રે, તુમે રયણ ધરો છો સાચાંરે;
પણ એક હાથે આપતાં રે, બેસે છે મુખ ડાચાંરે. ૧

તુહ્મને દમીરે આક્રમીરે, રયણ દિઓ અમે લોકનેરે-આંકણી.
ગજ ભાજે શુંઢિ કરીરે, તવ તરૂઅર ફલ વરસેરે;
તિમ દિઓ કૃપણપરેં દમ્યોરે, પિણ દેતો નવિ હુષે રે. તુહ્મ૦ ૨

રસ દિએ પીલી શેલડીરે, અગર દહિઓ દિએ વાસોરે;
કાલા ને ગાઠિ ભરિયારે, કૃપણ દમ્યા તિમ ખાસોરે.' તુહ્મને૦ ૩

સિંધુ કહે 'લેતાં તુહ્મેરે, હૂં નવિ નીઠું રયણેરે;'
વાહણ કહે 'મદ મત ધરોરે, મનમાં એહવે વયણે રે. તુહ્મને. ૪

જેહ રયણ આણ્યું અહ્મેરે, તે જગિ આવે લેખેરે;
જે તુજ માંહિ પડિયા રહેરે, તેહનું ફલ કુણ દેખેરે? તુહ્મને. ૫

સાર-સંગ્રહી હૂંજ છૂ રે, ઈમ જાણી મત હરખેરે;
સાર ન જાણે સંગ્રહી રે, નિજ મનમાં તૂં પરખેરે. તુહ્મને. ૬

લાકડ તૃણ ઊપરિ ધરેરે; રયણ તલે તૂં ઘાલેરે;
એ અજ્ઞાનપણું ઘણુંરે, કહો કુણને નવિ સાલેરે? તુહ્મને૦ ૭

તુજ કચરાસાં જે પડયારે, નિજ ગુણ રયણ ગમાવેરે;
તે તુજથી અલગા થયારે, મૂલ સુઠામે પાવેરે. તુહ્મને૦ ૮

ભૂપતિ શિર ઊપરિ ધરિયા રે, મુકુટ-જડયાં તે સોહેરે;
કામિનિ કુચ વિચિ તેહનારે, હાર ભુવન-મન મોહેરે. તુહ્મને૦ ૯

કાકર ભેલા મણિ ધરેરે, એ તાહરી છે ખામીરે;
ગુણ કીરતિ ઠામેં રહીરે, અહ્મથી રયણે પામી રે. તુહ્મને૦' ૧૦

### દુહા.

સાયર કહે 'સ્યું મદ કરે?, પોત વિચારી જોઈ;
જે જગને આજીવિકા, તે સવિ મુજથી હોઈ. ૧

મુજ વેલા ઉપરિ તુહ્મે, ખેલો ખેલા જેમ;
જો મુજ નીર અખૂટ છે, તો સહુજનને ક્ષેમ.' ૨

## ઢાલ ૬.

ઢાલ લોની, પ્રવહણ તિહાંથી પુરીઉંરે'–એ દેશી.

વાહણ હવે વાણી વદેરે લો, 'સ્યું તુજ નાવે લાજરે ? કઠિન–મન.
જલ ધન તુજ ખુટે નહિરે લો, તે આવે કુણ કાજરે ? ૧
કઠિન–મન, ધનનો ગર્વ ન કીજીએરે લો૦ આંકણી.
'જે જાચિકને ધન છેતરે લો;
જે યાચકને ધન છે નહિ રેલો, નવી દીઇ કૃપણ લગારરે, કઠિન૦
ભારણી તેહથી ભૂમિકારે લો, નવી તરૂઅર ગિરિ ભારરે. કઠિન૦ ૨
ખારાં પાણી નિર્મલાંરે લો, વિષ–ફલ જિમ તુજ ભૂરિરે; કઠિન૦
પણિ તરસ્યા પશુ પંખિયારે લો, તેહથી નાસે દૂરિરે. કઠિન૦ ૩
મચ્છાદિ તુજમાં રહ્યારે લો, જ્યું વિષમાં વિષકીડરે; કઠિન૦
પિણ હંસાદિક તુજ જલેરે લો, પામે બહોલી પીડરે. કઠિન૦ ૪
મારગ જે તુજમાં થઈરે લો, ચાલે પુણ્ય પ્રભાવરે; કઠિન૦
તિહાં એક કૃષિ અઢારડીરે લો, મરૂ મંડલીની વાવરે. કઠિન૦ ૫
જો ખૂટે જલ માહરૂંરે લો, તો પાડે જન સોરરે; કઠિન૦
બહુલે પણિ જલ તુજ છતે લો, રતિ ન લહે ચિહું ઓરરે. કઠિન૦ ૬
જે પર આશા પૂરવેરે લો, છતે સારૂં દિએ દાનરે; કઠિન૦
થોડું પિણ ધન તેહનૂંરે લો, જગમાં પુણ્ય નિદાનરે. કઠિન૦ ૭
ખંડ ભલો ચંદન તણોરે લો, સ્યો લાકડનો ભારરે ? કઠિન૦
સજ્જન સંગ ઘડી ભલિરે લો, સ્યો મૂરખ અવતારરે ? કઠિન૦ ૮
સાદ હુઓ તુમ ઘોઘરો લો, ગોપ્યો એક નકારરે; કઠિન૦
જો જાણો જસ પામિએરે લો, તો સીખો દાન–વિચારરે. કઠિન૦' ૯

## દુહા.

સિંધુ કહે 'સુણિ વાહણ! તું, હું જગિ તીરથ સાર,
ગંગાદિક મુજમાં મલે, તીરથ નદી[1] હજાર. ૧
તીરથ જાણી અતિ વડું, મુજને પૂજે લોક;
ગંગા-સાગર-સંગમે, મલે તે જનના થોક.' ૨
વાહણ કહે 'તીરથપણું; તુજ મુખિ કહ્યું ન જાય;
ગંગાદિક તુજમાં ભલે, તાસ મધુર રસ જાય. ૩
ગંગાદિક આવી મિલે, તુજને રંગ રસાલ;
જાય નામ પિણ તેહનું, તુજ ખારે તતકાલ. ૪
દુર્જનની સંગતિ થકી, સજ્જન-નામ પલાય;
કસ્તુરી કચરે ભરી, કચરારૂપ કહાય. ૫
ટાલે દાહ તૃષા હરે, મલ ગાલે જે સોઇ;
ત્રિહુ અર્થે તીરથ કહ્યું, તે તુજમાં નહિ કોઈ. ૬
તારે તે તીરથ ઇસ્યો, અર્થ ઘટે મુજ માંહિ;
જંગમ તીરથ સાધુ પિણ,'તરે ગ્રહી મુજ બાંહ. ૭
પૂજે જન જે તુજ પ્રતિ, તે નવિ તીરથ હેત;
ગરજે કહીયે ખર પિતા, એ જાણો સંકેત.' ૮

## ઢાળ ૭.

-

દશરથ નરવર રાજીઓ—એ દેશી.

સિંધુ કહે 'સુણિ વાહણ! તૂં, હું જગ-જન-હિતકારરે;
મુજ જલ લેઇ ઘનઘટા, વરસે છે જલધારરે;

૧ નહી.

જલધાર વરસે તેણિ સઘલી, હોઈ નવ–પલ્લવ મહી;
સર કૂપ વાવિ ભરાઈ ચિહું દિશિ, નીઝરણ ચાલે વહી;
મુદ–મુદિત લોકા ગલિત–શોકા, કેકિ કેકારવ કરે;
જલધાન સંપતિ હોઈ બહુલી, કાજ જગજનના સરે. ૧

મુજ જલ–જીવિત ઘન–જલે, તુજ ઉત્પતિ તિમ જાણિરે;
એ સંબંધે તુજ પ્રતિ, તારૂં છું હિત આણીરે;
આણિ એ હિત અવિનીત! તુજને, તારીએ છીએ એ વિધિ;
સંબંધ થોડો પિણ ન ભૂલે, જેહ ગિરૂઆ ગુણનિધિ;
તુજ બાલ–ચાપલ સહુ હું છૂં, જે વયણ કડુઆ ભણે;
છોરૂ કુછોરૂ હોઇ તો પિણ, તાત અવગુણ નવિ ગણે.' ૨

વાહણ કહે "સુણિ સાયરૂ! તુજ, જલ લિએ બલવંતોરે;
હરિ નિર્દેશ લહી કરી, જોરે ઘન ગર્જંતોરે;
ગર્જંત બલિયા જલહરે, તુજ તેહ મનમા નવિ ડરે;
'મેં મેહને જલ દાન દીધું,' ઇસ્યુ તૂં સ્યું ઉચ્ચરે?
જિમ કૃપણનું ધન હરત નરપતિ, તેહ મનમાં ચિંતવે;
'મેં પુણ્ય ભવમાંહિ કીધૂં,' તિમ અઘટતૂં તૂં લવે. ૩

જો છે તાહરેરે સાચલી, જલ–ધરસ્યું બહુ પ્રીતિરે;
તો તે ઉન્નત દેખતાં, સ્યૂં પામે તૂં ભીતિરે?
તૂં ભીતિ પામે યદા ગાજે, મેહ ચમકે વીજલી;
અંબરાડંબર કરે વાદલ, મલે ચિહું પખ આફલી;
તું તદા કંપે વીચિ ખંપે, નાસિએ જાણે હવે;
'રખે એ જલ સર્વ માહરૂં લિએ' ઇસ્યુ મનિ ચિંતવે. ૪

તુજ જલ જે ઘન સંગ્રહે, તે હુએ અમીઅ સમાનરે;
તે સઘલો ગુણ તેહનો, તિહાં તુજ કિસ્યો ગુમાનરે?
તિહાં માન સ્યો તુજ ઠામનો, ગુણ બહુ પરિ જગિ દેખિએ;
તૃણ ગાય ભક્ષે દુધ આપે, ન તે તૃણ-ગુણ લેખિએ;
સ્વાતિ-જલ હોઇ પડિઉં ફણિ-મુખે, ગરલ મોતી સીપમાં;
ઈમ ક્ષાર તુજ જલ કરી મીઠો, મેહ વરસે દ્વીપમા ૫
જીવન તે જલ જાણિએ, જે વરસે જલધારરે;
તાહરૂં તો જલ જિહાં પડે, તિહા હોઇ ઊખર ખારરે;
તિહાં હોઈ ખારો જિહાં તુજ જલ, વિગાડે રેલી મહી;
દાધે દવે પણિ પલ્લવે, નવિ પલ્લવે તે તુજ દહી;
તું ધાન તૃણનાં મૂલ છેદે, લૂણ સઘલે પાથરે;
તુજ જાતિ વિણ કુણ જીવ પામેં, સુખ તેણેં સાથરે. ૬

એરંડો અને સુરતરૂ, તરૂઅર કહિઇ દોઇરે;
ચિંતામણિ ને કાંકરો, એ બે પત્થર હોઈ રે;
એ દોઇ પત્થર પણિ વિલખ્ખણ,-પણું નિજ નિજ ગુણ તણું;
વલિ અક્ક સુરહી દૂધ, એકજ વરણ પણિ અંતર ઘણું;
ઈમિ નીર-જીવન તેહ ઘનનૂં, તાહરૂં વિષરૂપ એ;
તૂં એક શબ્દે રખે ભૂલે, જૂઓ આપ-સ્વરૂપ એ. ૭
હું ઘન-જલથકી ઊપનો, વાઢ્યો છું તસ વૃષ્ટિરે;
જનમ લગે તસ ગુણ ગ્રહું, નવિ દીઠો તું દૃષ્ટિરે;
દૃષ્ટિ ન દીઠો તૂં અહ્મે, ઉપકાર સ્યો તિહાં તુજ તણો?
નિજ જાતિ ઘનને તુમે જાણો, એહ અમ્હ અચરીજ ઘણો;
જો નીરગુણો ગુણવંત દેખી, કહે એ અમ્હ જાત એ;
તો જગતમાં જે જન ભલેરા, તેહ સવિ તુજ તાત એ. ૮

જલમાંહિ નિજ ગુણ થકી, તરિયે છે અહ્મે નિત્તરે;
હું તારૂં છું એહને, ઇમ તૂં મ ધરે ચિત્તરે;
ઇમિ ચિત્ત મ ધરે શકટ હેઠિ, શ્વાન જિમ મનમાં ધરે;
તો ગર્વ કરવો તુજ ઘટે જો, પાહણ તુજ જલમાં તરે;
સંબંધ ગુણનો એક સાચો, કાજ તે વિણ નવિ સરે;
ગુણ ધરે જે મદ મૃષા ન કરે, સુજસ તેહનો વિસ્તરે.” ૯

દુહા.

સિંધુ કહે ‘મુજ ગુણ ઘણા, સ્યૂં તૂં જાણે ? પોત !
મુજ નંદન જગિ ચંદલો, સઘલે કરે ઉદ્યોત. ૧

સુરપતિ નરપતિ જેહનો, નવિ પામે દીદાર;
તે પશુપતિ શિર ઊપરે, મુજ સુત છે અલંકાર. ૨

જેહને દેખી ઊગતો, પ્રણમે રાણા રાય;
તે સુતની ઋધિ દેખતાં, મુનિ મન હરખ ન માય. ૩

મુજ નંદન વરસે યદા, કિરણ અમી-રસ-પૂર;
તવ દાધો પિણ પાલવે, મનમથ તરૂ-અંકુર. ૪

કુંકમવરણી દૂતિકા, મુજ સુતની નવ કંતિ;
મન શૃંગાર જગાવતી, માનની માન હરંત. ૫

માનું મનમથ રાયનો, કલસ રાજ અભિષેક;
લછન નીલ કમલ કલિત, મુજ સુત સોહે એક. ૬

મુજ સુત-મંડલ સાથ તૂં,[1] સરવર રતિ આનંદ;
જિહાં મનમથ મજ્જન કરઇ, ઊડે તારા વૃંદ.[2]’ ૭

૧ સાચલૂં ૨ બિંદુ.

## ઢાળ ૮.

ત્રિગડે પ્રભુ સોહઇરે–અથવા ચિત્રોડી રાજાની દેશી.

હવે વાહણ વિલાસીરે, કહે વદન વિકાસીરે;
'સુત-રૂદ્ધિથી હાસી સાયર ! તુજ તણીરે. ૧

તુજ સુત ઉવ સંગીરે, તૂં પાતક-રંગીરે;
નિજ ગોત્રજા ચંગી તૂં અંગીકરેરે. ૨

નવિ લોકથી લાજેરે, અભિમાને ભાજેરે;
વલી પાપ કરીને ગાજેરે, પાપીઓરે. ૩

ઇમ હૃદય વિમાસીરે, સુત તુજથી નાસીરે;
હુઓ અંબર-વાસી, સુરનર-વંદીઓરે. ૪

દ્વિજરાજ તે કહિએરે, અતિ નિર્મલ લહિયેરે;
ગુણ ઉજલ મહિએ, લોકે ચંદલોરે, ૫

મલસૂત્ર સમેટેરે, અપવિત્ર તું ભેટે રે;
તેણિ કારણે બેટે, દૂરે પરિહર્યો રે. ૬

વિરહાનલ સળગેરે, સુત રહે અલગેરે;
તું ચંદ્રને વળગે, કિરણે ઉચ્છલીરે. ૭

તે પખ અંધારે રે, કરવત્ત વિદારેરે;
ઇમ ધારે તે દ્વિજપતિ નિજ પાવનપણું રે. ૮

શશિસ્યૂં તુજ રંગોરે, ઇમ છે એકાંગો રે;
નવિ સોહે અભંગો, સજ્જનની પરે રે. ૯

તુજમાં નવિ ખૂતોરે, તો સવિ ગુણ-જૂતો રે;
તુજ પૂતો વિગુતો, નવિ કોઈ અવગુણે રે. ૧૦

તો પિણ તુજવાલીરે, કુલ-રેખા કાલીરે;
નિજ ગુણ જલ ગાલી, ટાલિ નવિ શકેરે. ૧૧

ખલ સંગે જાણીરે, સજ્જન-ગુણ-હાણી રે;
હોય મલીન ઘન-પાણી, યમુનામાં ભલ્યુ રે. ૧૨

કુલ-અવગુણ-દોષીરે, નિજ કાયા શોષીરે;
તુજ નંદન ચોખી, તપસ્યા આદરે રે. ૧૩

દુહા.

ઈમ તુજથી વિપરીત જે, તુજથી લાજે જેહ;
તે સુત-ૠદ્ધિથી મદ કિસ્યો ?, તેહસ્યૂં કિસ્યો સનેહ ? ૧

સગા સણાજા જાતિનો, ગુણ નાવે પરકાજ;
એક સગો ભૂખે મરે, એક તણિ ઘરિ રાજ. ૨

અત્રિ નયનથી ઉપનો, તુજથી જે પણિ ચંદ;
તે એઈ બાપને બેટડે, તુજને કિસ્યો આનંદ ? ૩

નિજ ગુણ હોય તો ગાજીએ, પરગુણ સવિ અકયત્થ;
જિમ વિદ્યા પુસ્તક રહી, જિમ વલિ ધન પર-હત્થ. ૪

બીજું તુજ નંદન-કલા, નિતિ નિતિ ઘટતી જાઇ;
રાતે કેવલ તગતગે, દિવસે અગોચર થાઇ. ૫

મોટી જશ કીર્તિ કલા, પર ઉપગાર વિશેષ;
અખય અખંડિત સર્વદા, મુજ વિલસે સવિ દેસ. ૬

## ઢાળ ૯

ઈડર આંબા આંબલીરે એ-દેશી.

સાયર કહે "સુણિ વાહણ! તું રે, ન કહે મુજ ગુણ સાર;
કાઢે પૂરા દુધમારે, કહતો દોષ વિચાર;
સબલ એ મન માન્યાની વાત,
તૂં ન કરે મુજ ગુણ ખ્યાત, મુજ મોટા છે અવદાત. સબલ૦ ૧

જે દિન કૂપ સરોવરૂરે, સૂકે નદિય નિવાણ;
ભર ઉનાલે તે દિનેરે, વાધે મુજ ઊધાણ. સબલ૦ ૨

પ્રબલ પ્રતાપે રવિ તણેરે, નવિ સૂકે મુજ નીર;
મેરૂ અગનિથી નવિ ગલેરે, જો પિણ હેમ શરિર. સબલ૦ ૩

હું સંતોષ કરી રહૂંરે, અવિચલ ને થિરથોભ;
ઠામ રહિત ભમતા રહોરે, વાહણ! તુમ્હો અતિ લોભ. સબલ૦ ૪

ક્ષમાવંત ગંભીર છૂંરે, નવિ લોપૂં મર્યાદ;
તૂં મુજ ગુણ જાણે નહિરે, સ્યો તુજસ્યૂં મુજ વાદ ?" સબલ૦ ૫

વાહણ કહે "સુણિ સાયરૂ રે! નવિ સૂકે તૂં ધામ;
ઉનાલે જલ અતિ ધરેરે, પિણ નવિ આવે કામ સબલ૦ ૬

શોષ ન પામું કોઇથીરે, એ મદ મ ધરે એક;
ચૂલુચ કર્યો ઘટ-સુત મુનિરે, તિહાં ન રહી તુજ ટેક. સબલ૦ ૭

એક એક પાં અતિ ઘણારે, જગમાં છે બલવંત;
મુજ સમ જગમાં કો નહિરે, ઈમ કોઈ મ ધરો તંત. સબલ૦ ૮

સહસ નદી ઘન કોડિથીરે, તુજ નવી પેટ ભરાઈ;
તૂં નિત્ય ભૂખ્યો એહવોરે, કિમ સંતોષી થાઈ ? સખલ૦ ૯

શસિ સૂરજ ઘન પરિ અમ્હેરે, ભમિએ પર-ઉપકાર;
ભાગેં અંગે તું રહિઓરે, હસવૂં કાંઈ ? ગમાર ! સખલ૦ ૧૦

પરહિત-હેતેં ઉદ્યમીરે, સરજ્યા સજ્જન સાર;
દુર્જન દુખીયા આલસુરે, ફોકટ ફૂલણહાર. સખલ૦ ૧૧

નિઃકારણ નિતિ ઉચ્છલેરે, વલગે વાઉલ જેમ;
હૃદયમાંહિ ઘણું પરજલેરે, ક્ષમાવંત તૂં કેમ ? સખલ૦ ૧૨

સાચૂં તૂ ગંભીર છે રે, નવિ લોપે મર્યાદ;
પિણ તિહા કારણ છે જુઓરે, સ્યૂં ફૂલે નિસવાદ ? સખલ૦ ૧૩

વિકટ ચપેટા ચિહુ દિશિરે, વેલંધર દિએ તુઝ;
મર્યાદા લોપે નહિરે, તેહથી એ તુજ ગુજઝ. સખલ૦ ૧૪

પર અવગુણ નિજગુણ-કથારે, છાંડો વિકથા રૂપ;
જાણૂંછૂં સઘલૂં અમ્હેરે, સાયર ! તુજઝ સ્વરૂપ.” સખલ૦ ૧૫

દુહા.

કહે મકરાકર “મ કરિ તું, પ્રવહણ ! મુજસ્યું હોડિ;
મેં તૂં શરણે રાખિઓ, તો પામી ધન કોડિ. ૧

આસંગો નવિ કીજિએ, જેહની કીજે આસ;
નરપતિ માન્યો પિણ રહે, આપ મુલાજે દાસ. ૨

શરણે રાખ્યો ચંદને, જિમ મૃગ હુઓ કલંક;
તિમ તું મુજને પિણ હુઓ, કહતો દોષ નિઃશંક. ૩

સુંદર જાણી સંગ્રહ્યો, હુઓ તે નિગુણ નિશ્ચૂક;
ઉથાપે નિજ આશરો, એ તુજ મોટી ચૂક." ૪

## ઢાળ ૧૦.

ઢાળ કડખાની.

વાહણ કહે "શરણ જગિ ધર્મ વિણ કો નહિ,
તું શરણ સિંધુ ! મુજ કેણિ ભાંતિ ?
શરણ આવ્યા તણી શરમ તે નિરવહે,
જેહ જાયા હુએ સુજસ રાતિ. વાહણ૦ ૧

કાલ વિકરાલ કરવાલ ઉલાળતો,
ફૂંક મુકે પ્રબલ વ્યાલ સિરખી;
જૂઠ અતિ દુઠ જન સુખ સરમોહતા,
યમ મહિષ સાંભરે જેહ નિરખી. વાહણ૦ ૨

ચોર કરિ સોર મલબારિયા ધારિયા,
ભારિયા ક્રોધ આવે હકાર્યા;
ભૂત અવધૂત યમદૂત જિમ ભયકરા,
અંજના-પુત નૂતન વકાર્યા. વાહણ૦ ૩

હાથિ હથિયાર શિર ટોપ આરોપિયા,
અંગિ સન્નાહ ભુજ વીર વલયાં;
ઝલકતે નૂર દલપૂર, બિહું તબ મલ્યાં,
વીર રસ જલધિ ઉધાંણ વલિયાં. વાહણ૦ ૪

નીલ સિત પીત અતિશ્યામ પાટલ ધ્વજા,
વસન ભૂષણુ તરૂણુ કિરણુ છાજે;
માનું બહુ રૂપ રણુ-લચ્છિ હૃદય સ્થલે,
કંચુઆ પંચ-વરણી વિરાજે. વાહણુ૦ ૫
ભૂર રણતૂર પૂરે ગયણે ગડગડે,
આથડે કટકની સુભટ-કોડી;
નાવસ્યુ નાવ રણભાવ ભર મેળવી,
કેલવી ઘાઉ દિએ મૂછ મોડી. વાહણુ૦ ૬
નિશિતશિર ધાર જલધાર વરસે ઘણું,
સંચરે ગગનિ બક-ધવલ નેજા;
ગાજ સાજે સમર-ઢોલ વાજે સબલ,
વીજ જિમ કુંત ચમકે સતેજા. વાહણુ૦ ૭
ક્રુર-રસશૂર ગજ કુંભ સિંદૂર સમ,
રૂધિરનાં પૂર અવિદૂર ચાલે;
સૂર ચૂરઈ સમર ભૂમિ સૂરણુ પરિ,
સીસ કાયર ધરા હેઠિ ઘાલે વાહણુ૦ ૮
ભંડ બ્રહ્મંડ શત-ખંડ જે કરી સકે,
ઊછલે તેહવા નાલિ-ગોળા;
વરસતા અગન રણુ-મગન રોસે ભર્યા;
માનું એ યમતણા ન .ન-ડોલા. વાહણુ૦ ૯
ચોર ભૂંકે મહા ક્રોધ મૂકે વલી,
વાહણુ ઊપરિ ભરી અગનિ: હોકા;
કોક બાણે વઢે સુભટ. રણુ-રસિ ચઢે,
બિરૂદ ગાયે તિહાં બંદિ લોકા. વાહણુ૦ ૧૦

ઉસરી ચોર જલિ સોર બહુ પાથરઇ,
સાથરઇ અગનિ તિહાં સબલ લાગે;
ખાલતો બાળતો ટાળતો દર્પ તુજ,
તેહ તૂં દેખતો કિમ ન જાગે? વાહણ૦ ૧૧

શેષ પિણ સલસલે મેદિની ચલચલે,
ખલભલે શલ તે સમર-રંગે;
લડથડે ભીરૂ ઇક એક આગઈ પડે,[1]
સુભટ સન્નાહ માએ ન અંગે. વાહણ૦ ૧૨

ઘોર રણજોર ચિહુ ઓર ભટ ફેરવે,
દેવ પિણ દેખતાં જેહ ચમકે;
બાણ બહુ ધૂમથી તિમિર પસરે સબલ,
કૌતુકી અમરના ડમરૂ ડમકે. વાહણ૦ ૧૩

એહવે રણ શરણ તૂં કિસ્યું મુજ કરે?
ખલપરિ[2] દુષ્ટ દેખઇ તમાસા;
એક તિહાં ધર્મ છે શરણ માહરે વડું,
સુજસ દિએ તે કરે સફલ આશા." વાહણ૦ ૧૪

દુહા.

સાયર કહે "તૂ ભોગવે, ઘણા પાપનો ભોગ;
એહ મુજ નિંદા કરી, સ્યો અધિકો ફલ ભોગ? ૧

વીંધ્યો ખીલે લોહને, તૂં નિજ કૂખ[3] મઝારિ;
બાંધ્યો છે દૃઢ દોરસ્યૂં, નિજ વશ નહિ લગાર. ૨

૧ સબલ ૨ ખલપણઇ. ૩ કૂખ.

કુમ્ભર ભરિએ તુજ ઉદર, ઘાલિ ધૂલિ પાષાણ;
વાય ભર્યો ભચકે ઘણું, તૂં જગિ ખરો અજાણ.”        ૩

વાહણ કહે “સાયર ! તુમ્હો, વડા જડાશય જગ્ગિ;
દેખો છો ગિરિ પ્રજલતો, નવિ નિજ પગવિચ અગ્ગિ.   ૪

મેરૂ મંથાણે તૂં મથ્યો, રામશરેં વલિ રુદ્ધ;
ઊછાલી પાતાલ ઘટ, પવને કીધો અદ્ધ             ૫

પામે મૂર્છા તે દુખે, મુખે મુકે છે ફીણ;
સન્નિપાતિઓ ઘુરઘુરે, લોટે કચરે લીણ

ભોગવતો ઇમ પાપ ફલ, નવિ જાણે નિજ હાનિ;
દોષ ગ્રહે તૂં પર તણા, તે નવિ આવે માનિ.”       ૭

## ઢાલ ૧૧.

ધણ પુરિ કંબલ કોઇ ન લેસી–એ દેશી.

સાયર કહે “તૂં બહુ અપરાધિ, વાહણ ! જીભ તુઝ અધિકી વાધી;
બોલે મર્મ અનેક અસારાં, ઢાંકૂ છિંદ્ર અસે તુજ સારા.   ૧

જો હવઇ ન રહિસ નિંદા કરતો; મર્મ ઉઘાડિસિ માહરા ફિરતો;
પોત તરંગ ઘુમરમાં બોળી, તો હું નાંખીશ તુજને ઢોળી. ૨

તુજવિણ મુજ નવિ હોસ્યે હાણી, તુજ સરિખા બહુ મેલિસિ આણી;
જો અખૂટ છે નૃપ ભંડાર, તો ચાકરનો નહીં કો પાર.   ૩

જિમ અગનિ–તાપે હુએ ગાઢું, જેહ સ્વભાવે જલ છે ટાઢું;
તિમ તુજ મર્મ વચને હું કોપ્યો, ક્ષમાવંત મુનિ જે આરોપ્યો. ૪

મોટાસ્યું હઠવાદ નીવાચો, નીતિ ઋજુમાર્ગ તેં વિસાચોઃ
મુજ કોપિ તું રહિએ ન સકઇ, પડે એક લહરીને ધક્કઇ. ૫

કોડિ તરંગ શિખર પરિ વાધે, જઈઅ ફીરઈ તે અંબર આધે;
એક તરંગ સબલ નભ ભાજે, કાજ ઘણા તું સ્યૂં ઇમ લાજે? ૬

પવન ઝકોલે દિએ જલ ભમરી, માનું મદ-મદિરાની ઘુમરી;
તેહમાં શૈલ-શિખર પણિ ત્રૂટે, હરિ શય્યા ફણિ-બંધ વિછૂટે. ૭

નક્ર ચક્ર પાડીન અતુચ્છ; ઊછળતા આછોટઇ પુચ્છ;
જઈ લાગે અંબર જલ કણિયા, છમકે ગ્રહગણ તાતા મણિયા. ૮

એહવે મુજ કોપે તુજ સર્વ, ગલસ્યે જે મનમાં છે ગર્વ;
જે બોલે અસમંજસ ભાષા, તે ફલસે સઘલી શત શાખા.” ૯

દુહા.

વાહણ કહે 'મત રાખજે, સાયર! પાછું જોર;
ચાલે તે કરિસ્યું વૃથા, ફૂલી કરે બકોર. ૧

વચન ગુમાને તુજ ભરિયાં, સાચ નકા તિહાં ભાખ;
કેતાં કાલાં કાઢિએ, જિમતાં હહિ ને માખ. ૨

ઢાલ ૧૨.

રઈવતના ગિર પોપટા—એ દેશી.

સાયર! સ્યૂં તું ઉછલે?, સ્યૂં ફૂલે છે ફોક?
ગરવ-વચન હું નવી ખમું, દેસ્યૂં ઉત્તર રોક. સાયર! ૧

વાત-પ્રસંગે મેં કહ્યા, ઉત્તર તુજ સાર;
મર્મ ન ભેદ્યા તાહરા, કરિ હૃદય વિચાર. સાયર ! ૨

નિજ હિત જાણી બોલિએ, નવિ શાસ્ત્રવિરૂદ્ધ;
રૂસો પરિ વલિ વિષ ભણો, પણિ કહીયે શુદ્ધ. શાયર ! ૩

છિદ્ર અહ્મારાં સંવરે, તૂં કિહાંરે ? ગમાર !
છિદ્ર એક જો તનુ લઈ, તો કરેરે હજાર. સાયર૦ ૪

શોકની પરિ નીત અમ્હ તણા, તાકે તૂં છિદ્ર;
પણિ રખવાળો ધર્મ છે, તે ન કરે નિંદ્ર. સાયર૦ ૫

બોલે શરણાગત પ્રતિ, જે નીર મઝાર;
કઠિન વચન મુખિ ઉચ્ચરે, તે તુજ આચાર. સાયર૦ ૬

પણિ મુજ રક્ષક ધર્મમાં, નહિ તુજ બલ લાગ;
જેહથી મુજ ખૂડે નહીં, બાવનમો ભાગ. સાયર૦ ૭

મનમાં સ્યૂં મૂંઝી રહ્યો, સ્યૂં માને શંક;
અહ્મ જાતાં તુજ એકલો, ઊગરસ્યે તો પંક. સાયર૦ ૮

તું ઘર-ભંગ સમર્થ છે, કરવા અસમરત્થ,
શ્રમ કરવો ગુણ-પાત્રનો, જાણે ગુરૂ હત્થ. સાયર૦ ૯

હંસ વિના સરવર વૃથા, અલિવિણ જિમ પદ્મ,
જિમ રસાળ કોકિલ વિના, દીપક વિણ સદ્મ. સાયર૦ ૧૦

મલયાચલ ચંદન વિના, ધન વિણ જિમ દ્રંગ;
સોહે નહિ તિમ અહ્મ વિના, તુજ વૈભવ રંગ. સાયર૦ ૧૧

કરહ પિઠિ જલ વરસવૂં; તૂઝને હિતવાણિ;
મૂરખ જો લાજે નહિ, જાણિ નિજહાણિ. સાયર૦ ૧૨

ગગન પાત ભયથી સૂએ, કરી ઉંચા પાય;
ટીંટોડી જિમ તુજ તથા, કલ્પિત મદ થાય. સાયર૦ ૧૩

ઉન્હો સ્યું થાએ વૃથા ? મોટાઇ જેહ,
તે તો બેહું મિલી હોઇ, બિહું પકખ સનેહ. સાયર૦ ૧૪

દુહા.

રાજા રાજિ પ્રજા સુખી, પ્રજા રાજ નૃપ રૂપ;
નિજ કરિ છત્ર ચમર ધરે, તો નવિ સોહે ભૂપ. ૧
મદ ઝરતે ગજ ગાજતે, સોહે વિંધ્ય નિવેસ;
વિંધ્યાચલ વિણુ હાથિઆ, સુખ ન લહે પરદેશ. ૨
અગંજેય વન તે હુઇ, સિંહ કરે જિહાં વાસ;
વનને કુંજ છાયા વિના, ન લહે સિંહ વિલાસ. ૩
હંસ વિના સોહે નહિં, માનસસર જલપુર;
માનસ સરવર હંસલા, સુખ ન લહે મહમૂર; ૪
ઇમ સાયર ! તુજ અક્ષ મિલી, મોટાઈ બિહુ પકખ;
જો તૂં ચૂકઇ મદ-વહ્યો, તો તુજ સમ મુજ લકખ. ૫
હંસ સિંહ કરિવર કરે, જિહાં જાઈ તિહાં લીલ;
સર્વ ઠામિ તિમ સુખ લહે, જે છે સાધુ સુસીલ." ૬
સાયર કહે "તૂં મુજ વિના, ભરી ન શકે ડગ્ગ;
મુજ પ્રસાદિ વિલસે ઘણૂ, હુ દિઉં છૂં તુજ મગ્ગ. ૭
મુજ સાહમૂં બોલે વલી, જો તૂં છાંડી લાજ;
તો સ્વામીદ્રોહા તણી, શીખ હોસ્યે તુજ આજ." ૮
વાહણ કહે "સાયર ! સુણો, સ્વામિ તે સંસાર;
ગિરૂઓ ગુણ જાણી કરે, જે સેવકની સાર. ૯

ભાર વહે જન ભાગ્યનો, બીજો સ્વામી મૂઢ;
જિમ ખરવર ચંદન તણો, એ તું જાણે ગૂઢ. ૧૦

## ઢાળ ૧૩.

મોલિડારે હંસારે–એ દેશી.

એહવે વયણેરે હવે કોપેઇ ચડ્યો, સાયર પામ્યોરે ક્ષોભ;
પવન ઝકોલેરે જલ ભર ઊછલી, લાગે અંબર મોભ. એહવે૦ ૧
ભમરી દેતાંરે પવન ફિરી ફિરીરે, વાલે અંગ તરંગ;
અંબર વેદીરે ભેદી આવતા, ભાજે તે ગિરિ–શૃંગ. એહવે૦ ૨
ભૂત ભયંકર સાયર જખ હુઓ, વીજ હુઇ તવ હાસ;
ગુહિરો ગાજીરે ગગને ઘર કરે, ડમ ડમ ડમરૂ વિલાસ એહવે૦ ૩
જલનઇ જોરઈરે અંબર ઊછલઈ, મચ્છ પુચ્છ કરી વંક;
વાહણ લોકનઈરે જો દેખો હુઇ, ધૂમકેતુ શત શંક. એહવે૦ ૪
રોષ અગનિનોરે ધૂમ જલધિ તણો, પસર્યો ઘોર અંધાર;
ભયભર ત્રાસેરે મશક પરિં તદા, વાહણના લોક હજાર. એહવે૦ ૫
ગગનિ ચઢાવીરે વેગિ તરંગને, તલે ઘાલિજે રે પોત;
ત્રટત્રટ ત્રૂટઈરે બંધન દોરનાં, જન લખ જોતા રે જોત. એહવે૦ ૬
નાંગર ત્રોડીરે દૂરિ નાંખીએ, ફૂલ તણા જિમ બીંટ;
ગગનિ ઉલાલીરે હરિઈ પાંજરી, મોડિ મંડપ મીટિ. એહવે૦ ૭
છુટે આડારે બંધન થંભનાં, ફૂટઇ બહુ ધ્વજદંડ,
સૂકે વાહણ પણિ છોતા પરિ હુઇ, કુઆ–થંભ શતખંડ એહવે૦ ૮

સબલ શિલા વચિ ભાગાં પાટીયાં, ઊછલતે જલ ગોટ;
આશ્રિત દુખથીરે વાહણ તણો હુઓ, સાનુ હૃદયનો ફોટ. એ૦ ૯
તે ઉત્પત્તિરે પ્રલય પરિ હુવે, લોક હુઆ ભયભ્રાંત;
સાયર શેવેરે ધીર તે ધૃતિ ધરી, પરમેશ્વર સમરંત એહવે૦ ૧૦

દુહા.

ઇમ સાયર કોપે હુઓ, દેખી વાહણ વિલક્ખ;
વિચિ આવી વાણી વદે, ઉદધિકુમર તાલક્ખ. ૧
'વાહણ! ન કીજે સર્વથા, મોટા સાથે ઝૂઝ;
જો કીધૂં તો ફલ લહ્યું, મૂકને કાંઈ અબૂઝ. ૨
તુજમાં કાંઇ ન ઉગર્યો, વહિ જાઇસિ જલવેલ;
હજી લગિ હિત ચાહિ તો, કરે સાગરસ્યું મેલ. ૩

ઢાલ ૧૪.

સમરિઓ સાદ દિએ એ દેવ, અથવા કિસકે ચેલે કિસકે પૂત, અથવા
સમર્યાં સાજ કરે જખ્યરાજ. એ-દેશી.

સંકટ વિકટ ટલઇ સબ દૂર, ફિરિ સજ થઇ વાજઈ તુજ તૂર;
સાયર જો મિલે
તો પૂગે તુજ વંછિત આસ, લોક કરે સવિ લીલ-વિલાસ.
સાયર જો મિલે. ૧
તુજ નમતાં ટલસ્યે તસ ક્રોધ, ગિરૂયા તે જગિ સરલ સુબોધ; સા૦
વહિઈ સાહિબ આણ અભંગ, આસ કરીજઇ નવિ આસંગ. સા૦ ૨

ગજ ગાજે અંગણુ મલપંત, હેષઇ તેજી હય હરખંત; સા૦
સાહિબ સુનજરિ ભર ભંડાર, તસ કુનજરિ જન થાઇ ખ્વાર. સા૦૩

જે પરમેસરે મોટા કીધ, જેહની ભાગ્યરતી સુપ્રસિદ્ધ; સા૦
તે સાહિબની કીજે સેવ, હોડિ તણી નવી કીજે ટેવ. સા૦ ૪

ધનમદ જે દોગુંદુક દેવ, રંક કરઇ તેહને તતખેવ; સા૦
કરઈ રંકને રાજા પ્રાય. સાહિબ ગતિ નવિ જાણી જાય. સા૦ ૫

જેહ ઊપજે ઉત્તમ વંશ, લોકપાલનારે લેઈ અંશ; સા૦
તે સાહિબ જગિ સેવા લાગ, નવી કીજે તેહસ્યૂં અણુરાગ. સા૦ ૬

હિતકારી કહું છું અહ્મે વાત, જાણે છે તૂં સવિ અવદાત; સા૦
કહ્યું માનિ માની સિરદાર, કીજે અવસર લાગ વિચાર. સા૦ ૭

સાયર-સેવક છું અહ્મે એહ, ધરિએ તેહને નેહે નેહ; સા૦
હુકમ દિએ જો સાહિબ ધીર, તો અહ્મે સાંધુ તુજ શરીર. સા૦ ૮

મેલ કરો અમ્હ વયણે પોત !, જિમ તુજ હુઈ જગિ જસ ઉદ્યોત; સા૦
ફિરિઅ પાઓ સઘલો સાજ, બંદિર જઈ પામો તુહ્મે રાજ." સા૦૯

દુહા.

સાયર-સેવક દેવની, સામ ભેદની વાણુ;
વાહણુ એહવી સાંભળી, વદે માન મનિ આણુ. ૧

"પખ્ય તુમ્હે પોષ્યો ખરો, નિજ સાહિબનો દેવ !
ગુણુ અજાણુની પરિહરી, પણિ એહની અહ્મે સેવ. ૨

મત જાણો એ સંકટે, માન ટળે અહ્મ આજ;
જે અહ્મે સાહિબ આદર્યો, તે વહેસ્યે અહ્મ લાજ. ૩

## ઢાળ ૧૫

નાભિરાયાકે બારિ ચાપો મોરિ રહિઉ રી એ દેશી.

શ્રી નવખંડ જિણંદ, તેહનો શરણ કિઓરી;
ઘોઘા-મંડણ પાસ, સાહિબ તેહ કિઓરી. ૧
જેણે નિજ તનુ નવખંડ, મેલ્યાં આપ બલેરી;
તેહજ મુજ તનુ-ખંડ, લેલસ્યે ભગતિ ભલેરી. ૨
ઊભા જસ દરબાર, સુર નર સેવ કરેરી;
જે સમર્યો તતખેવ, સંકટ સયલ હરેરી ૩
અરિ કરિ કેસરી આગે, અહિ જલ બંધ રૂજારી;
ભાંજઇ અડભય એહ, સાહિબ સબલ ભુજારી. ૪
તેજે ઝાકઝમાલ, રવિ પરિ જેહ તપેરી;
સિદ્ધ અમર મુનિ વૃંદ, જસ નિત નામ જપેરી. ૫
પતીતપાવન પ્રભુ જાસ, રંજે ભગતિ-રસેરી;
તસ દુખ હરવા કાજ, દેવ અનેક ધસેરી. ૬
તે પ્રભુ શરણ કરેઇ, અવર ન આસ કરૂંરી;
કુણ લિઇ પત્થર હાથ, પામી રયણ ખરૂરી. ૭
જલ-ભય નહીં મુજ દેવ! સમરે નીલ છબીરી;
સ્યૂ કરસ્યે અંધકાર, ઉગ્યે ગયણિ રવી રી. ૮
કોઇ નહીં ભય મુજ, જો પ્રભુ ચિત્તિ વસ્યોરી;
જાઓ તુમ ઉદધિકુમાર! સાયર-મેલ કિસ્યોરી? ૯
જે સાહિબ સુપ્રસન્ન, કહિઇ ન રોસ ભજ્યોરી[1]રી;
તે અહ્મે સેવ્યો ઢૂઠ, સાયર દૂરિ ત્યજ્યોરી. ૧૦

૧ ભર્યોરી

આસપૂરણ પ્રભુ પાસ, હરસ્યે વિઘન-તતીરિ;
લહસ્યૂં જગ જસવાદ, આરતિ નહીંઅ રતીરી.” ૧૧

દુહા.

ઈણિ આકીનઇ ધર્મને, તૂઠા સુર અસમાન;
કુસુમવૃષ્ટિ ઊપરિ કરે, અંબરિ ધરી વિમાન. ૧

મુખિ ભાખે “ધન ધન્ય તૂં. તુજ સમ જગિ નહીં કોઇ;
કુણને એહવી ધર્મમતિ, સંકટ આવે હોઇ? ૨

હરખ નહીં વૈભવ લહે, સંકટિ દુખ ન લગાર;
રણ સંગ્રામે ધીર જે, તે વિરલા સંસાર.” ૩

એમ પ્રશંસા સુર કરી, ટાલે સવિ ઉતપાત;
ફિરિ સાજ સબલો બન્યો, હુઆ ભલા અવદાત. ૪

સુરવર જસ સાંનિધિ કરે, તેહસ્યું કેહી રીસ?
ઇમ સાયર પણિ ઉપશમી, ધરઇ વાહણ નિજ સીસ. ૫

## ઢાલ ૧૬

ઢાલ ફાગની

હરખિત વ્યવહારી હુઆહો, કરતા કોડિ કલ્લોલ;
ટલી વાહણથી આપદાહો, ચિત્ત હુઆ અતિ રંગરોલ. ૧

પ્રભુ પાસજી નામથી દુખ ટળ્યો હો, અહો મેરે લલના;
સવિ મલ્યો સુખ સંજોગ. પ્રભુ પાસજી૦ અહો.

કિયાં છાંટણાં અતિ ઘણાં હો, કેસરકી ઝકઝોર;
માનું સંકટ રયણી ગયે તેં, પ્રગટ ભયો સુખ ભોર. પ્રભુ૦ ૨

ભયો હરખ વરષા અતિ સંકટ, ગએ ઘામરિતુ હેતુ;
તાતેં ફિરત અંબર બલાકા, ઉજ્વલ ફરહર્યો કેતુ. પ્રભુ૦ ૩

કુઆ થંભ ફિરિ સજ કીઓહો, માનુ નાચકો વંસ;
નાચે ફિરતી નર્ત્તકી હો, શ્વેત અંસુક ધરી અંસ. પ્રભુ૦ ૪

સોહે મંડિત ચિહું દિસે હો, પટમંડપ ચોસાલ;
માનું જય-લચ્છી તણો હો, હોત વિવાહ વિશાલ. પ્રભુ૦ પ

બેઠો સોહે પાંજરી હો, કૂઆથંભ અગ્રભાગ;
માનું કે પોપટ ખેલતો હો, અંબર તરૂઅર લાગિ. પ્રભુ૦ ૬

નવ નિધાન લચ્છી લહી હો, નવગ્રહ હુઆ પ્રસન્ન.
નવ સઢ તાણ્યા તે ભણી હો, મોહે તિહાં જન-મન્ન. પ્રભુ૦ ૭

રાચે માચે નાચે બહુજન, સબ હી બનાવત સાજ;
વાજે વાજાં હરખનાં હો, પામ્યું તે અભિનવ રાજ. પ્રભુ૦ ૮

મેઘાડંબર છત્ર વિરાજે, પટમંડપ અતિ ચંગ;
બીજે બિહું પખ સોહતા હો, ચામર જલધિ તરંગ. પ્રભુ૦ ૯

એક વેલિ સાયર તણી હો, દૂજી જનરંગ રેલી;
ત્રીજી પવનની પ્રેરણા હો, વાહણુ ચલે નિજગેલિ. પ્રભુ૦ ૧૦

પવનહીંથે દૂનો ભયો હો, પવન સિખાયો વેગ;
જિહાજે જન મન ગુરૂ કિએ હો, વેગ વિદ્યા અતિ તેગ. પ્રભુ૦ ૧૧

ત્રાસે કચ્છપ ચિહું દિસે હો, આવત દેખિ જિહાજ;
માનું જિહાજના લોકના હો, નાસે દારિદ્ર ધરી લાજ. પ્રભુ૦ ૧૨

ઈણિ પરિ બહુ આડંબરેરે, ચાલ્યાં વાહણ સુવિલાસ;
નિજ ઈચ્છિત બંદિર લહીહો, પામ્યાં તે સુજસ ઉલ્લાસ. પ્રભુ૦ ૧૩

## ચોપાઈ.

બંદિર જઈ માંડ્યા બાજાર, વ્યાપારી તિહાં મિલ્યા હજાર;
જિમ આવલિકા દેવ વિમાન, તિમ તિહાં હાટ બન્યા અસમાન. ૧

રયણ-શ્રેણી તિહાં સોહે ઘણી, કમલા હારતણી છવિ ભણી;
સોનઇયા નવિ જાએ ગણ્યા, રૂપારાલ તણી નહિ મણા. ૨

માંડ્યા મોતી તિહાં બહુ મૂલ, માનું ન્યાય-લતાના ફૂલ;
પાસે માંડી મરકત હારિ, તે સોહે અલિકુલ અનુહારિ. ૩

લાલ કાંતિ પસરે તિહાં સાર, ભૂમિ લહે લાલી બાજાર;
માનું આવિ કમલા રંગિ, તાસ ચરણ અલતાનઇ સંગિ. ૪

રયણ-પારખિ પરખી પાસિ, કરે રયણની મોટી રાશિ;
પરખે નાણાં નાણાવટી, કરે રેડ જિમ સુરગિરિ તટી. ૫

વિવિધ દેસ અંબર અનુકૂલ, દોસિ વિસ્તારે પટકૂલ;
ચીન મસજાજર ને જર બાફ, જીપે રવિ શશિ કર એ સાફ. ૬

સોવન-તંતુ-ખચિત પામરી, જે પાસેં ભિકખા ભામરી;
માંગે રોહણગિરિની કંતિ, તે જોતાં પુહુંચે મન ખંતિ. ૭

જિમ વસંત ફૂલે કણિયાર, મણિ-માલા માંડઇ મણીઆર;
તેલ ફૂલેલ સુરહિયા ધરઇ, તસ સુવાસ અંબરિ વિસ્તરે. ૮

કસ્તુરી આકુલ તોલંત, સૌરભ નિશ્ચલ અલિ ગુંજંત;
નવિ જાણે તિહાં લીનો લોક, સોર જોર કરતે જન થોક; ૯

કેસર છવિ અનિં તનુ ધરી, માનું ધીજ કસ્તુરી કરી;
ટાલઇ નીચપણા નિઃશંક, તો આદરિઇ જગિ નિકલંક. ૧૦

અંબર ચંદન અગર કપૂર, ગર્ભિત ધરણી પરિમલપૂર;
માનું તે ભારેં નવિ ફરે, અલિ ગુંજિત આક્રંદિત કરે. ૧૧

ઘણાં વસાણાનો વિસ્તાર, તે કહેતા નવિ લાભે પાર;
સુરલોકે પણિ ન મિલે જેહ, તે લહિએ તિહાં વસ્તુ અછેહ. ૧૨

લોક થોક જિમ વેલિ ભરાઇ, એક એકના હૃદય દલાઇ;
શુચિ પક્ષે પામે વિસ્તાર, દરિઆ સમ ગાજઇ બાજાર. ૧૩

તિહાં વ્યાપાર કર્યા અતિ ઘણા, મુલિ લાભ હુઆ સોગુણા;
ભર્યા વસાણાં નિજ નિજ જિહાજ, કીધો ઘરિ આવ્યાનો સાજ. ૧૪

## ઢાલ ૧૭

ગચ્છપતિ રાજિઓ હો લાલ એ દેશી, જયસરી રાગ

ભરિયાં કિરિયાણાં ઘણાં હો, હીરચીર પટકુલ;
મેલ્યાં નિજ બંદિર ભણી, હવે વાહણ પવન અનુકૂલ. ૧
હરખિત જન હુઆ હો લાલ, પામ્યા જયતસિરિ સુખલીલ-આંકણી.

હોય પંખિ જિમ પંખિઆ હો, રથ જિમ હોય તુરંગ;
સૂકવાણ સઢનેં બલેં, તિમ વહાણ ચલે અતિરંગ. ૨ હરખિત.

રણકે ધ્વજમણિ કિંકિણી હો, કનકપત્ર ઝંકાર;
વહાણ મિસેં આવે રમા, માનું ગરૂડ કરી સંચાર. હરખિત ૩

ત્રાપે જલ ઓલંચીએ હો, માનું ઝરે મદપૂર;
વાહણ ચલે જિમ હાથિઓ, સિર કેસર વચિ સિંદૂર. હરખિત૦ ૪

ભર કસી સસર નાંખિએ હો, બાહિર તેહ ન જાઇ;
એહવે વેગે ચાલિયાં, મનિ વાહણ હરખ ન માઈ. હરખિત૦ ૫

વાહણ ભાણસ્યૂં તોલિએ હો, ધરા સ્વર્ગનો સાર;
તુલા દંડ થંભે કરી, જોઈ લેજો એહ વિચાર. હરખિત૦ ૬

કામિ કરે જિમ કામિની હો, હૃદય-સ્થન્ન પરિણાહ;
સાયર તિમ અવગાહતાં, હવઈ વાહણ ચઢ્યાં ઉચ્છાહ. હરખિત૦ ૭

ગુણ-જીત્યો સાયર હુઓ હો, સહજેં સાંનિધિકાર;
દેખ્યાં બદિર આપણાં, હવે હુઆ તે જય જયકાર. હરખિત૦ ૮

બંદિર દેખિ વાવટા હો, કર્યા લાલ અગ્રભાગ;
માનુ બહુ દિનનો હુંતો, તેહ પ્રગટ કીઓ ચિતરાગ હરખિત૦ ૯

બંદિર દેખિ હરખસ્યું હો, મેડુલિ નાલિ આવાજ;
જે આગે સુરગજતણો, વલિ મેડુતણો સ્યો ગાજ ? હરખિત૦ ૧૦

વાજ્યાં વાજાં હરખના હો, કરે લોક ગીતગાન;
પડછંદે ગુહિરો દિએ, માનુ સાયર પણિ કરે તાન. હરખિત૦ ૧૧

સાહમા મિલવા આવિયા હો, સાજન લેઇ નાવ;
અગોઅંગ મિલાવડે, એતો ટલિયાં વિરહ વિભાવ. હરખિત૦ ૧૨

આવ્યાં વાહણ સોહામણાં હો, ઘોઘા વેલાકુલ;
ઘરઘર હુઆ વધામણાં, શ્રી સંઘ સદા અનુકૂલ. હરખિત૦ ૧૩

વ્યવહારી ભેટે મુદા હો, પ્રથમ પાસ નવખંડ;
સુરભિ દ્રવ્ય પૂજા કરે, લેઇ કેશર ને શ્રીખંડ. હરખિત૦ ૧૪

મોતીના કર્યા સાથિયા હો, આંગી રયણ બનાવ;
ધ્વજા આરોપી અતિ ભલી, વળિક કલસ શુચિભાવ. હરખિત૦ ૧૫

ઈણુ પરિ જેહના દ્રવ્યનો હો, આવ્યો પ્રભુને ભોગ;
સાયરથી મોટું કર્યું, તે જિહાજ મિલિ સવિ લોગ. હરખિત૦ ૧૬
એ ઉપદેશ રચ્યો ભલો હો, ગર્વ-ત્યાગ હિત કાજ:
તપગચ્છ ભૂષણ સોહતા, શ્રી વિજયપ્રભ સૂરિરાજ. હરખિત૦ ૧૭
શ્રી નયવિજય વિબુધ તણો હો, સીસ ભણે ઉલ્લાસ;
એ ઉપદેશે જે રહે, તે પામે સુજસ વિલાસ. હરખિત૦ ૧૮
વિધુ મુનિ સંવત જાણિએ હો, તેહજ વર્ષ પ્રમાણ;
ઘોઘા બંદિરે એ રચ્યો, ઉપદેશ ચઢયો સુપ્રમાણ. હરખિત૦ ૧૯

—ઇતિ યાનપત્ર યાદસ્પત્યો: પરસ્પરં પ્રશસ્ય સંવાદાલાપ:
સમાપ્ત: શ્રી ઘોઘા બદિરે.

ઇતિ સમુદ્રવાહણ વિવાદ રાસ સંપૂર્ણ. પંડિત શ્રી શ્રીદેવવિજય શિષ્યાદિ મુનિ લક્ષ્મીવિજય લષતં ॥ પઠનાર્થે સંપૂર્ણ. પત્ર ૭ ખેડાની પ્રત.

# ૧૧ ગણધર નમસ્કાર

## ૧. ઇંદ્રભૂતિ

પહિલો ગણધર ઇંદ્રિભૂતિ વસુભૂતિ મલ્હાર.
પૃથવી માતા ગુ × × × ત્રિભુવન આધાર
ધારણ ધ્યાન સમાધિ શુદ્ધિ મુનિકુલ શ્રૃંગાર,
ગારવાહત × × ×
× × × × ×
× × × જિન બૂઝવ્યો પ્રણમે જસ ઉવઝાય ૧

## ૨. અગ્નિભૂતિ

અગનિભૂતિ બીજો નમું હુઓ ગોબર ગામેં,
× × × વરિઓ ગુણ અભિરામેં;
કરમ સંદેહિં દીખીઓ, જિન શુભ પરિણામેં;
વિચરેં સંવર આદરી, બહુ નગર ને ગામેં;
ગામ ગામ વિચરતો એ, કરે ભવિક ઉપગાર;
વરસ ચિહુત્તર આઉખું, વાચક જસ જયકાર. ૨

## ૩. વાયુભૂતિ

માત તાતિ ગામ એક, ત્રિજો તસ ભાયા;
સિત્તરિ વરસનું આઉખું, વાયુભૂતિ સુહાયા;
દોય બંધવ દીક્ષીત સુણી, છાડે મદ માયા;
જિન વંદે સંશય ટલ્યો, તેહ જીવ તે કાયા;

કાયા સોવન વાન ભલીએ, તેજે તરૂણ પ્રકાશ;
શ્રી નયવિજય બુધ સુસીસને, હેયો સુજસ વિલાસ. ૩

### ૪. વ્યક્ત

ધણમિત્તહ વારૂણિ તણો, શ્રી વ્યક્ત તે વંદો;
સનિવેસ કોલ્લાક જે, જયો સુખકંદો;
ભૂત સંશય દૂરિ કરિઓ, વંદી જિનચંદો;
વરસ અસીનું આઉખું, ટાલે દુઃખ-દંદો;
દુઃખ દંદગ દોહગ હરેએ, એહવા ગુરૂનું ધ્યાન;
વાચક જસ કહે વલી વલી, કીજે તસ ગુણગાન. ૪

### ૫. સુધર્મા [ સોહમ ]

સંનિવેસ કોલ્લાક ગામ, જાયો લહી ધમ્મર્;
ઇહ ભવિ પરભવિ તેહવો, હરે સશય મમ્મર્;
ધમ્મિલહ ભદ્દિલતણુય, શ્રી સ્વામિ સુધમ્મર્;
વર્ષ એકશત આયુ પાલિ, પામ્યા શિવ શમ્મર્;
શર્મ અનંતા અનુભવે એ, ચિદાનંદ કલ્લોલ;
વાચક જસ કહે મુઝ દીઓ, તે શમસુખ રંગરોલ. ૫

### ૬ મંડિત

સંનિવેશ મોરિય વિશેષ, વિજયા ધણદેવ;
અંગજ મંડિત જેહની, પડિત કરે સેવ;
બંધ મોક્ષ સંશય હરી, દેખ્યો જિનદેવ;
અસી વરસનું આઉખું, શમ સંવર ટેવ;
ટેવ ઘણી જિન-ભક્તિનીએ, પૂરી શિવપુર પત્ત;
શ્રી નયવિજય સુગુરૂ તણો, સેવક સમરે નિત્ત. ૬

### ૭ મૌર્યપુત્ર

મૌર્યપુત્ર મૌરીય નિવેસ, મૌર્ય કુલ-હંસ;
વિજયા અંગજ સાતમો, ગણુધર અવતંસ;
સુરસંશય જિન ખૂઝવ્યો, નહી મદનો અંસ;
વરસ પંચાણું આઉખૂં, દીપાવ્યો વંશ;
વંશ ઉદ્યોત સુહંકરૂ એ, જિનશાસન દૃઢ રંગ;
વાચક **યશ** મન તસ ગુણે, રમેં કમલ જિમ ભૃંગ. ૭

### ૮. અકંપિત

દેવ જયંતા તનય, મિથિલાઈ જાયો;
નમું અકંપિત આઠમો, સુરનારી ગાયો;
નારક સંશય અપહર્યો, જિનવર સમજાયો;
વરસ અઠોતર આઉખુ, પાલી શિવ પાયો;
પાયો શિવ ગણુધર ભલો એ, તેહનુ લે તું નામ;
વાચક **યશ** કહેં પામીઈ, વંછિત ઠામોઠામ. ૮

### ૯. અચલભ્રાતા

અચલભ્રાતા કોશિલાઈ, વસુનંદા જાત;
પુણ્ય પાપ સંશય હરેં, પ્રભુ મુગતિ વિખ્યાત;
બહોત્તર વરસનું આઉખું, પાલી શિવ પાયોલિ અવદાત;
મુગતિં પોહતો ગાઈએં, નવમા તે પ્રભાત;
સુપ્રભાત તસ નામથી એ, ટાલેં જનમ જંજાલ;
વાચક **જસ** કહે પામીએં, મંગલ રંગ વિશાલ. ૯

### ૧૦. મેતાર્ય

પુત્ર દત્ત વરૂણા તણો, મેતારજ સ્વામિ;
ગામ તે તુંગીય સન્નિવેસ, જિન સેવા પામી;
પરભવ સંશય નીગમી, થયા થિર પરિણામી;
આઉ વરસ બાસઠિ ધરી, હુઆ શિવ ગયગામી;

ગજગામી સ્વામી નમું એ, દસમા ગણધર તેહ;
વાચક જસ કહે તેહસ્યું, ધરીઇ ધરમ-સનેહ. ૧૦

### ૧૧. પ્રભાસ

રાજગૃહેં ગણધર પ્રભાસ, સંશય નિરવાણ;
બલ અતિ ભદ્રાસુત ભલો, હિકખેં જિનભાણ;
વરસ ચ્યાલીસનું આઉખુ, પાલી સુપ્રમાણ;
શિવપુર પુહતા તેહની, વહીઈં શિવ આણ;
આણ સુગુરૂની શિરૂ વહીએ, એહ કહેં ઉવએસ;
શ્રી નયવિજય સુગુરૂ તણો, સેવક જસ સુવિસેસ. ૧૧

## શ્રી જિન-ગીત.

રાગ—વેલાઉલ

મેરે સાહિબ તુમ્હહિ હો, જીવન આધારા;
પાર ન આવઈં સમરતાં, તુમ્હ ઉપગારા. મેરે૦ ૧
દૂરિ કરૈં દુઃખ વિશ્વકો, વરષતી જલધારા;
તેસેં તુમ હમકુ ભએ, સમકીત-દાતારા. મેરે૦ ૨
તુમ્હ ગુણ સાયરમે ભલેં, હમ ભાવ દુચારા;
અખય અખંડિત ગુણ ભએ, નહી ભેદ વિચારા. મેરે૦ ૩
હમ ગુણકું કંચન કરૈં, તુમ્હ ગુણ-રસ-તારા;[1]
સો કયુ તાંબા હોઇગા, ભયા કંચન સારા. મેરે૦ ૪
તુમ્હ અનંત કેતા કહું, ગુણ અનંત અપારા;
જસ કહેં સ્મરણ ભજન થેં, તુમ્હ તારણહારા મેરે૦ ૫

...

૧ ભારા.

## શ્રી વર્ધમાન જિન સ્તવન

સરસતિ સામિણિ પાએ લાગો, પ્રણમી સદ્દગુરૂ પાયા;
ગાસુ હીઅડઇ હરખ ધરીનઇં, શ્રી વર્ધમાન જિનરાયા;
મોરા સામી હો ! તોરાં ચરણ ગ્રહીજે.

સોભાગી જિનનાં ચરણ ગ્રહીજે, વૈરાગી જિનનાં ચરણ ગ્રહીજે;
અરૂપી જિનનાં ચરણ ગ્રહીજે,
ચરણ ગ્રહીજે હો; સરણે રહીજે, નરભવ-લાહો લીજે,
મોરા સામી હો-એ આંચલી.

ભારેકરમી તે પણ તાર્યા, પાતકથી ઉગાર્યા,
મુઝ સરખા શે નવિ સંભાર્યા ?, શું ચિતથી ઉતાર્યા ? મોરા૦ ૨

પ્રથર પન કોઇ તીરથ પરભાવે, જલમાં દીસે તરતો;
તિમ અમે તરસું તુમ પાએ વલગા, શું રાખો છો અલગા ?
મોરા સામી૦ ૩

મુઝ કરણી સામું મત જોજો, નામ સામું તુમે જોજો;
સાહેબ! સેવક દુઃખ હરજો, તુમને મંગલ હોજો. મોરા સામી૦ ૪

તરણ તારણ તુમે નામ ધરાવો, હું છું ખીજમતગારો;
બીજા કુણ આગલ જઈ જાચું ?, મોટો નામ તુમારો. મોરા૦ ૫

એહ વીનતીયે સાહેબ તૂઠા, શ્રી વર્ધમાન જિનરાયા;
આપ ખજાના માંહિથી આપો. સમકીત રત્ન સવાયા. મોરા૦ ૬

શ્રી નયવિજય વિબુધ પય સેવક, વાચક જસ ઇમ બોલે;
શાસનનાયક શિવસુખદાયક, નહિ કોય વીરજીને તોલે. મોરા૦ ૭



# શ્રી યશોવિજય વાચક કૃત શ્રી પંચ પરમેષ્ઠિ ગીતા.

### દુહા.

પ્રણમિએ પ્રેમસ્યું વિશ્વત્રાતા, સમરિએ સારદા સુકવિમાતા;
પંચપરમેષ્ઠિ-ગુણ-થુણણ કીજે, પુણ્ય-ભંડાર સુપરિ ભરીજે. ૧

## (૧) અરિહંત ગુણવર્ણન

### ચાલિ.

અરિહંત પુણ્યના આગર, ગુણ-સાગર વિખ્યાત;
સુરઘરથી ચવિ ઉપજે, ચઉદ સુપન લહે માત;
જ્ઞાન ત્રણે જૂ અલંકરિયા, સૂરય-કિરણે જેમ;
જનમે તવ જનપદ હુએ, સકલ સુભિક્ખ બહુ પ્રેમ. ૨

### દુહા.

દશ દિશા તવ હોએ પ્રગટ જ્યોતિ,
નરકમા પણિ હોએ ખિણ ઉદ્યોતિ;
વાય વાએ સુરભિ શીત મંદ, ભૂમિ પણિ માનુ પામે આનંદ. ૩

### ચાલિ

દિશિ-કુમરિ કરે ઓચ્છવ, આસન કંપે ઇંદ,
રણુકઇ રે ઘંટ વિમાનની, આવે મિલિ સુરવૃંદ;

પંચરૂપ કરિ હરિ સુરગિરિ-શિખરે લેઇ જાઇં,
ન્હવરાવે પ્રભુ ભગતિં, ક્ષીર-સમુદ્ર-જલ લાઇં. ૪

દુહા.

સ્નાત્ર કરતાં જગતગુરૂ શરીરે, સકલ દેવેં વિમલ કલશ-નીરે;
આપણા કર્મમલ દૂરિ કીધા, તેણુ તે વિબુધ ગ્રન્થે પ્રસિદ્ધા. ૫

ચાલિ.

ન્હવરાવી પ્રભુ મેહલેરે, જનની પાસે દેવ,
અમૃત ઠવેરે અંગુઠડે, બાલ પિયે એહ ટેવ;
હંસ ક્રોંચ સારસ થઇ, કાને કરે તસ નાદ,
બાલક થઈ ભેલા રમે, પૂરે બાલ્ય-સવાદ. ૬

દુહા.

બાલતા અતિક્રમે તરૂણ ભાવે, ઉચિત થિતિ ભોગ સંપત્તિ પાવે;
દૃષ્ટિ કાંતાઇ જો શુદ્ધ જોવે, ભોગ પિણ નિર્જરા-હેતુ હોવે. ૭

ચાલિ.

પરણી તરૂણી મનહરણી, ઘરણી તે સોભાગ,
શોભા ગર્વ અભાવ, ઘર રહેતાં વૈરાગ;
ભોગ-સાધન જબ છંડે, મંડે વ્રતસ્યું પ્રીતિ,
તવ વ્યવહાર વિરાજે, વૈરાગી પ્રભુ-નીતિ. ૮

દુહા.

દેવ લોકાંતિકા સમય આવે, લેઈ વ્રત સ્વામી તીરથ પ્રભાવે;
ઉગ્ર તપ જપ કરી કર્મ ગાલે, કેવલી હોઇ નિજ ગુણ સંભાલે. ૯

ચાલિ.

ચઉત્રીસ અતિશય રાજતા, ગાજતા ગુણ પાંત્રીસ,
વાણી ગુણ–મણી–ખાણી, પ્રતિહાર્ય અડઇસ;
મૂલાતિશય જે ચ્યાર, તે સાર ભુવન–ઉપગાર,
કારણ દુઃખ–ગણ–વારણ, ભવતારણ અવતાર. ૧૦

દુહા.

દેહ અદ્‌ભુત રૂપિર રૂપ ગંધ, રોગમલ સ્વેદનો નહિ સંબધ (૧)
શ્વાસ અતિ સુરભિ (૨) ગોખીર ધવલ,
રૂધિર ને માસ અણુવિસ્ર અમલ (૩) ૧૧

ચાલિ.

કરેઈ ભવથિતિ પ્રભુતણી, લોકોત્તર ચમત્કાર,
ચર્મ–ચક્ષુ ગોચર નહિ, જે આહાર નીહાર; (૪)
અતિશય એહજ સહજના, ચ્યાર ધરે જિનરાય,
હવે કહિએ ઇગ્યાર જે, હોઈ ગએ ઘનઘાય ૧૨

દુહા

ક્ષેત્ર એક યોજનમે ઉચ્છાહિં, દેવનર તિરિય બહુ કોડિમાહિ, (૧)
યોજન–ગામિણી વાણી ભાસે,
નર તિરિય સુર સુણે નિત ઉલ્લાસે. (૨) ૧૩

ચાલિ

યોજન શત એકમાંહિ, જિહાં જિનવર વિહરંત,
ઇતિ (૩) મારિ (૪) દુરભિક્ષ (૫), વિરોધ (૬)
વિરાધિ (૭) ન હુંત;

સ્વપર ચક્ર (૮) અતિવૃષ્ટિ (૯), અવૃષ્ટિ ભયાદિક(૧૦) જેહ;
તે સવિ દૂરિ પલાયે, જિમ દવ વરસત મેહ. ૧૪

દુહા.

તરણિ–મંડલ પરે તેજ તાજે, પૂંઠિ ભામંડલ વિપુલ રાજે; (૧૧)
સુરકૃત અતિશય જેહ લહિએ, એક ઊણા હવે વીસ કહીએ. ૧૫

ચાલિ.

ધર્મચક્ર (૧) શુચિચામર (૨), વપ્રત્રય વિસ્તાર (૩)
છત્રત્રય (૪) સિંહાસન (૫), દુંદુભિ–નાદ ઉદાર (૬);
રત્નત્રય ધ્વજ ઉંચો (૭), ચૈત્ર દ્રુમ સોહંત, (૮)
કનક કમલ પગલાં ઠવે (૯), ચઉમુહ ધર્મ કહંત (૧૦) ૧૬

દુહા.

વાયુ અનુકૂલ સુખમલ વાયે(૧૧), કંટકા ઉંધ મુખ સકલ થાએ(૧૨)
સ્વામી જબથી વ્રતયોગ સાધે, કેશ નખ રોમ તબથી ન વાધે(૧૩)૧૭

ચાલિ.

કોડિ ગમે સુર સેવે(૧૪), પંખિ પ્રદક્ષણ દંતિ (૧૫)
ઋતુ અનુકૂલ કુસુમભર (૧૬), ગંધોદક વરસંતિ, (૧૭)
વિષય સર્વ શબ્દાદિક, નવિ હોવે પ્રતિકૂલ (૧૮)
તરૂ પણ સવિ શિર નામે, જિનવરને અનુકૂલ (૧૯) ૧૮

દુહા.

હવે કહું જેહ પણતીસ વાણી, ગુણ સકલ ગુણ તણી જેહ ખાણી;
પ્રથમ ગુણ જેહ સંસ્કારવંત (૧),
ઉદાત્ત ગુણ અપર (૨) સવિ સુણે સંત. ૧૯

ચાલિ.

શબ્દ ગંભિરપણું જિહાં (૩), વલી ઉપચારોપેત (૪)
અનુનાદિત્વ (૫) સરલતા, (૬) ઉપનીત રાગ સમેત (૭)
શબ્દાતિશય એ સાત, અર્થાતિશય હવે જોય,
મહાર્થતા (૮) અવ્યાહત (૯), શિષ્ટપણું(૧૦) ગુણ હોય. ૨૦

દુહા.

ગુણ અસંદિગ્ધ (૧૧) વિગત્તોત્તરત્વ(૧૨),
જનહૃદયગામિ (૧૩) ગુણ મધુરવત્ત્વ, (૧૪)
પૂર્વ અપરાર્ધ સાકાંક્ષ ભાવ,
નિત્ય પ્રસ્તાવ ઉચિત (૧૫) સ્વભાવ. ૨૧

ચાલિ.

તત્ત્વનિષ્ટ(૧૬) અપ્રકીર્ણ પ્રસૃત(૧૭) નિજ શ્લાઘા,
અન્ય નિંદ રહિત(૧૮) અભિજાત(૧૯) મધુર અને સ્નિગ્ધ(૨૦)
તે ધન્ય(૨૧) મર્મ ત વેધઈ(૨૨) ઉદાર(૨૩) ત્રિવર્ગ
પ્રતિબદ્ધ (૨૪)
કારકાદિ અવિપર્યય(૨૫) વિભ્રમ રહિત સુબદ્ધ (૨૬) ૨૨

દુહા.

ચિત્રકર (૨૭) અદ્ભૂતા (૨૮) રતિ વિલંબ (૨૯)
જાતિ સુવિચિત્ર (૩૦) સુવિશેષ બિંબ (૩૧)
સત્વ પર (૩૨) વર્ણ પદ વાક્ય શુદ્ધ (૩૩)
નહિય વિચ્છંદ (૩૪) ખેદે ન રૂદ્ધ (૩૫) ૨૩

ચાલિ.

ઇમ પાંત્રિસ ગુણે કરી, વાણી વદે અરિહંત,
સર્વ આયુ જો કોઈ સુણે, તો નહી ભૂખ ન ભ્રત;

રોગ શોગ ન જાગે, લાગે મધુર અત્યંત,
ઇહાં આવશ્યક ભાખ્યો કિવિ દાસી દૃષ્ટાંત. ૨૪

દુહા.

દેવ-દુંદુભિ ૧ કુસુમ ૨-વૃષ્ટિ છત્ર ૩,
દિવ્ય ધ્વનિ ૪ ચામર ૫ આસન પવિત્ર ૬;
ભવ્ય ભામંડલ દ્રુમ અશોક, પ્રાતિહારય હરે આઠ શોક. ૨૫

ચાલિ.

રાગાદિક જે અપાય તે, વિલય ગયા સવિદોષ (૧)
ઉગ્યો જ્ઞાન દિવાકર (૨), જય જય હુઓ જગિ ઘોષ;
વાણી કુમતિ-કૃપાણી (૩), ત્રિભુવન જન ઉપચાર (૪)
પામે જન જે વ્યાપક, મૂલાતિશય એ ચ્યાર. ૨૬

દુહા.

મહા માહણ મહા ગોપનાહ, મહા નિર્યામક મહા સત્થવાહ;
બિરુદ મહા કથિત તણું જે ધરંત, તેહના ગુણ ગણે કુણ અનંત ? ૨૭

ચાલિ.

પુણ્ય મહાતરૂ ફલદલ, કિસલય ગુણ તે અન્ય,
અન્ય તે ક્ષાયિક સંપતિ, ઉપકારે કરી ધન્ય;
ક્ષીર નીર સુવિવેક એ, અનુભવ હંસ કરેઈ,
અનુભવ વૃત્તિ રે રાચે, અરિહંત ધ્યાન ધરેઇ. ૨૮

દુહા.

બુદ્ધ ૧ અરિહંત ૨ ભગવંત ૩ ભ્રાતા ૪
વિશ્વવિભુ ૫ શંભુ ૬ શંકર ૭ વિધાતા; ૮
પરમ ૯ પરમેષ્ટિ ૧૦ જગદીશ નેતા ૧૨,
જિન ૧૩ : જગન્નાહ ૧૪ ઘનમોહ-જેતા ૧૫- ૨૯

ચાલિ.

૧૬ ૧૭ ૧૮ ૧૯
મૃત્યુંજય વિષ–જારણુ, જગ–તારણુ ઇશાન,
૨૦ ૨૧ ૨૨ ૨૩
મહાદેવ મહાવ્રતધર, મહાઇશ્વર મહાજ્ઞાન;
૨૪ ૨૫ ૨૬ ૨૭
વિશ્વબીજ ધ્રુવધારક, પાલક પુરૂષ પુરાણુ;
૨૮ ૨૯ ૩૦ ૩૧ ૩૨
બ્રહ્મ પ્રજાપતિ શુભમતિ, ચતુરાનન જગભાણુ ૩૦

દુહા.

૩૩ ૩૪ ૩૫ ૩૬ ૩૭ ૩૮ ૩૯
ભદ્ર ભવ–અંતકર શત–આનંદ, કમન કવિ સાત્વિક પ્રીતિકંદ;
૪૦ ૪૧ ૪૨ ૪૩ ૪૪ ૪૫
જગપિતામહ મહાનંદ–દાયી, સ્થવિર પદ્મમાશ્રય પ્રભુ અમાયી૩૧

ચાલિ.

૪૬ ૪૭ ૪૮ ૪૯ ૫૦ ૫૧
વિષ્ણુ જિષ્ણુ હરિ અચ્યુત, પુરૂષોત્તમ શ્રીકંત,
૫૨ ૫૩ ૫૪
વિશ્વંભર ધરણીધર, નરક તણો કરે અંત;
૫૫ ૫૬ ૫૭ ૫૮
ઋષી કેશવ બલિસૂદન ગોવર્ધન–ધર ધીર,
૫૯ ૬૦ ૬૧ ૬૨
વિશ્વરૂપ વનમાલી, જલશય પુણ્ય–શરીર.

દુહા.

૬૩ ૬૪ ૬૫ ૬૬ ૬૭ ૬૮ ૬૯
આર્ય શાસ્તા સુગત વીતરાગ, અભયદાતા તથાગત અનાગ(ત);
નામ ઇત્યાદિ અવદાત જાસ, તેહ પ્રભુ પ્રણમતાં હિએ ઉલ્લાસ ૩૩

ઢાલિ.

નમસ્કાર અરિહંતને, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તેહ કૃતપુણ્યને, જીવિત તાસ પવિત્ત;
આર્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિવાસ,
ભવક્ષય કરતાં રે સમરતાં, લહિએ સુકૃતિ અભ્યાસ. ૩૪

## (૨) સિદ્ધ ગુણ વર્ણન

દુહા.

આત્મગુણ સકલ સંપદ સમૃદ્ધ, કર્મક્ષય કરિ હુઆ જેહ સિદ્ધ;
તેહનું શરણ કીજે ઉદાર, પામીયે જેમ સંસાર પાર. ૩૫

ઢાલિ

સમકિત આતમ સ્વચ્છતા[૧], કેવલ જ્ઞાન[૨] અનંત,
કેવલ દર્શન[૩] વીર્ય[૪] તે, શક્તિ અનાહત તંત;
સુક્ષ્મ અરૂપ અનંતની[૫], અવગાહન જલ્યાં કાઠ[૬],
અગુરૂ-લઘુ અવ્યાબાધ[૮] એ, પ્રગટચા શુચિ ગુણ આઠ. ૩૬

દુહા.

સર્વ શત્રુ ક્ષયે સર્વ રોગ,-વિગમથી હોત સર્વાર્થ-યોગ;
સર્વ ઇચ્છા લહે હોએ જેહ, તેહથી સુખ અનંતો અછેહ. ૩૭

ઢાલિ.

સર્વ કાલ સપિંડિત, સિદ્ધ તણા સુખરાશિ,
અનંત વર્ગને ભાગે, માએ ન સર્વ આકાશ;
વ્યાબાધા-ક્ષય-સંગત, સુખ લવ કલ્પે રાશિ,
તેહનો એહ ન સમુદય એહનો એક પ્રકાશ. ૩૮

દુહા.

સર્વ કાલા કલણુંત વગ્ગ, ભયણુ આકાશ અણુમાણુ સગ્ગ;
શુદ્ધ સુહણું તણું તથ્થ દેશી, રાશિ ત્રિણે અણુંતે વિશેસી. ૩૯

ચાલિ.

કાલ ભેદ નહિ ભેદક, શિવ–સુખ એક વિશાલ,
જિમ ધન કોડિની સત્તા. અનુભવતાં ત્રિહું કાલ;
કોડિ વરસનારે આજના, સિદ્ધમાં નહીં દોઇ ભ્રાંતિ,
જાણે પણ ન કહે જિન, જિમ પુરગુણ ભિલ્લજાતિ.

દુહા.

જાણુંતા પણુ નગર ગુણુ અનેક, ભીલની પાલમાંહિ ભીલ એક;
નવિ કહે વિગર ઉપમાન જેમ, કેવલી સિદ્ધ સુખ ઇત્થ તેમ. ૪૧

ચાલિ.

અશ્વ વાહને કાંઇ ચાલ્યોરે, નરપતિ સુરપતિ રૂપ,
એક વિવેક વિરાજે એ, બીજે એ સાજ અનૂપ;
અશ્વે અપહૃત સૈન્ય તે, છોડી દોડી જાય,
પાલિને પરિસરિ મેલ્હી તે, બેઠી ઈક તરૂછાય. ૪૨

દુહા.

એક તે ભીલ અવિનીત તુરગેં, કષ્ટ ઉપનીત છુહ તરસ લગેં;
ગ્લાન મુખ દેખીઓ ભીલ એકે, તેહ પિણ ચમકીઓ તાસ ટેકે ૪૩

ચાલિ.

એક એકને દેખેરે, ન વિશેષે નિજ રૂપ,
એક સુવર્ણ અલંકૃત, એક તે કાજલ–રૂપ;

ટગમગ જોઇરે પશુ પરિ, ભાષા નવિ સમજાય,
અનુમાને જલ આણિઓ, ભીલ લેઇ નૃપને પાય. ૪૪

દુહા.

મધુર ફૂલ આણી નૃપને ચખાવે, ચિત્તને પ્રેમ પરિ પરિ સિખાવે,
બંધુ પિતૃ માતૃથી અધિક જાણ્યો, ભીલ તે ભૂપતિ ચિત્ત આણ્યો.૪૫

ચાલિ.

એતલેં આવીરે સેના, પગિ પગિં જોતી મગ્ગ,
ગર્જિત ગજ હેષીત હય, રથ પાદાતિક વગ્ગ;
વાજા રે વાગા જીતિના, છાંટણાં કેસર ઘોલ,
ઓછવરગ વધામણાં, નવ નવ હુઆ રંગરોલ. ૪૬

દુહા.

બંદિજન છંદસ્યૂં બિરૂદ બોલે 'કોઇ નહીં તાહરે દેવ ! તોલે;'
થેઇ થેઇ કરત નાચે તે નટુઆ, ગીત સંગીત સંધ્યાન પટુઆ. ૪૭

ચાલિ.

આગે ધરિઆ રે મોદક, મોદકરણ સુપ્રબંધ,
દિવ્ય ઉદક વલિ આણ્યાં, શીતલ સરસ સુગંધ;
નૃપ કહે 'ભીલ આરોગે, તે મુજ આવે ભોગ,
વેચાતો હું લીધો ઈણ અવસરે સંયોગ.' ૪૮

દુહા.

વસ્ત્ર અલંકાર તેહને પહિરાવ્યાં, મૂલગાં તૂચ્છ અંબર છોડાવ્યાં;
દિવ્ય તાંબૂલ–ભૃત મુખ તે સોહે, વિજય ગજરાજ સાથિ આરોહે.૪૯

ચાલિ.

કોઇ આરોહ્યા રે વારણ, ઢમકયાં ઢોલ નિશાણ,
નાદે અંબર ગાજે, સાજે સબલ મંડાણ;

નગર પ્રવેશ મહોચ્છવ, અચરિજ પામેરે ભીલ,
'જાણે હું સરગમા આવિઓ, રાખા તેહજ ડીલ.' ૫૦

દુહા.

દેખી પ્રાકાર આકાર હરખ્યો, નગરનો લોક સુરલોક પરખ્યો;
આપણ શ્રેણી બેઠા મહેલ્ય, માનિઆ સુગણ ગણુરાજ સભ્ય. ૫૧

ચાલિ.

પહરીરે પીત પટોલી, ઓલી કેશ પુનીત,
ભંભર ભોલી ટોલી, મિલિ મિલિ ગાવત ગીત;
દામિની પરિ ચમકતીરે, કામિની દેખે સનૂર,
ભાલ તિલક મિસિ વિભ્રમ, જીવિત મદન અંકુર. ૫૨

દુહા.

દેખીયા રાયરાણા સતે જેહ, ઋદ્ધિનો પાર નહિ હુઓ તેહ;
ભૂપ નિજ સદન પુહતો ઉલ્લાસ, ભીલને દિદ્ધ સન્મુખ અવાસ. ૫૩

ચાલિ

ભોજન શયન આચ્છાદન, ગંધ વિલેપન અંગ,
ખબર લીએ નૃપ તેહની, નવ નવ કેલવે રંગ;
આપે બોલે તે સવિ કરે, મનિ ધરે તેહ જે કાજ,
ક્ચમિસ અપયશ તે ગણે, જે નવિ દીધું રાજ. ૫૪

દુહા.

દિવસ સુખ માનતાં તાસ વીતા, કેતલા રંગ રમતાં વિચિંતા;
એકદા આવીઓ જલદ કાલ, પંથિજન-હૃદયમાં દેત ફાલ. ૫૫

ચાલિ.

કૃત મુનિશમ પરિહારા, હારાવલી દિસ ભાગ,
પ્રકટિત મોર કિંગારા, વિરચિત દ્વારા રાગ;
વિરહણિ મન અંગારા, ધારાધર જલધાર,
વરષત નિરખિત ઉપનો, તસ મનમાંહિ વિકાર. ૫૬

દુહા.

સાંભર્યા દિવસ ગિરિ ભૂમિ ફિરતાં, દેખતાં ઠાસ નીઝરણ ઝરતાં;
સાંભલી મોર કિંગાર કરતાં, સુખ લહ્યાં નીપસ્યું સીસ ધરતાં. ૫૭

ચાલિ.

જન્મભૂમિ તે સાંભરી, રોયો કરી પોકાર,
ધાઈ આવ્યો નૃપ કહે તે, 'તુઝને કવણ પ્રકાર?'
તે કહે 'જે તુમ્હે સુખ દીઆ, મુઝ હોએ દુઃખ પરિણામ,
બંધુ-વિરહ જો ટાલો, ફિરિ આવું તુમ્હ ઠામ.'. ૫૮

દુહા.

બોલ લેઇ મોકલે તેહ રાજા, બંધુ મિલિયા સુખ દિવાજા;
એકદા નગર વૃત્તાન્ત પૂછે, 'કહોને તે કેહવું તિહાં કિસ્યું છે?' ૫૯

ચાલિ.

ઇહાંથી તિહાં ઋદ્ધિ બિમણી, ત્રિગુણી ચોગુણી મિત્ત,
તે કહે ઇદુને બિંદુને વર્ણ-સગાઈ મિત્ત;
ઉપમા વિણ ન કહી શકે, જિમ તે પુરનો ભાવ,
તિમ જિન પણ ન દેખાવે, ઇહાં શિવ સુખ અનુભાવ. ૬૦

દુહા.

તોહિ પણ અતિ નિરાબાધ સેઠ, સુખ અધિક વ્યંતરાદિક તે હેઠી
જાવ સવ્વઠ (સર્વાર્થ) શિવ સુખથી જાણું, વીતરાગે કહ્યું તે પ્રમાણું ૬૧

ચાલિ.

સંપૂરણ સુરનર સુખ, કાલ ત્રય સંબદ્ધ,
અનંત ગુણ શિવ સુખ અંશ, અનંત વરગ નવિ લદ્ધ;
સિદ્ધ સરસુ સુખ સારિખા, વિસ્તરિ નિજ ગુણતા સાર,
શીતલ ભાવ અતુલ વર્યા, જ્ઞાન ભર્યો ભંડાર; ૬૨

દુહા.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯
સિદ્ધ પ્રભુ બુદ્ધ પારગ પુરોગ, અમલ અકલંક અવ્યય અરોગ;
૧૦ ૧૧ ૧૨ ૧૪ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮
અજર અજ અમર અક્ષય અમાઈ, અનઘ અક્રિય અસાધન અચાઇ. ૬૩

ચાલિ.

૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩
અનવલંબ અનુપાધિ અનાદિ અસંગ અભંગ,
૨૪ ૨૫ ૨૬ ૨૭ ૨૮ ૨૯
અવશ અગોચર અકરણ, અચલ અગેહ અનંગ;
૩૦ ૩૧ ૩૨ ૩૩ ૩૪ ૩૫
અશ્રિત અજિત અજેય અમેય અભાર અપાર,
૩૬ ૩૭ ૩૮ ૩૯ ૪૦
અપરંપર અજરંજર અરહ અલેખ અચાર. ૬૪

દુહા.

૪૧ ૪૨ ૪૩ ૪૪ ૪૫ ૪૫ ૪૭ ૪૮
અભય અવિશેષ અવિભાગ અમિત, અકલ અસમાન અવિકલ્પ અકુત
૪૯ ૫૦ ૫૧ ૫૨ ૫૩ ૫૪ ૫૫
અફર અવિધેય અનવર અખંડ, અગુરૂલઘુ અચ્યુતાશય અદંડ. ૬૫

ચાલિ.

૫૬　　　૫૭　　　૫૮　　　૫૯
પરમપુરૂષ પરમેશ્વર, પરમપ્રભાવ પ્રમાણ,
૬૧　　　૬૨　　　૬૩　　　૬૪
પરમજ્યોતિ પરમાતમ, પરમશક્તિ પરમાણ;
૬૪　　　૬૫　　　૬૬　　　૬૭
પરબંધુ પરમોજવલ, પરમવીર્ય પરમેશ;
૬૮　　　૬૯　૭૦　　　૭૧
પરમોદય પરમાગમ, પરમ અવ્યક્ત અદેશ. ૬૬

દુહા.

૭૨　　૭૩　　૭૪　　૭૫　　૭૬　　૭૭
જગમુગટ જગતગુરૂ જગતતાત, જગતિલક જગતમણિ જગતભ્રાત;
૭૮　　૭૯　　૮૦　　૮૧　　૮૨　　૮૩
જગશરણ જગકરણ જગતનેતા, જગભરણ શુભવરણ જગતજેતા. ૬૭

ચાલિ.

૮૪　　૮૫　　૮૬　૮૭　　૮૮　૮૯
શાંત સદાશિવ નિર્વૃત, મુક્ત મહોદય ધીર;
૯૦　　　　૯૧　　૯૨　　૯૩
કેવલ અમૃત-કલાનિધિ, કર્મરહિત ભવતીર;
૯૪　　　૯૫　　　૯૬
પ્રણવબીજ પ્રણવોત્તર, પ્રણવશક્તિ શૃંગાર,
૯૭　　　૯૮　　　૯૯　　૧૦૦
પ્રણવગર્ભ પ્રણવાંકિત, યક્ષપુરૂષઆધાર. ૬૮

દુહા.

૧૦૧　　૧૦૨　　૧૦૩　　૧૦૪
દર્શનાતીત દર્શન-પ્રવર્તી, નિત્યદર્શન અદર્શન-નિવર્તી;

૧૦૫ ૧૦૬ ૧૦૭ ૧૦૮
અર્હુનમન નમ્ય જગનત અનામ, સિદ્ધના હુંતિ ઇત્યાદિ નામ. ૬૯

ચાલિ

નમસ્કાર તે સિદ્ધને, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તે કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત;
આર્તધ્યાન તસ નવી હુએ, નવિ હુએ દુરગતિવાસ,
ભવક્ષય કરતાંરે સમરતાં, લહિયે સુકૃત ઉલ્લાસ ૭૦

## (૩) આચાર્ય ગુણ વર્ણન.

દુહા.

પદ તૃતીયે તે આચાર્ય નમીએ, પૂર્વ સંચિત સકલ પાપ ગમિએ;
શાસનાધાર શાસન ઉલ્લાસી, શ્રુતબલે તેહ સકલ પ્રકાશી. ૭૧

ચાલિ.

કહિયે સુગતિ પધાર્યારે, જિનવર દાખી પંથ,
ધરેરે આચાર્ય આર્યનીતિ પ્રવચન નિર્ગ્રંથ;
મૂરખ શિષ્યને શિખવી, પંડિત કરેરે પ્રધાન,
એ અચરિજ પાષાણે, પલ્લવ ઉદય સમાન. ૭૨

દુહા.

ભાવ આચાર્ય ગુણ અતિ પ્રભૂત, ચક્ષુ આલંબન સેઢિભૂત;
તે કહ્યો સૂત્રે જિનરાય સરિખો, તેહની આણ મત કોઇ ધરખો.૭૩

ચાલિ.

સુબહુશ્રુત કૃતકર્મા, ધર્માધાર શરીર,
નિજ પર સમય ધારી, ગુણધારી વ્રતધીર;

કુત્તિયા વણુ સમ એહવા, આચારય ગુણુ વધ,
તે આરાધ્યે આરાધ્યા, જિન વલિ અનિંધ. ૭૪

દુહા.

ચઉદ પડિરૂવ પમુહા ઉદાર, ખંતિ પમુહા વિશદ દસ પ્રકાર;
બાર ગુણુ ભાવનાના અનેરા, પદ છત્રિસ ગુણુ સૂરિ કેરા. ૭૫

ચાલિ.

પ્રતિરૂપ તેજે સુરૂપી, તેજસ્વી બહુ તેજ,
યુગપ્રધાન તતકાલઇ, વર્તના સૂત્રસ્યૂં હેજ;
મધુર–વાક્ય[1] મધુભાષી, તુચ્છ નહીં ગંભીર,
ધૃતિમંત તે સંતોષી, ઉપદેશક શ્રુતધીર. ૭૬

દુહા.

નવિ ઝરે મર્મ તે અપરિશ્રાવી, સૌમ્ય સંગ્રહ કરે યુક્તિ ભાવી;
અકલ અવિકત્થ ને અચલશાંત, ચૌદ ગુણુ એ ધરે સૂરિ દાંત. ૭૭

ચાલિ.

ધર્મ ભાવના વિશ્રુત, ઇમ છત્રીસ છત્રીસ,
ગુણુ ધારે આચારય, તેહ નમું નિસદીસ;
આચારય આણુા વિણુ, ન ફલે વિદ્યામંત,
આચારય ઉપદેસે, સિદ્ધિ લહીજે તંત. ૭૮

દુહા.

દ્રહ હુએ પૂર્ણ જો વિમલ નીરે, તો રહે મચ્છ તિહાં સુખ શરીરે;
એમ આચાર્ય ગણુમાંહિ સાધ, ભાવ–આચાર અંગિ અગાધ.. ૭૯

૧ મધુર–ભાષ્ય.

### ચાલિ.

આણા કુણની રે પાલીયે, વિણુ આચારય ટેક, ?
કારણિ ત્રિક પણિ જિહાં હુએ, તિહાં આચારય એક;
શ્રુત-પડિવત્તીમાં પણિ, આચારય સમરત્થ,
જિન પણિ આચારય હુએ, તવ દાખે શ્રુત-અત્થ. ૮૦

### દુહા.

૧ ૨ ૩ ૪ ૫ ૬
સૂરિ ગણધર ગણી ગચ્છધારી, સુગુરૂ ગણિ-પિટક-ઉદ્યોતકારી;
૭ ૮ ૯ ૧૦ ૧૧
અત્થધર સત્થધર સહનુયોગી, શુદ્ધ અનુયોગકર × જ્ઞાન ભોગી. ૮૧

### ચાલિ.

૧૨ ૧૩ ૧૪
અનૂચાન પ્રવચનધર, આણા ઇસર દેવ,
૧૫ ૧૬ ૧૭ ૧૮
ભટ્ટારક ભગવાન, મહામુનિ મુનિ-કૃત-સેવ;
૧૯ ૨૦ ૨૧ ૨૨
ગચ્છ-ભારધર સદ્ગુરૂ, ગુરૂગણ-યુક્ત અધીશ,
૨૩ ૨૪ ૨૫ ૨૬
ગુણી વિદ્યાધર શ્રતધર, શુભ આશ્રય જગીશ. ૮૨

### દુહા.

નામ ઇત્યાદિ જસ દિવ્ય છાજે, દેશના દેત ઘન ગુહિર ગાજે;
જેહથી પામીયે અચલ ધામ, તેહ આચાર્યને કરૂં પ્રણામ. ૮૩

× ધ્યાન

ચાલિ.

આચારય નમુક્કારે, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તેહ કૃત–પુણ્ય તે, જીવિત તાસ પવિત્ત;
આર્ત્ત ધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ–વાસ,
ભવ–ક્ષય કરતાં રે સમરતાં, લહિયે સુકૃત–ઉલ્લાસ. ૮૪

## (૪) ઉપાધ્યાય ગુણવર્ણન.

દુહા.

પદ ચઉત્થે તે ઉવજ્ઝાય નમિએ, પૂર્વ સંચિત સકલ પાપ ગમિએ;
જેહ આચાર્ય પદ યોગ્ય ધીર, સુગુરૂગુણ ગાજતા અતિ ગંભીર. ૮૫

ચાલિ.

અંગ ઇગ્યાર ઉદ્ધાર, અરથ શુચિ ગંગ–તરંગ.
વાર્ત્તિક વૃત્તિ અધ્યયન, અધ્યાપત બાર ઉપાંગ;
ગુણ પચવીસ અલંકૃત, સુકૃત પરમ રમણીક,
શ્રી ઉવજઝાય નમીજે, સૂત્ર ભણાવે ઠીક. ૮૬

દુહા.

સૂત્ર ભણીએ સખર જેહ પાસે, તે ઉપાધ્યાય જે અર્થ ભાષે;
તેહ આચાર્ય એ ભેદ લહીએ, દોઇમાં અધિક અંતર ન કહીએ.૮૭

ચાલિ.

સંગ્રહ કરત ઉપગ્રહ, નિજ વિષયે શિવ જાય,
ભવ ત્રીજે ઉત્કર્ષથી, આચારય ઉવજઝાય;
એક વચન ઇહાં ભાખ્યો, ભગવઈ–વૃત્તિ લેઇ,
એકજ–ધર્મી નિશ્ચય, વ્યવહારે દોઇ ભેઇ. ૮૮

દુહા.

સૂરિ ઉવજ્ઝાય મુનિ ભાવિ અપ્પા, ગુણથકી ભિન્ન નહીં જે સહુપ્પા,
નિશ્ચયે ઇમ વદે સિદ્ધસેન, થાપના તેહ વ્યવહાર દૈન. ૮૯

ચાલિ.

વૃત્તિ સુત્ત ઉવઓગે, કરણુ નઇં અત્થિં સદ્દ,
જ્ઝાયતિ ઝાણે પૂરે, આતમ નાણુની હદ્દ;
પણિ નિરૂત્તિં ઉવજ્ઝાય, પ્રાકૃત વાણિ પ્રસિદ્ધ,
આવશ્યક નિર્યુકતેં, ભાખ્યો અર્થ સમૃદ્ધ. ૯૦

દુહા.

ભાવ અધ્યયન અજ્ઝયણ એણે, ભાવ-ઉવજ્ઝાય તિમ તત્ત્વ વયણેં;
જેમ શ્રુત-કેવલી સયલ નાણેં,
વ્યવહૃતેં નિશ્ચયેં અપ્પ-જ્ઝાણે ૯૧

ચાલિ.

સંપૂરણ શ્રુત જાણે, શ્રુત-કેવલી વ્યવહાર,
ગુણદ્વારાએ આતમ,-દ્રવ્યનો જ્ઞાન પ્રકાર;
શ્રુતથી આતમા જાણે, કેવલ નિશ્ચય સાર,
શ્રુત-કેવલી પરકાશે, તિહાં નહીં ભેદ વચાર. ૯૨

દુહા.

જોડીએ જબહી તે તે ઉપાધેં, તબહી ચિન્માત્ર કેવલ સમાધેં;
તેહ ઉવજ્ઝાય પદને વિચારે, તેહ ઇક દીપ છે જગસઆરે. ૯૩

ચાલિ.

૧ ૨ ૩ ૪ ૫
ઉપાધ્યાય વરવાચક, પાઠક સાધક સિદ્ધ,

૬ ૭ ૮ ૯ ૧૦
કરગ ઝરગ અધ્યાપક, કૃતકર્મા શ્રુતવૃદ્ધ;
૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫
શિક્ષક દિક્ષક થવિર, ચિરંતન રત્ન વિશાલ;
૧૬ ૧૭ ૧૮ ૧૯
મોહજયા પારિચ્છક, જિત પરિશ્રમ વૃતમાલ. ૯૪

દુહા.

૨૦ ૨૧ ૨૨ ૨૩
સામ્યધારી વિદિત-પદ-વિભાગ, કુત્તિયાવણ વિગત-દ્વેષ-રાગ;
૨૪ ૨૫ ૨૬ ૨૭
અપ્રમાદી સદા નિર્વિષાદી, અદ્યાનંદ આતમ-પ્રવાદી. ૯૫

ચાલિ.

નામ અનેક વિવેક, વિશારદ પારદ પુણ્ય,
પરમેશ્વર-આજ્ઞાયુત, ગુણ સુવિશુદ્ધ અગણ્ય;
નમિએ શાસન-ભાસન,-પતિ પાવન ઉવજ્ઝાય,
નામ જપતાં જેહનું, નવ વિધિ મંગલ થાય. ૯૬

દુહા.

નિત્ય ઉવજ્ઝાયનું ધ્યાન ધરતાં, પામીએ સુખ નિજ ચિત્ત ગમતાં;
હૃદય દુર્ધ્યાન વ્યંતર ન બાધે, કોઈ વિરૂઓ ન વયરી વિરાધે. ૯૭

ચાલિ.

નમસ્કાર ઉવજ્ઝાયને, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તેહ કૃત્યપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત;
આર્ત ધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ-વાસ,
ભવક્ષય કરતાં સમરતાં, લહિએ સુકૃત-ઉલ્લાસ. ૯૮

## (૫) સાધુ ગુણ વર્ણન.

દુહા.

શિવ પદાલંબ સમરત્થ બાહુ, જેહ છે લોકમાં સવ્વ સાહૂ;
પ્રેમથી તેહનુ શરણુ કીજે, ભેદ નવિ ચિત્ર રીતે ગણીજે. ૯૯

ચાલિ.

કર્મ ભૂમિ પન્નર વર, ભરતૈરવત વિદેહ,
ક્ષેત્રમાં પંકજ નેત્ર જે, સાધુ અમાય નિરેહ;
એક પૂજે સવિ પૂજીઆ, નિંદિઆ નિંદે એક,
સમગુણ ઠાણું રે નાણી, એ પદ સર્વ વિવેક. ૧૦૦

દુહા.

લોક-સન્ના વમી ધર્મ ધારે, મુનિ અલૌકિક સદા દસ પ્રકારે;
લાભ અણુલાભ માનાપમાન, લેખવે લોષ્ટુ કાંચન સમાન. ૧૦૨

ચાલિ.

ખંતી અજ્જવ મદ્દવ, મુત્તી પણુ તસ મર્મ,
તે ઉવયાર વયાર વિવાગ વચન વલિ ધર્મ;
લૌકિક ત્રિણ્ય લોકોત્તર, એ છઈ તે તસ હોઇ,
છઠું ગુણ ઠાણું ભવ અટવી લંઘન જોઇ. ૧૦૨

દુહા.

તપ નિયાણે રહિત તસ અખેદ, શુદ્ધ સંયમ ધરે સત્તર ભેદ,
પંચ આશ્રવ કરણુ ચઉ કષાય, દંડ-ત્રિક-વર્જને શિવ ઉપાય ૧૦૩

ચાલિ.

ગુરૂ સૂત્રાનુજ્ઞાએ, હિત મિત ભાષણુ સત્ય,
પાયચ્છિત-જલે મલગાલન શોચવિ ચિત્ત;

પંખી ઉપમાએ ધર્મોપકરણ જેહ ધરંત,
તેહ અકિંચન ભાવ છે, તેણિં મુનિરાય મહંત. ૧૦૪

દુહા.

બંભમણ વિત્તિતણુ ફરિસરૂવ, સદ્દમણ ત્યજ ઉપ વિચાર રૂવ;
બંભમણ વિત્તિ બંભે જે ભાખી, તે ક્ષયોપશમ ગતિ સૂત્ર દાખી. ૧૦૫

ચાલિ.

બ્રહ્મચારીએ બ્રહ્મ, કહ્યો સઘળો આચાર,
તિહાં મનવૃત્તિ પ્રતિજ્ઞા, ક્ષય ઉપશમ વિસ્તાર;
તે વિણ બંભ અણુત્તર, સુરને નવિ હુએ તંત,
મન વિરોધ પણ શુદ્ધ તે, બંભ કહે ભગવંત. ૧૦૬

દુહા.

એમ દસ ધર્મ પાલે વિચિત્ર, મૂલ ઉત્તર ગુણે મુનિ પવિત્ર;
ભ્રમર પરિ ગોચરી કરીય ભૂંજે, શુદ્ધ સજઝાય અહનિશિ પ્રયુંજે. ૧૦૭

ચાલિ.

ક્લેષ-નાશિની દેશના, દેત ગણે ન પ્રયાસ,
અસંદીન જિમ દ્વીપ તથા, ભવિજન આશ્વાસ;
તરણ તારણ કરુણાપર, જંગમ તીરથ સાર,
ધન ધન સાધુ સુહંકર, ગુણમહિમા-ભંડાર, ૧૦૮

દુહા.

સમઅનાબાધ સુખના ગવેષી, ધર્મમાં થિર હૃદય-હિત-ઉલ્લેખી;
એહવા મુનિનું ઉપમાન નાહિ, દૈત્ય નર સુર સહિત લોક માંહિ. ૧૦૯

ચાલિ.

ષટ વ્રત કાય છ રક્ષક, નિગ્રહે ઇંદ્રિય-લોભ,
ખંતિ ભાવ-વિસોહી, પડિલેહણ થિર શોભ;

અશુભ રોધ શુભ યોગ,-કરણ તપ-શુદ્ધિ જગીશ;
સીતાદિક મરણાંતિક સહે ગુણ સત્તાવીશ. ૧૧૦

દુહા.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
મુનિ મહાનંદ અર્થી સન્યાસી, ભિક્ષુ નિર્ગ્રંથ આતમ-ઉપાસી;
૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪
મુકત માહણ મહાત્મા મહેશી, દાન્ત અવધૂત નિતિ શુદ્ધ-લેશી.૧૧૧

ચાલિ

૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯
શાન્ત વહક વર અશરણ-શરણ મહાવ્રત-ધાર,
૨૦ ૨૧ ૨૨
પાખંડી-અર્થ-ખંડી, દંડવિરત અણગાર;
૨૩ ૨૪ ૨૫ ૨૬ ૨૭ ૨૮
લૂહ અભવ તીરાર્થી, પૂર્ણ મહોદય કામ,
૨૯ ૩૦ ૩૧ ૩૨
અબુદ્ધ-જાગરિકા જાગર, શુદ્ધ અધ્યાતમ-ધામ. ૧૧૨

દુહા.

૩૩ ૩૪ ૩૫ ૩૬ ૩૭
જેષ્ટ સુત જિન તણો ઉર્ધ્વ રેતા, ઉન્મની ભાવ-ભાવક પ્રચેતા;
૩૮ ૩૯ ૪૦ ૪૧ ૪૨ ૪૩
અનુભવી તારક જ્ઞાનવંત, જ્ઞાન-યોગી મહાશય ભદંત. ૧૧૩

ચાલિ.

૪૪ ૪૫ ૪૬ ૪૭
તત્ત્વજ્ઞાની વાચંયમ, ગુપ્તેંદ્રિય મન ગુપ્ત,

૪૮ ૪૯ ૫૦ ૫૧ ૫૨ ૫૩
મોહજયી ૠષિ શિક્ષિત, દીક્ષિત કામ અલુપ્ત;
૫૪ ૫૫ ૫૬ ૫૭ ૫૮ ૫૯
ગોપ્તા ગોપતિ ગોપ, અગોપ્ય અકિંચન ધીર,
૬૦ ૬૧ ૬૨
સર્વ-સહ સમતા-મય, નિઃપ્રતિકર્મ શરીર. ૧૧૪

દુહા.

૬૩ ૬૪ ૬૫ ૬૬ ૬૭ ૬૮ ૬૯
શ્રમણ કૃતિ-દ્રવ્ય પંડિત પુરોગ, અગર અવિષાનનુષ્ટાન રોગ;
૭૦ ૭૧ ૭૨ ૭૩ ૭૪ ૭૫
અમૃત તદ્ધેતુ કિરિયા-વિલાસી, વચન ધર્મ-ક્ષમા શુભ-અભ્યાસી. ૧૧૫

ચાલિ.

૭૫ ૭૬ ૭૭ ૭૮
શુક્લ શુક્લ અભિજાત્ય; અનુત્તર ઉત્તર શર્મ,
૭૯ ૮૦ ૮૧ ૮૨ ૮૩ ૮૪
મગન અતંત્ર અતંદ્રિય, મુદ્રિત કરણ અકર્મ;
૮૫ ૮૬ ૮૭ ૮૮
દીર્ણ માત-સંતીર્ણ, સમાન તે સંખ્ય પ્રધાન,
૮૯ ૯૦
પ્રતિસંખ્યાન-વિચક્ષણ, પ્રત્યાખ્યાન-વિધાન ૧૧૬

દુહા.

નામ ઇત્યાદિ મહિમા-સમુદ્ર, સાધુ અકલંકના છે અમુદ્ર;
સર્વ લોકે જિકે બ્રહ્મચારી, તેહને પ્રણમિએ ગુણ સંભારી. ૧૧૭

ચાલિ.

નમસ્કાર અણુગારને, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તેહ કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત;
આર્ત્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુર્ગતિ વાસ,
ભવખય કરતાં રે સમરતાં, લહિએ સુકૃત–અભ્યાસ. ૧૧૮

દુહા.

પંચ નવકાર એ સુપ્રકાશ, એહથી હોએ સવિ પાપ નાશ;
સકલ મંગલ તણું એહ મૂલ, **સુજસ** વિદ્યા વિવેકાનુકૂલ. ૧૧૯

## નવકાર મંત્રનો મહિમા.

ચાલિ.

શ્રી નવકાર સમો જગિ, મંત્ર ન યંત્ર ન અન્ય,
વિદ્યા નવિ ઔષધ નવિ, એહ જપે તે ધન્ય;
કષ્ટ ટલ્યાં બહુ એહને, જાપે તૂરત કિદ્ધ,
એહના બીજની વિદ્યા, નમિ વિનમીને સિદ્ધ. ૧૨૦

દુહા.

સિદ્ધ ધર્માસ્તિકાયાદિ દ્રવ્ય, તિમજ નવકાર એ ભણે ભવ્ય;
સર્વ શ્રુતમાં વડો એ પ્રમાણ્યો, મહાનિસીથે ભલિ પરિ વખાણ્યો ૧૨૧

ચાલિ.

ગિરિ માંહિ જિમ સુરગિરિ, તરૂમાંહિ જિમ સુરસાલ,
સાર સુગંધમાં ચંદન, નંદન વનમાં વિશાલ;
મૃગમાં મૃગપતિ ખગપતિ, ખગમાં તારા ચંદ્ર,
ગંગ નદીમાં અનંગ સરૂપમાં દેવમાં ઇંદ્ર. ૧૨૨

દૂહા.

જિમ સ્વયંભૂ રમણ ઉદધિમાંહિ,
શ્રી રમણ જિમ સકલ સુભટમાંહિ;
જિમ અધિક નાગ માંહિ નાગરાજ, શબ્દમાં જલદગંભીર ગાજ. ૧૨૩

ચાલિ.

રસમાંહિ જિમ ઇકખુરસ, ફુલમાં જિમ અરવિંદ,
ઔષધ માંહિ સુધા વસુધા–ધવમાં રઘુનંદ;
સત્યવાદીમાં યુધિષ્ઠિર, ધીરમાં ધ્રુવ અવિકંપ,
મંગલમાંહિ જિમ ધર્મ, પરિચ્છદ સુખમાં સંપ. ૧૨૪

દૂહા.

ધર્મમાંહિ દયાધર્મ મોટો, બ્રહ્મવ્રત માંહિ વજ્જર–કછોટો;
દાનમાંહિ અભયદાન રૂડું, તપ માંહિ જે કહેવું ન કુડું. ૧૨૫

ચાલિ.

રતનમાંહિ સારો હીરો, નીરોગી નરમાંહિ,
શીતલ માંહિ ઉસીરો, ધીરો વ્રત–ધરમાંહિ;
તિમ સવિ મંત્રમાં સારો, ભાખ્યો શ્રી નવકાર,
કહ્યા ન જાયેરે એહના, જેહ છે બહુ ઉપકાર. ૧૨૬

દુહા.

તજે એ સાર નવકાર મંત્ર, જે અવર મંત્ર સેવે સ્વતંત્ર;
કર્મ પ્રતિકૂલ બહૂલ સેવે, તેહ સુરતરૂ ત્યજી આપટેવે. ૧૨૭

ચાલિ,

એહને બીજેરે વાસિત, હોયે ઉપાસિત મંત,
બીજો પણિ ફલ દાયક, નાયક છે એ તંત;

અમૃત ઉદધિ ફુસારા, સારા હરત વિકાર,
વિષના તે ગુણ અમૃતનો, પવનનો નહીં રે લગાર. ૧૨૮

દૂહા.

જેહ નિર્બીજ તે મંત્ર જૂઠા, ફલે નહીં સાંહમૂં હુઈ અપુઠા;
જેહ મહામંત્ર નવકાર સાધે, તેહ દોઅ લોક અલવે આરાધે. ૧૨૯

ચાલિ.

રતન તણી જિમ પેટી, ભાર અલ્પ બહુ મૂલ,
ચૌદ પૂરવનું સાર છે, મંત્ર એ તેહને તુલ્લ;
સકલ સમય અભ્યંતર, એ પદ પંચ પ્રમાણ,
મહસુઅ-ખંધ તે જાણો, ચૂલા સહિત સુજાણ. ૧૩૦

દુહા.

પંચ પરમેષ્ઠિ ગુણ ગણ પ્રતીતા, જિન ચિદાનંદ મોજે ઉદીતા;
શ્રી **યશોવિજય** વાચક પ્રણીતા, તેહ એ સાર **પરમેષ્ઠિગીતા**.૧૩૧

**ઇતિ શ્રી પંચ પરમેષ્ઠિ ગુણ વર્ણન ગીતા સમાપ્તા.**

# શ્રી જંબૂસ્વામિ બ્રહ્મગીતા.

( સંવત્ ૧૭૩૮ માં ખંભાતમાં રચેલી )

**દુહા.**

સમરીયે સરસતી વિશ્વમાતા, હોએ કવિરાજ જસ ધ્યાન ધ્યાતા;
કરિય રસ રંગભરિ બ્રહ્મગીતા, વરણવું જંબૂ ગુણ જગવદીતા. ૧

**રાગ ફાગ.**

બ્રહ્મચારી સિરસેહરો, બ્રહ્મ મનોહર જ્ઞાન;
બ્રહ્મવતી માંહિ સુંદર, બ્રહ્મ ધુરંધર ધ્યાન.
મોહ–અબ્રહ્મ-નિવારણ, તારણતરણ જિહાજ,
જંબૂકુમર ગુણ થુણતાં, જનમ કૃતારથ આજ. ૨

**દુહા.**

હોઇ જસ વદનિં શત સહસ જીહા,
આઉખુ વળી અસંખ્યાત દીહા;
તાસ પણિ જંબૂ મુનિ સુગુણ ગાતાં,
પાર નાવે સદા ધ્યાન ધ્યાતાં. ૩

**ફાગ.**

શીલ સલીલ જે પાલે, વાલે ચંચલ ચિત્ત,
આપ–શકિત અજુઆલે, ત્રિહું કાલે સુપવિત્ત;
પાપ પખાલે ટાલે, મોહ મહામદપૂર,
બ્રહ્મરૂપ સંભાલે, તે નિજ સહજ સનૂર. ૪

દુહા.

એહવા જંબૂ મુનિ પુરૂષસિંહ, જેહની કોય લોપે ન લીહ;
ભવતર્યાં શીલ સમ્યકત્વ–તુંબે, સ્ત્રી નદી માંહિ તે કિમ વિલમ્બે ?

ફાગ.

સોહમ–વચણે જાગી, વયરાગી સિરદાર,
સોભાગી વડભાગી, માગી અનુમતિ સાર;
માત પિતા પ્રતિબૂઝવે, આઠ કન્યા ઉપરોધ,
કરણી પરણી તરૂણી, જીપે મન્મથયોધ. ૬

દુહા.

આઠ મદની મહા રાજધાની, આઠ એ મોહ માયા નિશાની;
જગવશીકરણની દિવ્ય વિદ્યા, કામિની જયપતાકા અનિંદ્યા. ૭

ફાગ.

મુખ મટકે જગ મોહે, લટકે લોયણ ચંગ,
નવ યૌવન સોવન વન, ભૂષણ ભૂષિત અંગ;
શૃંગારે નવિ માતી, રાતી રંગ અનંગ,
અલબેલી ગુણવેલી, ચતુર સહેલી સંગ. ૮

દુહા.

જેહને દેખી રવિ ચંદ થંભે, બંભ હરિ હર અચંભે વિલંભે;
કવણનું ધૈર્ય રહે તેહ આગે ? જંબૂની ટેક જગિ એક જાગે. ૯

ફાગ.

આઠ તે ભૂમિ ભયંકર શંકર, કર જિત લેઇ કામ,
શ્રમ કરિ સીખીને સજ થયો, ફિરિ જગિ જય–પરિણામ;
સર્વ મંગલાલિંગિત, દેખી જંબૂ કુમાર,
મૂઝે બૂઝે પંડિત, તિહાં જય ભંગ પ્રકાર. ૧૦

દુહા.

ચાપ જે મયણ કરિ બાણ ન્હાખે,
જંબૂ વર ધૈર્ય સન્નાહ રાખે;
ચાપ દુઇ ખંડ હુઓ ભમુહ ઠામે,
ધૈર્ય પૂજા કુસુમ જંબૂ પામે. ૧૧

ફાગ.

એણી નયનાની વેણી લેઇ, ધાયો તરવારિ,
તે તિહાં થંભી દંભી, સઘલે પામી હારિ;
કાંનિ ઝાલ ઝબૂકે તે, તોલી રહ્યો માનુ ચક્ર,
તેહ સુદર્શન ધારીસ્યું, પણિ ન હુવે વક્ર. ૧૨

દુહા.

નાકિ મોતી તેં બંધૂક બાકિ,
ગોલિકા તે રહ્યો માનું તાકિ;
છૂટિ કરિ જંબૂ ધૈર્ય નાહિ લોપે,
રહે ઢલતી તે આભરણ રૂપે. ૧૩

ફાગ.

દિવ્ય શસ્ત્ર હિવે ફેરવે, જોર માયા અંધકાર,
જેહ માંહિ બંભ પુરંદરનો, પણિ નાહિ કોઈ ચાર;
તત્ત્વ વિચાર ઉદ્યોતને, શસ્ત્રે તે જંબૂકુમાર,
બોધ શકિત કરિ સંવરી, પામ્યા જગિ જયકાર. ૧૪

દુહા.

જાણીયે કામ ઉત્પત્તિ મૂલ, થાઇ સંકલ્પથી તે ત્રિશલ;
જ્ઞાન ધરી જો ન સંકલ્પ કીજે, ઊપજે કામ કહો કૂણ બીજે ? ૧૫

ફાગ.

હુઓ અનંગ તેસારૂરે, જોતો ધરતો અંગ,
બાણ કર્ણ તાઈં તાણીને, નાંખત હોત અભંગ;
'થોથાં કૂટયે સ્યું હોઈ ? જો તૂં ચિત્ત વિકાર,
કાંટે કાંટો કાઢસ્યું ચિત્ત ધરી બ્રહ્મ વિચાર.' ૧૬

દુહા.

ભાવના ઈમ ક્ષમાદિક પ્રપંચી, શસ્ત્ર લીધાં સકલ તાસ ખંચી;
તેણિં ન બલે તે નાઠા કષાય, પડિ અવેલાયે કુણ હોઈ સહાય ? ૧૭

ફાગ.

'તૂં જાણે જિત કાશી, જગવાસી કીયા જેર,
પણિ જિન ભાણની આણમાં, વર્તતો હું છું સેર;'
'અમ્હ સાહમિણી શીતાદિક, અબલાથી પણિ ભગ્ગ,
મુઝસ્યું ઝૂઝસ્યો કિણિપરે ?' ઈમ કહિ નાઠો તે નગ્ગ. ૧૮

દુહા.

સજજ થાતી હુંતિ સદન ફોજ, આઠ કન્યા કથા સુણત મોજ;
જંબૂની અડકથાયે તે ભાજે, જંબૂ જીતે ને કંદર્પ લાજે. ૧૯

ફાગ.

આઠ તે કામિની ઓરડી, ગોરડી ચોરડી ચિત્ત,
મોરડી પરિં મદિં માચતી, નાચતી રાચતી ગીત;

દીઠિં ગલાબઈ છોરડી, બોરડી પાકી જેમ,
જંબૂ કુમાર તે લેખવે, કોરડી દોરડી તેમ. ૨૦

દુહા.

વિશ્વ વશીકરણથી જેહ સબલા, તેહનો નામ કિસિં હોઈ અબલા ?
નામ માલા તણી મામ રાખી, જંબૂ ધૈર્ય તણા સકલ સાખી. ૨૧

ફાગ.

આઠ કન્યાને આપે, તે જનની જનક સમેત,
ચોરી કરવા આવ્યા, તે ચોર ને પ્રભવ સહેત;
એ સવિ દિક્ષા આદરી, વિચરેં ઉગ્ર વિહાર,
જંબૂ તે ચઉદ પૂર્વધર, હુઆ સોહમ-પટ્ટધાર. ૨૨

દુહા.

વર્ષ અતિક્રમે અનુત્તર વિમાની, સુર અધિક સુખ લહે બ્રહ્મજ્ઞાની;
તે હુઆ શુકલ શુકલાભિજાતિ,આત્મરતિં આત્મધૃતિ કર્મઘાતી.૨૩

ફાગ.

બ્રહ્મરૂપ નિરૂપાધિક, આત્મજ્ઞાન તે યોગ,
ઇન્દ્રજાલ સમ સઘલા, પુદ્ગલના સંયોગ;
ઉપાદાન પુદ્ગલથી, પુદ્ગલ ઉપચય હોઇ,
કર્તા નહિ તિહાં આતમા, નિશ્ચય સાખી સોઇ. ૨૪

દુહા.

એહ અધ્યાત્મ તે મોક્ષ પંથ, એહમાં જે રહ્યા તે નિર્ગ્રંથ;
એહ અંતકરણે હોઇ શુદ્ધિ બીજેં,વિહિત કિરિયા તે તસ હેતિં કીજે.૨૫

ફાગ.

નય દોઇ યુકિત જોતાં, કિરિયા જ્ઞાનની વ્યક્તિ,
સાધન ફલતાં દોઈમાં, દો સાધન શકિત;

આણા વિણા આચાર માંહિ, આણે અનાચાર,
જંબૂ પ્રતે ઇમ સોહમ, કહે અંગ આચાર. ૨૬

દુહા.

જ્ઞાન કિરિયા તણા ઈમ અભ્યાસી, હુઈ ચિદાનન્દ લીલા વિલાસી;
સ્થાન વર્ણાર્થ આલમ્બ અન્ય, યોગ પાંચે હુઆ જંબૂ ધન્ય. ૨૭

વેલિ.

ઇચ્છા પ્રવૃત્તિને થિર વલી, સિદ્ધિ એ ભેદ છે ચાર,
પ્રીતિ ભક્તિ ને વચન અસંગ તિહાં સુવિચાર;
સકલ યોગ એ સેવી પામી કેવલ-નાણુ,
મુગતે પુહતા તેહનુ, નામ જપે સુવિહાણુ. ૨૮

દુહા.

ખંભ નગરે થુણ્યા ચિત્તિ હર્ષે,
જંબૂ વસુ ભુવન મુનિ ચંદ વર્ષે;
શ્રી નયવિજય બુધ સુગુરૂ સીસ,
કહે અધિક પૂરયો મન જગીસ. ૨૯

ઇતિ શ્રી યશોવિજય વિરચિત જંબૂસ્વામિ
બ્રહ્મગીતા સમાપ્ત

## શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય કૃત

## સમ્યકત્વનાં ષટ્સ્થાન-સ્વરૂપની ચોપાઇ.

દુહા

વીતરાગ પ્રણમી કરી, સમરી સરસતિ માત;
કહિશું ભવિ-હિત-કારણે, સમકિતના અવદાત. ૧
દર્શન મોહ વિનાશથી, જે નિરમલ ગુણઠાણ;
તે સમકિત તસુ જાણિયેં, સંખેપે ષટ ઠાણ. ૨

ગાથા

अत्थि जीओ तह णिच्चो, कत्ता भुत्ता य पुण्णपावाणं ।
अत्थि धुवं निव्वाणं, तस्सोवाओ अ छ ठाणा ॥ ३

ચોપાઈ

સમકિત થાનકથી વિપરીત, મિથ્યાવાદી અતિ અવિનીત;
તેહના બોલ[1] સવે જૂજૂઆ, જિહાં જોઇયે તિહાં ઉંડા કૂઆ. ૪

### નાસ્તિકવાદ.

પહિલો નાસ્તિક ભાખે શૂન્ન, જીવ શરીરથકી નહીં ભિન્ન;
×મદ્ય અંગથી મદિરા જેમ, પંચ ભૂતથી ચેતન તેમ. ૫

૧ ભાવ.

× यथा मद्यांगेन मद्यशक्ति उत्पद्यते तथा पृथिव्यपतेजो-वाय्वाकाशानां पञ्चभूतानां एकत्रमिलने चेतना नाम कश्चन पदार्थः समुत्पद्यते । तथा पंचभूत-विलये तस्यापि विलयः इति नास्तिकानां मतः ॥

માંખણુ ઘૃત જિમ તિલથી તેલ, અગનિ અરણિથી તરૂથી વેલ;
જિમ પડિઆર થકી તરવાર, અલગો તો દાખો ઇણિવાર. ૬

જિમ =જલથી પંપોટા થાય, ઊફણતાં તેહ માંહિ સમાય;
થભાદિક જિમ ક્ષિતિ પરિણામ, તિમ ચેતન તનુગુણ વિશ્રામ ૭

×નહિ પરલોક ન પુણ્ય ન પાપ, =પામ્યું તે સુખ વિલસો આપ;
વૃક પદની પરે ભય દાખવે, કપટી તપ જપની મતિ ઠવે. ૮

એહવા પાપી ભાખે આલ, બાંધે કરમતણાં બહુ જાલ;
આતમ સત્તા તેહને હવે, જુગતિ કરી સદ્ગુરૂ દાખવે. ૯

જ્ઞાનાદિક ગુણ અનુભવસિદ્ધ, તેહનો આશ્રય જીવ પ્રસિદ્ધ;
પંચ ભૂત ગુણ તેહને કહો, ઇંદ્રિયગ્રાહ્ય ન કિમ સદ્દહો ? ૧૦

તનુ છેદે તે નવિ છેદાય, તનુવૃદ્ધે નવિ વધતા થાય;
ઉપાદાન જ્ઞાનાદિકતણો, તેહથી જીવ ×અલાધો ઘણો. ૧૧

= मुद्रा प्रतिबिंबोदय न्यायेन जलबुद्बुदन्यायेन पंचभूत ज्ञानं समुत्पद्यते पर जीव पदार्थो नेति ।

× एतावानेव लोकोयं । यावानिंद्रियगोचरः ॥
भद्रे वृकपदं पश्य यद्वदन्त्यबहुश्रुता ॥ १

को जानाति परलोकोऽस्ति वा नास्ति । व्याघ्रपदं भूमौ लिखितंऽलीक :

= पिबखाद च चारुलोचने, यदतीं..... मात्रमिदं कलेवरं १ इति लोकायतिका वदंति ॥

× ज्ञानादिक गुणथी जूदो छे ॥

પ્રજ્ઞાદિક થિતિ સરિખી નહીં, યુગલ જાતિ નરને પણ સહી;
તો કિમ તે કાયા પરિણામ? જુઓ તેહમાં આતમરામ. ૧૨

રૂપી પણ નવિ દીસે વાત, લક્ષણથી લહિયે અવદાત,
તો કિમ દીશે જીવ અરૂપ? તેતો કેવલ જ્ઞાન-સરૂપ. ૧૩

બાલકને સ્તન-પાન-પ્રવૃત્તિ, પૂરવ ભવ વાસના નિમિત્તિ;
એ જાણો પરલોક પ્રમાણ, કુણ જાણે અણદીઠું ઠાણ? ૧૪

એક સુખિયા એક દુખિયા હોય, પુણ્ય પાપ વિલસિત તે જોય.
કરમ-ચેતનાનો એ ભાવ, ઉપલાદિક પરે એ ન સ્વભાવ. ૧૫

નિઃફલ નહીં મહાજન-યત્ન,[1] કોડી કાજ કુણ વેચે રત્ન?
કષ્ટ સહે તે ઘરમારથી, સાનો મુનિજન પરમારથી, ૧૬

=આતમ સત્તા ઈમ સદ્દહો, નાસ્તિકવાદે મન મત દહો;
નિત્ય આતમા હવે વર્ણવું, ખંડી બૌદ્ધતણું મત નવું. ૧૭

નાસ્તિક વાદી મત : ॥

## બૌદ્ધમત.

તેહ કહે 'ક્ષણ-સંતતિરૂપ, જ્ઞાન આતમા અતિહી અનૂપ;
નિત્ય હોય તો વાધે નેહ, બંધન કર્મ તણો નહીં છેહ. ૧૮

સર્વભાવ ક્ષણનાશી સર્ગ, આદિ અંત જો એક નિસર્ગ;
ક્ષણિક વાસના દિયે વૈરાગ, સુગતજ્ઞાન ભાખે વડભાગ ૧૯

૧ એટલે ચરણકરણાદિ.

= ज्ञानगुणवान् आत्मा इत्यंगीकर्त्तव्यं । पंचभूतस्य गुणे××गुण : इति तेषामाशय : नास्तिकानां ॥ यत् सत् तत् क्षणिकं इति

રાગાદિક વાસના અપાર, વાસિત ચિત્ત કહ્યો સંસાર,×
ચિત્ત ધારા રાગાદિક હીન, મોક્ષ કહે જ્ઞાની પરવીન.' ૨૦

એહ બૌદ્ધનું મત વિપરીત, બંધ મોક્ષ ન ઘટે ક્ષણચિત્ત;
માનો અનુગત જો વાસના, દ્રવ્ય નિત્ય તેહજ શુભ મના. ૨૧

સરિખા ક્ષણનો જે આરંભ, તેહ વાસના મ્હોટો દંભ;
બંધ મોક્ષ ક્ષણ સરિખા નહીં, શકિત એક નવિ જાયે કહી. ૨૨

ઉપાદાન અનુપાદાનતા, *જો નવિ ભિન્ન કરે ક્ષણ છતા;
પૂર્વ અપર પર્યાયે ભેદ, તો નવિ દ્રવ્ય લહે ત્યજી ખેદ. ૨૩

જો ક્ષણ નાશ તણો તુજ ધંધ, તો હિંસાથી કુણને બંધ?
વિસદૃશ ક્ષણનું જેહ નિમિત્ત, હિંસક તો તુજ મન અપવિત્ત. ૨૪

સમલચિત્ત ક્ષણ હિંસા યદા, કાયયોગ કારય નહિ તદા;
×અનુમંતા તે હંતા એક, તુજવિણ કુણ ભાખે સવિવેક? ૨૫

ખલપિંડીને માણસ જાણિ, પંચે તેહને ગુણની હાણિ;
નરને ખલ જાણે નવિ દોષ, કહિયો બુધને તેહથી પોષ. ૨૬

× रागादिक वासना एव संसार' रा × × वीमुक्ति : इति वौद्धा वदन्ति ॥ રાગાદિ=કુવાસના ત્યજતિ તદા સંસારોચ્છેદ :

× × × विलक्षणो भवति चेत् तस्य रागोत्पत्ति तस्यात् रागोत्पत्तौ कर्मबंध : तत : संसारोत्पत्ति : ।

* ऽनुपादानभिन्नो : उपादानलक्षणभिन्ने

× હિંસા ક્ષણની કાયા ભિન્ન ॥ તિહ્વારે હિંસાનોઽનુમંતા ને હંતા એકજ:

સંઘ ભગતિ અજમાસે કરો, દોષ નહીં તિહાં ઈમ ઉચ્ચરો;
એ મહોટું છે તુમ અજ્ઞાન, જોજો બીજું અંગ પ્રધાન ૨૭
હણિયે જે પરયાય અશેષ, દુઃખ ઊપાઈવું ને સંક્લેશ;
એહ ત્રિવિધ હિંસા જિન કથી, પરશાસને ન ઘટે મૂલથી. ૨૮
નિશ્ચયથી સાધે ક્ષણભંગ, તો ન રહે વ્યવહારે રંગ;
નવ સાધે ને ત્રૂટે તેર, ઐસી બૌદ્ધ તણી નવ[1] મેર.[2] ૨૯
નિત્યપણાથી નહિ ધ્રુવ રાગ, સમભાવે તેહનો નવિ લાગ;
÷નિત્યપણે ફલહેતુ સંબંધ, નહિતો ચાલે અંધોઅંધ, ૩૦
રયણ તણી પરે થાયે વિશુદ્ધ, નિત્ય આતમા કેવલ બુદ્ધ;
રાગ વિના નવિ §પ્રથમ પ્રવૃત્તિ, તો કિમ ઉત્તર હોય નિવૃત્તિ ? ૩૧
છાંડીજે ભવબીજ અનંત, જ્ઞાન અનંત લહીજે તંત;
પણ નવિ ઓછો ×અધિકો ભાવ, નિત્ય આતમા મુક્ત સ્વભાવ. ૩૨
ઘન વિગમે જિમ સૂરજ ચંદ, દોષ ટલે ×મુનિ હોય અમંદ;
મુગતિ દશા થિર દર્શને ઘટે, તે મેલી કુણ ભવમાં અટે ? ૩૩

इति बौद्धमत—अनित्यवादी मतः ॥

## અકર્તા—અભોક્તાવાદ

નિત્ય =આતમા માનો એમ, યોગ માર્ગમાં પામો ખેમ;
કરતા ભોકતા ભાખું હવે, તે ન રૂચે જે જૂઠું લવે. ૩૪

૧ નય ૨ મેર એટલે મર્યાદા.

÷ आत्माने नित्य मानिये तो फळना कारणनो संबंध घटे :

§ प्रथमं...तरं विराग. रागेन विना धर्मे प्रवृत्ति ने स्यात् ॥

× आत्मा ओछो अधिको न थाइ ॥

× मन्यते त्रिकालावस्था स्थिति मुनिः ॥

= आत्मा नित्यो भवति चेत् मुक्ति घटते क्षणभं...

એક વેદાંતી બીજો સાંખ્ય, કહે કર્તા ભોક્તા× નહિ મુખ્ય;
પ્રથમ કહે દૃગ્ માત્ર પ્રમાણ, તાસ ઉપાધિભેદ મંડાણ. ૩૫

માયાદિક મિશ્રિત ઉપચાર, જ્ઞાન અજ્ઞાન ગ્રંથી સંસાર;
દૃશ્યપણે મિથ્યા પરપંચ, સઘલો જિમ સુહણાનો સંચ ૩૬

જિમ = કટકાદિ–વિકારેં હેમ, સત્ય બ્રહ્મ જગજાલેં તેમ;
જે પરિણામી તેહ અસંત, અપરિણામ મત કહે વેદંત. ૩૭

જિમ તાતાદિક અછતા કહ્યા શ્રુતિ સુપુપ્તેં + બુદ્ધે સદ્દહ્યા;
તિમ જ્ઞાને અછતું બ્રહ્માંડ, અહિજ્ઞાનેં નાસે અહિદંડ. ૩૮

અધિષ્ઠાન જે ભવ ભ્રમતણું, તેહજ = બ્રહ્મ હું સાચું ગણું;
તેહને નહીં કરમનો લેપ, હોય તો ન ટલે કરતાં ખેપ. ૩૯

જે અનાદિ અજ્ઞાન સંયોગ, તેહનો કહિયેં ન હોય વિયોગ;
ભાવ અનાદિ અનંતજ દિઠ, ચેતન પરેં વિપરીત અનિઠ. ૪૦

× आत्मा कर्त्ता भोक्ता नास्ति इति ते वदंति। वेदांती.

= सुवर्णनो कटक पणि हेमज कहु ते सुवर्णनो विकार मणि सत्य ते सुवर्ण.

+ सुप्तवस्थायां निद्रायांऽवस्थाद्वयं एकासुप्तस्य सुषुप्तानां मनः पुरीतत्या प्रवि स्वप्नावस्था द्वितीया स्वप्नावस्था सुषुप्तानां मनः पुरी तति प्रविशन्ति इति श्रुतिः वेदे एकापुरी ततीनाम अनादि वर्त्तते तत्र मनः प्रविशति सर्वथैव सुप्त इत्यर्थः तथा परब्रह्म एव सत्यः जगत् स्वप्नोपमं.

= यस्य परावर्तः तद् वस्तुऽसत् यस्य परावर्त्तो न तद् सत् ब्रह्म इति वेदांतिनः ॥

*કાચ-ઘરે જેમ ભૂંકે શ્વાન, પડે સિંહ જલબિંબ નિદાન;
જિમ કોલિક જાલે ગુંથાય, અજ્ઞાને નિજબંધન થાય. ૪૧
ઇમ અજ્ઞાને બાંધી મહી, ચેતન કર્ત્તા તેહનો નહીં;
ગલ ચામીકરને દૃષ્ટાંત, ધરમ પ્રવૃત્તિ જિહાં લગે ભ્રાંત. ૪૨
ભ્રાતિ મિટયે ચિન્માત્ર અગાધ, કર્ત્તા નહિ પણ સાખી સાધ;
વ્યવહારે કર્ત્તા તે હોઉ, પરમારથે નવિ બાંધ્યો કોઉ. ૪૩
અભિધાન યોજન કૈવલ્ય, ગુણ પામે શ્રુતિ કહે નિસલ્ય;
પરમારથ વ્યવહાર અભ્યાસ, ભાસનશકિત ટલે સવિ તાસ. ૪૪
જીવનમુકત લહ્યો નિજ ધામ, તેહને કરણીનું નહિ કામ;
જિહાં અવિદ્યા કરણી તિહાં, વીસામો છે વિદ્યા જિહાં. ૪૫
વિધિ નિષેધ જ્ઞાનીને નહી, પ્રારબ્ધે કિરિયા તસ કહી;
અવર કહિએ નહિ તાસ અદૃષ્ટ, જીવન કારણ અન્ય અદૃષ્ટ. ૪૬
કરે ન ભુંજે ઇમ આતમા, વેદાંતે બોલે મહાતમા;
સાંખ્ય કહે પ્રકૃતિ સવિ કરે, ચેતનરૂપ બુદ્ધિ માંહે ધરે. ૪૭
જિમ દરપણ મુખ લાલિમ તાસ, બિંબ ચલનનો હોઈ ઉલ્લાસ;
વિષય પુરુષ ઉપરાગ નિવેશ, તિમ બુદ્ધિ વ્યાપારાવેશ. ૪૮
જાણું હું એ કરણી કરૂં, એ ત્રિહું અંશે માને ખરૂં;
પણ તે સરવ ભરમની જાતિ, જાણે શુદ્ધ વિવેકહ ખ્યાતિ. ૪૯
=પ્રકૃતિ ધર્મ હિત અહિત આચાર, *ચેતનના કહે તે ઉપચાર;
વિજય પરાજય જિમ ભટતણા, નરપતિને કહિએ અતિઘણા. ૫૦

* અજ્ઞાનરૂપ જાલેऽऽत्मा × × कोलिक.
= करै प्रकृति भोगवै जीव ते उपचार कहीए ॥
* उपचारथी जीवने कर्त्ता नही परमार्थथी प्रकृति कर्त्री ॥

*પ્રકૃતિ કરે નવિ ચેતન ક્લીવ, પ્રતિબિંબ તે ભુંજે જીવ;
પંચવીશમું તત્ત્વ અગમ્ય, છે કૂટસ્થ સદા શિવ રમ્ય. ૫૧

×આપ વિલાસ પ્રકૃતિ દાખવી, વિરમે જિમ જગિ નટુઈ નવી;
પ્રકૃતિ વિકાર વિલય તે મુક્તિ, નિર્ગુણ ચેતન થાપિં યુકિત. ૫૨

પંથી લૂંટયા દેખી ગૂઢ, કહે 'પંથ લૂંટાણો' મૂઢ;
પ્રકૃતિ ક્રિયા દેખી જીવનેં, અવિવેકી તિમ માનેં મનેં. ૫૩

*મૂલ પ્રકૃતિ અવિકૃતિ[1] વિખ્યાત, પ્રકૃતિ વિકૃતિ મહદાદિક સાત;
ગણ ષોડશક[2] વિકારી કહ્યો, પ્રકૃતિ ન વિકૃતિ ન ચેતન લહ્યો. ૫૪

* जीव प्रकृति पणि नहिं विकृति पणि नहीं ऽकिंचित्कर: इति तेषां मत.

× प्रकृतिना विकारनो ऽपरामते मुक्ति......

* मूलप्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृति......ऽशकश्च विकारः न प्रकृति नं विकृतिः पुरुषःजीव १ इति तेषां शास्त्रे उक्तत्वात् ॥ तथा।प्रकृतिः महान् ऽहंकार ...र्यंतःकरणचतुष्टयं पचतन्मात्राणि(शव्दस्पर्शरुपरसगंधा पंचवुद्धीन्द्रियाणि। त्वक् चक्षूपी नासिका श्रोत्र जिह्वा। पंचकर्मेंद्रिया। हस्त(पाद-पायूप) स्थ, वाचः। पंचतन्मात्राणि। चलनं,...हण, विसर्जनां ऽथ पंचभूतानि। पृथिव्यपतेजोवायु आकाशं। इत्याख्यानि चतु......पंचविंशतितर: पुरुषो जीवः ते प्र...हतां सत्वरजस्तमसां साम्यावस्था प्रकृतिः। सा नित्या तस्या विकृतिर्नास्ति ऽन्येषां तत्त्वानां विकारोऽस्ति। इति सांख्यमते २५ तत्त्वानि ज्ञेयानि ॥

૧ નવિ વિકૃતિ. ૨ ષોડશ.

એ બિહુને[1] સાધારણ દોષ, ન કરે તો કિમ બંધન મોખ; ?
મન બંધાએં છૂટે જીવ, એતો યુગતું નહી અતીવ. ૫૫

પરમારથે નવિ બંધન મોખ, ઉપચારે જો કરસો તોષ;
મોક્ષશાસ્ત્ર તો તુહ્મ સવિ વૃથા, જેહ માંહિ નહી પરમારથકથા. ૫૬

પ્રકૃતિ અવિદ્યા નાસેં કરી, પહિલી આત્મદશા જો ફરી;
તો કૂટસ્થપણું તુહ્મ ગયું, નહિતો કહો શું અધિકું થયું ? ૫૭

માયા નાશન અધિકો ભાવ, શુદ્ધ રૂપતો પ્રથમ સભાવ;
રત્નાદિકમાં શુદ્ધિ અશુદ્ધિ, જો કહો તો ઇહાં શી કુબુદ્ધિ ? ૫૮

રતન શોધ જિમ શતપુટ ખાર, તિમ આતમ શોધક વ્યવહાર;
ગુણધારાએં અખિલ પ્રમાણ, જિમ ભાખે દાસૂર સુજાણ. ૫૯

સતુષપણું જિમ તંદુલ તણું, શ્યામપણું ત્રાંબાનું ઘણું;
ક્રિયાવિના નવિ નાસે પુત્ર, જાણિ પુરૂષ તિમ મલ અપવિત્ર. ૬૦

+ એતો શુદ્ધાશુદ્ધ સ્વભાવ, કહિએં તો સવિ ફાવે દાવ;
કાલ ભેદથી નહીં વિરોધ, સઘટ[2] વિઘટ જિમ ભુતલ બોધ. ૬૧

કેવલ શુદ્ધ કહી શ્રુતિ જેહ, નિશ્ચયથી નહિ તિહાં સંદેહ;
તે નિમિત્ત કારણ નવિ સહે, ચેતન નિજગુણ કર્ત્તા કહે. ૬૨

ચેતન કર્મ નિમિત્તેં જેહ, લાગે તેલેં જિમ રજ દેહ;
કરમ તાસ કર્ત્તા સદ્દહે, નય વ્યવહાર પરંપર ગ્રહે. ૬૩

બીજ અંકુર ન્યાયે એ ધાર, છે અનાદિ પણ આવે પાર;
મુગતિ સાદિ ને જેમ અનંત, તિમ ભવ્યત્વ અનાદિ સ–અંત. ૬૪

+ इदं भूतले घटोऽस्ति इह भूतले घटो नास्ति भूतले...
૧=વેદાંત અને સાંખ્ય     ૨ સઘલ.

